( વડોદરા રાજ્યમા ઈનામ તથા લાયબ્રેરીને માટે મન્જુર )

# कर्त्तव्य-कौमुदी

## प्रथम ग्रंथ.

[ ખંડ ૧--૨--૩ ]


रचयिता

शतावधानी पंडित मुनिराज

श्री रत्नचन्द्रजी.


कर्त्तव्यमेव कर्त्तव्यं प्राणै: कण्ठगतैरपि ।
अकर्त्तव्यं न कर्त्तव्यं प्राणै: कण्ठगतैरपि ॥


વિવેચક તથા પ્રકાશક

ચુનીલાલ વર્ધમાન શાહ

વઢવાણનિવાસી.

સારગપુર, તળીયાની પોળ, અમદાવાદ

સુધારાવધારા સાથે દ્વિતીય આવૃત્તિ પ્રત ૧૦૦૦

વીર સંવત્ ૨૪૪૧ વિ સ ૧૯૭૨ ઈ સ ૧૯૧૫

અમદાવાદ:

ધી 'ડાયમંડ જ્યુબિલી' પ્રિન્ટીંગ પ્રેસમા

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યુ

મૂલ્ય રૂા. ૦-૮-૦

# અર્પણ.

---

સ્વર્ગવાસી શેઠ ચત્રભુજ મોહનજી

( ચોરવાડનિવાસી )

મુ. સીકંદ્રાબાદ.

( હરિગીત )

જેણે જીવનચર્યા વિષે
નિજ ધર્મ પ્રતિ પ્રીતિ ધરી,
જેણે પીડિત જગજીવ પ્રતિ
મનમાંહિ અનુકંપા ભરી,
જે ઇચ્છતા આવું–
મનુજ-કર્ત્તવ્ય કેરૂં દર્પણ,
તે દિવ્ય ધામનિવાસી
ને નર સુજ્ઞને આ અર્પણ !



સ્વ૦ શેઠ ચત્રભુજ મોહનજી

ચોરવાડ નિવાસી.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ

# પ્રસ્તાવના.

---

## ( દ્વિતીય આવૃત્તિ )

આ પુસ્તક પ્રતિની જનસમાજની વધતી જતી અભિરૂચિને લીધે પહેલી આવૃત્તિ બહાર પડ્યા પછી ટૂંક સમયમાં બીજી આવૃત્તિ બહાર પાડવાનો શુભ પ્રસંગ ઉપલબ્ધ થયો છે. આ આવૃત્તિમાં મૂળ શ્લોકોમાં કેટલેક સ્થળે સુધારો કરવામાં આવ્યો છે, તદુપરાંત વિવેચનના તેમજ કેટલાક પ્રસંગો સમજાવવાને દૃષ્ટાંતોના સુધારા–વધારા તરફ ખાસ લક્ષ આપી જનસમાજને તે વિશેષ ઉપયોગી થાય તેવો પ્રયત્ન કર્યો છે. આ સર્વ પ્રયત્ન કરવાનો ઉત્સાહ જનસમાજે જ પુસ્તકના આદરદ્વારા સ્ફુરાવ્યો છે. વિશેષમા સુપ્રસિદ્ધ વડોદરા રાજ્યના કેળવણીખાતાએ પણ આ પુસ્તકને શાળાઓમા ઇનામ તથા લાયબ્રેરીને માટે મંજુર કરી ઉત્તેજન આપ્યું છે તથા સંસ્કૃત, ગુજરાતી અને હિંદી ભાષાના કેટલાક જાણીતા વિદ્વાનોએ તેને માટે ઉચ્ચ અભિપ્રાય વ્યક્ત કર્યો છે.

પ્રથમ આવૃત્તિની પેઠે આ આવૃત્તિને પણ પડતર કરતાં ઓછી કીંમતે વેચવાનો પ્રકાશકનો ઇરાદો હતો જેને કેટલાક સુજ્ઞ ભાઇઓ તથા બ્હેનોએ આર્થિક સાહાય્યવડે પૂર્ણ કર્યો છે. તેઓનાં તથા અગાઉથી ગ્રાહક થનારાઓના નામ પુસ્તકને અંતે પ્રસિદ્ધ કરવામા આવ્યા છે, જેઓનો આ સ્થળે આભાર માનવો જોઇએ. આ આવૃત્તિના સબંધમાં કશુ વિશેષ કથન કરવાનુ રહેતું નથી.

**અમદાવાદ.**     લી૦

દીવાળી, સં. ૧૯૭૧.     **ચુનીલાલ વર્ધમાન શાહ.**

## ( પ્રથમ આવૃત્તિ )

હું મને કૃતાર્થ માનું છું કે શતાવધાની પંડિત મુનિરાજ શ્રી રત્નચંદ્રજી સ્વામીના એક ઉત્તમ ગ્રંથ ઉપર વિવેચન લખવાનો સુઅવસર મને પ્રાપ્ત

થયો છે. સંવત્ ૧૯૬૯ નું ચાતુર્માસ પાલણપુર મુકામે કરવા જતાં મહા-રાજ શ્રી ગુલાબચંદ્રજી તથા પંડિત મુનિરાજ શ્રી રત્નચંદ્રજી વગેરે મુનિમંડળ અમદાવાદમાં થોડોએક વખત રોકાયુ હતું, તે વખતે મુનિશ્રી રત્નચંદ્રજીની પાસે 'કર્તવ્ય–કૌમુદી' ના કેટલાએક શ્લોકો લખેલા મારા જોવામાં આવ્યા હતા અને તેમની સંસ્કૃત પદ્યરચના તથા બોધક શૈલી ઉભય મને આકર્ષ-ણીય લાગ્યા હતા. આ શ્લોકો વાંચવાની તથા વિચારવાની તક મને મળી હતી, અને તે વખતે સો–સવાસો શ્લોકો જ તૈયાર થએલા હતા, તોપણ તેટલા-પરથી મને જણાયુ હતું કે એ શ્લોકો છપાવીને પ્રસિદ્ધ કરવામા આવે તો અનેક જિજ્ઞાસુઓ તેમાંના બોધામૃતનુ પાન કરીને કૃતાર્થ થાય. સામાન્ય જનસમાજને માટે સંસ્કૃત ભાષામાં લખાએલા છંદો સમજવામા ક્લિષ્ટતા મનાય છે, પરન્તુ એ ભાષામાં રહેલા કેટલાક વિશેષ ગુણોને લીધે સંસ્કૃત સાહિત્યના મહાન્ અભ્યાસી મુનિ તે ભાષામા જ પોતાની ગ્રંથરચના કર-વાને પ્રેરાય એ સ્વાભાવિક છે. એ ભાષાની મધુરતા તથા કર્ણપ્રિયતા સર્વ-વિદિત છે. સંસ્કૃતનો અભ્યાસ આધુનિક યુવક વર્ગમા અંગ્રેજી ભાષાના અભ્યાસની સાથે પુનર્જીવન પામતો જોવાય છે. વળી ઉપદેશકોને સંસ્કૃત પદ્યો મુખપાઠ કરીને તે ઉપર સ્વમતિઅનુસાર વિવેચન કરીને લોકોને ઉપ-દેશવામા ઠીક સગવડ પડે છે. સંસ્કૃત ભાષા 'મૃતભાષા' લેખાય છે, કારણકે એ ભાષા અત્યારે કોઇ પણ દેશની લોકભાષા નથી; પરન્તુ પાશ્ચાત્ય દેશોના વિદ્વાનો પણ એ ભાષાના અભ્યાસમા મોટી સંખ્યામાં જોડાવા લાગ્યા છે તે પરથી સંસ્કૃત ભાષાનુ વિશિષ્ટત્વ મૃતાવસ્થામાંથી સજીવાવસ્થામા આવતું જાય છે, એટલુ જ નહિ પણ એ ભાષાના થોડા શબ્દોમા ઘણા વિસ્તૃત અર્થનો સમાવેશ કરી શકાય છે તેથી એ ભાષા વિદ્વજ્જનોનાં હૃદયોનુ વિશેષ આકર્ષણ કરી રહી છે. પ્રાચીન સમયમાં સંસ્કૃત ભાષામાં રચાએલા સાહિ-ત્યનો આપણો ભંડાર અમૂલ્ય છે, પરન્તુ એ જ સંકલના જો ચાલુ રાખ-વામાં ન આવે અને એ ભાષામા લખાએલા નવીન સાહિત્યનો તેમાં ઉમેરો કરવામા ન આવે તો સંસ્કૃત ભાષાપરની ભારતવર્ષીય પ્રજાની અતુલ પ્રીતિના ઇતિહાસમાં ત્રુટી જણાઇ આવવાનો સંભવ છે. આ કારણથી આ-

ધુનિક સમયમાં પણ સંસ્કૃત ભાષાનું સાહિત્ય દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતું રહે એ અનેક દૃષ્ટિથી જોતાં આદરણીય જણાય છે. આ ગ્રંથની ઉપયોગિતા તે જ ક્ષણે મારા જોવામાં આવી હતી, પરન્તુ જ્યાંસુધી તે સંસ્કૃત શ્લોકોનો અર્થ કરવામાં ન આવે ત્યાસુધી તે સામાન્ય જનવર્ગને ઉપયોગી થાય તેમ નહોતું. અર્થ કરવામા આવે છતાં પણ તે પ્રત્યેક શ્લોકના રહસ્યને સંપૂર્ણત વ્યક્ત કરનારો થઈ પડે તેમ મને ન જણાયું અને તેથી પ્રત્યેક શ્લોક ઉપર વિસ્તૃત વિવેચનની આવશ્યકતા જણાવા લાગી. મૂળ શ્લોકો ઉપર સ્પષ્ટ ભાવાર્થ મુનિ શ્રી લખી આપે તો વિવેચન મારે લખવુ, એ મારી ઇચ્છાને અનુમોદન આપી, ગ્રંથ પૂર્ણ કરી, ભાવાર્થ સાથે તે ગ્રંથ મુનિશ્રીએ મારા ઉપર મોકલાવ્યો, ત્યારે વિવેચન લખવાનું મેં શરૂ કર્યું. નમૂના તરીકે થોડા-એક શ્લોકો ઉપર મેં વિવેચન લખી જોયુ પણ તે ઉપરથી મને પોતાને પણ સંતોષ થયો નહિ. મને નિરાશ થતો અટકાવીને મુનિશ્રીએ વિવેચનની કેટલીએક રૂપરેખાઓ, શૈલી, દૃષ્ટાંતોની અગત્ય વગેરે સમજાવ્યું અને પછી તે ઉપર મેં જે વિવેચન લખ્યું તે આજે વાચક વર્ગની સમક્ષ રજુ થાય છે.

"કર્ત્તવ્ય–કૌમુદી" એક સર્વસામાન્ય અને નીતિબોધક ગ્રંથ છે. તેમાં કોઇ ચોક્કસ ધર્મના સિદ્ધાંતોનુ જ દિગ્દર્શન કરેલું નથી અને તેથી તેપરનું વિવેચન પણ મેં સર્વ ધર્મગ્રંથોને અનુસરીને–તેમાંનાં અનેક બોધવચનોને ગ્રહણ કરીને લખ્યું છે. કોઈ સ્થળે જ્યાં લાંબા વિવેચનની અગત્ય જણાઇ નથી ત્યાં ભાવાર્થ તથા વિવેચનનો ટુંકમાં સમાવેશ કરી દેવામાં આવ્યો છે અને જ્યાં શંકાઓ ઉપસ્થિત થવાનો સંભવ જણાયો છે ત્યાં તેવી શંકાઓ દર્શાવીને તેનું વિસ્તારપૂર્વક સમાધાન પણ કરવામાં આવ્યું છે. ગ્રંથકાર એક જૈન મુનિ છે અને વિવેચક પણ જૈન છે, એટલે અનેક સ્થળે વિવેચન તથા દૃષ્ટાંત વગેરેમાં જૈન છાયા દૃષ્ટિગોચર થશે, તથાપિ વસ્તુતઃ આ એક સર્વજનોપયોગી સુબોધક ગ્રંથ છે અને તેથી તે સૌ કોઈ ને એકસરખી રીતે આદરણીય જણાયા વિના રહેશે નહિ. બની શક્યું ત્યાંસુધી ગ્રંથકારના મૂળ શ્લોકના આશયને અનુસરીને જ વિવેચન લખવામાં આવ્યું છે, તોપણ કોઈ સ્થળે કાંઈ ખામી કે ન્યૂનતા દેખાય તો તે વિવેચકની જ ખામી સમજ-

વાની છે: જે કાંઇ ખૂબી જણાય તે મૂળમાં ગ્રંથકારે દોરી આપેલી રૂપરેખાઓ ઉપર કલમ ચલાવનારની નથી પણ મૂળ ગ્રંથકારની જ છે.

જૈન વર્ગમાં મુનિઓએ ઉપદેશ આપવાના સંબંધમાં બે પ્રકારની માન્યતા જણાય છે. એક વર્ગની એવી માન્યતા છે કે જૈન મુનિઓનો ધર્મ નિવૃત્તિપ્રધાન છે તેથી તેઓએ ગૃહસ્થોને પણ સામાયક, પોષધ કે સંસારત્યાગ વગેરે નિવૃત્તિધર્મનો જ ઉપદેશ આપવો જોઇએ. બીજા વર્ગની એવી માન્યતા છે કે જે વર્ગને ઉપદેશ આપવાનો છે તેની સ્થિતિનો વિચાર ઉપદેશકે કરવો જોઇએ. જે જમાનામા કે જે દેશમા જે ધર્મની વધારે અગત્ય હોય તે જમાનામા કે તે દેશમાં તે ધર્મના ઉપર ભાર દઇ જે પ્રકારે લોકો ધર્માભિમુખ થાય અને નિશ્ચિતપણે ધર્મનું પાલન કરી શકે તે માર્ગ ઉપદેશકોએ ગૃહસ્થોને બતાવવો તેમા કંઈ શાસ્ત્રનો વિરોધ નથી. આ જ વાત મુનિઓના આચારો સબધી વર્ણન કરનારા 'આચારાગ સૂત્ર' ની કલમ ૧૫૭ માં સ્પષ્ટપણે કહી છે. તે પાઠ આ પ્રમાણે છે: केयं पुरिसे कंच णए । एस वीरे पसंसिए, जे बद्धे पाडिमोयए उड्ढं अहं तिरियं दिसासु ॥ અર્થાત્ (મુનિએ ઉપદેશ આપતાં) શ્રોતા પુરૂપ કેવી તરેહનો છે તથા તેનો મત શું છે, ઇત્યાદિ બાબતોનો વિચાર કરી જે મુનિ સંસારમા ઉર્ધ્વ અધઃ અને તિરશ્રીન દિશાઓમાં બધાઈ રહેલા જીવોને છોડે છે—સન્માર્ગે ચડાવે છે તે પુરૂષ પરાક્રમી અને પ્રશસનીય છે.

'ઉત્તરાધ્યયન સૂત્ર' ના તેરમા અધ્યયનની ૩૨ મી ગાથામાં ચિત્તમુનિ બ્રહ્મદત્ત ચક્રવર્તીને ઉપદેશ આપતા કહે છે: जइतंसि भोए चइउं असत्तो । अज्जाइं कम्माइं करेहि रायं ॥ અર્થાત્—હે રાજન્ ! જો તું ભોગોને ત્યજી સર્વથા નિવૃત્તિમાર્ગ લેવાને અસમર્થ હો તો આર્યકર્મ—એટલે શિષ્ટ પુરૂષોએ કરવાલાયક એવા કર્તવ્યો બજાવ (કે જેથી સદ્ગતિ મળે.)

આ બીજા પ્રકારની માન્યતા જમાનાને અનુકૂળ હોવાથી લોકોને શ્રેયસ્કર માર્ગે ચડાવનારી છે. જો લોકોની પ્રવૃત્તિ—વ્યવહાર તદ્દન શુદ્ધ હોય તો તે પ્રવૃત્તિ કે વ્યવહારમાર્ગના ઉપદેશની જરૂર પડે નહિ પણ વર્તમાન સમયમાં ગૃહસ્થોની પ્રવૃત્તિ જોઇએ તેવી સારી નથી, અને તેને લીધે દરેક

રીતે લોકો પછાત પડતા જાય છે. આ સ્થિતિમાં કેવળ નિવૃત્તિનો જ ઉપદેશ અપાય તો તેથી "अतो भ्रष्टः ततो भ्रष्टः" થવા જેવું બને છે, એટલે નિવૃત્તિધર્મનો રંગ ચડતો નથી અને પ્રવૃત્તિ પણ સુધરતી નથી. કુપ્રવૃત્તિમાંથી એક વાર સુપ્રવૃત્તિ થાય તો પછી નિવૃત્તિધર્મમાં દાખલ થવાને લાયક થઈ શકાય. આ સઘળું વિચારીને જ ગ્રંથકારે એક ત્યાગી—મુનિ હોઇને પણ વર્તમાન સમય તરફ નજર કરીને ગૃહસ્થધર્મના શુભ વ્યવહારનો ઉપદેશ કર્યો છે, તે તદ્દન ઉચિત જ છે. ગૃહસ્થોના ઉપર ગૃહસ્થના બોધની જેટલી અસર થાય તેના કરતાં ત્યાગી વર્ગના બોધની વધારે અસર થાય એ નિઃસંદેહ છે. વધતા જતા અશુભ વ્યવહારો અને તેથી થતી ગૃહસ્થોની અવદશા જોઈ મુનિવર્ગ જ્યારે તે તરફ લક્ષ આપી અવનતિ અટકાવવાને કંઇ પણ ન બોલે તો અવદશા ક્યાંથી અટકે અને અવદશા અટક્યા વિના નિવૃત્તિધર્મ પણ ક્યાથી સચવાય? ચાલુ સમયમા બાળલગ્ન, કન્યાવિક્રય, ગૃહશિક્ષણની ખામીઓ અને ઉદ્યોગોમા અનીતિ એટલી બધી વધી ગઇ છે કે જેને લીધે ધર્મની પણ એક બાજુ કલંકિત થતી જાય છે. તે અટકાવવાને જ મુનિશ્રીએ આ ગ્રંથમા તે તે રિવાજોનુ વિસ્તારથી વર્ણન કર્યું છે. ગ્રંથકારનો ઉપરનો આશય શુભ પ્રવૃત્તિ પ્રસારવાનો છે પણ અંદરનો આશય શુભ પ્રવૃત્તિના પગથીયા ઉપર પગ મુકાવી વાચકોને નિવૃત્તિધર્મની દિશા દર્શાવવાનો છે. એટલુ છતા પણ ગ્રંથકારે પ્રવૃત્તિ અને વ્યવહારદર્શક દરેક વાક્યની રચના આદેશરૂપે નહીં પણ ઉપદેશરૂપે જ કરી છે. દરેક પ્રવૃત્તિના ગુણદોષ દર્શાવી દોષવાળી પ્રવૃત્તિને હેયરૂપે અને ગુણવાળી પ્રવૃત્તિને ઉપાદેયરૂપે જણાવતા આદેશ ઉપદેશ સંબંધી ગ્રંથકારે ઘણી કાળજી રાખી જણાય છે. એ રીતે આ પ્રકારના ઉપદેશગ્રંથો જૈન મુનિઓને હસ્તે લખાતા રહે તો આધુનિક જનસમાજ ઉપર મોટો ઉપકાર થવાનો સંભવ છે.

**અમદાવાદ.**
આષાઢી પૌર્ણિમા, સં. ૧૯૭૦.

લી.
**ચુનીલાલ વર્ધમાન શાહ.**

# ઉપોદ્ઘાત.

જ્યારે મનુષ્ય પોતા સંબંધી વિચાર કરતા ઇહલોકના સ્થૂળ તથા સૂક્ષ્મ સંબંધોને દૂર ફેંકી દે છે ત્યારે આ જગત્ના નિર્જન ભાસતા પ્રદેશમાં પોતાને અહમ્ અર્થાત્ 'હું' રૂપે જુએ છે. જ્યારે તે પોતાની દૃષ્ટિને જરા વિશાળ બનાવીને જગત્માં નજર કરે છે ત્યારે તે જુએ છે કે જેવો પોતે 'હું' છે, તેવા અનેક 'હું' રૂપો આ જગત્માં રહેલા છે. તુરત જ તેના ચિત્તમાં એ પ્રશ્ન ઉદ્ભવે છે કે "ત્યારે એ 'હું' કોણ? અને બીજા એ બધા 'હું' કહેવાય છે તેઓ કોણ?" ચૈતન્યમતવાદીઓમાંના જેઓ દ્વૈતવાદીઓ છે તેઓ એ બધા 'હું' રૂપોને પૃથક્ પૃથક્ આત્મારૂપ માને છે, અદ્વૈતવાદીઓ છે તેઓ સઘળાં 'હું' રૂપોને 'પરમાત્મા' ના પૃથક્ પૃથક્ અંશરૂપ માને છે તથા સર્વમાં એક પરમાત્મતત્ત્વ વ્યાપી રહેલું જુએ છે, અને જડવાદીઓ મનુષ્યમાં આત્મા કે પરમાત્મા જેવું કશું હોય એમ માનતા નથી: તેઓ તો કહે છે કે પ્રત્યેક દેહમાં ચોક્કસ પ્રકારનું વિદ્યુત્તત્ત્વ અથવા ચૈતન્ય રહેલું છે અને તેને આધારે આખો દેહ રહેલો છે. 'હું' રૂપ કોણ? એ પ્રશ્નના ઉત્તરમાં આવા અનેકાનેક ભેદો પડ્યા છે અને પડશે તથા મનુષ્યની બુદ્ધિના વિકાસની સાથે એ ભેદો વૃદ્ધિંગત થતા જતા પણ જણાશે, પરન્તુ જ્યારે મનુષ્ય 'હુંપણા' સંબંધી વિચારને કોઈ પણ પ્રકારના નિર્ણય વિના પૂરો કરી દે છે, ત્યારે તુરત જ તેના ચિત્તમાં બીજો જે વિચાર ઉદ્ભવે છે તે એ છે કે "ત્યારે આ જગત્માં મારૂં કર્ત્તવ્ય શું?" "હું કોણ?" એ પ્રથમ પ્રશ્નના ભલે ભિન્ન ભિન્ન ઉત્તરો મળે, પરન્તુ આ દ્વિતીય પ્રશ્નના ઉત્તરો તો હંમેશાં સૌ તરફથી એક જ પ્રકારના મળશે. આ જગત્માં મનુષ્યનાં કર્ત્તવ્યોના સંબંધમાં જૂદા જૂદા વિદ્વાનો કેટલીક ગૌણ બાબતોમાં મતભેદ ધરાવશે પરન્તુ તેઓ સઘળા એટલો જવાબ તો ચોક્કસ આપશે કે "એ હુંપણું સફળ થાય તેવાં કર્ત્તવ્યો આ જગત્માં રહીને પ્રત્યેક વ્યક્તિએ કરવાં જોઇએ, કારણકે ઉક્ત હુંપણું દુર્લભ છે." એ હુંપણું અથવા મનુષ્યત્વ સફળ કરવાને બજાવવા જોઇતાં કર્ત્તવ્યો ક્યાં ક્યાં તે જાણ્યા વિના તે તે તરફ વળવાની અભિરુચિ મનુષ્યમાં ઉત્પન્ન થતી નથી તેથી

જેઓ પોતાનાં જીવન પોતાનાં કર્ત્તવ્યો બજાવીને સફળ કરી ગયા છે તેઓએ બીજાઓને તેઓ ઉપર ઉપકાર કરીને તેઓનાં કર્ત્તવ્યો સમજાવ્યાં છે. કર્ત્તવ્યો સંબંધી બોધ આપનારા અનેક ગ્રંથો પૃથક્ પૃથક્ ભાષાઓમા લખાએલા વિદ્યમાન છે અને એ ગ્રંથોનો બોધ વિસ્તાર સાથે સમજાવ-નારા ઉપદેશકો—ત્યાગીઓનો પણ મોટો સમુદાય જગતમાં અસ્તિત્વ ધરાવે છે. મનુષ્યત્વને સફળ કરવાને મનુષ્યનાં કર્ત્તવ્યો તો પ્રત્યેક સમયે અને પ્રત્યેક સ્થળે એકસરખાં જ હોય છે તથાપિ જેમ જેમ જમાનો બદલાતો જાય છે, તેમ તેમ કર્ત્તવ્ય સંબંધી ઉપદેશનો પ્રકાર બદલાવવાની જરૂર રહે છે. પ્રાચીન સમયની પ્રજા જે ખોરાકને પચાવી શકતી હતી તે જ ખોરાકને હાલની મંદ જઠરાગ્નિવાળી પ્રજા પચાવી શકે નહિ, ત્યારે પ્રાચીન ખોરા-કમાં કાંઇ નવીન તત્ત્વ ઉમેરીને આધુનિક પ્રજાનું જઠર પચાવી શકે તેવો ખોરાક તેને આપવો અને એ રીતે તેના દેહને પુષ્ટિ આપવાનો મૂળ હેતુ પરિપૂર્ણ કરવો એ આવશ્યક છે. આમ કરવાથી જો કે ખોરાકની અંદરનું તત્ત્વ તો એક જ રહે છે અને તેમાંનો પુષ્ટિ આપવાનો ગુણ પણ સરખો જ રહે છે, તથાપિ ખોરાકના બાહ્ય દેખાવમાં અથવા સ્વાદમાં કાંઇક તફા-વત પડે છે અને એ તફાવત જમાનાને અનુકૂળ કરવા માટે જ દાખલ કર-વાની જરૂર પડી હોય છે. એ જ રીતે ચાલુ સમયને અનુકૂળ થઇ પડે તે રીતે અને સમયને આવશ્યક લાગે તેવા વિષયોને અનુલક્ષીને કર્ત્તવ્ય સંબંધી બોધ આપનારી ગ્રંથરચનાઓની અગત્ય પ્રતીત થયા વિના રહેતી નથી.

પ્રત્યેક ક્ષણના, પ્રત્યેક સ્થળના અને પ્રત્યેક વ્યક્તિનાં કર્ત્તવ્યો અમુક સ્થિતિમાં જ કરવાનાં હોય છે એમ સમજવાનું નથી. દરેક સ્થિતિમાં કાંઇ ને કાંઇ કર્ત્તવ્ય કરવાનું હોય છે જ. આપણું કર્ત્તવ્ય આપણે બજાવવું જ જોઇએ અને તેથી ઇષ્ટ ફળની પ્રાપ્તિ થાય કિંવા ન થાય તથાપિ ફળ તરફ લક્ષ રાખવું જોઇએ નહિ. ધનાઢ્ય થવું કે દરિદ્ર થવું, સુખી થવું કે દુઃખી થવું એ કાંઇ આપણી મરજી ઉપર રહેલું નથી. પ્રત્યેક પ્રસંગે આપણું કર્ત્તવ્ય કરવું એ જ આપણા હાથમાં રહેલું છે તથા તે જ આપણે કરવાનું છે, અને ઉત્કૃષ્ટ જીવનનો સાર પણ તેમાં જ રહેલો છે. ગીતામાં જેમ ઉપદેશ્યું છે કે **कर्मण्येवाधिकारस्ते न फलेषु कदाचन** અર્થાત્ માત્ર કર્ત્તવ્ય કર્મ કરવાનો જ તને અધિકાર છે, ફળ-

સિદ્ધિ થાય છે કે નહિ તે તારે જોવાનું નથી; તેવી જ રીતે પ્લેટોએ ઉપદેશ્યું છે કે—Let men of all ranks, whether they are successful or unsuccessful, whether they triumph or not—let them do their duty, and rest satisfied. એટલે કે ઉચી નીચી સઘળી અવસ્થાનાં માણસોએ તેઓ પોતાના પ્રયત્નમાં સફળ થાય કિંવા નિષ્ફળ જાય, તોપણ પોતાનુ કર્ત્તવ્ય કર્મ બજાવીને સતુષ્ટ રહેવુ જોઇએ કર્ત્તવ્ય સંબંધી આ ન્યાયસૂત્રને અનુલક્ષીને પ્રત્યેક મનુષ્ય પ્રત્યેક સમય તથા સ્થળનો વિચાર કરીને કર્ત્તવ્યતત્પર બને તો આ જગતને તથા આ સમયને ત્યાગી જનો દુઃખથી ભરપૂર કહે છે તેઓ પોતે જ તેમાં સર્વત્ર સુખ જ અવલોકતા રહે.

પરન્તુ કર્ત્તવ્યતત્પરતાનો નાશ થયો છે એટલુ જ નહિ પણ કર્ત્તવ્ય સમજવાની બુદ્ધિશક્તિની પણ મનુષ્યોમા ન્યૂનતા જણાવા લાગી છે અને તેથી તત્સંબંધી બોધની તથા બોધક ગ્રંથોની રચનાની અગત્ય જણાવા લાગી છે. જ્યાસુધી કર્ત્તવ્ય સમજવામા આવે નહિ, ત્યાસુધી કર્ત્તવ્ય બજાવવામા તત્પરતા સંભવતી જ નથી. ‘ कर्त्तव्य ’ એ શબ્દનો જો વાસ્તવિક અર્થ કરીએ તો ‘ કરવાયોગ્ય ’ એવો થાય અને તેથી કર્ત્તવ્ય સબધમા મનુષ્યોને તેઓએ કરવાયોગ્ય કાર્યોનુ જ નિદર્શન કરવામા આવે તે યોગ્ય લેખાય. ‘ સત્ય બોલવુ ’, ‘ વડીલોને માન આપવુ ’, ‘ વિદ્યા ભણવી ’ ઇત્યાદિ કર્ત્તવ્ય છે અને તેથી તત્સંબંધી ઉપદેશને ‘ કર્ત્તવ્યબોધ ’ એવું નામ ઘટે. પરન્તુ ‘ જૂઠું ન બોલવું ’, ‘ વડીલોની અવગણના ન કરવી ’, ‘ વિદ્યા ભણવામાં પ્રમાદ કરવો નહિ ’ એ અકર્ત્તવ્યનિષેધક બોધની પણ હવે જરૂર જણાવા લાગી છે. લોકોને નીતિ તથા ધર્મને માર્ગે ચાલવાનો ઉપદેશ કરવાને માટે ‘ કર્ત્તવ્યનો બોધ કરવો ’ કે ‘ અકર્ત્તવ્યનો નિષેધ સૂચવવો ’ એ એમાંના કોઇ એક માર્ગની પસદગી સંબંધે વિદ્વાનોમાં કેટલાએક મતભેદ છે. એક વર્ગનો અભિપ્રાય એવો છે કે હંમેશાં કર્ત્તવ્ય નૈતિક કર્મનો જ બોધ કરવો અને અકર્ત્તવ્ય કર્મનો ત્યાગ કરવાનો બોધ કરવો જ નહિ કારણકે એ નિષેધનો બોધ કરવા જતાં અકર્ત્તવ્યની સમજણ પહેલા આપવી પડે છે અને પછી જ તેનો નિષેધ સૂચવાય છે અને તેનું પરિણામ

એ આવે છે કે જેના ચિત્તમાં અકર્ત્તવ્ય સંબંધે એક વિચાર પણ કદાપિ ઉદ્ભવ્યો હોતો નથી તેના ચિત્તમાં એ રીતે અકર્ત્તવ્ય સંબંધી માહિતી આડકતરી રીતે પેસવા પામે છે. ઉદાહરણ તરીકે એક પાંચ છ વર્ષની વયના બાળકને એવો અકર્ત્તવ્ય નિષેધની શૈલીથી બોધ અપાય કે "જૂઠું બોલવું નહિ" તો 'જૂઠું' એટલે શું, તે જાણવાની જિજ્ઞાસાવૃત્તિ બાળકમા ઉદ્ભવે અને આજસુધી 'સત્ય જ બોલવુ' એ ધમ સમજી રહેલું બાળક હવેથી 'જૂઠું' ન બોલવુ' એવો ઉપદેશ થતાં પોતાના અંતરને એવો પ્રશ્ન કરે કે 'ત્યારે જગત્મા કોઈ જૂઠું બોલતું હશે ખરૂ? આ રીતે જૂઠથી તદ્દન અનભિજ્ઞ બાળકને જૂઠા સબધી તર્ક ઉત્પન્ન થાય છે અને એ રીતે તેની સમક્ષ ધીમે ધીમે અનીતિના દરવાજા ઉઘડવા લાગે છે. તેટલા માટે એ વર્ગનો અભિપ્રાય એવો છે કે હમેશા પ્રતિપાદક શૈલીનો જ બોધ હોવો જોઇએ પરન્તુ નિષેધક શૈલીનો બોધ હોવો જોઇએ નહિ કારણકે તેથી ચિત્ત દુર્ગુણોને ગ્રહણ કરવાના સયોગોમા મેલાય છે. બીજા વર્ગનો અભિપ્રાય એવો છે કે કર્ત્તવ્યના બોધની સાથે નિષેધક વસ્તુઓના નિષેધનો બોધ પણ કરવામા આવવો જોઇએ, કારણકે જમાનાના ફેરફારે જ એ શૈલીના બોધની આવશ્યકતા સિદ્ધ કરી છે. જો દુર્ગુણની સમજૂતીની સાથે તેનાથી દૂર રહેવાનો બોધ ન અપાય તો જગત્ દુર્ગુણી મનુષ્યોથી ભરેલુ હોવાથી દુર્ગુણની કલ્પના વિનાના ભોળાં હૃદયો તેવા દુર્ગુણીઓના હાથમા અનાયાસે ફસી પડવાનો સંભવ છે; પરન્તુ જો તેઓને તેના ગેરફાયદા સમજાવીને તેથી દૂર રહેવાની ચેતવણી આપવામાં આવે તો તેઓ કદાપિ ફસાય નહિ. આ બીજા વર્ગનો અભિપ્રાય વધારે માન્ય લેખાયો છે અને તેથી કર્ત્તવ્ય સબધી ઉપદેશનો એક ભાગ અકર્ત્તવ્યના નિષેધનો ઉપદેશ પણ છે. મી. સ્માઇલ્સ કે જેણે 'કર્ત્તવ્ય' સંબંધી એક મોટો ગ્રથ (Duty) અગ્રેજી ભાષામા લખ્યો છે તેનો અભિપ્રાય પણ આ જ પ્રકારનો છે. તે કહે છે કે: Duty begins with life, and ends with death......It bids us do what is right, and forbids our doing what is wrong. અર્થાત્ —"મનુષ્યના જન્મની સાથે તેના કર્ત્તવ્યની શરૂઆત થાય છે અને તેના મરણની સાથે તે

સમાપ્ત થાય છે. જે કાંઇ ખરૂં હોય તે કરવું અને ખોટું હોય તે ન કરવું એવું તે આપણને ફરમાવે છે." આ ઉપરથી સમજી શકાશે કે ચાલુ જમાનાને યોગ્ય 'કર્ત્તવ્ય'ના ઉપદેશમાં અકર્ત્તવ્યના નિષેધનો પણ સમાવેશ થવો જોઇએ.

વર્ત્તમાન સમય અને સ્થિતિના દીર્ઘ વિચારપૂર્વક આ ગ્રંથના પૃથક્ પૃથક્ ખંડોની રચના કરવામાં આવી છે. મનુષ્યકર્ત્તવ્યના બે મુખ્ય પ્રકાર છે. એક પ્રકારનું કર્ત્તવ્ય એવું છે કે જે જીંદગીના અંત સુધી એકસરખી રીતે બજાવવાનું હોય છે અને તે 'સામાન્ય કર્ત્તવ્ય' કહેવાય છે. બીજું 'વિશેષ કર્ત્તવ્ય' છે કે જે મનુષ્યની બદલાતી જતી વયની સાથે હમેશાં બદલાતું જ રહે છે. 'સામાન્ય કર્ત્તવ્ય'નો ઉપદેશ આ ગ્રંથના પ્રથમ ખંડમાં સમાઇ જાય છે અને તે મનુષ્યની સઘળી અવસ્થાઓના કર્ત્તવ્યની ભૂમિકા-રૂપે છે. એ ખંડમાં એકંદર બાર પરિચ્છેદ છે. પહેલા બે પરિચ્છેદમાં 'કર્ત્તવ્ય' અને 'કર્ત્તવ્યના અધિકારીઓ'ની ઓળખ આપીને ત્રીજા પરિ-ચ્છેદમાં અવસ્થા પરત્વે કર્ત્તવ્યનો વિભાગ અને ક્રમ દર્શાવ્યો છે. મનુષ્યની જીંદગીના ચાર વિભાગો કરવાની અગત્ય દર્શાવ્યા પછી તે ચાર વિભાગો અને પ્રત્યેક વિભાગનાં વિશિષ્ટ કર્ત્તવ્યોનું એ પરિચ્છેદમાં દિગ્દર્શન કરેલું છે. 'કર્ત્તવ્ય' સંબંધે આટલી પ્રાવેશિક વિવેચના પછી સામાન્ય કર્ત્તવ્યના વિષયનો ચોથા પરિચ્છેદથી પ્રારંભ થાય છે. કર્ત્તવ્યની પ્રથમ સ્ફુરણા ચિદ્-વૃત્તિમાં થાય છે તેટલા માટે ચોથા પરિચ્છેદમાં ચિદ્‌વૃત્તિનું સ્વરૂપ દર્શાવ્યા પછી પાંચમા પરિચ્છેદમાં ચિદ્‌વૃત્તિની બીજી અવસ્થા સંકલ્પ છે તેની શક્તિ દર્શાવવામાં આવી છે અને કર્ત્તવ્યની વિચારણાને સંકલ્પનું બળ પ્રાપ્ત થતાં મનુષ્ય કર્ત્તવ્યપરાયણ થઈ શકે છે તેટલા માટે છઠ્ઠા પરિચ્છેદમાં કર્ત્તવ્યપરા-યણતા દર્શાવી છે. કર્ત્તવ્યપરાયણ થયા પછી પણ તેને ઉત્તેજનની આવશ્યકતા રહે છે અને નહિતો કર્ત્તવ્યપરાયણતાનો વેગ ઓછો થઇ જતાં મનુષ્યની પ્રવૃત્તિ કર્ત્તવ્યમાં થતી નથી. આ કારણથી સાતમા પરિચ્છેદમાં ઉત્સાહરૂપ ઉત્તેજક બળ દર્શાવ્યું છે અને આઠમા, નવમા તથા દશમા પરિચ્છેદમાં કર્ત્તવ્યનો ઘાત કરનાર દોષોથી કર્ત્તવ્યપરાયણતાનો હ્રાસ ન થાય તેટલા માટે ક્રમશઃ આલસ્ય, ક્રોધ, માત્સર્ય અને નિંદારૂપ દોષોની પિછાણ કરાવવામાં

આવી છે. ઘાતક દોષોથી બચીને તથા ઉત્તેજકથી ઉત્તેજિત થઇને કર્ત્તવ્ય સંકલ્પની ભૂમિમાં સુદૃઢ થઇ વાણીમાં દેખાવ દે છે. તે વાણી કેવી હોય તો કર્ત્તવ્યની વધારે મજબૂતી થાય તે ૧૧ મા પરિચ્છેદમા દર્શાવ્યું છે વાણીના દોષો દૂર થયા પછી કર્ત્તવ્ય પ્રતિજ્ઞારૂપે બહાર આવે છે. તે પ્રતિજ્ઞા કેવી રીતે પાળવી જોઇએ તે બારમા પરિચ્છેદમાં દર્શાવ્યુ છે. અત્ર પ્રથમ ખડની અને સામાન્ય કર્ત્તવ્યવિચારણાની સમાપ્તિ થાય છે.

બીજા ખડથી વિશેષ કર્ત્તવ્યનો પ્રારંભ થાય છે. એ ખંડમા મનુષ્યની પ્રથમ વિદ્યાર્થી અવસ્થાના બે પ્રકારનાં કર્ત્તવ્યોનુ વર્ણન છે. એક પ્રકારના કર્ત્તવ્યો વિદ્યાર્થી અવસ્થાસુધી જ પાળવાના હોય છે તે પહેલા પાંચ પરિચ્છેદમાં દર્શાવ્યા છે, અને છઠ્ઠાથી સોળમા પરિચ્છેદ સુધીના કર્ત્તવ્યોનુ પાલન વિદ્યાર્થી અવસ્થા પછી પણ ચાલુ રીતે કરવાનું છે, પરન્તુ તે કર્ત્તવ્ય સંબધી શિક્ષણ તો વિદ્યાર્થી અવસ્થામા જ સંગ્રહી લેવાનું છે. પ્રથમ ચાર પરિચ્છેદમાં ગર્ભપ્રવેશથી વિદ્યાસમાપ્તિ સુધી ક્રમશઃ સંસ્કાર અને શિક્ષણની યોગ્યતાનુ નિદર્શન કરાવ્યું છે. શિક્ષણમાં જોઇતા શારીરબળ તથા બુદ્ધિબળની વૃદ્ધિ માટે બ્રહ્મચર્યની જરૂર છે તેથી પાંચમા પરિચ્છેદમાં બ્રહ્મચર્યનું વર્ણન છે. આરોગ્ય જાળવવા સબંધી અને મિતાહારની અગત્ય સંબધી ચેતવણી અથવા શિક્ષણની અગત્ય આ અવસ્થાથી જ પડતી હોવાથી સાતમા પરિચ્છેદમાં તે સંબંધી ઉપદેશ કર્યા પછી આઠમા પરિચ્છેદમાં વિદ્યાર્થીઓના વડીલો પ્રતિના ધર્મો તથા નવમા પરિચ્છેદમા સહાધ્યાયીઓ પ્રતિના ધર્મો સમજાવ્યા છે. દશમાથી સોળમા પરિચ્છેદમાં વ્યસનોથી દૂર રહેવાનો ઉપદેશ છે. દુર્વ્યસનોનું જ્ઞાન નહિ ધરાવતા વિદ્યાર્થીઓને પણ તેના અનર્થો દર્શાવીને તેથી દૂર રાખવાનો નિષેધક શૈલીનો ઉપદેશ અત્ર કરવામાં આવ્યો છે. પૂર્વે દર્શાવવામાં આવ્યા પ્રમાણે કર્ત્તવ્ય વિષયમાં અકર્ત્તવ્યના પરિહારનો પણ સમાવેશ થાય છે અને તેથી આ પ્રસંગમાં તેમ જ બીજા પ્રસંગોમાં પણ અકર્ત્તવ્યનો નિષેધ સૂચવેલો છે.

ત્રીજા ખંડના એકંદર નવ પરિચ્છેદ છે. બીજી ગૃહસ્થાવસ્થામાં સ્ત્રી અને પુરૂષરૂપી બે ચક્રોથી જ સંસારનું શકટ ચાલે છે, પરન્તુ એ બન્ને ચક્રો કેટલી યોગ્યતાએ પહોંચે ત્યારપછી તેમને શકટથી યુક્ત કરવા ઉચિત

છે તે દર્શાવવાને પહેલા જ પરિચ્છેદમાં ગૃહસ્થ ધર્મમાં પડવાનો અધિકાર ક્યારે મળી શકે છે તે દર્શાવ્યું છે. બીજા તથા ત્રીજા પરિચ્છેદમાં સ્ત્રીઓનાં કર્ત્તવ્યો દર્શાવ્યાં છે જેમાં સધવા તથા વિધવા ઉભય પ્રકારની સ્ત્રીઓનાં કર્ત્તવ્યો સંબંધી ઉપદેશ આવી જાય છે. ચોથાથી નવમા પરિચ્છેદસુધીમાં પુરૂષોના ધર્મો બતાવવામાં આવ્યા છે. આ ધર્મોમાં પ્રથમ માતાપિતા પ્રતિનો કૃતજ્ઞતારૂપ ધર્મ દર્શાવ્યો છે. ત્યારપછી કુટુંબમાં શાંતિ નિભાવવાને ઉદારતા તથા સહિષ્ણુતારૂપ ગુણોની આવશ્યકતા હોવાથી તે ધર્મ દર્શાવ્યો છે. માતા-પિતા અને કુટુંબીઓની પરિચર્યા પછી ત્રીજું સ્થાન મિત્રોનું આવે છે. ત્યારપછી સ્ત્રી વગેરે પ્રતિ કેવા પ્રકારનો પ્રેમ રાખવો જોઇએ તે દર્શાવતાં સ્વાર્થી પ્રેમનો નિષેધ અને વિશુદ્ધ પ્રેમનો વિધિ દર્શાવ્યો છે. પુત્ર અને પુત્રી પ્રત્યે સમાન પ્રેમ દર્શાવવાનું કર્ત્તવ્ય સમજાવતાં પુત્રીનું અહિત કરનાર કન્યાવિક્રયના રાક્ષસી રીવાજનો નિષેધ પણ સમજાવવામાં આવ્યો છે. ગૃહસ્થને ધનની જરૂર હોય છે અને ધનને અર્થે ઉદ્યોગની જરૂર હોય છે, પરન્તુ તે ઉદ્યોગમાં નીતિ અને સત્યની વ્યાપ્તિ કેવી રીતે થવી જોઇએ તેનો ચિતાર છેલ્લા પરિચ્છેદમા આપીને એ ખંડની સમાપ્તિ કરવામા આવી છે.

જીવનની અવસ્થાના ભેદોને અનુલક્ષીને તત્સબંધી કર્ત્તવ્યનો ક્રમ ગોઠવવામા આવ્યો હોવાથી ત્રીજા ખંડ સુધીમાં મનુષ્યની યુવાવસ્થાનાં કર્ત્તવ્યોનો બોધ આવી જાય છે. ત્રીજી અને ચોથી અવસ્થાનાં કર્ત્તવ્યોના બોધ માટે ચોથો અને પાંચમો ખંડ "કર્ત્તવ્ય-કૌમુદી" ના બીજા ગ્રંથમાં આવશે. આ પ્રમાણે મનુષ્યના આખા જીવનના કર્ત્તવ્ય સંબંધી ઉપદેશ આ ગ્રંથમાં સમાવવામા આવ્યો છે. 'હું કોણ?' એ પ્રશ્નનો ઉત્તર તત્ત્વવિત્ પુરૂષોજ સમજવાને સમર્થ છે, પરન્તુ "મારૂં કર્ત્તવ્ય શું?" એ તો બોધ અને બુદ્ધિના યોગે કરીને સર્વ મનુષ્યો સમજી શકે છે; એ સમજીને તત્સંબંધી જ્ઞાનને આચાર તથા વિચારમાં ઉતારવાથી 'હું કોણ?' ના પ્રશ્નનો ભેદ ઉકેલવાનું પણ આત્મામા સામર્થ્ય આવ છે. ભવ્ય જીવો આટલું સમજીને આ ઉપદેશગ્રંથનો યથોચિત ઉપયોગ કરે એ જ ગ્રંથકારના પ્રયાસની સફળતા!

**અમદાવાદ.**
**આષાઢી પૌર્ણિમા, સં. ૧૯૭૦.** } **ચુનીલાલ વર્ધમાન શાહ.**

# અનુક્રમણિકા.



## प्रथम खण्ड.



## द्वितीय खण्ड.

## तृतीय खण्ड.





ॐ नमो वीतरागाय ॥

# कर्त्तव्य-कौमुदी.

ગ્રંથારંભે મંગલાચરણરૂપે પરમ મંગલ એવા શ્રી ઇષ્ટદેવનુ સ્તવન કરવાની રીતિ પ્રાચીન સમયના સર્વ આર્ય ગ્રંથલેખકોમાં પ્રચલિત હતી. સર્વ ધર્મોના આદિસ્થાનરૂપ મનાતા આર્યાવર્તમાં જ્યાંસુધી ધર્મરૂચિ પ્રધાનપણે પ્રવર્તે છે અને ધર્મનાયકોના કૃપાપ્રસાદથી પોતાનું માંગલ્ય થવાનો સદ્વિશ્વાસ લોકોમાં સુપ્રચલિત છે, ત્યાંસુધી પ્રત્યેક મંગલ કાર્યના આરંભમાં ઇષ્ટદેવ અથવા ધર્મનાયકનું સ્મરણ કરવાની પ્રથા આર્યાવર્તમાં અપ્રતિહત રીતે ચાલુ રહેશે. શિષ્ટાચારની પણ એ જ પ્રણાલિકા છે. આ પ્રાચીન પ્રથાને અનુસરીને ગ્રંથકાર ઇષ્ટદેવનું સંસ્તવન ઉચરે છેઃ—

शिष्टानामेष समयस्ते सर्वत्र शुभे किल ।<br>
प्रवर्तन्ते सदैवेष्टदेवतास्तवपूर्वकम् ॥

અર્થાત્—શિષ્ટ પુરૂષો હંમેશાં શુભ કાર્યની શરૂઆત ઇષ્ટદેવનું સંસ્તવન કરીને જ કરે છે. આ શિષ્ટાચાર છે.

शार्दूलविक्रीडितवृत्तम् ॥

मङ्गलाचरणम् । १ ॥

**जीवानां विजयप्रवर्त्तनपथे दृष्टिं विधायाऽमलां ।<br>
त्यक्तं राज्यसुखं क्षणादभिमुखं लब्धुं पदं श्रेयसः ॥<br>
संत्रस्तोद्धरणे परार्थकरणे येनार्पितं जीवनं ।<br>
स श्रीवीरजिनो विनष्टवृजिनो नः श्रेयसे पावनः ॥**

## મંગલાચરણ.

**ભાવાર્થ**—જે માર્ગમાં જગતના જીવો આંતરિક દુશ્મનો ઉપર વિજય મેળવી આત્મિક અભ્યુદય મેળવે તે માર્ગ તરફ પોતાની નિર્મળ દૃષ્ટિ ફેંકીને ભવ્ય જીવોને તે માર્ગ તરફ દોરવવાના આશયથી કર્મ અને તજ્જન્ય દુઃખથી સર્વથા છૂટવાનો માર્ગ મેળવવાને જેણે પ્રાપ્ત થયેલ રાજ્યસુખ ક્ષણમાત્રમાં છોડી દીધું, એટલુ જ નહિ પણ ત્રણ તાપથી ત્રાસ પામતા જગત્‌જીવોનો ઉદ્ધાર કરવામાં અને પરમાર્થનાં કામ કરવામાં પોતાનું સમસ્ત જીવન અર્પણ કર્યું, એવા સર્વ પાપનો નાશ કરનાર પવિત્રાત્મા તે શ્રી વીર ભગવાન્ અમારૂં કલ્યાણ કરો. (૧)

**વિવેચન**—આધુનિક પંચમ કાળમાં ચરમ એટલે છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર ભગવાન્‌નુ શાસન પ્રવર્તે છે. મહાવીર સ્વામી મોક્ષપદને પામ્યા ત્યારપછી સ્વલ્પ સમયે પંચમ કાળનો પ્રારંભ થયો હતો કે જે પંચમ કાળને શ્રી ભગવાને દુઃખમય કહેલો છે. આ દુઃખમય પંચમ કાળમાં પણ ધર્માનુકૂળ વૃત્તિથી વર્તનાર જીવોનું કલ્યાણ થઇ શકે છે. ધર્માનુકૂળ સદ્‌વૃત્તિ ધારણ કરવી તે દરેક મનુષ્યપ્રાણીનુ કર્ત્તવ્ય છે કે જે કર્ત્તવ્ય સંપૂર્ણ રીતે બજાવવાથી ઐહિક તથા આમુષ્મિક શ્રેયસ્‌ની સાધના કરી શકાય છે. પંચમ કાળનાં મનુષ્યો પરંપરાએ કરીને અલ્પવીર્ય, અલ્પબુદ્ધિ અને અલ્પ ધર્મરૂચિવાળાં બનતાં જાય છે, અને તેઓને તેઓના ઉભય પ્રકારના કલ્યાણને અર્થે કર્ત્તવ્યનો પ્રબોધ કરવાનુ માંગલિક કાર્ય કરવામાં પ્રવૃત્ત થતાં પહેલાં પ્રભુનું સંસ્તવન કરવું ઉચિત છે, પરન્તુ જૈન ધર્મના ચતુર્વિંશ તીર્થંકરોમાં કયા તીર્થંકરનું સંસ્તવન આ પ્રસંગે કરવું વિશેષ ઉચિત છે? આ સવાલ ઉપસ્થિત થવાની સાથે વૃત્તિ અને બુદ્ધિ પરમ ઉપકારી દોષરહિત મહત્પુરૂષોની શોધ કરવા ભૂતકાળ તરફ પ્રયાણ કરે છે. ત્યાં પ્રથમ દૃષ્ટિએ નિકટ સંબંધથી અને નિકટવર્તી હોવાથી ચરમ તીર્થંકર મહાવીર પ્રભુની ઉપસ્થિતિ થાય છે. યદ્યપિ સ્મૃતિને આગળ લંબાવતાં બીજા તીર્થંકરોની ઉપસ્થિતિ થવા સંભવ છે, તથાપિ પ્રથમ ઉપસ્થિતિનો પ્રથમ વિચાર થાય છે. " उपस्थितं परित्यज्य नानुपस्थितं सेव्यत इतिनियमात्. " એટલું જ નહિ પણ વર્તમાનકાળે

જેમનું ધર્મરાજ્ય પ્રવૃત્ત છે અને જેમનાં પરૂપેલાં શાસ્ત્રો આપણને સન્માર્ગનો બોધ આપી ધર્મમાં જાગૃત રાખે છે તે મહાપુરૂષની બીજા બધા તીર્થંકરો કરતાં પ્રથમ ઉપસ્થિતિ થાય એ કાંઈ નવાઈ જેવું નથી. આ આશયથી જ ગ્રંથકારે મંગળાચરણમાં પ્રથમોપસ્થિત મહાવીર પ્રભુનું સંસ્તવન કર્યું છે. યદ્યપિ સર્વે તીર્થંકર સરખા જ છે તથાપિ આપણા ઉપર મહાવીર પ્રભુનો વિશેષ ઉપકાર છે. ખરી રીતે વીર શબ્દમાં જ ઉત્કૃષ્ટતાબોધક અર્થ સમાયેલો છે–" **विशेषेण ईरयति प्रेरयति कर्माणीति वीरः** " જે કર્મોને ધક્કો મારી આત્માથી વિખુટાં પાડે છે તે વીર; અથવા,

विदारयति यत्कर्म । तपसा च विराजते ॥
तपोवीर्येण युक्तश्च । तस्माद्वीर इति स्मृतः ॥

અર્થાત્–જે કર્મોને વિદારી દૂર કરે છે, તપની પ્રભાથી વિશેષ શોભે છે અને કર્મને તપાવવાની શક્તિથી સંપન્ન છે એટલા માટે તે વીર કહેવાય છે. " रागद्वेषौ जयतीति जिनः " અને વળી તે રાગ અને દ્વેષને જીતનાર હોવાથી જીન કહેવાય છે. રાગદ્વેષ એ જ કર્મનાં બીજ છે. કહ્યું છે કે " रागोय दोसो विय कम्मबीयं. " રાગ અને દ્વેષ એ બે જ કર્મનાં બીજ છે. मूलं नास्ति कुतः शाखा ? બીજ બળી જતાં તેના વિસ્તારરૂપ કર્મનો વિસ્તાર પણ ક્યાંથી થાય ? અને ભૂતકાલીન કર્મોનો તપસ્યા વગેરેથી નાશ થવાથી તે પ્રભુ કર્મરહિત થયા એટલા માટે કહ્યું કે, " विनष्टवृजिनः " વૃજિન એટલે પાપ અને તેને લગતાં કર્મો તેનો સદંતર જેણે નાશ કર્યો; જે પોતે શુદ્ધ થયા હોય તે બીજાને પણ શુદ્ધ માર્ગ તરફ દોરી પવિત્ર બનાવી શકે છે. એટલા માટે ગ્રંથકાર માગણી કરે છે કે તે પવિત્ર વીર પ્રભુ અમારા શ્રેયઃને માટે હો. વર્તમાન સમયે તે પ્રભુ મુક્ત–સિદ્ધ થયેલા છે અને સિદ્ધને તો કંઇ કરવાનું બાકી રહેતું નથી. એટલા માટે 'કરોતુ'–અર્થાત્ 'કરો' એ પદનો પ્રયોગ ન કરતાં 'અસ્તુ' પદનો પ્રયોગ કર્યો. તેનો આશય એ છે કે " જે માર્ગે ચાલીને વીર પ્રભુએ સ્વશ્રેય સાધ્યું તે માર્ગ સર્વથા અમને પ્રાપ્ત થાઓ." આ ભાવના સંસ્તવનનો ફલિતાર્થ છે.

તે માર્ગ કયો અને તેમાં કેવી રીતે ચાલવું જોઇએ ? આ સવાલનો ખુલાસાવાર જવાબ શ્લોકના પહેલા ત્રણ પદમાં ગ્રંથકારે સૂચવ્યો છે, કે જેમ જગતના જીવોનું કલ્યાણ કરવા માટે અને તેમને વિજયનો માર્ગ બતાવવાને માટે મહાવીર પ્રભુએ સિદ્ધાર્થ રાજા તરફથી વારસામાં મળવાની રાજ્યસંપત્તિ ઉપરનો મોહ મૂકી દઈ તમામ ઇન્દ્રિયજન્ય વિષયસુખોને તિલાંજલિ આપી દુઃસહ ત્યાગધર્મ અંગીકાર કર્યો તથા દુષ્કર ચારિત્ર્યનું આરાધન કરી અનેક પરિષહો સહન કરી, સાધારણ માણસથી ન ખમાય તેવું કષ્ટ વેઠી, આંતર્ સત્રુઓ ઉપર વિજય મેળવી, જ્ઞાનસંપત્તિ પ્રાપ્ત કરી, તે સંપત્તિવડે જગતના જીવોને વિજયનો માર્ગ બતાવ્યો અને ત્રિવિધ તાપથી તપતા દુઃખી જીવોનો ઉદ્ધાર કરવા પરોપકારના માર્ગમાં સમસ્ત જીવન વ્યતીત કર્યું; તેવી રીતે શ્રેયસ્‌ને માટે દરેક માણસે પોતાના સુખને ભોગે યથાશક્તિએ પરમાર્થના કાર્યમાં આગળ વધવાનો પ્રયાસ કરવો. આવા શુભ બોધને આશયમાં રાખીને "येनार्पितं जीवनं" એ પદોનો ગ્રંથકારે ઉચ્ચાર કર્યો છે. (૧)

[ ગ્રંથનો વિષય અને તેનુ પ્રયોજન જ્યાંસુધી સુચવવામાં ન આવે ત્યાંસુધી જિજ્ઞાસુઓની ગ્રંથ વાચવામાં પ્રવૃત્તિ નથી થતી. તેઓનું ધારેલુ પ્રયોજન સિદ્ધ થશે કે નહિ તેનો સંતોષકારક ખુલાસો થયા પછી જ તેઓ વાચનમાં પ્રવૃત્ત થાય તેથી જ કહ્યું છે કે " सर्वस्यैव शास्त्रस्य कर्मणो वापि कस्यचित् ॥ यावत् प्रयोजनं नोक्तं तावत्तत्केन गृह्यते ॥ १ ॥ न चाप्य विषयस्येह शक्यं वक्तुं प्रयोजनं ॥ काकदन्तपरीक्षादेस्तत्प्रयोगाप्रसिद्धितः ॥ २ ॥ અર્થાત્ કોઇ પણ શાસ્ત્ર અથવા કોઇ પણ કાર્યનું જ્યાંસુધી પ્રયોજન દર્શાવવામાં ન આવે ત્યાંસુધી તેના પ્રત્યે આદર બુદ્ધિ કોની થાય ? કોઇની નહિ (૧), તેમ જ જ્યાસુધી ગ્રંથના વિષયનો નિર્દેશ કરવામા ન આવે ત્યાસુધી પ્રયોજન પણ કયાથી કહી શકાય ? અને પ્રયોજન વગર પ્રવૃત્તિ પણ સંભવિત નથી. કાગડાના દાંતની પરીક્ષા કરતાં કોઇને જોયા છે ? નહિ જ. (૨). આ નિયમાનુસાર ગ્રંથની શરૂઆતમા વિષય અને પ્રયોજન દર્શાવવાની જરૂરીઆત સમજી ગ્રંથકાર બીજા શ્લોકમાં વિષય અને પ્રયોજનનો નિર્દેશ કરે છે. ]

विषयप्रयोजनकथनम् । २ ॥

ये ज्ञात्वापि हिताहिते हितपथं हित्वा व्रजन्त्युत्पथं।
तेषां शास्त्रमनर्थकं किल ततो नायं तदर्थं श्रमः॥
ये गन्तुं महिते समुन्नतिपथे वाञ्छन्ति जिज्ञासव-
स्तेषां बोधकृतेऽस्ति मत्कृतिरियं कर्त्तव्यनिर्देशिनी॥

ગ્રંથનો વિષય અને પ્રયોજન શું છે?

**ભાવાર્થ**—આ માર્ગ હિતકર છે અને આ માર્ગ અહિતકર છે એવું ખુલ્લી રીતે બન્ને માર્ગનું વાસ્તવિક સ્વરૂપ સમજ્યા પછી પણ જે પુરૂષો ટેવને અધીન થઈ, હિતના માર્ગને મૂકી દઈ અહિતકર માર્ગે જ ચાલે છે, હાથમાં દીપક લઇને કૂવામાં પડે છે, તેવાઓને માટે શાસ્ત્રરચના કંઈ જરૂરની નથી; તેમજ જેઓ હિતાહિત સમજી હિતને માર્ગે જ ચાલી રહ્યા છે, તેમને પણ શાસ્ત્રની તેટલી જરૂર નથી; જેથી તેઓને માટે આ કૃતિ કરવાનો શ્રમ લેવામાં આવ્યો નથી, કિન્તુ જેઓને પોતાનું કર્ત્તવ્ય સમજવાની ચાહના ઉત્પન્ન થઇ છે, એટલું જ નહિ પણ ઉન્નતિના લોકમાન્ય માર્ગમાં ચાલવાને તૈયાર થયા છે, તેઓના બોધને માટે કર્ત્તવ્ય માર્ગ દર્શાવનારી આ મારી કૃતિ ( ગ્રંથ રચના ) છે. (૨)

**વિવેચન**—કર્ત્તવ્ય વિષયોના વર્ણનનો ગ્રંથ હંમેશાં હેય-છોડવાલાયક વસ્તુઓ અને ઉપાદેય એટલે કરવાયોગ્ય વસ્તુઓ-અથવા આદરવાયોગ્ય માર્ગોનું સૂચન કરનારો હોય છે; આ ગ્રંથમાં પણ તેવી જ રીતે બે માર્ગોનું નિદર્શન કરવામાં આવ્યું છે, જેથી હેય અને ઉપાદેયનું સૂચન આ ગ્રંથનો વિષય છે. પરન્તુ આ સૂચન કોના પ્રત્યે કરવામાં આવે છે તેનું નિરૂપણ આ શ્લોકમાં કરવામાં આવ્યું છે. આ જગતમાં સર્વ મનુષ્યો બોધ ગ્રહણ કરવાને પાત્ર છે, પરન્તુ તેઓ સઘળા કાંઈ બોધ ગ્રહણ કરતા નથી. મહાત્મા પુરૂષોનું એ એક લક્ષણ છે કે જગતના જીવો પ્રત્યે બોધ આપવો અને જે માર્ગ હિતકર હોય તેનું સૂચન કરવું. જનસમાજમાં આ હિતમાર્ગના પ્રબોધને ગ્રહણ કરનારો

એક વર્ગ છે અને બીજો તેને નહિ ગ્રહણ કરનારો વર્ગ છે. જે પોતાનું હિત શેમાં રહેલું છે તેને સમજતા નથી તેવા અધમ પુરૂષો બોધ ગ્રહણ કરતા જ નથી, કારણકે તેઓનો તો સ્વભાવ અધમતામાં રચ્યાપચ્યા રહેવાનો હોય છે. આ કારણથી ગ્રંથકાર કહે છે કે એવા અધમ પુરૂષોને હિતમાર્ગનું સૂચન કરવા માટે આ કર્ત્તવ્યનિર્દેશિની કૃતિની રચના કરવામાં આવી નથી. ખરૂં છે કે–

खलो न साधुतां याति । सद्भिः संबोधितोऽपि सन् ॥
सरित्पूरप्रपूर्णोऽपि । क्षारो न मधुरायते ॥

અર્થાત્—સત્પુરૂષો બોધ કરે તોપણ દુર્જન પુરૂષ સાધુપણાને પામતો નથી; જેમ નદીઓના પૂરથી પૂરાએલો પણ ખારો સમુદ્ર કદાપિ મધુર–મીઠો બનતો નથી. આવા દુર્જનોને માટે આ કૃતિ નથી કિન્તુ સજ્જનોને માટે છે; પરન્તુ સજ્જનોમાં પુનઃ બે વર્ગ પડે છે. એક સજ્જન વર્ગ એવો છે કે જે,

सन्तो मनसि कृत्वैव । प्रवृत्ताः कृत्यवस्तुनि ॥

અર્થાત્—સત્પુરૂષો પોતાના મનમાં ધારીને જ સ્વકર્ત્તવ્યમા પ્રવર્તેલા હોય છે. બીજો સજ્જન વર્ગ એવો હોય છે કે જે સમજણની ન્યૂનતાને લીધે જગત્મા પ્રવર્તતા અનેક માર્ગોમાનો કયો માર્ગ પોતાનુ હિત કરનારો છે તે સમજતો હોતો નથી, પરન્તુ જો કોઇ તેવો માર્ગ દર્શાવે તો તે ગ્રહણ કરવામાં હંમેશાં તત્પર રહેતો હોય છે. આ બે સજ્જનવર્ગમાંનો પહેલો સજ્જનવર્ગ કે જે પોતાના કર્ત્તવ્ય કર્મમા અપ્રતિહતપણે મચ્યો રહેતો છે તેને આ કર્ત્તવ્યમાર્ગસૂચન આવશ્યક નથી, કારણકે જે માણુસ પોતાનાં કર્ત્તવ્ય સમજતો હોય તેને પુનઃ પુનઃ તે કર્ત્તવ્ય કહેવાથી કાંઇ વિશેષ લાભ થતો નથી. પરન્તુ બીજો સજ્જનવર્ગ કે જે ઓછી સમજણવાળો હોઇને પોતાના પરમ હિતનો માર્ગ શોધી શકયો હોતો નથી અને જો અન્ય કોઈ તે માર્ગ શોધી આપે તો માર્ગગ્રહણ કરવા આતુર હોય છે, તે વર્ગને તેના કર્ત્તવ્યને લગતો ઉપદેશ આપવાની જરૂર છે; આ ગ્રંથ તેવા સજ્જન પુરૂષોની પ્રત્યે જ તેઓના હિતમાર્ગનો પ્રબોધ કરવાના હેતુથી રચવામાં આવ્યો છે; એટલે અધિકારી પુરૂષોને હિતકર માર્ગ સૂચવી કર્ત્તવ્યપરાયણ બનાવવા એ આ ગ્રંથનું પ્રયોજન છે. (૨).

# प्रथम खण्ड.

## प्रथम परिच्छेद.

### કર્ત્તવ્યનો ઉપોદ્ઘાત.

[ અત્ર ' કર્ત્તવ્ય ' શબ્દમાં અને તેના અર્થગાંભીર્યમાં રહેલું તત્ત્વ સમજાવવાથી ગ્રંથના મુખ્ય ભાગની શરૂઆત થાય છે પ્રથમ પરિચ્છેદમા આ વિષયના ઉપોદ્ઘાતિક કથનનો સમાવેશ કરવામાં આવ્યો છે. ]

कर्त्तव्यलक्षणम् । ३ ॥

**कर्तुं यस्य यदा भवेत्समुचितं यद्यच्च सद्वर्तनं ।**
**यद्यद्वात्मिकनैतिकोन्नतिकरं शुद्धं सतां सम्मतम् ॥**
**यद्यच्चाचरितं विशुद्धमनसा प्रामाणिकैः सज्जनैः ।**
**कर्त्तव्यं नरजन्मन तदुदितं स्वर्मोक्षसौख्यप्रदम् ॥**

### કર્ત્તવ્ય એટલે શું ?

**ભાવાર્થ**—જે માણસને જે અવસ્થામાં જેવી રીતે જે જે શુદ્ધ પ્રવૃત્તિ કરવી ઉચિત ગણાય, તે તે પ્રવૃત્તિ તે માણસની તે અવસ્થાનુ કર્ત્તવ્ય માની શકાય. ( આ લક્ષણમાં પુરૂષવિશેષે કર્ત્તવ્યવિશેષ ભિન્ન ભિન્ન થાય છે, જેથી બીજુ લક્ષણ કહે છે ). જે જે પ્રવર્તન આત્મિક અને નૈતિક અથવા પારલૌકિક અને ઐહિક ઉન્નતિ કરનાર તરીકે સત્પુરૂષોની દૃષ્ટિએ અંકિત થયેલ છે તે તે શુદ્ધ પ્રવર્તન કર્ત્તવ્ય ગણી શકાય, અથવા પ્રામાણિક સજ્જન પુરૂષોએ પોતાનું અને પરનું કલ્યાણ કરવાને વિશુદ્ધ આશયથી જે જે નૈતિક-આત્મિક અને તેને લગતું અનુષ્ઠાન આચર્યું, તે કર્ત્તવ્ય આ ભવમાં સુખ-શાંતિ આપે છે, અને પરભવમાં પણ સ્વર્ગ અને મોક્ષનું સુખ અર્પે છે એમ સત્પુરૂષો કહી ગયા છે. ( ૩ ).

**વિવેચન**—કૃ અર્થાત્ ‘ કરવું ’ એ સંસ્કૃત ધાતુ ઉપરથી ‘ કર્ત્તવ્ય ’ એટલે ‘ કરવાયોગ્ય ’ એ શબ્દની સિદ્ધિ થઈ છે. જે મનુષ્યે જે અવસ્થામાં જે જે શુદ્ધ પ્રવૃત્તિ કરવી ઉચિત ગણાય, તે તે પ્રવૃત્તિ તે માણસની તે અવસ્થાનું કર્ત્તવ્ય માની શકાય. ‘ કર્ત્તવ્ય ’ શબ્દની આ સામાન્ય લક્ષણા છે; પરન્તુ સર્વ મનુષ્યોનાં કર્ત્તવ્ય સર્વ અવસ્થામાં કાંઈ એકસરખાં હોતાં નથી. દાખલા તરીકે પુરૂષનું કર્ત્તવ્ય એ છે કે પોતાની સંતતિ ઉપર પ્રીતિ રાખવી; પરંતુ સંસારનો ત્યાગ કરીને પ્રવ્રજ્યા અંગીકાર કરનાર પુરૂષનું કર્ત્તવ્ય ‘ પોતાની સતતિ ઉપર પ્રીતિ રાખવી ’ એવુ હોઇ શકે નહિ; કિન્તુ તેણે તો “ પોતાની સંતતિપરના સંમોહનો ત્યાગ કરવો ” એ જ તેનું કર્ત્તવ્ય છે. આ પ્રમાણે દરેક મનુષ્યનાં દરેક અવસ્થાનાં કર્ત્તવ્યો પૃથક્ પૃથક્ હોય છે.

અંગ્રેજ લેખક બર્ક કહે છે કે “ કર્ત્તવ્ય બજાવવાના સઘળા પ્રયત્નોમા કાંઇક તો જોખમ વેઠવું જ પડે છે. ” જોખમ વેઠયા વિના કર્ત્તવ્ય પાલન કરી શકતું નથી. અત્ર આપણે એક દષ્ટાંત લઇશું. અમેરિકાને કાંઠે એક ટાપુ પાસે દીવાદાંડી છે, તેમાં ઇ. સ. ૧૮૦૪ માં એવો બનાવ બન્યો કે એ દીવાદાંડીનો રખવાળ પાસેના ખડક ઉપર એકાએક મરી ગયો. એની સ્ત્રી ઓરડીમાં વાળુ તૈયાર કરીને વાટ જોતી બેઠી હતી અને દીવો કરવા જવાનો વખત થયો હતો છતાં પોતાનો પતિ આવ્યો નહિ તેથી બાઇને ફીકર થવા લાગી. બહાર જઈને જુએ છે તો ખડક ઉપર પોતાના ધણીનું મુડદું પડેલું ! તુરત જ એ એની પાસે ગઈ, પણ એને વિચાર આવ્યો કે “ દીવાદાંડીમાં દીવો કરવાનો વખત થઈ ગયો છે અને જો હું અત્યારે આ મુડદાને દાટવાની તથા અંત્યેષ્ઠીની ક્રિયા કરવામાં રોકાઇશ તો દરિયામાં કોઇક વહાણને નુકસાન થઈ બેસશે. તેથી પતિનું શબ પોતાની ઓરડીમાં લેઈ જઈને તેને ત્યાં રાખી મૂકયુ અને પોતે એકદમ દીવાદાંડી ઉપર ચડી. ઉપર જઇને દીવો તો કર્યો, પણ કાચ ફરતા રાખવાનો સંચો શી રીતે ચલાવવો એ એને આવડયું નહિ. પોતે હાથે કાચ ફેરવ્યાં કરે તો તે ફરે એમ હતું, તેથી તેમ કરવાનો નિશ્ચય કરી આખી રાત તેણે

તેમ કર્યાં કર્યું ! આ રીતે આવતાં જતાં અસંખ્ય વહાણોના ભલા ખાતર આ બાઇએ પોતાના મનનું ખાનગી દુ:ખ દબાવ્યું. કર્ત્તવ્ય બજાવવામાં આવા ભોગો આપવા પડે છે, અને તેવો ભોગ આપીને અણીની વેળાએ કર્તવ્ય બજાવનાર સજ્જનો વિરલ જ હોય છે. જે પ્રામાણિક સજ્જન પુરૂષો પોતાનાં શુદ્ધાચરણોદ્વારા બોધ કરી ગયા હોય અને ઉન્નતિકર માર્ગનું કથન કરી ગયા હોય તે સ્વકર્ત્તવ્યનુ પાલન કરવાની દિશા કહેવાય છે. 'કર્ત્તવ્ય' જેવા એક નાના શબ્દમાં આટલો ગંભીર અને વિસ્તૃત અર્થ રહેલો છે. (૩).

[ સજ્જન પુરૂષો મનુષ્યત્વનાં જે કર્ત્તવ્ય કર્મોનું સૂચન વાણીદ્વારા તેમ જ પોતાનાં આચરણોદ્વારા કરી ગયા છે, તે કર્મોનું યથાર્થ પાલન કરવું એ કાંઇ અતિસરલ નથી ત્યારે એ કર્ત્તવ્યનું પાલન કરવાને કોણ સમર્થ હોઈ શકે, તેનું હવે ગ્રંથકાર નિદર્શન કરે છે ]

कर्त्तव्यसामान्याधिकारिणः । ४ ॥

**स्वे कार्ये स्वबलाश्रयाः परबलापेक्षां न कुर्वन्ति ये।**
**धीरास्ते भयशोकदैन्यरहिताः कर्त्तुं हितानि क्षमाः॥**
**ये सर्वव्यवहारसाधनविधावन्याश्रयापेक्षिण-**
**स्ते दीनाः पशुवत्सदापरवशाः कर्त्तुं क्षमाः स्युः कथम्॥**

### કર્ત્તવ્ય કોણ બજાવી શકે ?

**ભાવાર્થ**—જે માણસો પોતાની શક્તિના પ્રમાણમા જે કાર્ય હાથમાં લે તે કાર્ય સાધવાને બીજાની મદદ ઉપર આધાર રાખી લટકી ન રહેતાં પોતાના બળ ઉપર જ ઝુઝી, ભય શોક અને દીનતાને એક બાજુએ મૂકી નિડર અને હિંમતવાન થઈ સ્વાશ્રયી બની રહે છે, તે જ માણસો ઘણે ભાગે કર્ત્તવ્ય બજાવવા સમર્થ થાય છે. જેઓ સામાન્ય અને વિશેષ પોતાના અને પરના વ્યાવહારિક યા પારમાર્થિક સર્વ કાર્ય સાધવામાં બીજાના આશ્રયની જ અપેક્ષા રાખી બેસી રહે છે, તે પશુની માફક સદા પરવશ થયેલ પોતાની શક્તિ છુપાવી રાખનાર દીન પુરૂષો કર્ત્તવ્ય બજાવવાને કદી પણ સમર્થ થઇ શકે ? (નહિ જ.) (૪).

**વિવેચન**—'કર્ત્તવ્ય' શબ્દની વ્યાખ્યા ઉપરથી સમજાય છે કે કર્ત્તવ્યપાલન એ એક અતિકઠીન વ્રત છે; અને તે વ્રતનો ભંગ ન થવા દેવો એ કાંઇ સ્વાત્મબળ વિના બની શકતું નથી. જેવી રીતે ઇન્દ્રિયદમન કરવામાં સ્વાત્મબળની આવશ્યકતા જણાય છે તેવી રીતે કર્ત્તવ્યપાલનમાં પણ સ્વાત્મબળની આવશ્યકતા છે, કારણકે તેમાં પણ ઇન્દ્રિયદમન અથવા મનોનિગ્રહની જરૂર પડે છે. એટલા માટે ગ્રંથકાર કહે છે કે જેઓ પોતાના જ બળ ઉપર ઝુઝીને ભય, શોક તથા દીનતાનો ત્યાગ કરી સ્વાશ્રયી બને છે—પરાશ્રય ઉપર આધાર રાખતા નથી, તેઓ જ કર્ત્તવ્યનું પાલન કરી શકે છે. ભય, શોક અને દૈન્ય એ એવા ક્રૂર રાક્ષસો છે કે જે મનુષ્યના દેહનું અને આત્માનું સર્વ તેજ હરી લે છે. સુષ્ઠુ પ્રવૃત્તિમાં એ રાક્ષસોનો પરાભવ કરવો તે ધીર વીર પુરૂષોથી જ બની શકે કે જેઓ હમેશાં પોતાના જ બળ ઉપર આધાર રાખનારા એટલે સ્વાશ્રયી હોય છે. ધીર વીર પુરૂષો જેટલું આત્મબળ ધરાવે છે તેના ઉપમાનરૂપે સુભાષિતકાર જણાવે છે કે—

चलन्ति गिरयः कामं । युगान्तपवनाहताः ।
कृच्छ्रेऽपि न चलत्येव । धीराणां निश्चलं मनः ॥

અર્થાત્—પ્રલયકાળના પવનથી હણાએલા પર્વતો ચલિત થાય છે, પરન્તુ ધીર પુરૂષોનું નિશ્ચલ મન કષ્ટથી પણ ચલિત થતું નથી. મનની નિશ્ચલતાનો ગુણ કર્ત્તવ્યપાલનમાં સૌથી મોટી અગત્યનો છે, કારણકે તેઓ જ ઉપર્યુક્ત ક્રૂર રાક્ષસોનો પરાભવ કરી શકે છે અને પરાશ્રય ઉપર આધાર રાખતા નથી. ખરૂ છે કે—

लघयन्खलु तेजसा जगन्न महानिच्छति भूतिमन्यतः ॥

અર્થાત્—પોતાના તેજથી જગતને હલકું કરનાર મહાપુરૂષ—ધીર વીર—બીજાને આધારે પોતાની આબાદી થાય એવું કદાપિ ઇચ્છતો નથી. એક અંગ્રેજ ગ્રંથકાર કહે છે કે—"સ્વાશ્રય ઉપર આધાર રાખનારો શરીરે નિર્બળ પુરૂષ જેટલું પરાક્રમ કરી શકે છે તેટલું પરાક્રમ પરાશ્રય ઉપર આધાર રાખનારો શરીરે પ્રબળ પુરૂપ કરી શકતો નથી." માટે કર્ત્તવ્યપાલનમાં

તત્પર એવા પુરૂષોએ આત્મબળ ઉપરજ આધાર રાખવો અને જેવી રીતે સિંહ एकोहं असहायोहं એવું કદાપિ મનમાં લાવતો નથી, તેવી રીતે 'મારાથી આ દુર્ઘટ પણ સારૂં કાર્ય કેવી રીતે થઈ શકશે ?' એવી દીનતાને અંતર્‌માં સ્થાન આપ્યા વિના નિશ્ચલ મનના 'ધીર વીર' બનવું. પશુના જેવી પરવશતાના સંબંધમાં કવિ શામળ ભટ કહે છે કે–

ન આવે પરાક્રમ પરવશે,
ન આવે લોભ લાલચ થકી.

આવી પરવશતાનો ત્યાગ કરનારા ધીર પુરૂષો કર્ત્તવ્યપાલનમાં તત્પર બને તો જ તેઓ આ મનુષ્યત્વને સફળ કરી શકે. (૪).

---

# द्वितीय परिच्छेद.

## કર્ત્તવ્યના પ્રકાર અને અધિકારીઓ.

[ હવે કર્ત્તવ્યના પ્રકાર અને પૃથક્ પૃથક્ પ્રકારોના પૃથક્ પૃથક્ લક્ષણનો વિસ્તાર સમજાવવામા ગ્રંથકાર ઉદ્યુક્ત થાય છે ]

कर्त्तव्यभेदाः । ५ ॥

**शिक्षानीतिपरार्थयोगफलिका नॄणां चतस्रो दशा-**
**स्तद्भेदेन तथाविधाभिधमिदं कृत्यं चतुर्धा मतम् ॥**
**प्राधान्यं व्यपदेशकारणमिति प्राहुस्ततः पण्डिता।**
**एकत्रापरसम्भवो यदि भवेत्तर्हि क्षतिः कापि नो ॥**

**કર્ત્તવ્યના ભેદ.**

**ભાવાર્થ**—મનુષ્યમાત્રના જીવનસમયના ચાર વિભાગો એ તેની ચાર જૂદી જૂદી અવસ્થાઓ છે અને એ અવસ્થાઓમાં ક્રમે કરીને (૧) શિક્ષણ, (૨) નીતિ, (૩) પરાર્થ, (૪) અને ત્યાગ એ ચાર ફળો સંપ્રાપ્ત કરવાનાં હોય છે; એ ફળભેદે કરીને કર્ત્તવ્યના ચાર ભેદ મનાએલા છે.

તેમાં પણ તે તે વ્યપદેશનું કારણ પ્રાધાન્ય અથવા બહુલતા છે, જેથી કોઇને બાલ્યાવસ્થામાં નિવૃત્તિમાર્ગ રૂચે અને વળી એક કર્ત્તવ્યમાં બીજાં નાનાં નાનાં કર્ત્તવ્યો પ્રાપ્ત થાય, તથાપિ એ પ્રકારની એકત્રતાથી અવસ્થાને અનુસરતાં કર્ત્તવ્યોની નામવર્ગણીમાં કશી ક્ષતિ આવતી નથી. (૫).

**વિવેચન**—મનુષ્યનું સો વર્ષનું આયુષ્ય કલ્પીને વિદ્વાનોએ એ આયુષ્યના ચાર સરખા ભાગો કર્યા છે. (૧) બાલ્યાવસ્થા, (૨) તરૂણાવસ્થા, (૩) મધ્યાવસ્થા, (૪) વૃદ્ધાવસ્થા. આ ચાર અવસ્થાભેદ પ્રમાણે તે ચારે અવસ્થામાં પ્રાપ્તવ્ય શું છે, તેનો પણ વિદ્વાન્ પુરૂષોએ નિર્ણય કરી બતાવ્યો છે. પ્રથમ અવસ્થા જે ૨૫ વર્ષ સુધીની છે અને જેને સામાન્ય રીતે બ્રહ્મચર્યાશ્રમ કહેવામાં આવે છે તે અવસ્થામાં અખંડ બ્રહ્મચર્ય પાળીને શિક્ષણ પ્રાપ્ત કરવાનું ઠરાવ્યું છે. સર્વ પ્રકારનો વિદ્યાભ્યાસ એ અવસ્થામાં કરી લેવો અને ત્યારપછીની અવસ્થામાં તેનો ઉપયોગ કરવો એ જ ઉચિત છે. દ્વિતીય તરૂણાવસ્થાને માટે નીતિપુરઃસર ધનપ્રાપ્તિ કરવી એવું વિદ્વાનોએ ઠરાવ્યું છે. આ અવસ્થાને ગૃહસ્થાશ્રમ કહેવામાં આવે છે. પોતાથી નાની વયની યોગ્ય અને અનુકૂળ સ્ત્રી સાથે લગ્ન કરવું અને ગૃહિ ધર્મ અંગીકાર કરવો એ આ અવસ્થામાં જ થાય છે. વૃદ્ધાવસ્થાને માટે ધનસંચય કરી રાખવાને માટે પણ આ જ અવસ્થા યોગ્ય અને ઉચિત છે. સામાન્ય રીતે ચાર અવસ્થામાંની ત્રણનાં ત્રણ પ્રાપ્તવ્યો નીચેના શ્લોકમાં દર્શાવ્યાં છેઃ—

> प्रथमे नार्जिता विद्या द्वितीये नार्जितं धनम् ।
> तृतीये नार्जितो धर्मः चतुर्थे किं करिष्यति ? ॥

અર્થાત્—જેણે પ્રથમ અવસ્થામાં વિદ્યા ઉપાર્જન કરી નહિ, દ્વિતીય અવસ્થામાં ધનોપાર્જન કર્યું નહિ અને તૃતીય અવસ્થામાં ધર્મ ઉપાર્જન કર્યો નહિ, તે ચતુર્થ એટલે છેલ્લી અવસ્થામાં શું કરવાનો છે? આ શ્લોકમાં દ્વિતીય અવસ્થાનું પ્રાપ્તવ્ય 'ધન' કહ્યું છે, ત્યારે ગ્રંથકાર એ અવસ્થાના પ્રાપ્તવ્ય તરીકે 'નીતિ' ને ઓળખાવે છે. ગૃહસ્થાશ્રમમાં 'ધનોપાર્જન' કરવું એવા સામાન્ય બોધમાં ધનોપાર્જન येन केन प्रकारेण (by means fair or foul) કરવું એવો ગર્ભિતાર્થ સૂચિત થાય છે. એ

ઉપરથી એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે ગૃહસ્થાશ્રમમાં ધનોપાર્જનને પ્રાધાન્ય આપ્યું છે ત્યારે નીતિ–અનીતિને શું કશા જ લેખામાં ગણી નથી? ધનપ્રાપ્તિને અર્થે લોકો અસત્યવાદ, ઠગાઇ, અપ્રામાણિકતા આદિ અનેક દોષોમાં ફસાએલા છે, તેથી હરકોઇ માર્ગે ધનોપાર્જન કરવાના બોધ કરતાં એ અવસ્થાના પ્રાબલ્ય રૂપે 'નીતિ' નો ઉલ્લેખ વિશેષ ઉચિત છે. તરૂણાવસ્થામાં અનેક પ્રકારના લોભ અને લાલચની વચ્ચે 'નીતિ' ને વિસરી જઇને જો એક ગૃહસ્થ 'ધનોપાર્જન' ને પોતાનો મુદ્રાલેખ ગણીને સંસારમાં વિચરે તો તેનું પરિણામ એની જીવનચર્યા ઉપર બહુ જ માઠું આવે અને તેથી "નીતિપુરઃસર ઉદ્યોગ–પ્રવૃત્તિ" ને જ એ અવસ્થાનું પ્રાબલ્ય ફળ લેખવું જોઇએ. ૭૫ વર્ષ સુધીની તૃતીય મધ્યાવસ્થામાં 'પરાર્થ' અર્થાત્ પરોપકાર કરવાનું સૂચન છે. બીજાઓ તેને 'વાનપ્રસ્થાશ્રમ' કહે છે. આજકાલ ૫૦ વર્ષે વૃદ્ધ બની જતા અને ૭૫ વર્ષ સુધી તો ભાગ્યે જ જીવવા પામતા લોકો ૫૦ થી ૭૫ વર્ષ સુધીની અવસ્થાને મધ્યાવસ્થા ગણવામાં આવેલી જોઇને કદાચ ભડકશે; પરન્તુ ૨૫ વર્ષ સુધી અખંડ બ્રહ્મચર્ય પાળનાર અને ૫૦ વર્ષ સુધી નીતિપુરઃસર ગૃહસ્થ ધર્મમા રહેનાર પુરૂષો ૭૫ વર્ષની વય સુધી મધ્યાવસ્થામાં ગણવાલાયક શરીરસંપત્તિવાળા જ હોય છે. પરોપકાર અને દેશસેવાને અર્થે એ અવસ્થા જ ઉચિત છે. ચતુર્થ અવસ્થા કે જેનો ધર્મ 'ત્યાગ' છે તે અવસ્થાનું પ્રાબલ્ય 'યોગ' છે. અન્ય જનો તેને સંન્યસ્તાશ્રમ કહે છે. આ પ્રમાણે ચાર પૃથક્ પૃથક્ અવસ્થાઓને અનુલક્ષીને ચાર પૃથક્ પૃથક્ કર્તવ્યો દર્શાવવામાં આવ્યાં છે.

**શંકા**—બાલ્યાવસ્થા–પ્રથમાવસ્થામા વિચરતા એવા ઘણા મનુષ્યો જોવામાં આવે છે કે જેઓ દૃઢ વૈરાગ્યથી લિપ્ત થાય છે અને નિવૃત્તિધર્મ અથવા ત્યાગમાર્ગને અંગીકાર કરી લે છે.

**સમાધાન**—બાલ્યાવસ્થામાં વૈરાગ્યોત્પત્તિ ઘણી વાર મનુષ્યોને પૂર્વના કોઈ સંસ્કારોના યોગે કરીને થાય છે. એવા પૂર્વ સંસ્કાર ધરાવનારા મનુષ્યો

સ્થૂલ દેહે તો પ્રથમાવસ્થામાં હોય છે, પરન્તુ તેઓનો અંતર્-આત્મા ચતુર્થ અવસ્થાને જ અનુભવતો હોય છે.

**શંકા**—પ્રથમ અવસ્થાનું કર્ત્તવ્ય વિદ્યોપાર્જન કહ્યું, પરન્તુ કેટલાકો ગૃહસ્થ ધર્મમાં અને ત્યારપછીની અવસ્થાઓમાં પણ વિદ્યાપ્રાપ્તિ કરે છે. કેટલાકો તૃતીય અવસ્થામાં પણ ધનપ્રાપ્તિ કરે છે કિંવા દ્વિતીય અવસ્થામાં પરાર્થસાધના કરે છે. તો ગ્રંથકારે બતાવેલા ક્રમની ઘટનામાં બાધ આવે છે તેનું શું?

**સમાધાન**—અહીં કર્ત્તવ્યવિશેષના નામ અને ભેદ પ્રાધાન્યને અનુસરીને કહેલાં છે; એટલે કે જે અવસ્થામાં જે ધર્મ વા કર્ત્તવ્યની મુખ્યતા અને બહુલતા છે તેને અનુસરીને જ એ નામ અને ભેદ છે; તેથી કોઇ વ્યક્તિને તે અવસ્થામાં બીજી અવસ્થાના ધર્મો પ્રાપ્ત થાય તોપણ કર્ત્તવ્યની વર્ગણીને આ પ્રમાણે કરવામાં કાંઇ ક્ષતિ થતી નથી. (૫).

[ હવે નીચેના ત્રણ શ્લોકોમા કર્ત્તવ્યના એ ચારે પ્રકારના લક્ષણોનું કથન કરે છેઃ- ]

कर्त्तव्यविशेषलक्षणानि । ६ । ७ । ८ ॥

योग्यायोग्यतया निवेदयति यत् कार्यं समस्तं पुनः ।
ख्यातं संस्कृतिकार्यकारणतया कृत्यं तदाद्यं मतम् ॥
उत्कर्षं विदधद् गृहव्यवहृतेरुद्योगनीतेश्च य-
च्चारित्रे किल पर्यवस्यति शुभे कृत्यं द्वितीयं च तत् ॥
वृत्तिर्यत्र विलीयतेऽधमतरा स्वार्थप्रपञ्चात्मिका
जागर्ति स्वपरैकशर्मसुखदा वृत्तिः परार्था तथा ॥
शान्तौ धर्मसमाजसेवनविधौ चापि स्वयं राजते ।
तत्त्यागाख्यमिदं प्रकृष्टचरितं कृत्यं तृतीयं मतम् ॥

यस्मात्पूर्णमहोदयोऽमलचिदानन्दस्वरूपस्थितिः।
कृत्यानां परिपूर्णता च क...षच्छेदः समूलं भवेत्॥
कर्त्तव्यन्... चतुर्थमेतदुदितं सर्वोत्तमं साधनं।
तत्सिद्धिस्तु कदाचि... व समये कस्यापि भद्रात्मनः॥

### કર્ત્તવ્યનાં પૃથક્ પૃથક્ પ્રકારનાં લક્ષણો.

**ભાવાર્થ**—જે કૃત્ય જીવનના ઉત્તમ સસ્કારોની છાપ પાડવા ઉપરાંત યોગ્ય અને અયોગ્ય સમસ્ત કાર્યનું દિગ્દર્શન કરાવી, અયોગ્ય વ્યવહાર, અનીતિ, દુષ્કૃત્ય અને દુર્મતિને ત્યાજ્યરૂપે દર્શાવી, યોગ્ય વ્યવહાર, નીતિ-ધર્મ, સત્કૃત્ય અને પરમાર્થને ગ્રાહ્ય રૂપે શીખવે, તે શિક્ષણરૂપ પ્રથમ ક-ર્ત્તવ્ય જાણવું. જે પ્રવર્તન ગૃહવ્યવહાર અને ઉદ્યોગમાં નીતિનો ઉત્કર્ષ સા-ધતું શુભ ચારિત્ર્યમાં પર્યવસાન પામે તે બીજુ કર્ત્તવ્ય. (૬).

જે પ્રવૃત્તિમાં સ્વાર્થને વિસ્તારનારી અને કપટી જાળ પાથરનારી વંચક વૃત્તિ તદ્દન લીન થઇ હોય, અને સ્વપરના અભેદભાવવાળી પરાર્થ વૃત્તિ જાગૃત થઈ હોય, જનસેવા, સમાજસેવા અને ધર્મસેવાનું અ-હર્નિશ રટન થઈ રહ્યું હોય અને જે પ્રવૃત્તિ ત્યાગાભિમુખ રહી શાન્તિ અને સમાધિમાં નિષ્ઠા પામી પ્રકૃષ્ટ ચારિત્ર્યરૂપે પરિણત થાય તે ત્રીજું પરાર્થ-પરોપકાર-રૂપ કર્ત્તવ્ય. (૭).

જે કર્ત્તવ્યના આચરણથી નિર્મળ ચિદાનન્દમય નિજ સ્વરૂપમાં આ-ત્માનું અવસ્થાન થાય, આત્માનો પૂર્ણ અભ્યુદય થાય, જેના પછી કંઈ કર્ત્તવ્ય કરવાનું અવશિષ્ટ રહેતું નથી—અર્થાત્ તમામ કૃત્યોની પરિપૂર્ણતા થાય, જ્ઞાનાવરણીય આદિ કર્મરજનું સમૂલ ઉચ્છેદન થાય, અર્થાત્ જેનાથી જીવન્મુક્તિ યા પૂર્ણ મુક્તિની પ્રાપ્તિ થાય તે ચોથું ત્યાગરૂપ કર્ત્તવ્ય, જેને મહર્ષિઓએ સર્વોત્તમ મોક્ષસાધન માનેલું છે, તેની સિદ્ધિ તો કોઈ સમર્થ જ વિરલ મહાત્મા પુરૂષને થાય છે. (૮).

**વિવેચન**—પ્રથમ અવસ્થાનું મુખ્ય કર્ત્તવ્ય 'શિક્ષા' અથવા 'શિક્ષણ' કહેલું છે. અન્ય વિદ્વાનો એ અવસ્થાનું પ્રમુખ કર્ત્તવ્ય 'વિદ્યોપાર્જન' જણાવે છે. ઉપલક દૃષ્ટિએ જોતાં 'શિક્ષા' અને 'વિદ્યોપાર્જન' સમાન-અર્થયુક્ત જણાય છે; કિન્તુ ઉભય શબ્દોના અર્થગાંભીર્યમાં ઉંડા ઉતરતાં જણાય છે કે 'વિદ્યોપાર્જન' કરતાં 'શિક્ષા' શબ્દમાં વિશેષ ઉદાર અર્થનો સમાવેશ થાય છે. શિક્ષ્નો અર્થ–'સદસદ્‌વિવેકબુદ્ધિપૂર્વક શીખવું' એવો થાય છે અને તે 'विद्' એટલે 'જાણવું' તે ધાતુ ઉપરથી થએલા 'વિદ્યા' શબ્દ કરતાં વિશેષ સુષ્ઠુ અર્થને પ્રદર્શિત કરે છે. હર્બર્ટ સ્પેન્સરના મત પ્રમાણે 'શિક્ષણ' શબ્દમાં માનસિક, નીતિવિષયક અને શારીરિક એ ત્રણે પ્રકારના શિક્ષણનો સમાવેશ થાય છે. 'વિદ્યા' શબ્દમા એટલો વિસ્તૃત અર્થ સમાએલો નથી. મોન્તેન નામનો એક ફ્રેંચ લેખક એવો મત ધરાવે છે કે 'વિદ્યાભ્યાસ કરવાથી આપણે હોઇએ છીએ તેથી પણ અધિક સદ્‌ગુણી અને ચતુર થઇએ છીએ.' 'વિદ્યાભ્યાસ' માં 'શિક્ષણ' ના સરખો વિસ્તૃત અર્થનો સમાવેશ કરીએ, તો જ આપણે તે વાક્યને કબૂલ રાખી શકીએ, નહિતો પૃથક્ પૃથક્ પ્રકારની વિદ્યાઓ જાણવાથી મનનો યોગ 'સદ્‌ગુણ' ની સાથે થાય એ સિદ્ધ થઈ શકતું નથી. બાળકના મગજમાં ઉચ્ચ સંસ્કારોનું બીજ દાખલ કરવામા આવ્યું હોય અને માનસિક તથા નીતિની કેળવણીવડે તે બીજને પરિપોષવામાં આવ્યું હોય, તો જ મન સાથે સદ્‌ગુણનો યોગ સંભવિત છે. વિદ્યાભ્યાસથી ચતુર તો થવાય છે, પરન્તુ તેથી સદ્‌ગુણી થવાય છે એ માનસવિદ્યાને અનુસરીને ઓછું શક્ય માલૂમ પડે છે. આ કારણથી આ શ્લોકમા પ્રથમ અવસ્થાના કર્ત્તવ્ય તરીકે 'શિક્ષા' ને સ્થાપિત કરી છે. બાળક જ્યાસુધી કાંઈ શબ્દ, વચન કે ઉપદેશને ગ્રહણ કરીને તદનુસાર વર્તવાની સમજશક્તિ ધરાવતું હોતું નથી ત્યાંસુધી તેને શિક્ષણ આપવામા આવતું નથી, તોપણ તેની વાચા સિવાયની અન્ય ઇન્દ્રિયોનો આંતર્ વિકાસ થયો હોવાથી તે ઇન્દ્રિયોના સાહાય્યથી તે ઉત્તમ સંસ્કારને ગ્રહણ કરી શકે છે. આ સંસ્કાર બાળકના મન ઉપર અદૃશ્ય રીતે–સૂક્ષ્મ રીતે પડે છે. પોતાની આંખોથી તે જે સારી

માઠી પ્રવૃત્તિ પિતા વા માતાને હાથે થતી જુએ છે તે પ્રવૃત્તિના સારા માઠા સંસ્કાર તેના મગજમાં પડે છે. તેને પાડવામાં આવતી ટેવો વગેરે પણ સંસ્કાર પાડવામાં સાધનભૂત થઈ પડે છે. આ સંસ્કારબીજનું આરોપણ તે પણ એક પ્રકારનું 'શિક્ષણ' જ છે. એ અવસ્થાને ઉલ્લંધ્યા પછી બાળક સમજશક્તિ ધરાવતું થાય છે, ત્યારે તેને શિક્ષણ આપવાનો બાહ્ય ક્રમ શરૂ થાય છે. આ શિક્ષણ માત્ર પુસ્તકોમાં આપેલી વિદ્યાનો અભ્યાસ કરાવવા જેટલું જ હોવું જોઇએ નહિ. તેનો અભ્યાસ કરવાથી વિદ્યાર્થી તે તે વિષયોનું જ્ઞાન ધરાવે, 'જૂઠું બોલવું તે પાપ છે' એમ બોલી જાણતાં પણ કદાચ શીખે, વિશેષમાં એ વિદ્યાના પાઠો મ્હોંએ બોલી પણ જાય અને પરીક્ષામાં ઉત્તીર્ણ નીવડે; પરન્તુ તેથી તેનું મનસ્ સારા સંસ્કારવાળું ન થાય; અને તેથી 'વિદ્યાભ્યાસ' ઉપરાંત તેને એવું 'શિક્ષણ' આપવું જોઇએ કે જે શિક્ષણ, યોગ્ય કાર્ય કયું અને અયોગ્ય કાર્ય કયું, યોગ્ય વ્યવહાર કયો અને અયોગ્ય કયો, નીતિ એટલે શું અને અનીતિ એટલે શું, સુકૃત્ય કયુ અને દુષ્કૃત્ય કયું, ઇત્યાદિને પૂર્ણ રીતે સમજે અને તેમાંથી ગ્રાહ્ય વસ્તુને ગ્રહણ કરી હેય વસ્તુનો પોતાની મેળે જ ત્યાગ કરે. આ પ્રકારનું શિક્ષણ પુસ્તકોના અભ્યાસથી જ પ્રાપ્ત થતું નથી, પરન્તુ માતા, પિતા અને ગુરૂના પ્રત્યેક સમયે પ્રત્યેક કાર્ય કરતાં પ્રાસંગિક ઉપદેશથી જ પ્રાપ્ત થાય છે. આ પ્રકારનું ઉત્તમ શિક્ષણ પ્રાપ્ત કરવું એ પ્રથમ અવસ્થાનું મુખ્ય કર્ત્તવ્ય છે.

દ્વિતીય તરૂણાવસ્થાનું મુખ્ય કર્ત્તવ્ય જે 'નીતિ' રૂપે જણાવ્યું છે, તેનું વ્યાપક લક્ષણ અત્ર આપવામાં આવ્યું છે. સદુદ્યોગ અને નીતિનો ઉત્કર્ષ કે જેનાથી ગૃહસ્થનું ચારિત્ર્ય શુભ બને, તે પ્રકારનો ઉત્કર્ષ સાધનારૂ પ્રવર્તન આ અવસ્થાનું મુખ્ય લક્ષણ છે. ઉદાત્ત વિચારના ગ્રંથકારો ગૃહસ્થાશ્રમ ધનોપાર્જનને અર્થે છે એમ કહેતા નથી. ધનોપાર્જન એ અવસ્થાનું ગૌણ કર્ત્તવ્ય છે અને પ્રધાન કર્ત્તવ્ય તો શુભ ચારિત્ર્ય જ છે. જુવાની દીવાની છે! એ અવસ્થાના દીવાનાપણામાં અશુભ ચારિત્ર્યમાં દોરાવાનો જેટલો ભય અને સંભવ હોય છે તેટલો અન્ય કોઇ અવસ્થામાં હોતો નથી. એ અવસ્થાનું પ્રમુખ કર્ત્તવ્ય જો 'ધનોપાર્જન' ને સ્થાપિત કરવામાં આવે

તો તેથી જનસમાજ વિશેષ અનીતિમાં લપટાય અને એ રીતે તેનું અહિત થાય. ધર્મબિન્દુકાર કહે છે કે–तत्र सामान्यतो गृहस्थधर्मः कुलक्रमागतमनिन्द्यं विभवाद्यपेक्षया न्यायतोऽनुष्ठानमिति ॥ અર્થાત્–કુળપરંપરાથી ચાલી આવેલું, 'અનિંદ્ય' અને પોતાના વૈભવની અપેક્ષાએ 'ન્યાયયુક્ત' જે અનુષ્ઠાન, તે સામાન્યતઃ ગૃહસ્થ ધર્મ કહેવાય. આમાં પણ ન્યાયયુક્ત અને અનિંદ્ય ઉદ્યોગને–અર્થાત્ નીતિપુરઃસર સદુદ્યોગને ગૃહસ્થાશ્રમનુ કર્ત્તવ્ય લેખ્યું છે. સદુદ્યોગને પરિણામે ન્યાયોપાર્જિત ધનની પ્રાપ્તિ થાય છે ખરી, પરન્તુ એ પ્રકારની ધનપ્રાતિમાંએ ગૃહસ્થ તરીકેનાં સર્વ કર્ત્તવ્યો પરિસમાપ્ત થતાં નથી. એ અવસ્થામાં મન અને શરીરની ચંચલતા તથા ઈંદ્રિયોના અસંયમનો સ્વાભાવિક સંભવ હોવાથી "ન્યાયોપાર્જિત દ્રવ્ય"મા ગૃહસ્થ ધર્મને સંબદ્ધ નહિ રાખતાં "નીતિ" જેવા વ્યાપક અર્થવાળા શબ્દમાં ગૃહસ્થ ધર્મનો બોધ કરવો એ વિશેષ ઉચિત છે. જેવી રીતે બાલ્યાવસ્થાના સંસ્કાર અને શિક્ષણ તરૂણાવસ્થામાં શુભ ચારિત્ર્યપાલનમાં સાહાય્યભૂત થાય છે તેવી રીતે તરૂણાવસ્થાનું શુભ ચારિત્ર્ય ત્યારપછીની બે ઉત્તર અવસ્થાઓમાં 'પરાર્થસાધના' અને 'પરમાર્થસાધના'માં સાહાય્યભૂત થાય છે. સારા સંસ્કાર અને સારૂં શિક્ષણ પામ્યા છતાં દુશ્ચરિત્રમાં આળોટનારાઓ ઉત્તર અવસ્થાનાં કર્ત્તવ્યોનું પાલન કરી શકતા નથી અને મરણ સુધી દુશ્ચરિત્રમાં જ દિવસો કાઢે છે. આ કારણથી સદુદ્યોગ અને નીતિપુરઃસર શુભ ચારિત્ર્ય ગાળવું તે આ લોક તેમ જ પરલોકનું શ્રેયસ્ સાધવા બરાબર છે; અને તે જ દ્વિતીય અવસ્થાનું પ્રમુખ કર્ત્તવ્ય છે.

"परोपकारः कर्त्तव्यः प्राणैरपि धनैरपि" એ મુખ્ય કર્ત્તવ્યને અર્થે શાસ્ત્રકારે તૃતીય મધ્યાવસ્થાને નિયત કરી છે. 'પરાર્થસાધના' એટલે પારકાનું હિત કરવું એ મુખ્ય કર્ત્તવ્યને માટે આ અવસ્થા સર્વ રીતે અનુકૂળ છે. બાલ્યાવસ્થામાં મેળવેલી શિક્ષાનો તરૂણાવસ્થામાં સ્વાનુભવ મેળવ્યાથી વિચારો પરિપક્વ અને દૃઢ બન્યા હોય છે, અનુભવે કરીને સદસદ્વિવેકબુદ્ધિનો પણ સારી પેઠે વિકાસ થયો હોય છે, ન્યાયપુરઃસર ધનપ્રાપ્તિ પણ કરી લેવામાં આવી હોય છે અને પૃથક્ પૃથ પ્રકારના વ્યાપાર ઉદ્યોગનો

પણ અનુભવ મળી ચૂકેલો હોય છે. આજીવિકાને અર્થે પુત્રો ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરીને ધનોપાર્જન કરવા મંડ્યા હોય છે. આ પ્રમાણે ગૃહવ્યવહારની કશી ચિંતા આ અવસ્થામાં રહેતી નથી; તે કારણથી પોતાના ધન, અનુભવ, જ્ઞાન તથા ડહાપણનો લાભ જ્ઞાતિબંધુઓને, ધર્મબંધુઓને અને દેશબંધુઓને આપવો તે સ્વાભાવિક રીતે જ આ અવસ્થાનું પ્રમુખ કર્ત્તવ્ય લેખાય. ધનપ્રાપ્તિ જે અવસ્થામાં કરવી જોઈએ તે અવસ્થા બહુધા 'સ્વાર્થ-પ્રપંચાત્મિકા' હોય છે, પરંતુ તે અવસ્થા પૂર્ણ થતાં સ્વાર્થવૃત્તિ હૃદયમા વધુ વાર ટકતી નથી. "મેં મારો અર્થ સાધ્યો, પરન્તુ હવે હું મારા દેશનું, ધર્મનું, સમાજનું કાંઈક હિત કરૂં" એવી પરાર્થવૃત્તિ સ્વાભાવિક રીતે જ 'સ્વાર્થપ્રપંચાત્મિકા વૃત્તિ'નું સ્થાન લે છે. આ ઉત્તમ પ્રકારનું–પ્રકૃષ્ટ ચરિત્ર આ અવસ્થામાં જ આદરવાયોગ્ય છે.

**શંકા**—મનુષ્ય પોતાનું આયુષ્ય કેટલુ ટકશે તે જાણતો નથી. આ ત્રીજી અવસ્થા જે સ્વાભાવિક રીતે ૫૦ થી ૭૫ વર્ષ સુધીની લેખાય તે અવસ્થા પામવા સુધી દેહ ટકશે કે નહિ તેનો ઘણાં મનુષ્યોને વિશ્વાસ હોતો નથી. જો મનુષ્યો ૫૦ વર્ષની વય સુધી ગૃહસ્થાશ્રમમાં તત્પર રહ્યા કરે અને તે અવસ્થાની પૂર્ણાહુતિ થતાં જ દેહનો વિલય થઈ જાય, તો પછી 'પરાર્થસાધન' અને 'પરમાર્થસાધન–ત્યાગ' જેવાં આત્મહિતકારક કાર્યો તો બિલકુલ રહી જ જાય, અને જો તેમ થાય તો આત્મોન્નતિ કરવાનો આ મનુષ્યભવનો પ્રમુખ હેતુ અફળ ગયો જ લેખાય.

**સમાધાન**—શાસ્ત્રકારો તો પરાર્થસાધના અને પરમાર્થસાધના કરવામાં એક ક્ષણનો પણ પ્રમાદ નહિ કરવાનું કથન કરી ગયા છે. શ્રી મહાવીર ભગવાને ગૌતમને કહ્યું છે કે:—

> **अरइ गंडं विसूइया आयंका विविहा फुसंति ते ।**
> **विवडइ विद्धंसइ ते सरीरयं समयं गोयम मा पमायए ॥** उ. सू. ॥
> अ. १०, गा. २७.

**અર્થાત્**—અરતિ, ગંડ, વિષૂચિકા તથા નાના પ્રકારના પ્રાણઘાતક રોગ આવી પડે છે અને શરીરને બળહીન કરીને તેનો વિનાશ કરી નાંખે

છે; માટે હે ગૌતમ ! એક ક્ષણુનો પણુ પ્રમાદ કરવો નહિ. દ્વિતીય અવસ્થામાં તૃતીય અને ચતુર્થ અવસ્થાનાં કર્મો ન કરવાં એવી મનાઇ કાંઇ કરવામાં આવતી જ નથી. શુભ કાર્યમાં પ્રમાદ કરવો ન જ જોઇએ અને સર્વ કોઇએ " परोपकारार्थमिदं शरीर " એવી ભાવના સાથે જીવનવ્યાપાર ચલાવવો જોઇએ; અને તેટલા માટે જ આ ગ્રંથના પાંચમા શ્લોકમાં "एकश्चापरसम्भवो यदि भवेत् " એ શબ્દોનો ઉલ્લેખ કર્યો છે. ગોળ તો અંધારે ખાવાથી પણુ ગળ્યો લાગે છે, તેવી રીતે પરાર્થસાધન અને પરમાર્થસાધન પ્રથમ કે દ્વિતીય અવસ્થામાં કરવામાં આવે તો તે પણુ અમૃતતુલ્ય જ મધુર લાગે છે એમ સમજી લેવું જોઇએ. તૃતીય અવસ્થાને પાળનારા મનુષ્યોનું આ પ્રમુખ કર્ત્તવ્ય છે અને તેનુ તેઓએ પાલન કરવું જોઇએ, પરન્તુ દ્વિતીય અવસ્થાના કર્ત્તવ્યને તૃતીય અવસ્થાના અંત સુધી લંબાવીને સ્વાર્થપ્રપંચ, વિષયપિપાસા આદિમાં મચ્યાં રહેવું ન જોઇએ, તે અર્થ જ આ કથન છે; અને જેઓ મૃત્યુના ભયથી—અગમચેતીથી પ્રમાદ નહિ કરતાં મનુષ્યત્વને સફળ કરનારાં સુકૃત્યો વહેલાં કરવા માંડે છે તેઓ તો ખરેખરા ડાહ્યા મનુષ્યો લેખાવાને યોગ્ય છે.

ક્રમે કરીને મનુષ્યાત્મા ઉચ્ચ ગતિને પામે છે. બાહ્યતઃ પરાર્થસાધના કરવી એ પુણ્યકારી કાર્ય કરનારાઓ જેવી રીતે પરહિત કરે છે તેવી જ રીતે પોતાના આત્માના હિતાર્થે પરલોકનું ભાતું બાંધે છે ખરા, તથાપિ ત્યાગરૂપી ચતુર્થ અવસ્થાનુ કર્ત્તવ્ય કે જે કર્ત્તવ્ય માત્ર આત્મહિતસાધના માટેનું જ છે, તે તો અતિકઠિન છે. તરૂણાવસ્થાથી આત્મા ક્રમશઃ પોતાની ત્યાગવૃત્તિનો વિકાસ કરતો આવે છે. લોભ, લાલચ, ઇન્દ્રિયોના દુષ્ટ વિકાર એ સઘળું જીતવું, તેમનો ત્યાગ કરવો અને નીતિમાર્ગે સદુદ્યોગ ચલાવવો તેમાં પ્રાથમિક ' ત્યાગ ' શીખવાનો મનુષ્યને મળે છે. તે અવસ્થાથી આગળ વધતાં મનુષ્યને પ્રાણુનો અને ધનનો મોહ ત્યજવાનો બીજો અમૂલ્ય પાઠ શીખવાનો મળે છે. છેલ્લી ચતુર્થ અવસ્થામાં જગતની સર્વ વસ્તુઓપરના મમત્વનો ત્યાગ કરીને અકિંચન બની રહેવાનો પાઠ શીખવાનો આવે છે. પરાર્થસાધનામાં તો કિંચિત્ મમત્વ પણુ રહેલું છે, 'આ

મારો દેશ, આ મારા દેશબંધુઓ, આ મારા ધર્મબંધુઓ' એવી ભાવના—કે જે નિઃસંશય પ્રશસ્ત ભાવના છે અને સુસેવ્ય છે—હૃદયમાં વ્યાપી રહી હોય છે, પરન્તુ આ છેલ્લી અવસ્થામાં તો એ ભાવનાનો પણ ત્યાગ—સર્વથા ત્યાગ કરવાનું સૂચન કરવામાં આવ્યું છે. કેવળ નિરીહ ભાવે આત્મસ્વરૂપમાં લીન રહેવું, સર્વ વૃત્તિઓને અરિહંત પરમાત્મામાં મુક્ત કરવી એ એ 'ત્યાગ' શબ્દને સાર્થક કરનારૂં કર્ત્તવ્ય છે. સ્થૂળ વસ્તુઓનો બાહ્યતઃ ત્યાગ કરવો એટલું જ નહિ પણ તેનો આંતરૂ ત્યાગ પણ કરવો અને चिदानन्दस्वरूप માં આત્માની स्थितिः કરવી એ જ વાસ્તવિક ત્યાગ છે અને " कलुषच्छेदः समूलं ' છે. જ્યાંસુધી ત્યાગી અવસ્થામાં આત્માને 'જીવન્મુક્તિ' નો ભાસ ન થાય ત્યાંસુધી 'ત્યાગ' એ ખરો ત્યાગ નથી. આત્માને મોક્ષે પહોંચાડનાર અવસ્થા એ છેલ્લી ત્યાગની અવસ્થા જ છે અને મનુષ્યત્વની સફળતાનું પરિણામ બહુ અંશે ત્યાગાશ્રમની સફળતા ઉપર જ આધાર રાખનારૂં લેખાય છે. સારૂં શિક્ષણ પ્રાપ્ત કરવું, સફળ રીતે સંસાર ચલાવવો અને સારી રીતે પરાર્થ કરવો એ ત્રણે મનુષ્યત્વની સફળતામાં જેટલે અંશે સાધનભૂત છે તેથી ઘણે વધુ અંશે ત્યાગાશ્રમની સફળતા મનુષ્યત્વની સફળતામાં સાધનભૂત છે.

**શંકા**—જો ત્યાગાશ્રમની સફળતામાં જ મનુષ્યત્વની સફળતાના ઘણા અંશો રહેલા છે અને બીજી ત્રણ અવસ્થામાં મનુષ્યત્વની સફળતાના અતિન્યૂન અંશો રહેલા છે, તો પછી પ્રથમ ત્રણ અવસ્થા ગમે તેવી રીતે ગુજારવામાં આવે તેની ચિન્તા શામાટે કરવી જોઇએ ? માત્ર એક છેલ્લી ત્યાગાવસ્થા સંપૂર્ણતઃ શુદ્ધ રીતે ગુજારી હોય તો મનુષ્યત્વ સફળ ન થાય અને મોક્ષના અધિકારી ન થવાય ?

**સમાધાન**—આત્મા અને તેની સાથે યુક્ત રહેલી વૃત્તિઓ શનૈઃ શનૈઃ ઉન્નત થતી રહે છે. જે આત્મા અને વૃત્તિઓ ત્રણ અવસ્થામાં દુરાચાર અને કુવિચારમાં નિમગ્ન રહ્યાં હોય, તે એકાએક ચતુર્થ અવસ્થામાં અત્યંત ક્લિષ્ટ એવો 'ત્યાગ' પાળે એ શક્ય નથી તેમ જ સંભવિત પણ નથી. પ્રત્યેક અવસ્થાના ઉચિત ધર્મોનું—કર્ત્તવ્યોનું પાલન કરવામાં જે મનુષ્યની વૃત્તિઓ નિર્બળ નીવડી હોય, તે મનુષ્ય ચતુર્થ અવસ્થામાં એકાએક પ્રબળ

બની જાય તે આકાશકુસુમવત્ મિથ્યા છે; અને તેથી જ પૂર્વાશ્રમોનાં કર્ત્તવ્યો તરફ બેદરકાર રહેનાર મનુષ્ય ચતુર્થ અવસ્થાને સફળ કરી શકતો નથી. પરન્તુ હા, કોઇ પૂર્વ સંસ્કારવાળો ઉચ્ચાત્મા પ્રથમ, દ્વિતીય કે તૃતીય અવસ્થામાં ત્યાગી થાય તો તે અશક્ય નથી તેમ જ તેની ચતુર્થ અવસ્થાની સફળતા પણ અશક્ય નથી, પરન્તુ ચતુર્થ અવસ્થાના ધર્મો અંગીકાર કર્યા પહેલાં તેણે જે જે અવસ્થાઓ વ્યતીત કરી હોય તે ઉચ્ચ પ્રકારની વ્યતીત થઇ હોય તો જ તેની ચતુર્થ અવસ્થા સફળ થઇ શકે; તે વિના નહિ. માત્ર ત્યાગાશ્રમની સફળતા કરવાનો વ્યર્થ ઘમંડ રાખીને તે પૂર્વની અવસ્થામાં દુર્વર્તન ચલાવે અથવા તે તરફ બેદરકાર રહે તો તેવી સફળતા સંભવિત જ નથી. આ કારણથી જ " पूर्णमहोदयः " અને " कृत्याना परिपूर्णता " એ પદોનો ઉચ્ચાર કરવામાં આવ્યો છે. 'આત્માનો સંપૂર્ણ અભ્યુદય' એ શબ્દોમાં રહેલું રહસ્ય એવું સૂચન કરે છે કે पूर्वकृत्याना परिपूर्णता થયાથી જ (ક્રમે ક્રમે કરીને ઉન્નત થવાના સ્વભાવવાળા આત્માનો અને વૃત્તિઓનો) અભ્યુદય થાય છે. માટે પૂર્વ અવસ્થાઓને ગમે તેવી માઠી રીતે વ્યતીત કર્યા પછી એકાએક ત્યાગાશ્રમની સફળતાની આશા રાખવી તે પ્રાયઃ મિથ્યા છે.

પૂર્વ ભવના કોઇ ઉચ્ચ સંસ્કારો વિના તો ત્યાગાશ્રમની સફળતા તેની પૂર્વના ત્રણ આશ્રમોની સફળતા ઉપર અવલંબી રહેલી છે અને તેથી સ્વલ્પ પણ પતિત થએલા જીવો ત્યાગી તરીકેનું જીવન શાસ્ત્રોક્ત રીતિથી ગાળી શકતા નથી. આ કારણથી ગ્રંથકારે કહ્યું છે કે 'આ અવસ્થાના જે કર્ત્તવ્યને મહર્ષિઓએ સર્વોત્તમ મોક્ષસાધન માનેલું છે, તેની સિદ્ધિ તો કોઈ સમર્થ વિરલ મહાત્મા પુરૂષને જ થાય છે.' જગતમાં વિવિધ પ્રકારનાં વિચિત્ર વસ્ત્રો પરિધાન કરીને 'ભિક્ષાન્દેહિ' કરી નીકળતા ત્યાગીઓ તો આપણે ઢગલાબંધ જોઇએ છીએ પરન્તુ તેઓ સઘળા 'ત્યાગ' ના વાસ્તવિક ધર્મોને પાળનારા હોતા નથી. શાસ્ત્રકાર કહે છે કેઃ—

चीराजिणं नागिणिणं जडी संघाडी मुंडिणं ।
एयाणि वि न तायंति दुस्सीलं परियागयं ॥

पिंडोल एव दुस्सीले नरगाओ न मुच्चइ ।
भिक्खाएवा गिहत्थेवा सुव्वए कम्मई दिव्वं ॥ उ. सू. ॥

अ. ५, गा. २१–२२.

અર્થાત્—ચીર, વલ્કલ કે અજાચર્મ ધારણ કરવાથી, માથું મુડાવવાથી અને એવા એવા બાહ્યાચાર ગ્રહણ કરવાથી કાંઇ દુરાચારી–કુમાર્ગી સાધુ પોતાને દુર્ગતિથી બચાવી શકતા નથી. દુઃશીલ ભિક્ષા માંગીને આજીવિકા કરે, પણ અનાચાર સેવે અને પાપકર્મ વર્જે નહિ, તો તે નરકથી છૂટે નહિ; પરન્તુ પવિત્ર વર્તન રાખનાર સાધુ હોય કે સંસારી હોય તોપણ તે સ્વર્ગે જાય છે. આ પ્રમાણે ત્યાગધર્મની સફળતા કરી શકનારાઓ વિરલ જ હોય છે અને બાહ્યતઃ ત્યાગી દેખાનારાઓ કરતાં તો અંતરથી નિર્મળ અને પ્રામાણિક સંસારીઓ ઉચ્ચતર કહેવાય છે. ખરેખર, એ પ્રકારનો ત્યાગધર્મ કષ્ટસાધ્ય છે, પરન્તુ તે અસાધ્ય તો નથી જ. સુસાધ્ય ત્યાગ કબીરના શબ્દોમાં આ પ્રકારનો છેઃ—

"જોગી હોકે જટા બઢાવે
"હાલ મસ્તમેં રહેતા હૈ !"

પરન્તુ એ આત્મવંચક ત્યાગને માટે એ જ મહાત્માએ પુનઃ કહ્યું છે કે,

"યોં ક્યોં સાહબ મિલતા હૈ ?" (૬–૭–૮).

[ એ પ્રમાણે ચાર અવસ્થાઓનાં પૃથક્ પૃથક્ કર્તવ્યોનું કથન કર્યું એ કર્તવ્યોનું પાલન કરવું તે હવે મનુષ્યોની ફરજ છે; પરન્તુ એ ફરજ બજાવવાને તેઓમાં ચોક્કસ પ્રકારના આતર્ ગુણોનો નિવાસ હોવો જોઇએ. એક અધિકારી મનુષ્ય પોતાના કર્તવ્યનું પાલન જેટલે અંશે કરી શકે છે તેટલે અંશે અનધિકારી મનુષ્ય કરી શકતો નથી. ત્યારે દરેક અવસ્થાનાં કર્તવ્યોનું પાલન કરવા માટેના અધિકારીનું પદ પામવા સારૂ મનુષ્યમાં કયા કયા ગુણો હોવા જોઇએ તેનું અનુક્રમે વર્ણન કરવામાં આવે છે. ]

प्रथमकर्त्तव्याधिकारिणः । ९ ॥

# येषां मानसमुत्तमं च सरलं शुद्धं प्रसन्नं पुन-
# श्चिन्तोपाधिविषा[illegible]शोकर[illegible]ता बु[illegible]विशुद्धा वरा ॥

**आलस्येन विवर्जिता विनयिनो ये ब्रह्मचर्ये रताः ।**
**कर्त्तव्ये प्रथमेऽधिकारिण इमे ते बालविद्यार्थिनः ॥**

**પ્રથમ કર્ત્તવ્યના અધિકારી કોણુ અને કેવા હોવા જોઈએ ?**

**ભાવાર્થ**—મનમાં પ્રાપંચિક હવાનો પ્રવેશ થયેલ ન હોવાથી જેઓનું માનસ્ ક્ષેત્ર શુદ્ધ સરલ અને પવિત્ર હોવા ઉપરાંત પરમ પ્રસન્ન હોય, જેઓની બુદ્ધિ, ચિન્તા ઉપાધિ ખેદ અને શોકથી રહિત પરમ વિશુદ્ધ હોય, જેઓ આળસ વિનાના, ઉદ્યોગી અને વિનીત હોય, જેમનું બ્રહ્મચર્ય સુરક્ષિત હોય, તે બાલવિદ્યાર્થીઓ પ્રથમ કર્ત્તવ્યના અધિકારી ગણાય છે. (૯).

**વિવેચન**—'શિક્ષા' અર્થાત્ ' કેળવણી ' ગ્રહણુ કરવાને પાત્ર—અધિકારીઓ કોણુ અને કેવા હોવા જોઇએ તેનું વિસ્તૃત વર્ણન આ શ્લોકમાં કરવામાં આવ્યું છે. એ તો સ્પષ્ટ જ છે કે શિક્ષાપ્રાપ્તિને અર્થે પ્રથમ અવસ્થાને જ સર્વથા અનુકૂળ લેખવામાં આવી છે. બીજી અવસ્થાઓ તેને માટે પ્રથમ અવસ્થાના જેટલી અનુકૂળ શા માટે લેખવામાં આવી નથી તેનું કારણુ આ શ્લોક વાંચતાં સ્પષ્ટ થાય છે. એક વિદ્યાર્થીમાં જે જે ગુણો હોવા આવશ્યક છે તે તે ગુણોનું નિદર્શન કરતાં ગ્રંથકાર કહે છે કેઃ જેઓનું માનસ્ ક્ષેત્ર નિષ્પ્રપંચ, શુદ્ધ, સરલ, પવિત્ર અને પરમ પ્રસન્ન હોય, જેઓની બુદ્ધિ, ચિન્તા, ઉપાધિ, ખેદ અને શોકથી રહિત હોઈ પરમ વિશુદ્ધ હોય તથા જેઓ આળસ વિનાના, વિનયગુણુ ધરાવનારા અને અખંડ બ્રહ્મચર્યથી સુરક્ષિત હોય તેઓ જ વિદ્યાર્થી થઇ શકે. આટલા કથનમાં વયનું નિદર્શન કરવામાં આવ્યું નથી. 'બાલ' શબ્દ વયસૂચક નથી પરન્તુ 'ગુણુવાચક વિશેષણુ' તુલ્ય છે. જે વિદ્યાર્થીઓ ઉપર્યુક્ત ગુણુવાળા હોય તેઓ હમેશાં હૃદયના ' બાળક ' જ હોય છે અને જ્યાંસુધી હૃદય બાળકના જેવું વિશુદ્ધ અને ગ્રાહક સ્વભાવવાળું રહે છે ત્યાંસુધી જ તે શિક્ષણુ મેળવવાને યોગ્ય રહે છે. સંસારની ચિન્તાઓનો તેમાં પ્રવેશ થયા પછી અને શરીર તથા મનને તેજસ્વિતામાં ટકાવી રાખનાર અખંડ બ્રહ્મચર્યનો નાશ થયા પછી હૃદય 'બાળક' રહી શકતું નથી અને તેથી તે શિક્ષણુ ગ્રહણુ

કરવાની યોગ્યતા તથા અધિકારને ધારણ કરતું લેખાતું નથી. ઉક્ત ગુણોપેત બાળક હૃદયના વિદ્યાર્થીઓ—પછી તે ગમે તેટલી મોટી વયના હોય તોપણુ—શિક્ષાપ્રાપ્તિના અધિકારી છે; પરન્તુ ગમે તેટલી ' બાળ વયના ' છતાં 'બાળહૃદય વિનાના ' અર્થાત્ ઉપર્યુક્ત ગુણો વિનાના અને બ્રહ્મચર્યને ખંડિત કરી ચૂકેલા વિદ્યાર્થીઓ ' શિક્ષાપ્રાપ્તિ ' ના અધિકારવાળા લેખાતા નથી. શું આપણે નથી જોતા કે બાળલગ્નથી પોતાના બ્રહ્મચર્યને, શારીરિક તથા માનસિક તેજસ્વિતાને, હૃદયની શુદ્ધતા તથા સરલતાને, નિશ્ચિંતતાને અને મનની પ્રસન્નતાને નાશ કરી ચૂકેલા અલ્પવયસ્ક તરૂણો પણ કેળવણી લેતા અટકી પડે છે ? તેઓનો વિદ્યાભ્યાસ તો ખુલ્લી રીતે અટકી જ પડે છે, પરન્તુ તેઓનો સૂક્ષ્મ માનસિક વિકાસ (કે જે પણ 'શિક્ષા'નો એક વિભાગ છે ) પણ એથી અટકી પડે છે. તેથી ઉલટું વયના પ્રમાણપુરઃસરની પ્રથમ અવસ્થાને ઉલ્લંઘી ગએલા પરન્તુ હૃદયના ' બાળક ' ટકી રહેલા ઘણા યુવકોનો અભ્યાસવિષયક તેમ જ માનસિક વિકાસ પ્રગતિમાન થતો જોવામાં આવે છે. આ પ્રમાણે પ્રથમ અવસ્થાનાં કર્તવ્યોને માટે વયની મર્યાદા ગૌણ છે અને ઉચિત ગુણવત્તા પ્રધાન છે. વિદ્યાર્થી અવસ્થાને શાસ્ત્રોક્ત રીતિથી ગાળવા માટે એક વિદ્યાર્થીમાં કેવા કેવા ગુણો જોઇએ તેનું વર્ણન તો અત્ર અતિસંક્ષેપમાં કર્યું છે, પરન્તુ અન્ય ગ્રંથોમાં તેનો ઘણો વિસ્તાર છે. વિદ્યાર્થીના પ્રત્યેક ગુણ ઉપર વિવેચન કરવામાં આવે તો તેનો એક મોટો ગ્રંથ થાય. છતાં વિનય, ઉદ્યોગ અને બ્રહ્મચર્ય એ ત્રણ ગુણો એક વિદ્યાર્થીના પરમાવશ્યક ગુણો લેખાય છે. (૯).

द्वितीयकर्त्तव्याधिकारिणः । १० ॥

**येषामुन्नतिकामना प्रतिदिनं प्रीतिः परार्थे परा-**
**द्रव्योपार्जनलालसाऽपि न कदा नीतिं समुल्लङ्घते ॥**
**वृत्तिर्धर्मपराङ्मुखा न भवति क्लेशस्य लेशोपि नो ।**
**ते बोध्या अधिकारिणः सुगृहिणः कृत्ये द्वितीये शुभे ॥**

## ગૃહસ્થ ધર્મના અધિકારીઓ.

**ભાવાર્થ**—જેઓને ઐહિક ઉન્નતિની વિશેષ કામના છે, તેની સાથે પરોપકાર કરવાની લાગણી મનમાં રહ્યાં કરે, દ્રવ્ય ઉપાર્જન કરવાની લાલસા વિદ્યમાન હોય તથાપિ તે લાલસા નીતિની હદને ઉલ્લંઘનારી ન હોય, જેની વૃત્તિ ધર્મથી પરાઙ્મુખ ન હોય કિન્તુ ધર્મ તરફના વલણવાળી હોય, જેઓ કુટુંબ વિગેરેમાં સુલેહને ચાહનારા અને ક્લેશને દબાવનારા હોય તેવા સદ્ગૃહસ્થો બીજા કર્ત્તવ્યના અધિકારી ગણાય છે. (૧૦).

**વિવેચન**—દ્વિતીય અવસ્થાનાં કર્ત્તવ્યોનું પાલન કરવા માટેનો અધિકાર એક ગૃહસ્થાશ્રમીમાં ત્યારે જ આવેલો લેખાય કે જ્યારે તેની પ્રત્યેક પ્રવૃત્તિમાં નીતિ અને ધર્મને અનુસરતી વૃત્તિ જાગ્રત રહ્યાં કરે. ધનોપાર્જન કરવાની અને ઉદ્યોગપરાયણ રહેવાની આ અવસ્થામાં જરૂર રહે છે, પરન્તુ તે કરતાં નીતિને અને ધર્મને વિસરી જવાં ન જોઇએ. પૂર્વે 'સદુદ્યોગ' માં પ્રવૃત્તિને દ્વિતીય અવસ્થાનું એક કર્ત્તવ્ય કહેલું છે તે 'સદુદ્યોગ' આ પ્રમાણે નીતિ અને ધર્મપુરઃસરનો હોવો જોઇએ. ગૃહસ્થાશ્રમમાં વિવિધ પ્રકારના સ્વભાવવાળાં કૌટુંબિકોમાં ભેળાવાની માણસને જરૂર પડે છે અને વિજાતીય ગુણોવાળા સ્વભાવોનું સંઘર્ષણ થતાં કલહરૂપી ચકમક ઝરવા લાગે છે; પરન્તુ જો પુરૂષો કલહપ્રિય ન હોય તો કુટુંબમાં ગમે તેવા વિલક્ષણ સ્વભાવો એકત્ર થયા હોય તથાપિ ક્લેશ થતો નથી. આ કારણથી કૌટુંબિક રાજ્યમાં શાન્તિ જાળવવાને પુરૂષે શાંતિપ્રિય બનવું જોઇએ. અન્ય કોઇ સ્વજન કલહપ્રિય હોય અને તે કલહ કરવા લાગે, પરન્તુ સામો માણસ જો તે કલહને ઉત્તેજન આપતો નથી—અર્થાત્—પોતે શાન્તિપ્રિય હોઇને કલહને વૃદ્ધિંગત કરે તેવો શબ્દોચ્ચાર કે વર્તન કરતો નથી, તો પછી કલહ કરનારને પોતાની મેળે જ શાન્ત રહેવાની જરૂર પડે છે. "अतृणे पतितो वह्निः स्वयमेवोपशाम्यति" જે વગડામાં ઘાસનું તણખલું એ ન હોય ત્યાં ગમે તેટલા અંગારા પડે તો પણ શું ? તેથી કાંઇ અગ્નિ વધી શકતો નથી. તેમ જ કૌટુમ્બિક કલહને માટે જાણવું. (૧૦).

तृतीयकर्त्तव्याधिकारिणः । ११ ॥

**प्राणान्तेपि चलन्ति किञ्चिदपि नो धैर्येण ये धर्मतः।**
**सर्वस्व पगमेप्यसत्यवचनं नेच्छन्ति वक्तुं कदा ॥**
**आशापाशनिरासनोन्नतबलाः प्रेम्णा परार्थे रता ।**
**एते सन्त्यधिकारिणो बुधवराः कृत्ये तृतीये वरे ॥**

**પરાર્થરૂપ ત્રીજા કર્ત્તવ્યના અધિકારીઓ.**

**ભાવાર્થ**—જેઓ ધર્મના માર્ગમાં એવા તો અડગ હોય અને ધીરજ પણ એટલી પ્રબળ હોય કે પ્રાણ જતા સુધી પણ તે માર્ગથી લેશમાત્ર ચલાયમાન ન થાય, અને પોતાની સર્વ સંપત્તિ ચાલી જતી હોય તોપણ જેઓ અસત્ય વચન બોલવાને ઇચ્છતા ન હોય, તૃષ્ણારૂપી પાશબંધનને તોડી નાંખવાથી જેમનું નિસ્પૃહતારૂપી બળ અતિઉન્નત થયેલું હોય અને જેઓ પરાર્થના માર્ગમાં ચાલવાને ખરી લાગણીથી તત્પર થએલા છે તેવા ધીર અને પ્રાજ્ઞ પુરૂષો પરાર્થરૂપ ત્રીજા કર્ત્તવ્યના અધિકારી મનાય છે. (૧૧).

**વિવેચન**—પરાર્થસાધનારૂપી તૃતીય અવસ્થાના કર્ત્તવ્યની પરિપૂર્ણતાને અર્થે મનુષ્યમાં જે ગુણોની આવશ્યકતા દર્શાવવામાં આવી છે તે ગુણો ધૈર્ય, ધર્મતત્પરતા, સત્યવાદિત્વ, નિર્લોભ–તૃષ્ણા રહિતતા–નિઃસ્પૃહતા અને પ્રજ્ઞતા એ પ્રમાણે છે. આ ગુણો આ અવસ્થામાં આવશ્યક છે અને અન્ય અવસ્થાઓમાં આવશ્યક નથી એમ આ ઉપરથી સમજવાનું નથી. કહેવાનુ તાત્પર્ય એ છે કે તૃતીય અવસ્થાની સફળતાને અર્થે એ ગુણો મનુષ્યમા હોવાની વિશેષ આવશ્યકતા છે. હવે આપણે એ આવશ્યકતાની ઉંડાણમાં ઉતરીશું. તરૂણાવસ્થામાં ગૃહસંસારરૂપી રાજ્ય–કૌટુંબિક સ્વરાજ્ય ચલાવીને તેમાં વિજયી નીવડેલા સંસારી યોધાને શિરે આ અવસ્થામાં જ્ઞાતિબંધુસમાજ, ધર્મબંધુસમાજ કે દેશબંધુઓના સમાજનું હિત કરવાની મોટી ફરજ આવી પડે છે. આજસુધી કૌટુંબિક સ્વરાજ્ય ચલાવનારે હવેથી જ્ઞાતિ,

ધર્મ કે દેશનું સામાજિક સ્વરાજ્ય ચલાવવાનું હોય છે. કૌટુંબિક કોયડાઓ (Problems) ઉકેલવામાં આજસુધી તેને જે જે ગુણોની આવશ્યકતા લાગતી હતી, તે તે ગુણોની વિશેષ વિકસિત સ્વરૂપમાં હવે તેને આવશ્યકતા પડતી હોય તેમ લાગે છે. ધર્મરતિ, શાન્તિપ્રિયતા ઇત્યાદિ ગુણોનાં આગળ વધેલાં રૂપો જે ધર્મતત્પરતા, ધીર પ્રકૃતિ, ન્યાયપ્રિયતા ઇત્યાદિ ગુણો છે તેની આવશ્યકતા જણાય છે. જ્ઞાતિનું ધર્મનું કે દેશનું હિત–પરહિત કાંઈ એક માણસ પોતાના ધનનો ઉપયોગ કરીને જ સાધી શકતો નથી. ધન ઉપરાંત પોતાના પરિપક્વ વિચારો, ડહાપણ, અનુભવ ઇત્યાદિનો ઉપયોગ તે કાર્ય કરવામાં કરવાથી ધન કરતાં પણ વિશેષ પરાર્થ સાધી શકાય છે. કૌટુમ્બિક કોયડાઓ કરતાં જ્ઞાતિ, ધર્મ, સમાજ કે દેશને લગતા કોયડાઓ ઉકેલવાનું કાર્ય વિશેષ કઠિન હોય છે. તરૂણાવસ્થામાં એક ભૂલ થવાને પરિણામે આખા કુટુંબને સહન કરવું પડે તેને બદલે આ મધ્યાવસ્થામાં થયેલી ભૂલથી આખી જ્ઞાતિ, ધર્મ, સમાજ કે દેશ સમસ્તને સંકષ્ટ સહન કરવું પડે અને તેથી પરાર્થને લગતાં કાર્યો કરવામાં પણ અત્યંત દીર્ઘ વિચારો કરવાની જરૂર છે. ધૈર્યપૂર્વક વિચારો કરીને કોઈ પણ કાર્યો શરૂ કરવાં અને તે શરૂ કર્યાં પછી ગમે તે ભોગે તે પૂરાં કરવાં એ મોટો ગુણ સૌથી પહેલો જરૂરનો છે. ભર્તૃહરિએ કહ્યું છે કેઃ—

अद्यैव वा मरणमस्तु युगान्तरे वा ।
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

અર્થાત્—આજે મરણ થાય કિંવા યુગાંતરે થાય, તોપણ ધીર પુરૂષો ન્યાયના માર્ગમાંથી ચલિત થતા નથી. આવા ધીર પુરૂષો કે જેઓ ધનની કે સ્થૂળ વૈભવસંપત્તિની તો શું પણ પોતાના દેહની પણ આહુતિ આપવાને તત્પર હોય તેઓ જ પરાર્થ સાધી શકે. ઘણી વાર જ્યારે જ્ઞાતિ, ધર્મ, સમાજ કે દેશના હિતને માટે મોટા આગેવાનો, ધર્મગુરૂઓ કે રાજ્યાધિકારીઓની સામે લડત ચલાવવાની હોય છે, ત્યારે જો ભર્તૃહરિ કહે છે તેવા અવિચલ ધીર પુરૂષો ન હોય તો લોકો પાછા હઠી જાય છે અને પરાર્થસાધનારૂપી કર્ત્તવ્યમાં સફળતા મળતી નથી. ઘણી વાર લોકો ધૈર્ય અથવા

ધૃતિનો ખોટો અર્થ કરે છે. કોઇ આપણા સામે હુમલો કરે અને આપણે તેના તે હુમલામાંથી આપણી જાતનો બચાવ કરવાને સમર્થ હોઇએ છતાં તેના હુમલાને અડગ રહીને સહન કરી લઇએ તો તે ધૈર્ય અથવા ધૃતિ બતાવી કહેવાય એમ એ ખોટો અર્થ કરનારાઓ માને છે; પરન્તુ મોન્તેનના કહેવા પ્રમાણે એ ધૃતિ કહેવાય નહિ. તે કહે છે કે "આપણને થતી હાનિઓમાંથી આપણું પોતાનું રક્ષણ કરવાના તમામ પ્રકારના ન્યાયયુક્ત ઉપાયો યોજવાની આપણને છૂટ છે" અને એવા ઉપાયો લેવાના કાર્યને તે ધૃતિ લેખે છે. ધૃતિનું આ લક્ષણ યથાર્થ છે, અને ન્યાયયુક્ત સત્ય માર્ગે વિચરવામાં પાછા હઠવું નહિ, પરહિત કરવા જતાં પોતાના લાભની તૃષ્ણા જરા પણ રાખવી નહિ, લાલચથી ન લલચાતાં અચલ મનોવૃત્તિપૂર્વક પોતે દીર્ઘ વિચાર કરીને નક્કી કરેલે માર્ગે વિચરવું, એ જ પ્રકારની ધૃતિની મનુષ્યને પોતાની તૃતીય અવસ્થામાં વિશેષ જરૂર પડે છે. દ્વિતીય અવસ્થામાં મનુષ્યની વૃત્તિ ધર્મથી પરાઙ્મુખ ન હોવી જોઈએ એમ જણાવ્યા પછી આ અવસ્થામાં ગ્રંથકાર "धर्मतः" શબ્દનો ઉપયોગ કરે છે એ ભૂલી જવું જોઇએ નહિ. વૃત્તિને ધર્મની સંમુખ રાખ્યા પછી ધીમે ધીમે 'ધર્મતત્પર' બનાવવી એટલો હેતુ એ શબ્દમાં સમાએલો છે. અન્ય ગુણોના વિકાસમાં પ્રગતિમાન થતાંની સાથે ધર્મમાં પણ ક્રમશઃ કેવી રીતે આગળ વધતાં રહેવુ તેનું એ સ્પષ્ટ સૂચન છે. (૧૧).

चतुर्थकर्त्तव्याधिकारिणः । १२ ॥

**लीना वैभववासना विषयतो येषां विरक्तं मनो-**
**नो मोक्षेतरकामनास्ति समता मानेऽपमाने तथा ॥**
**चित्तं निश्चलमात्मसाधनविधौ लोभस्य लेशोपि नो।**
**ते भव्या अधिकारिणो व्रतपराः कृत्ये चतुर्थे परे ॥**

**ત્યાગ અથવા યોગના અધિકારીઓ.**

**ભાવાર્થ**—જેઓની સાંસારિક વૈભવસુખની વાસના લય પામી ગઇ

હોય, જેમનું મન વિષયવિલાસથી તદ્દન વિરક્ત થઇ ગયું હોય, મોક્ષ સિવાય બીજી કોઇ પણ જાતની જેમના મનમાં અભિલાષા નથી, માન મળે, ચાહે અપમાન મળે બન્નેમાં જેમને એકસરખો ભાવ છે, આત્મિક કાર્ય સાધવામાં જેમની ચિત્તવૃત્તિ અત્યંત નિશ્ચલ થઇ હોય, કોઇ પણ જાતની વસ્તુ મેળવવાનો લોભ તો જેમને લેશમાત્ર પણ નથી, તેવા વ્રતધારી ભવ્ય પુરૂષો ત્યાગરૂપ ચોથા કર્ત્તવ્યના અધિકારી છે. (૧૨)

**વિવેચન**—"ધર્મતત્પરતા"થી એક ભૂમિકા ઉંચે ચડીને 'આત્મસાધન'માં ચિત્તને નિશ્ચલ કરવું એ પ્રકારનો ત્યાગ વા યોગ ચતુર્થ અવસ્થાનું પરમ કર્ત્તવ્ય છે. એ કર્ત્તવ્ય પરિપૂર્ણ કરવાના અભિલાષીએ સર્વાશે નિઃસ્પૃહતાને પ્રાપ્ત કરવી જોઇએ-અર્થાત્ સર્વ ઐહિક વાસનાઓમાંથી ચિત્તવૃત્તિને નિવૃત્ત કરવી જોઇએ. **वसुधैव कुटुम्बकं** માનવું એ બંધુભાવનું પરમ-ઉચ્ચતમ લક્ષણ છે, પરન્તુ તેમાંએ જે કિંચિત્ મમત્વ સૂચવાએલું છે તેનો પણ ત્યાગ કરીને આન્તર્ દૃષ્ટિને માત્ર મોક્ષની કામનામાં યુક્ત રાખવી એ જ અંતિમ અવસ્થાનું પરમ લક્ષ્ય છે. મન, વચન અને કાયા એ ત્રણે પ્રકારના યોગે કરીને જે સ્થૂળ દેહધારી આત્માએ અકિંચન અવસ્થા પ્રાપ્ત કરી હોય તે જ ચતુર્થ અવસ્થાના કર્ત્તવ્યને સફળ કરવાની ખરી જિજ્ઞાસાવાળો છે એમ કહેવાય-અર્થાત્ તે જ ચતુર્થ અવસ્થાના કર્ત્તવ્યનો ઉચિત અધિકાર ધરાવે છે એમ કહેવાય. (૧૨).

---

# तृतीय परिच्छेद.

## કર્ત્તવ્યના કાળની ઘટના.

**[ આ પ્રમાણે આયુષ્યની ચાર અવસ્થાઓ, તે અવસ્થાઓનાં કર્ત્તવ્યો અને તે કર્ત્તવ્યોની પરિપૂર્ણતાને અર્થે અધિકારી મનુષ્યો કેવા ગુણવાળા હોવા જોઇએ તેનું વિસ્તૃત વિવેચન કરવામાં આવ્યું; પરન્તુ તેમાં કેટલીક શંકાઓને અવકાશ રહેલો હોઇ તે શંકાઓનું નિરસન કરવાનું હવે શરૂ કરવામાં આવે છે. ]**

कर्त्तव्यकालविभागः । १३ ॥

**सामान्येन हि यावदायुरधुना सम्भाव्यते मानवे ।**
**योंशस्तस्य चतुर्थ एष समयः प्रत्येकमेषां क्रमात् ॥**
**कालो यस्य यदा स्वतः समुदितः कृत्यं तदा तद्भवे-**
**त्संसाध्यं क्रमशस्तथा किल भवेच्छक्तेर्विकाशो यथा॥**

### એકેક કર્ત્તવ્યનો કેટલો કેટલો સમય?

**ભાવાર્થ**—જે દેશનાં મનુષ્યોનાં કર્ત્તવ્યની હદ જોવાની હોય તે દેશનાં મનુષ્યોનું સામાન્ય રીતે વધારેમાં વધારે આયુષ્ય જેટલા વર્ષનું હોય, તેના ચાર ભાગ કરતાં ચોથા ભાગનો જે સમય આવે તેટલો સમય એકેક કર્ત્તવ્યનો જાણવો. તે વિભાગ પ્રમાણે જે કર્ત્તવ્યનો જ્યારે ઉદય થાય, તે અવસ્થામાં તે કર્ત્તવ્ય આગળ બતાવવામાં આવે તે વિધિ પ્રમાણે એવી રીતે બજાવવું જોઇએ કે જેથી દિવસે દિવસે આત્મિક શક્તિનો વિકાશ થતો આવે અને ઉત્તરોત્તર કર્ત્તવ્ય બજાવવાનું બળ પ્રાપ્ત થતું આવે. ( ૧૩ ).

**વિવેચન**—એક સો વર્ષનું મનુષ્યનું આયુષ્ય કલ્પીને તેના ૨૫–૨૫ વર્ષના એકસરખા ચાર વિભાગો કરીને તે પ્રત્યેક અવસ્થાનાં કર્ત્તવ્યો તથા તે કર્ત્તવ્યો બજાવવાને પાત્ર મનુષ્યોના ગુણોનું કથન અત્ર સમાપ્ત થયુ.

**શંકા**—પરન્તુ આધુનિક સમયમાં મનુષ્યો સો વર્ષનું આયુષ્ય ભાગ્યે જ ભોગવી શકે છે. ઘણાઓ ૫૦ વર્ષની વયે વૃદ્ધ થાય છે અને ૮૦ વર્ષ સુધી તો ભાગ્યે જ કોઇ પહોંચી શકે છે. આપણા આર્યાવર્તમાં ૮૦ વર્ષ કરતાં વધારે વયનાં મનુષ્યો ૧૦૦ માં ૧ પણ હશે કે નહિ તે માટે શંકા રહે છે. તો પછી ૨૫ વર્ષના એકસરખા વિભાગો કરવામાં આવ્યા અને તેનો કર્ત્તવ્યક્રમ સૂચવવામાં આવ્યો તે શું ઉચિત છે?

**સમાધાન**—દુનિયાના જૂદા જૂદા વિભાગોની શીતોષ્ણ ઋતુની અસર મનુષ્યોના શારીરિક બંધારણ ઉપર થતી હોય એમ લાગે છે. જે દેશમાં ઉષ્ણતા વધારે હોય છે તે દેશના લોકોને યુવાવસ્થા નાની વયમાં

આવે છે અને જે દેશમાં શૈત્ય વધારે હોય છે તે દેશમાં બાલ્યાવસ્થા ઘણાં વર્ષ સુધી ટકે છે એવું આપણે સામાન્ય વ્યવહારમાં જોઇએ છીએ. નૉર્વેના લોકોનું આયુષ્ય આખી દુનિયામાં સૌથી વધારે લાંબું લેખાય છે, તેનું કારણ પણ એ જ છે કે તે ઉત્તર ધ્રુવની નજીકમાં હોઈ ત્યાંની ઋતુ અતિ-શીત હોય છે. ત્યાં ૧૦૦ વર્ષનું આયુષ્ય તો સેંકડે ૨૫ માણસો ભોગવી શકે છે અને ૧૦૦ ઉપર પણ ઘણાં માણસો જીવે છે. સામાન્ય ગણત્રીથી નૉર્વેના લોકોનું લાંબું આયુષ્ય ૧૨૦ વર્ષનું ગણાય અને આપણા આર્યા-વર્તમાં ૮૦ વર્ષનું ગણાય. દેશ દેશની ઋતુઓને અનુસરતી આ ઘટના હોઇને ૧૦૦ વર્ષનું ચોક્કસ પ્રમાણ બાંધી બેસવું એ ઉચિત નથી. શાસ્ત્ર-નિયમ પ્રમાણે સો વર્ષનું આયુષ્ય માનવું અનુચિત નથી. 'શુક્રનીતિ' માં કહ્યું છે કે—शतमायुर्मनुष्याणां गजानां परमं स्मृतम् અર્થાત્ માણસનું અને હાથીનું આયુષ્ય ૧૦૦ વર્ષનું લેખાય છે; પરન્તુ વ્યવહારમાં પ્રત્યક્ષ પ્રમા-ણોથી કર્ત્તવ્યની વર્ગણીમાં આપણે તે શાસ્ત્રનિયમને ગ્રહણ કરીશું નહિ. જે દેશમાં વધારેમાં જેટલું આયુષ્ય સામાન્ય રીતે લેખાતું હોય તે આયુ-ષ્યનાં વર્ષના એક સરખા ચાર વિભાગો કરીને પ્રત્યેક વિભાગને એક એક અવસ્થા લેખવી અને પછી ક્રમાનુસાર કર્ત્તવ્યો બજાવવાં એ વિશેષ ઉચિત અને વ્યવહારૂ માર્ગ છે. એ ક્રમાનુસાર વર્તતાં શનૈઃ શનૈઃ આત્માની પૃથક્ પૃથક્ શક્તિઓનો વિકાશ થતો રહે છે, એટલે નૉર્વેનો નિવાસી જેટલી શક્તિ ૯૦ મે વર્ષે પ્રાપ્ત કરી શકે છે તેટલી શક્તિ આર્યાવર્તનિવાસી ૬૦ મે વર્ષે પ્રાપ્ત કરી શકે છે કારણકે પહેલાની જે અવસ્થા (તૃતીય) ૯૦ મે વર્ષે સમાપ્ત થાય છે તે જ અવસ્થા બીજાના ૬૦ મે વર્ષે સમાપ્ત થાય છે. (૧૩)

[ કર્ત્તવ્યના ક્રમના સંબંધમાં પણ તેવી જ શંકા ઉપસ્થિત કરીને ગ્રંથકાર તે ક્રમની ઉચિતતાનું નિમ્ન શ્લોકદ્વયમાં સ્વયમેવ પ્રતિપાદન કરે છેઃ ]

कर्त्तव्यक्रमघटना । १४ । १५ ॥

**यद्यत्स्वल्पपरिश्रमेण तरसा कृत्यं सुसाध्यं भवे-**
**त्तत्तत्स्वल्पफलं तथापि पुरतः प्रारब्धुमायुज्यते**

यस्मात्संभवति क्रमेण मनुजे शक्त्युन्नतिः प्रायशो ।
भारं वोढुमलं शिशुः किमु भ[illegible]क्तिविनादौ हकी[illegible] ॥
अभ्यासेन वि[illegible]ाशेते निजबले बालः स[illegible]वाग्रतो ।
वाह्यं पञ्चष पूरुषैः स्वयम[illegible]ो हस्तेन वोढुं क्षमः ॥
एवं यस्य यथायथं [illegible]काटिता शक्तिर्भवे[illegible]ात्मनः ।
शक्यं तेन तथातथे त्तरतरं कर्त्तव्यमासेवितुम् ॥

युग्मम् ॥

### કર્ત્તવ્યનો બતાવેલ ક્રમ શું ઉચિત છે?

**ભાવાર્થ**—જે કાર્યમાં પરિશ્રમ થોડો પડે છે તેનું ફળ પણ ન્યૂન હોય છે. જેટલો પરિશ્રમ તેટલું ફળ, આ એક અવિચ્છિન્ન નિયમ છે, જેથી વધારે પરિશ્રમ કરી ઉચ્ચ ફળ મેળવવાનો પ્રયાસ પ્હેલેથી જ કેમ કરવો ન જોઇએ? આ એક સવાલ ઊભો થાય છે. તથાપિ થોડા પરિશ્રમથી સાધ્ય થોડા ફળવાળા કર્ત્તવ્યથી શરૂઆત એટલા માટે વાજબી ગણાય છે કે મનુષ્યમાં શક્તિની ખીલવણી ઘણું કરીને ક્રમે ક્રમે થાય છે. નાનું બાળક કે જેને હજી શારીરિક શક્તિ પ્રાપ્ત થઈ નથી તે મણ બે મણનો બોજો ઉપાડવા સમર્થ થઇ શકતું નથી. પણ જેમ જેમ તે બાળક મોટું થાય છે, અને કામ કરવાના અભ્યાસથી તેનું શરીરબળ ખીલતું જાય છે, ત્યારે તે જ બાળક પાંચ છ માણસો ઉપાડી શકે તેટલો બોજો પોતાની જાતે એક હાથે ઉપાડવા સમર્થ થાય છે. તેવી જ રીતે કાળ અને અભ્યાસના બળથી જેમ જેમ માનસિક શક્તિની ખીલવણી થતી આવે અને આંતરિક શુદ્ધિથી આત્મિક વીર્ય વૃદ્ધિંગત થતું આવે, તેમ તેમ તે માણસ અધિક કષ્ટસાધ્ય ઉત્તરોત્તર કર્ત્તવ્ય બજાવવાને શક્તિમાન્ થઈ શકે છે; એટલે અધિક ફળ આપનાર કર્ત્તવ્ય, શક્તિના વિકાસની અપેક્ષા રાખતું હોવાથી શક્તિવિકાસને અનુસરી જે કર્ત્તવ્યક્રમ બતાવ્યો છે તે સામાન્ય રીતે વાજબી જ છે. (૧૪-૧૫).

**વિવેચન**—ઍડીસન કહે છે કે આ જીંદગી દુઃખથી ભરપૂર નથી પરન્તુ તેમાંથી ઘણું શીખવાનું અને સુખ મળે છે; એટલે કે માનવજીવન એક પ્રકારની શાળા છે કે જે શાળામાં મનુષ્યરૂપી વિદ્યાર્થિઓ રોજ રોજ કાંઇક નવું નવું શીખે છે–સુખદુઃખના અનુભવ મેળવે છે. આ શાળા પણ વિદ્યાર્થિઓની શાળાના ધોરણપુરઃસર ચાલતી સંસ્થા છે અને તેનાં ધોરણો કુદરતે સ્થાપેલાં હોય છે. પ્રત્યેક વસ્તુનો સ્વભાવ કુદરતે એવો સ્થાપિત કર્યો છે કે જેથી તે ક્રમે ક્રમે આગળ પ્રગતિમાન્ થતી રહે છે. પ્રગતિના સ્વાભાવિક ક્રમનું ઉલ્લંઘન કરવાથી પ્રાયઃ પ્રગતિનો અવરોધ થઇ જાય છે અને તેથી કુદરતને અનુસરીને વર્તવાનું શિક્ષણ પામેલાં મનુષ્યોએ પોતાની સર્વ પ્રકારની પ્રગતિને અર્થે ક્રમશઃ આગળ વધવાના જ નિયમો સ્થાપિત કર્યા છે. આ કારણથી જીંદગીની શાળામાં અભ્યાસ કરતાં મનુષ્યોને માટે પણ વિદ્વાનોએ ક્રમાનુસારી પ્રગતિનો માર્ગ નિયત કરેલો છે. એકાએક ત્વરાપૂર્વક પ્રગતિને ઇચ્છનારાઓ પ્રાયઃ નિષ્ફળ જાય છે. સુભાષિતકાર કહે છે કેઃ—

शनैर्विद्यां शनैरर्थानारोहेत्पर्वतं शनैः ।
शनैरध्वसु वर्तेत योजनान्न परं व्रजेत् ॥

અર્થાત્—થોડે થોડે શીખવાથી વિદ્યા આવડે છે, ધીરે ધીરે દ્રવ્ય મેળવાય છે અને ધીમે ધીમે પર્વત ઉપર ચડાય છે, તેવી રીતે માર્ગમાં ડગલે ડગલે ચાલવું પણ યોજનના યોજન ચાલવું નહિ. આ બોધવચન પણ ક્રમે ક્રમે–ધીમે ધીમે આગળ વધવાનું સૂચન કરે છે. એ જ પ્રમાણે મનુષ્યની શારીરિક અને માનસિક શક્તિનો વિકાસ પણ વયના ક્રમે કરીને આગળ વધતો રહે છે અને તેમ તેમ વધારે ને વધારે ડહાપણભરેલાં મોટાં અને હિતકારક કાર્યો કરવાની આંતર્બાહ્ય શક્તિને માણસ સંપાદન કરતો જાય છે. અપરિપક્વ વયવાળા કે કાચી બુદ્ધિવાળા એક બાળકને કોઈ મોટો વ્યાપાર કરવાનું સોંપવામાં આવે છે તો તેનું પરિણામ સારૂં આવતું નથી. એમ થવાનું કારણ એ હોય છે કે તે બાળકની વય કિંવા બુદ્ધિ અપરિપક્વ દશામાં હોઇને તે તેવું ગંભીર કાર્ય કરી શકતો નથી. આ પ્રમાણે મોટો નફો મેળવવાના લોભથી આપણે જો નાના બાળક પાસે મોટો વ્યાપાર ખેડાવીએ તો તેનું પરિણામ નઠારૂં આવે છે, પરન્તુ જો તેની વય અને બુદ્ધિના પ્રમાણમાં

તેને નાનું કાર્ય સોંપ્યું હોય છે તો તે એ યથાર્થ રીતે બજાવી લાવે છે; તે જ પ્રમાણે થોડા પરિશ્રમના થોડા ફળથી અસંતુષ્ટ થવું નહિ અને પૂરી યોગ્યતા વિના મોટાં કાર્યોમાં માથું મારવું જોઇએ નહિ. શરૂઆત ભલે નાની હોય પણ તે નાની શરૂઆતમાં જ મોટાં અને સુંદર પરિણામો રહેલાં છે. વડના એક નાના બીજની અંદર મોટું વૃક્ષ રહેલું છે એમ માનીને તે નાની શરૂઆતથી પણ તુષ્ટ રહેવું. આત્મશક્તિનો ઉદય પણ ક્રમે ક્રમે થવો જ ઉચિત છે એવો સિદ્ધાન્ત સ્થાપિત કરીને જ ગ્રંથકારે ચાર અવસ્થાઓનાં પૃથક્ પૃથક્ કર્ત્તવ્યો નિર્ણીત કરી બતાવ્યાં છે. આ કર્ત્તવ્યોનું સૂચન આગળના શ્લોકોમાં થઇ ગયું છે અને તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તેની ગોઠવણીમાં જે રીતિ ગ્રહણ કરવામાં આવી છે તે ક્રમાનુસારિણી અને ઉચ્ચતમ ધ્યેય બિંદુની સંમુખ વિશેષ ને વિશેષ આગળ વધનારી છે. "એક બાળક શામાટે પ્રૌઢ વયવાળા પુરૂષના જેવો પરાર્થ જીવન ગાળનારો ન બની શકે ?" એવી ઉચ્ચ પણ અસંભવનીય કલ્પના કરીને મનોગમ્ય સ્વપ્નોમાં વિહરવાનું ત્યજી દઇને વિદ્વાન્ પુરૂષોએ પૂર્વે જે "शनैः पन्थाः"નો નિયમ સ્થાપિત કર્યો છે તે જ નિયમને આ કર્ત્તવ્યક્રમઘટનામાં ગ્રહણ કર્યો છે.

**શંકા**—સંસારમાં આપણે જોઇએ છીએ કે કોઇ કોઇ વાર નાની વયના છોકરાઓ વ્યાપારવિષયક બુદ્ધિમાં બહુ આગળ વધેલા હોય છે અથવા તો તારૂણ્યમાં વિહરતા ગૃહસ્થાશ્રમીઓ ભાવસાધુના જેવું જીવન ગાળતા હોય છે. આ પ્રમાણે પ્રત્યક્ષ રીતે ક્રમઘટનાનું ઉલ્લંઘન થાય છે તો તે શું અનિષ્ટકારક કહેવાય ?

**સમાધાન**—ના. [ વાંચો આ નીચેનો શ્લોક અને તે ઉપરનું વિવેચન. ]

शक्तिसद्भावे क्रमोल्लंघनं न बाधकम् । १६ ॥

**प्राक्संस्कारबलेन यस्य जनिता सत्त्यागवृत्तिर्दृढा ।**
**स्वार्थत्यागसहिष्णुतादिकमनःशक्तिः पुरैवोद्गता ॥**
**स त्यागादिकमुत्तरोत्तरमलं कर्त्तव्यमासेवतां ।**
**योग्यत्वं क्रमलंघनेऽपि न मनाग् बाधात्र काप्युह्यते ॥**

## જ્યાં આકસ્મિક શક્તિવિકાસ હોય ત્યાં ક્રમની જરૂર નથી.

**ભાવાર્થ**—જેને પૂર્વ જન્મના શુભાનુષ્ઠાનથી શુભ કર્મનો જ યોગ મળ્યો છે, અને તેથી બાલ્યાવસ્થામાં જ શુભ સંસ્કારના બળથી સારા સારા વિચારો થવા માંડે; વિષયભોગ તરફ અરૂચિ અને ત્યાગ તરફ પ્રબળ રૂચિ જણાય; સ્વાર્થી ઇચ્છાઓનો નિરોધ અને સ્વાર્થત્યાગવૃત્તિ બલવત્તર પ્રતીત થાય; સહિષ્ણુતા, ધૈર્ય, ક્ષમા આદિ માનસિક સદ્‌ગુણો અને મનોબળ, હૃદયબળ, આત્મિક બળ, બાલ્યાવસ્થા, તરૂણાવસ્થા યા ગમે તે અવસ્થામાં પ્રકટ થયેલાં જણાય તો તે માણુસ ગમે તે અવસ્થામાં ત્યાગરૂપ અન્તિમ કર્તવ્ય યા અન્ય ઉન્નતિગામી કર્તવ્ય યોગ્યતાનુસારે બજાવી શકે છે, તેમ કરવામાં ઉપર કહેલા ક્રમનું ઉલ્લંઘન થતું હોય તોપણ કંઈ બાધ નથી. સબબ કે ઉપરનો ક્રમ પ્રાયિક છે અને તે પણ યોગ્યતા ઉપર જ આધાર રાખનારો છે. ( ૧૬ )

**વિવેચન**—गुणाः पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः અર્થાત્ ગુણી જનોમાં ગુણ જ પૂજનીય લેખાય છે, તેમની જાતિ કે વય એમાં પૂજનીયતાનો ગુણ નથી. તેવી જ રીતે કર્તવ્યની ઘટના મનુષ્યના ગુણ તથા શક્તિની ન્યુનાધિકતાના પ્રમાણમાં નિશ્ચિત કરી છે. સ્વાભાવિક નિયમ પ્રમાણે ગુણ કિંવા શક્તિનો સદ્‌ભાવ વયને અનુસરતો હોય છે અને વ્યવહારમાં બહુધા તેવું જ દૃષ્ટિગોચર થાય છે તેથી વયને આધારે કર્તવ્યક્રમની ઘટના કરવામાં આવી છે; પરન્તુ એટલું ભૂલી જવું જોઈએ નહિ કે વય અને ગુણમાં ‘ ગુણ ’ પ્રધાન છે, તેથી કર્તવ્યક્રમની ઘટનામાં ‘ગુણ’ ને અનુસરતો ફેરફાર કરવામાં કશો બાધ નથી. આ સંસારમાં ઘણા જીવો પૂર્વ ભવના ઉચ્ચ સંસ્કારોથી આવૃત્ત થઇને જન્મ લે છે.* બાલ્ય કિંવા

---

* પૂર્વ ભવના સંસ્કારનું એક ચમત્કારિક દૃષ્ટાંત અત્ર આપવું અપ્રાસંગિક લેખાશે નહિ. કલકત્તાનિવાસી બાબુ વસન્તકુમાર ચેટર્જીનો બાળક પુત્ર મદનમોહન ચેટર્જી છે. વસન્તકુમાર સંગીત વિદ્યા ઉપર અત્યંત પ્રેમ ધરાવે છે. એકવાર વસન્તકુમારે જોયું કે પોતાનો બાળક પુત્ર મદન એકાન્ત આનંદપૂર્વક ગાઇ રહ્યો છે ! તાલ અને સૂરની મીઠાશ પ્રમાણે તે પોતાના સ્વરને ધીમો—ઉતાવળો કરીને તાન પલટા પ્રમાણે તે બાળક ગાતો હતો ! આ તમાશો જોઇને તેના

તરૂણાવસ્થામાં પરાર્થોપજીવી અને ત્યાગી તરીકે જીવન ગાળતા ઉચ્ચાત્માઓનો આ જગતમાં કેવળ અસદ્‌ભાવ નથી. પૂર્વ સંસ્કારના બળે કરીને કોઈ તેવા આત્માઓમાં લઘુ વયે શક્તિવિકાસ માલૂમ પડે તો તે શક્તિ અર્થાત્ ગુણને અનુસરતાં કર્ત્તવ્યો બજાવવામાં કશો બાધ નથી—ક્રમની ઘટના ત્યાં અંતરાયભૂત થઇ શકે નહિ, કારણકે તેવા આત્માઓ વયની અપેક્ષાએ ભલે પ્રથમ કિંવા દ્વિતીય અવસ્થામાં હોય, તથાપિ ગુણ કિંવા શક્તિની અપેક્ષાએ તેઓ તૃતીય કે ચતુર્થ અવસ્થાને પાત્ર હોઈ શકે છે; અને ક્રમઘટનામાં વયગણના ગૌણ છે તથા ગુણગણના પ્રધાન છે એવું આગળ જણાવવામાં આવી ગયું છે.

**શંકા**—ક્રમઘટના જ્યારે ગુણ અને શક્તિને પ્રધાનપણે અનુસરે છે અને વયને ગૌણ રીતે અનુસરે છે, તો કોઇ તૃતીય કે ચતુર્થ અવસ્થાવાળો પુરૂષ વિષયલાલસાથી કેવળ મુક્ત ન થયો હોય તે તે અવસ્થાઓમાં પણ ગૃહસ્થાશ્રમમાં રચ્યો પચ્યો રહે, તો તેણે પોતાનું કર્ત્તવ્ય ઉચિત રીતે બજાવ્યું લેખાય કે નહિ ?

**સમાધાન**—ના. મીસીસ એની **બી**સાંટ કહે છે કે પ્રત્યેક મનુષ્ય ઉન્નતિપથગામી છે એટલે કે મનુષ્યનો આત્મા પ્રત્યેક ક્ષણે ઉન્નત અવસ્થામાં આવતો જાય છે, અને એ ખરૂં છે કે મનુષ્યત્વનું જે ઉચ્ચ લક્ષ્યબિંદુ છે તે સ્થળે પહોંચવાને મનુષ્યે ઉન્નતિપથગામી થવું એ જ કર્ત્તવ્ય છે. ઉન્નતિપથગામી થવાને બદલે અધઃપતિત થવું તે મનુષ્યત્વને અફળ કરનારૂં છે, બલકે આત્મવિઘાતક છે. તેટલા માટે પ્રથમ કે દ્વિતીય અવસ્થામાં શક્તિ

---

પિતાને આશ્ચર્ય થયું. તેની પરીક્ષા લેવાને પિતાએ હાર્મોનિયમ બજાવવા માંડ્યું અને મદને હાર્મોનિયમને બરાબર રીતે અનુસરીને ગાયું ! તાલ સ્વરમાં જરા પણ ભૂલ નહોતી ! આ વખતે મદનની ઉમર માત્ર બે વર્ષ અને નવ માસની હતી ! ! જ્યારે તે ચાર વર્ષનો થયો ત્યારે તેણે અલીપુરના જોઇંટ મેજીસ્ટ્રેટને ત્યાં એવું સુરીલું ગાયન ગાયું હતું. તે સાંભળનારાઓનો નિશ્ચય થયો હતો કે તેવું ગાયન દશ કે પંદર વર્ષના અભ્યાસી ગાયકો પણ ગાઈ શકે નહિ ! ! પૂર્વજન્મના સંસ્કારબળે કરીને વયની ગણના કેવી રીતે તિરોભૂત થાય છે અને ગુણની ગણના પ્રધાનપદ પામે છે તેનું આ એક સામાન્ય દૃષ્ટાંત જ છે.

વા ગુણના સદ્ભાવે કરીને તૃતીય કિંવા ચતુર્થ અવસ્થાનાં કર્તવ્યો કરવાં તે ઉચિત છે, બાધક નથી; પરન્તુ તૃતીય તથા ચતુર્થ અવસ્થામાં દ્વિતીય અવસ્થાનાં કર્મોમાં પડયાં રહેવું એ આત્માને પતિત કરનારૂં હોઇ અનુચિત છે. આત્માને ઉન્નત દશામાં આણવાને ક્રમોલ્લંઘન કરવામાં બાધ નથી પરન્તુ ક્રમોલ્લંઘનનો દોષ વ્હોરીને આત્માને અધઃપતિત કરવો એ તો દ્વિગુણ દોષ છે. આ કારણથી આ શ્લોકમાં उत्तरमलं શબ્દવડે ક્રમોલ્લંઘનની પણ ગ્રંથકારે મર્યાદા બાંધી આપી છે. તે શબ્દનો સ્પષ્ટાર્થ એ પ્રતીત થાય છે કે ત્યાગાદિ ઉચ્ચ કર્તવ્યો બજાવવાને વયના ક્રમનું ઉલ્લંઘન કરવાની જરૂર પડે તો તેવી રીતે ઉન્નત થવા માટે કરવું, અને તેમાં બાધ નથી. (૧૬)

[ ક્રમાનુસારે કર્તવ્ય નહિ બજાવનારા એટલે કે એ ક્રમઘટનાને અપવાદરૂપ ભાસતા મનુષ્યો સંબંધી વાચકની શંકાનું પુનઃ સમાધાન કરવાને ગ્રંથકાર કહે છે.]

कर्त्तव्यविशेषाणां परस्परं सहचारासहचारौ । १७ ॥

**पूर्वः पूर्वमथोत्तरोत्तरविधौ संलीयते कुत्रचि-**
**त्पुंसः शक्त्यनुसारतः क्वचिदपि प्राधान्यतस्तिष्ठति ॥**
**क्वाप्येतानि समाश्रयन्ति समतां वैषम्यकोटिं क्वचि-**
**त्कालाद्देशवशाच्च वस्तुवशतः कार्येषु सर्वः क्रमः ॥**

**ચારે કર્તવ્ય અલગ અલગ જ રહે છે કે ક્યાંય તેમનો સહચાર થાય છે?**

**ભાવાર્થ** અને **વિવેચન**—દરેક માણસને શક્તિ અને સંયોગો એક-સરખા પ્રાપ્ત થતા નથી. વિલક્ષણ સંયોગોને લીધે કોઇનામાં એવી શક્તિ હોય કે એક અવસ્થાનું એક કર્તવ્ય પસાર કરી બીજા કર્તવ્યની હદમાં પ્રવેશ કરી શકે, અને બીજા કર્તવ્યને છોડયા પછી જ ત્રીજા કર્તવ્યને સ્વી-કારી શકે. તેની અપેક્ષાએ તો પૂર્વકર્તવ્ય ઉત્તરોત્તર કર્તવ્યમાં પર્યવસાન પામે છે. કોઇ પુરૂષમાં વળી અમુક પ્રકારનું જ બળ હોવાથી જીંદગીના છેડા સુધી અમુક અમુક સ્વાભીષ્ટ કર્તવ્ય જ સ્વીકારવામાં આવે છે. તેની અપે-

ક્ષાએ અમુક એકેક કર્ત્તવ્ય જ પ્રાધાન્ય ભાવે રહે છે. કોઇનામાં વિશેષ શક્તિના પ્રભાવથી એક અવસ્થામાં પણ એકથી વધારે કર્ત્તવ્ય સમાનાધિકરણ્યથી સાથે સાથે રહે છે, અને કોઇ ઠેકાણે તે કર્ત્તવ્યો વિષમપણે રહે છે. એટલે કર્ત્તવ્યોની પરસ્પર સમાનતા અને વિષમતા, સહચાર અને અસહચાર, ક્રમ અને ઉત્ક્રમ એ બધાનો આધાર પુરૂષની શક્તિ, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ વગેરે પ્રાપ્ત થયેલા સંયોગો ઉપર છે. જગતમાં આ પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારે જીવન ગાળતાં મનુષ્યોનાં દષ્ટાંતો જોવામાં આવે છે, પરન્તુ મુખ્ય નિયમ અથવા ક્રમઘટનાની અપેક્ષાએ એ પ્રકારનાં જીવન અપવાદરૂપ જ લેખાવાં જોઇએ. આ અપવાદરૂપ જીવનમાંએ કેટલાંક જીવન કર્ત્તવ્ય બજાવવામાં સફળ થતાં હોય અને કેટલાંક જીવન અફળ પણ જાય ખરાં; પરંતુ મુખ્યત્વે કરીને નિયમાનુસાર વ્યતીત થતાં જીવન તો અફળ જવાનો સંભવ જ નથી.

અત્ર આ બાબતને લગતાં એકાદ બે દષ્ટાન્તો ઠીક ઉપયોગી થઇ પડશે. બુદ્ધે પ્રથમાવસ્થા તો યથાયોગ્ય વિદ્યાભ્યાસમાં વ્યતીત કરી હતી, અને દ્વિતીય અવસ્થામાં ગૃહસ્થાશ્રમ પણ શરૂ કર્યો હતો. આ ગૃહસ્થાશ્રમની બીજી અવસ્થામાં જ તે પરહિત કરવાની ત્રીજી અવસ્થાનું કર્ત્તવ્ય પણ બજાવ્યે જતો હતો. કોઈ દુઃખી મનુષ્યને જોઇને તેને દુઃખમુક્ત કરવો, કોઇ દીન વિદ્યાર્થીને વિદ્યાદાનને અર્થે ધનદાન કરવું ઇત્યાદિ પરહિતનાં કાર્યોમાં તે એ અવસ્થામાં પણ નિમગ્ન રહેતો હતો. એવામાં એકાએક વૈરાગ્ય અને જ્ઞાનના પ્રાબલ્યથી બીજી અવસ્થામાં જ તેણે ચોથી અવસ્થાનું કર્ત્તવ્ય આદર્યું! તેણે પોતાની પત્ની યશોધરાનો, બાળક પુત્રનો અને વૃદ્ધ માતાપિતાનો એકાએક ત્યાગ કર્યો અને વનવાસી થઈ સ્થળે સ્થળે જીવહિંસાપૂર્ણ યજ્ઞયાગાદિની વ્યર્થતાનો ઉપદેશ કરવા માંડયો. યુવાવસ્થામાં એક પૂરા સંન્યાસી તરીકે તેણે જીવન ગાળવા માંડયું તેમાં તેની શક્તિ, કાળ અને સંયોગો જ કારણીભૂત હતાં: ત્યાં વયની ક્રમઘટના પ્રમાણે કર્ત્તવ્યની ક્રમઘટના નિરર્થક હતી. બીજું એક દષ્ટાંત સુપ્રસિદ્ધ દેશભક્ત દાદાભાઈ નવરોજીનું છે. તેમણે વિદ્યાર્થીજીવન પૂર્ણ કર્યા પછી ગૃહસ્થાશ્રમ આરંભ્યો હતો, પરન્તુ વિદ્યાર્થીજીવનમાં જ ત્રીજી અવસ્થાના કર્ત્તવ્યની

શરૂઆત કરી હતી અને બીજી અવસ્થામાં તો તેમણે ખરેખરૂં પરહિતાર્થી જીવન જ ગાળવા માંડયું હતું ! સ્વદેશબંધુઓની આર્થિક અને રાજકીય સ્થિતિ સુધારવાના હેતુથી સ્વતંત્ર વર્તમાનપત્ર બહાર પાડવાનું, સરકારના કાન સુધી પ્રજા અવાજ લેઇ જવાને મથન કરવાનું, હિંદના લોકોના હિતને અર્થે ઇંગ્લાંડમાં રહીને લડત ચલાવવાનું અને એ રીતે સર્વ પ્રકારનું પરહિતાર્થી જીવન કે જે વસ્તુતઃ ત્રીજી અવસ્થાનું કર્ત્તવ્ય છે તે પ્રમાણે બીજી અવસ્થામાં જ ચાલુ કર્યું હતું, અને તેના બીજાંકુર તો પહેલી અવસ્થામાં જ ફૂટી નીકળ્યા હતા. આવી રીતે બીજી અને ત્રીજી અવસ્થાનો કાળ ત્રીજી અવસ્થાના કર્ત્તવ્યમાં જ વ્યતીત કર્યા પછી આજે એ મહાત્મા ચોથી અવસ્થા ભોગવે છે, છતાં લોકહિતનો દીપક તો તેમના હૃદયમાં જ્વલંત બળ્યાં કરે છે. (૧૭)

---

# चतुर्थ परिच्छेद.

## કર્ત્તવ્યની ઇચ્છાનું નિવાસક્ષેત્ર: ચિદ્વૃત્તિ.

[ હવે કર્ત્તવ્ય બજાવવાની ઇચ્છાને નિવાસ કરવાયોગ્ય હૃદયક્ષેત્રમાં કેટલી યોગ્યતા હોવી જોઇએ તેનું કથન કરવામાં આવે છે. ]

कर्त्तव्यक्षेत्रम् । १८ ॥

**धैर्यं शौर्यसहिष्णुते सरलता सन्तोषसत्याग्रहौ ।**
**[illegible]ष्णाया विल[illegible]ः कषायविजयः प्रोत्साहनं मानसम् ॥**
**शान्तिर्दान्तिरुदारता च समता न्याये परार्थे रति-**
**रेते यत्र गुणाः स्फुरन्ति हृदये तत्रैव मानुष्यक[illegible]* ॥**

### કર્ત્તવ્યને યોગ્ય ક્ષેત્ર કયું ?

**ભાવાર્થ**—વિપત્તિના વખતમાં પણ અધીરા ન બનતાં ધીરજ રાખવી,

---

* योपधाद्गुरूपोत्तमाद्वुञ् । ५ । १ । १३२ ॥ म[illegible]ष्यत्वमस्त्यर्थः । भव-तीत्यध्याहारः ॥

ધર્મ અને પરમાર્થના કાર્યમાં નિડર થઇ આગળ વધવાને શુરાતન રાખવું, દુઃખ અને કષ્ટની સામે થઇ હિંમતથી તે સહન કરવાની શક્તિ ધારણ કરવી, મનમાં સરલતા અને સંતોષવૃત્તિ રાખવી, પ્રાણ જતાંસુધી પણ સત્યને વળગી રહી સત્યાગ્રહી થવું, લાંબી લાંબી વ્યર્થ ઇચ્છાઓ ઉપર દબાણ રાખવું, ક્રોધ, મદ, માન, લોભ વગેરે પ્રચંડ પ્રકૃતિઓને અંકુશમાં રાખી તેના ઉપર વિજય મેળવવો, મનમાં ઉત્સાહ અને હિંમત રાખવી, ઇન્દ્રિયોને કાબૂમાં રાખી વિષયવિલાસના વેગમાં તણાવું નહિ, શાન્તિ અને સ્વાસ્થ્યને ગુમાવવાં નહિ, સંપત્તિ અને સાધનોના પ્રમાણમાં ઉદારતા રાખવી, અને ન્યાયવિશિષ્ટ પરમાર્થના માર્ગમાં પ્રેમ રાખવો. આ ઉપર બતાવેલ સદ્ગુણો જે હૃદયમાં હંમેશ સ્ફુરાયમાન રહે છે, ત્યાં જ મનુષ્યપણું—માનવતત્ત્વ રહેલું છે.(૧૮)

**વિવેચન**—પૃથક્ પૃથક્ અવસ્થાઓનાં પૃથક્ પૃથક્ કર્ત્તવ્યો બજાવવાને કેવો માણસ અધિકારી લેખાય, તેની વિસ્તૃત વિવેચના આગળ કરી જવામાં આવી છે. ક્રમે ક્રમે પ્રત્યેક અવસ્થા આવી પહોંચતાં ક્રમે ક્રમે કેવો ઉચ્ચતર અધિકાર મનુષ્યમાં આવવો જોઇએ તે સઘળું એ વિવેચનામાં કહેવાઈ ગયું છે, પરન્તુ અત્ર સર્વ અવસ્થાઓ અને સર્વ પ્રસંગોમાં મનુષ્યમાં કેવા પ્રકારનો એક સામાન્ય અધિકાર હોવો જોઇએ તે કહેવામાં આવ્યું છે. પ્રત્યેક અવસ્થાનું એક મુખ્ય કર્ત્તવ્ય તો હોય છે જ, પરન્તુ પ્રતિદિવસે અને પ્રતિઘટિકાએ મુખ્ય કર્ત્તવ્યનાં જૂદાં જૂદાં અંગો સંબંધી વિચાર કરવાનું તેમજ કાર્ય કરવાનું પ્રાપ્ત થાય છે. મુખ્ય કર્ત્તવ્યની વિચારણામાં તેમજ કર્ત્તવ્યનાં અંગ ઉપાંગરૂપ નાનાં મોટાં કાર્યોની વિચારણામાં કેવો સામાન્ય અધિકાર હોવો જોઇએ ? એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉપસ્થિત થાય છે. એ પ્રશ્નના ઉત્તરમાં ગ્રંથકાર જણાવે છે કે તે સામાન્ય અધિકાર જેનું હૃદયરૂપી ક્ષેત્ર શુદ્ધ હોય તેને જ પ્રાપ્ત થાય છે. હૃદયરૂપી ક્ષેત્ર શુદ્ધ કોનું કહેવાય ? મનુષ્યનું. પુનઃ પ્રશ્ન ઉપસ્થિત થાંય છે કે મનુષ્ય કોણ ? પાંચ ઇન્દ્રિયો જેને હોય તે મનુષ્ય કહેવાતો હોય તો ગાય, ભેંસ વગેરેને પણ તે હોય છે. પાંચ ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ હોવા માટે મનુષ્ય કહેવાતો હોય તો ( પાશ્ચાત્ય વિદ્યાની શોધ પ્રમાણે ) વાંદરાને પણ મનુષ્ય લેખવો જોઇએ કારણ કે વિદ્યાનવેત્તા ડાર્વિને શોધ કરી છે કે વાંદરાંઓમાંથી જ મનુષ્યની ઉત્પત્તિ થઈ છે અને

અત્યારે પણ વાંદરાંઓમાં બુદ્ધિના અંકુરો જણાય છે તેમજ તેનો વિકાસ પણ કરી શકાય છે. પરન્તુ વાનર એક મનુષ્ય નથી, તેનું કારણ શું ? કારણ એ છે કે વાંદરો મનુષ્યત્વને ઉચિત સુષ્ઠુ વ્યવહાર કરી શકતો નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે મનુષ્યત્વને ઉચિત સુષ્ઠુ—હિતકારી વ્યવહાર અને વિચાર કરી શકે તે જ મનુષ્ય કહેવાય છે. પ્રસિદ્ધ આંગ્લ કવિ અલેકઝાંડર પોપ કહે છે કે કુદરતે અગાધ ડહાપણનો ઉપયોગ કરવા માટે જ મનુષ્ય પ્રાણીની રચના કરી છે. આ અગાધ ડહાપણનો ઉચિત ઉપયોગ જો તે ન કરે, તો પછી તે મનુષ્ય નહિ કહેવાય, પરન્તુ પશુ કિંવા વાનર જ કહેવાય. આ પ્રમાણે મનુષ્યના હૃદયરૂપી ક્ષેત્રનો જ્યાં સદ્ભાવ હોય ત્યાં જ કર્તવ્ય-રૂપી પ્રમુખ બીજમાંથી કાર્યરૂપી મનોરમ વૃક્ષના અંકુરો ફૂટવાનો સંભવ છે. મનુષ્યહૃદયરૂપી ક્ષેત્રના ગુણોમાં ધૈર્ય, સહિષ્ણુતા, સરલતા, સંતોષ, આગ્રહ-પૂર્વક સત્યવાદિત્વ, નિર્લોભ, ક્રોધ—માન—લોભ—મોહ—મદ—મત્સરરૂપી ષડ્રિપુઓ ઉપર વિજય, માનસિક ઉત્સાહ, શાન્તિ, દાન્તિ, ઉદારતા, સમતા, ન્યાય-પ્રિયતા, પરોપકારવૃત્તિ ઇત્યાદિની ગણના જ થવી ઘટિત છે. એ ગુણો જે હૃદયમાં ન હોય તે હૃદયમાં કર્તવ્ય—કાર્ય સંબંધી કોઇ પણ પ્રકારની સદિચ્છાના અંકુરો ફૂટવાનો સંભવ જ નથી. (૧૮)

[ આકૃતિમાં મનુષ્ય પરન્તુ વૃત્તિમાં અમનુષ્ય એવાં પ્રાણીઓના હૃદયક્ષેત્રો કર્તવ્યને માટે શું જીવનભર નિરુપયોગી જ રહેવાનાં ? આ પ્રશ્નનો ઉત્તર નિમ્ન શ્લોકમાં આપવામાં આવે છે. ]

क्षेत्रविशुद्धिः । १९ ॥

**मानुष्यं हि निरुक्तलक्षणयुतं क्षेत्रं प्रधानं मतं ।**
**कर्तव्याख्यतरुप्ररोहणविधेर्योग्यं सतां सम्मतम् ॥**
**स्याच्चेद्दोषतृणोपलाद्युपहतं शोध्यं तदा तत्पुरः ।**
**नो चेन्निष्फलतामुपैति सकलो तद्रोपणादिश्रमः ॥**

**ક્ષેત્રની શુદ્ધિ.**

**ભાવાર્થ**—ઉપર બતાવેલ લક્ષણયુક્ત જે મનુષ્યત્વ—માનવપણું તે જ

ર્ત્તવ્યનું પ્રધાન ક્ષેત્ર છે. કર્ત્તવ્યરૂપ વૃક્ષનાં બીજ વાવવાની તે જ ઉત્તમ ભૂમિકા છે, એમ સત્પુરૂષો અનુભવપૂર્વક કહી ગયા છે. જો તે ભૂમિ દુરાચાર, દુરાગ્રહ, દુર્મતિરૂપ કાંકરા પત્થર અને તરણાં વગેરેથી અશુદ્ધ થયેલી હોય તો પ્રથમ પ્રયત્ન કરી તે ભૂમિને શુદ્ધ બનાવવી જોઇએ, નહિતો તેની અંદર વાવેલ બીજ અને કરવામાં આવેલ શ્રમ બંને નિષ્ફળ જાય છે. માટે પ્રથમ ક્ષેત્ર વિશુદ્ધ કરવું જોઇએ. (૧૯)

**વિવેચન**—પૂર્વોક્ત શ્લોકમાં સૂચવવામાં આવેલા ગુણોથી યુક્ત જે હૃદય ન હોય—અર્થાત્ જે વ્યક્તિમાં માનુષ્ય ન હોય, માનુષ્યના ગુણો ન હોય, તે વ્યક્તિનું હૃદય કર્ત્તવ્યરૂપી વૃક્ષના બીજને માટે અનુકૂળ ક્ષેત્ર લેખાતું નથી. સામાન્યતઃ આપણે જોઇએ છીએ કે જે ભોંય રેતાળ, ક્ષારયુક્ત કે કાંકરાવાળી હોય છે તેમાં નાંખવામાં આવેલું બીજ બળી જાય છે, બીજના ગર્ભમાં મોટું વૃક્ષ અને સુંદર ફળો અદશ્યરૂપે સમાએલા હોવા છતાં તે બીજ તે ક્ષેત્રમાં ઉછરી શકતું નથી; તેવી જ રીતે જે હૃદયભૂમિમાં અનેક દોષરૂપ રેતી, ક્ષાર, તણખલાં કે કાંકરા રહેલા હોય તે ભૂમિમાં કર્ત્તવ્યવૃક્ષનું બીજ દગ્ધ થઈ જાય છે, તેના અંકુરો ફૂટી શકતા નથી. પરન્તુ અશુદ્ધ ભૂમિમાં તેવો જ કુદરતી ગુણ છે માટે તેમાં બીજ વાવવાનો યત્ન જ ન કરવો એમ માની બેસી નિરૂદ્યમી રહેવું જોઇએ નહિ. તે ભૂમિમાં જે દોષો હોય તે દૂર કરવામાં આવે અને વારિસિંચનથી તેને રસબસ કરવામાં આવે તો તે જ ભૂમિ શુદ્ધ થઇ શકે છે. જો અશુદ્ધ ભૂમિમાંથી પણ ઉત્તમ ફળો પ્રાપ્ત કરવાની આપણે અભિલાષા રાખતા હોઇએ, તો તેને શુદ્ધ કરવાનો યત્ન પણ કરવો જ જોઇએ. ક્ષેત્રને વિશુદ્ધ કર્યા વિના બીજને બળી જતું જોઇને ઘણાએ સંસારક્ષેત્રના માલેક ખેડુતો નિરાશ બનીને બેસી રહે છે અને કહે છે કે “ શું કરૂં ભાઇ ? મારા ખેતરની ભોં સારી નથી ! ” પરન્તુ તેમની મોટી ભૂલ જ એ છે કે તેઓ નિરૂદ્યમી બેસી રહે છે અને ભોં સારી કરવાને જરા પણ ઉદ્યમ કર્યા વિના પોતાના સંચિત કર્મ ઉપર રોદણાં રડીને બેસી રહે છે ?

न दैवमिति संचिन्त्य त्यजेदुद्योगमात्मनः ।
अनुद्यमेन कस्तैलं तिलेभ्यः प्राप्तुमर्हति ॥

અર્થાત્—જેમ દૈવમાં હશે તેમ થશે એમ ધારીને પોતાનો ઉદ્યોગ છોડી દેવો જોઇએ નહિ, કારણકે તલમાં તેલ હોવા છતાં પણ તે ઉદ્યોગ કર્યા વિના નિકળતું નથી.

**પ્રશ્ન**—ત્યારે હૃદયક્ષેત્રમાં કર્ત્તવ્યરૂપ વૃક્ષના સદિચ્છાંકુરો ફૂટી નીકળે તેટલા સારૂ, જો ક્ષેત્ર અશુદ્ધ હોય તો, તેને વિશુદ્ધ કેવી રીતે કરવું? તેમ કરવાને કયા પ્રકારનો અને કઈ પદ્ધતિપુરઃસર ઉદ્યમ સેવવો?

**ઉત્તર**—સર્વદા અને સર્વથા ચિદ્વૃત્તિનું શુભ વિચારોથી પોષણ કરવું, એ જ હૃદયવિશુદ્ધિ કરવાનો પ્રમુખ ઉદ્યોગ છે. ચિદ્વૃત્તિ એટલે શું, શુભ વિચારોના પોષણથી તેના ઉપર કેવી અને કયે પ્રકારે અસર થાય છે, ઇચ્છાંકુરનો પ્રાદુર્ભાવ કેવી રીતે થાય છે, એ સઘળું ક્રમાનુસાર રીતે ગ્રંથકાર હવે દર્શાવે છે. (૧૯)

कर्त्तव्यावस्थाः । २० ॥

**इच्छायां प्रथमं निमित्तवशतः कर्त्तव्यमुत्पद्यते ।**
**तत्र प्राप्य बलं प्रवृत्तिपदवीमारोहति प्रायशः ॥**
**अभ्यासेन चिरं प्रवृद्धबलतः स्थैर्यं समालम्बते ।**
**निष्ठामेति ततः क्रमेण परमां पूर्णे तदर्हे बले ॥**

**કર્ત્તવ્યની અવસ્થાઓ.**

**ભાવાર્થ**—જ્યારે માણસને સારાં નિમિત્તો મળે છે ત્યારે કર્ત્તવ્ય વિષે મનમાં ખ્યાલ આવે છે, અને સંયોગો અનુકૂળ બનાવી તે કર્ત્તવ્ય કરૂં એમ ઇચ્છા ઉત્પન્ન થાય છે. એટલે કર્ત્તવ્ય પ્રથમ ઇચ્છારૂપે પ્રકટ થાય છે, તે કર્ત્તવ્યની પહેલી અવસ્થા. ઇચ્છા થયા પછી તદનુકૂલ પોતાના અને પરના વિચારોનું બળ મળે છે; તે બળથી પ્રતિકૂળ વિચારોને દૂર હઠાવી કર્ત્તવ્ય વિષે પ્રવૃત્તિ કરે છે; આ કર્ત્તવ્યની બીજી અવસ્થા. પ્રવૃત્તિ કરતાં કરતાં અભ્યાસ અને અનુભવથી માર્ગની મુશ્કેલીઓ દૂર થાય છે. અનુકૂળતાની સાથે શક્તિમાં પણ વધારો થાય છે એટલે કર્ત્તવ્યવિષયક પ્રવૃત્તિમાં સ્થિરતા

જામે છે; આ કર્ત્તવ્યની ત્રીજી અવસ્થા. તે કર્ત્તવ્ય પરિપૂર્ણ બજાવવા જેટલું બળ પ્રાપ્ત થાય અને ગમે તેવા સંયોગોમાં તેથી ચલિત ન થવાય, તેવી દઢતા થાય, નિરૂક્ત દઢતા અને શક્તિથી કર્ત્તવ્યવિષયક પૂરેપૂરી સિદ્ધિ થાય, તે કર્ત્તવ્યની ચોથી અવસ્થા જાણુવી. (૨૦)

**વિવેચન**—ચિત્તની સ્થિતિ બે પ્રકારની હોય છે. સમાહિત અને વ્યુત્થિત. સમાહિત સ્થિતિમાં વૈરાગ્યના વિચારો આવે છે અને વ્યુત્થિત સ્થિતિમાં પ્રવૃત્તિજનક વિચારો સ્ફુરે છે. જે વખતે ચિત્ત આ સમાહિત અથવા વ્યુત્થિત સ્થિતિમાં હોય છે, ત્યારે ઉભયમાંથી કોઈ એક પ્રકારનુ કર્ત્તવ્ય ચિત્તમાં સ્વયંભૂ રીતે ઉદ્ભૂત થાય છે. કર્ત્તવ્ય સંબંધી આ સ્વયંભૂ ઇચ્છા એ જ કર્ત્તવ્યની પ્રથમ અવસ્થા છે. ભૂમિમાં વાવેલું બીજ જેવી રીતે સ્થૂળ દૃષ્ટિથી અદૃશ્ય છે કારણકે તે ભૂમિમાં દટાએલું છે અને બીજના પ્રતીતિજનક અંકુરો ભૂમિનું પેટ ચીરીને બહાર નીકળ્યા હોતા નથી; તેવી રીતે પ્રથમાવસ્થામાં રહેલું કર્ત્તવ્ય અન્ય કોઇના જોવામાં—જાણુવામાં આવતું નથી કારણકે તે ઇચ્છાની મર્યાદામાં જ રહેલું હોય છે. ભૂમિમાં વાવેલું બીજ જળસિંચનથી અંકુરોના રૂપમાં ફૂટી નીકળે છે અને જીવન-વ્યવહારમાં પ્રવૃત્ત થાય છે ત્યારે તે સ્થૂળ દૃષ્ટિમર્યાદામાં આવે છે, તેવી રીતે કર્ત્તવ્યની ઇચ્છારૂપી બીજ દીર્ઘ વિચારણારૂપ જળસિંચનને પરિણામે પ્રવૃત્તિરૂપે બહાર અંકુરિત થાય છે ત્યારે તેને બીજાઓ જોઈ શકે છે. બીજ અને વૃક્ષની પેઠે કર્ત્તવ્યની આ બીજી અવસ્થા છે. આ બીજી અવસ્થામાં કર્ત્તવ્ય બીજને સ્વ તથા પર સાહાય્યથી બળ પ્રાપ્ત થાય છે. બીજમાં પોતામાં જે કાંઇ ગુપ્ત સામર્થ્ય રહેલુ હોય છે તેને જળસિંચનરૂપ પરના વિચારોની અનુમતિથી વિશેષ બળ મળે છે અને એ રીતે એકત્ર બળની પ્રાપ્તિ થતાં તે ભૂમિના પેટને ચીરીને બહાર ફૂટી નીકળે છે. વિચારોનું આટલું બળ પ્રાપ્ત થયા પછી પણુ કર્ત્તવ્ય જોઇએ તેટલી બળવાન્ સ્થિતિને પામી શક્યું લેખાતુ નથી, કારણુકે નાના અંકુરવાળા રોપાઓને નાશ પામવાનો અનેક પ્રકારનો ભય પ્રાપ્ત થાય છે. આ ભયો આંતરૂ અને બાહ્ય ઉભય પ્રકારના હોય છે. છોડવામાં પોતામાં કાંઇ રોગ ઉત્પન્ન થવાથી

પણ તેનો નાશ થાય અથવા તો કીડાઓ, પક્ષીઓ કે વાયુના આઘાતને વશ થઇને પણ તે નાશ પામે. કર્ત્તવ્યની સદિચ્છાના સ્ફુરણથી અને પર વિચારોની પરિપુષ્ટિથી તે કર્ત્તવ્યબીજના ભયો લય પામી જાય. આ અવસ્થામાં કર્ત્તવ્યસંમુખ બન્યા છતાં કર્ત્તવ્યવિમુખ ઘણાઓ બની જાય છે અને કર્ત્તવ્યના પરિપાલનના ચિરંજીવનને માટે આ અવસ્થામાં થઇને નિર્વિઘ્ને પસાર થઇ જવાય તો અભ્યાસ, અનુભવ અને મુશ્કેલીઓ સામે ટકી રહેવાની શક્તિને લીધે કર્ત્તવ્ય વિશેષ સ્થિરતાને પામે છે અને તે તેની તૃતીય અવસ્થા લેખાય છે. વૃક્ષનું થડ મજબૂત થયા પછી તે એવું સ્થિર બને છે કે તેને પક્ષીઓ કે કીડાઓ ઇજા કરી શકતાં નથી અને ગમે તેવા વાયુના સખ્ત આઘાત પણ તેને મૂળમાંથી ઉખેડી શકતાં નથી. તેને જળસિંચનની પણ જરૂર પડતી નથી કારણકે તેનાં મૂળ એટલાં ઉડાં હોય છે કે તે ઘણે દૂરથી મૂળીયાંવાટે ભૂમિનો રસ ચૂસીને પોતાનો જીવનવ્યાપાર ચલાવી શકે છે. આ પ્રકારની દૃઢતા જામ્યા પછી વૃક્ષની કે કર્ત્તવ્યની જે અવસ્થા થાય છે તે અચલાવસ્થા છે અને તે તેની ચોથી અથવા છેલ્લી અવસ્થા છે. અચલ અવસ્થાને પામેલું કર્ત્તવ્ય તેના સર્વ પ્રકારના ગુણોથી સંપન્ન હોય છે અને તેથી પૂર્ણાવસ્થાને પામેલું લેખાય છે. જેઓમાં આ પ્રકારની કર્ત્તવ્યબુદ્ધિનો નિવાસ હોય છે તેઓ જ માનુષ્યને સફળ કરનારા લેખાય છે. ( ૨૦ )

[ ચિત્તમાં ઉત્પન્ન થએલી ઇચ્છારૂપ જે કર્ત્તવ્યની પ્રથમ અવસ્થા છે એ અવસ્થાની પ્રાપ્તિ અર્થાત્ કર્ત્તવ્યનો સૂક્ષ્મ સ્વરૂપે જન્મ એ પણ મહા દુર્લભ વસ્તુ છે; કારણકે જેમ બીજ હોય તો જ વૃક્ષની સંભાવના ઘટે છે, તેમ જો કર્ત્તવ્યનો એ સૂક્ષ્મ સ્વરૂપે જન્મ થયો હોય તો જ પશ્ચાત્ તેની દ્વિતીય, તૃતીય અને છેલ્લે ચતુર્થ અચળાવસ્થા સંભવે છે. હવે કર્ત્તવ્યની આ મહાદુર્લભ પ્રથમાવસ્થાનો જન્મ કઇ રીતે થાય છે તેનું સૂચન વિસ્તાર સાથે કરવામાં આવે છેઃ ]

कर्त्तव्यानियामिकाचिदूत्पत्तिः । २१ ॥

शुद्धान्तःकरणोत्थिताध्यवसि[illegible]र्या [illegible]तनालक्षिता ।
स[illegible] बुद्ध्या[illegible]यतां गता च सदसन्मार्गस्य नि[illegible]शिका ।

**कोन्श्यन्सेतिपदेन चाङ्ग्लगिरं या वाच्यते शोधकैः।**
**सा चिद्वृत्तिपदेन संस्कृतगिरं त्वाश्रित्य संलक्ष्यते ॥**

### કર્ત્તવ્યના ઉપર અમલ ચલાવનાર ચિદ્‌વૃત્તિ.

**ભાવાર્થ**—કોઈ પણ કાર્યની શરૂઆત કરતી વખતે માણસના અંતઃકરણમાં પ્રથમ કંઈક વિચાર થાય છે કે આ કાર્ય કરૂં કે ન કરૂં ? કરવાલાયક છે કે નહિ ? અંતઃકરણના જે ભાગમાં આ સવાલ ઉત્પન્ન થાય છે તેના પાછળના પડદામાં અંતઃકરણની ઉંડાણના શુદ્ધ ભાગમાં અનેક અધ્યવસાયની ઊર્મિઓ ઉત્પન્ન થાય છે. તેમાંની અમુક ઊર્મિ—લહરિ યા આન્દોલન ચૈતન્યના સાન્નિધ્યથી ચેતનાવંત થઈ સદ્‌બુદ્ધિના નામથી ઓળખાય છે. તે લહરિ કરવાલાયક કાર્યમાં સંમતિ—હુકમ આપે છે, અને ન કરવાલાયક કાર્યમાં આનાકાની યા નિષેધ કરે છે. આ નિયામક સ્ફુરણા—લહરિને અંગ્રેજી ભાષામાં પાશ્ચાત્ય શોધકો "કોન્શ્યન્સ" (conscience) એવા નામથી ઓળખે છે, અને સંસ્કૃત ભાષામાં તે ઊર્મિ—ચિદ્‌વૃત્તિ—ચેતના એવા નામથી ઓળખાય છે. (આ પ્રકરણમાં તે વસ્તુનો પ્રાયે ચિદ્‌વૃત્તિ શબ્દથી વ્યવહાર કરવામાં આવશે.) (૨૧)

**વિવેચન**—પૂર્વ શ્લોકમાં કહેવાઇ ગયું કે ચિત્તમાં કર્ત્તવ્યબીજનું સ્વયંભૂ રીતે આરોપણ થાય છે અને તે કર્ત્તવ્યવિષયક ઇચ્છા છે. પરન્તુ આ ઇચ્છાની પ્રથમ અવસ્થામાં કર્ત્તવ્ય પોતાની બીજી અવસ્થા ધારણ કરે, તે અગાઉ એક પ્રકારનો વ્યાપાર થાય છે અને તે વ્યાપાર બહુધા પ્રત્યેક કર્ત્તવ્યવિશેષનો—પ્રત્યેક કાર્યનો નિયામક હોય છે. આપણે જ્યારે કોઇ સારા કે માઠા કાર્યમાં પ્રવૃત્ત થઈએ છીએ તે પહેલાં તે સારૂં વા માઠું કાર્ય કરવાની ઇચ્છા આપણા ચિત્તમાં ક્યારનીએ ઉત્પન્ન થઇ ચૂકી હોય છે; પરંતુ એ ઇચ્છા ઉત્પન્ન થતાંની સાથે જ અંતરના ઉંડા ભાગમાં એક પ્રકારનો અશ્રાવ્ય અવાજ થાય છે. એ અવાજ જો ચિત્તમાં ઉત્પન્ન થયેલી ઇચ્છા સારા કાર્યની હોય તો તેને સમતિ આપે છે, અને જો નઠારા કાર્યની હોય છે તો તે કાર્ય કરવા સંબંધી આનાકાની કરે છે. આ અવાજ કોણ

કરે છે? ચિદ્વૃત્તિ. તે પોતે જ અંતઃકરણની પાછળ રહીને યથોચિત અવાજ કરે છે. ચિત્તનું ગમે તેવું તોફાન સત્ત્વ, રજ અને તમથી જાગેલું હોય, તથાપિ ચિદ્વૃત્તિ તો ચિત્તનું શ્રેયઃ સધાય એવા પ્રકારનો જ અવાજ કરે છે. 'ચિદ્વૃત્તિ' એ જ ચિતિશક્તિ છે, એ જ બ્રહ્મોસમાજની 'આંતરૂ પ્રેરણા' છે, અને અંગ્રેજ તત્ત્વવેત્તાઓનુ 'Conscience' છે. પરમ વિશુદ્ધ આત્મા સાથે ચિદ્વૃત્તિનો સંબંધ અતિ નિકટનો છે અને ચિત્તનો સંબંધ તેવો નથી. આ ચિદ્વૃત્તિ કર્તવ્ય ઉપર આધિપત્ય ધરાવે છે.*

સ્માઇલ્સે ચિદ્વૃત્તિના અવાજને નહિ માનનારાઓથી દેશની ખરાબી થાય છે તેનું એક દૃષ્ટાંત આપ્યું છે. રશિયામાં 'નિહિલિસ્ટ' નામના તોફાની લોકોનો એક વર્ગ છે; એ લોકો એવું માને છે કે જો લોકોનાં વિનાઅપરાધે ખૂનો કરવામાં આવે તો એકદમ લોકો જાગૃતિમાં આવે અને દેશનો ઉદય થાય! આમ માનીને તે લોકો નિરપરાધી આગેવાન અને લોકહિતેચ્છુ નરોનાં ખૂન કરે છે. મનુષ્યમાં કુદરતે ઉત્તમ બુદ્ધિ આપેલી છે પરન્તુ આ લોકો પોતાનાં કૃત્યો ઉપર ચિદ્વૃત્તિની પ્રધાન સત્તા ચાલવા નહિ દેતા હોવાથી તેઓની બુદ્ધિ કુમાર્ગે જાય છે. આથી રશિયામાં નિહિલિસ્ટ લોકોનો ભય બહુ પ્રવર્તે છે અને ઘણી વાર મોટી ગેરવ્યવસ્થા ચાલે છે. (૨૧)

[ચિદ્વૃત્તિ મનની સાથે કેવા પ્રકારનો સંબંધ ધરાવે છે અને તે સત્-અસત્ કર્મમાં મનને આજ્ઞા-નિષેધ કેવી રીતે કરે છે તે હવે દર્શાવાય છે.]

चिद्वृत्तेः कोपप्रसादौ । २२ ॥

# सत्कृत्ये मुदिता करोति नितरां कर्त्तव्यनिर्देशनं ।

* કેટલાક પંડિતો ચિદ્વૃત્તિના અવાજને કર્તવ્યના અધિપતિ તરીકે કબૂલ કરતા નથી; તેથી ઉલટું બ્રહ્મોસમાજનો સિદ્ધાન્ત એવો છે કે આંતઃપ્રેરણા જ ઇશ્વરી જ્ઞાન છે અને તે જે કાંઈ અવાજ કરે છે તે આત્મહિતકર હોય છે. બ્રહ્મોસમાજની વિરૂદ્ધ આર્યસમાજ કહે છે કે અનુભવથી પરિપક્વ થએલી બુદ્ધિ આત્મહિતનાં જે કાર્યો કરી શકે છે તે તે conscience અથવા આન્તઃપ્રેરણા કરી શકતી નથી. આ ગ્રંથમાં ચિદ્વૃત્તિનું આધિપત્ય સિદ્ધ કરી આપવામાં આવ્યું છે જે આગળના શ્લોકોપરથી જણાઇ આવશે.

दुष्कृत्य कुपिता निषे[illegible]याति सा स[illegible]चवृत्त्या पुनः ॥
स्यात्स्पष्टा यदि [illegible]तना शुभतरा चित्तस्य शान्तिस्तथा ।
ज्ञायेतेऽमत एव तत्र जानितौ कोपप्रसादौ तदा ॥

**ચિદ્દ્વૃત્તિ આજ્ઞા નિષેધ કેવી રીતે કરે છે?**

**ભાવાર્થ અને વિવેચન**—કરવામાં આવતું કાર્ય શુદ્ધ નિર્દોષ અને પરિણામે હિતકારક હોય તો નિરુક્ત ચિદ્દ્વૃત્તિ પ્રફુલ્લિત ઊર્મિ રૂપે પ્રતીત થઇ કર્તવ્યનો નિર્દેશ કરે છે અર્થાત્ “ આ કાર્ય કરવાલાયક છે માટે ખુશીથી કર ” એમ અંદરખાને હુકમ કરે છે. પણ જો તે કાર્ય ભયંકર પરિણામ નિપજાવનાર તરીકે પ્રસિદ્ધ હોય, અને દુષ્ટ વૃત્તિથી પ્રેરાએલું દુષ્કૃત્ય હોય, તો તે ચિદ્દ્વૃત્તિ પ્રસન્ન થવાને બદલે કોપાયમાન થઈ, સંકુચિત બની ધિક્કાર યા તિરસ્કારરૂપે તે કાર્ય કરવાની મના કરે છે; જો કે કોપ અને પ્રસાદરૂપે ચિદ્દ્વૃત્તિની સ્ફુરણા થાય છે તો દરેક માણસને; પણ તે કોપ યા પ્રસાદ હુકમ અને નિષેધ જણાય છે તો તેને જ, કે જેમનું ચૈતન્ય કર્મના ઘટ્ટ આવરણના અપગમથી કંઇક નિર્મળ અને શુદ્ધ થયેલું છે અને ચિદ્દ્વૃત્તિ જેમની સ્થિર થયેલી છે. ચિદ્દ્વૃત્તિ એ અંતરનો ઉંડામાં ઉંડો ભાગ છે અને તેનો કોપ યા પ્રસાદ અન્ય કોઇ જાણી શકતું નથી. ચિત્તમાં ઉત્પન્ન થએલા વિકારોની છાયા તો વદન ઉપર યા નેત્રોમાં પડેલી જણાય છે અને તે ઉપરથી અન્ય માણસ ચિત્તના વિકારોને વદનની રેષાઓ ઉપરથી કળી શકે છે; પરન્તુ ચિદ્દ્વૃત્તિના આજ્ઞા નિષેધને તો અન્ય કોઈ પણ સમજી શકતું નથી. જેની રીતે જળની સપાટીની નીચે રહેલાં પુષ્પો ચીમળાય છે કે પ્રફુલ્લિત થાય છે એ કોઈ પણ નેત્રશક્તિ જાણી શકતી નથી, તેવી જ રીતે ચિદ્દ્વૃત્તિ સંકોચ પામીને નિષેધ કરે છે કે પ્રફુલ્લિત થઈને આદેશ કરે છે તેને કોઈ અન્ય મનુષ્ય સમજી શકતો નથી.

**શંકા**—જો ચિત્તના વિકારો વદનપરની રેષાઓ ઉપરથી કળી શકાય છે, તો ચિત્ત ઉપર આધિપત્ય ધરાવતી ચિદ્દ્વૃત્તિના નિષેધાદેશ પણ તે પ્રકારની વદનરેષાઓપરથી કેમ જાણી ન શકાય ?

**સમાધાન**—ચિત્ત ઉપર ચિદ્વૃત્તિનું આધિપત્ય હોવા છતાં સર્વદા અને સર્વથા ચિદ્વૃત્તિની આજ્ઞાનો અમલ ચિત્ત કરતું નથી, તેથી ચિદ્વૃત્તિના નિષેધાદેશની સ્પષ્ટ છાપ વદનરેખાઓમાં ઉતરતી નથી, પરન્તુ ચિત્તના વિકારોની છાપ જ ઉતરે છે. નિમ્ન શ્લોકના વિવેચનમાં તે વાત સ્પષ્ટતઃ સમજાશે. (૨૨)

स्फुरणासद्भावेपि कथं दुष्कृत्यप्रवृत्तिः । २३ ॥

**संस्कारैरशुभैः कुबुद्धिजनकैः कर्माणुभिः सञ्चितै-**
**राक्रान्ता यदि चेतना मलहता व्याप्ता च जाड्येन वा॥**
**चिद्वृत्तिस्फुरणा भवन्त्यपि भवेत्तेषं न धीगोचरो।**
**मन्दास्तेन मदोद्धताः प्रतिदिनं कर्तुं कुकृत्यं रताः ॥**

**દરેકને સ્ફુરણા થવા છતાં દુષ્કૃત્ય કેમ થાય છે?**

**ભાવાર્થ**—પૂર્વના સંચિત કર્મના કેટલાએક એવા અશુભ પરમાણુઓ અથવા અશુભ સંસ્કારો હોય, કે જેથી સદ્બુદ્ધિ દબાઈ જાય અને દુર્બુદ્ધિની પ્રબળતા થઇ જાય, તેવાં અશુભ કર્મોથી જેમની ચેતના દબાઇ ગઈ હોય અને તેની ચારે પાસ દુષ્ટ ચિંતનથી મલીનતા જામી ગઇ હોય અને જેમના અંતરમાં ચારે તરફ જડતા પ્રસરી રહી હોય તો તેવા પુરૂષોના અંતરપટમાં ચિદ્વૃત્તિની સ્ફુરણા થવા છતાં પણ તે સ્ફુરણાની કોપ અને પ્રસાદરૂપ નિશાનીઓ તેમના જાણવામાં આવતી નથી, તેથી સુકાન વગરના વહાણની પેઠ આડી અવળી ગતિ કરતાં યા તો દુષ્કૃત્ય તરફ પગલાં ભરતાં તેમને કોઇ અટકાવનાર નથી તેથી સ્વચ્છંદપણે ઉદ્ધત થયેલા તે મંદ પુરૂષો તેમની બાહ્ય ઇચ્છા પ્રમાણે ગમે તે કુકૃત્ય કરવામાં તત્પર થાય છે. (૨૩)

**વિવેચન**—ચિદ્વૃત્તિ તો હમેશાં આત્મહિતકાર માર્ગની જ પ્રેરણા કરે છે, છતાં બહુધા એવું જોવામાં આવે છે કે ચિત્ત સર્વદા શરીરની પાસે આત્મહિતકારક પ્રવૃત્તિ જ કરાવતું નથી. કોઇ વાર તે તેવી પ્રવૃત્તિ કરાવે છે તો કોઇ વાર અનિષ્ટ પ્રવૃત્તિ પણ કરાવે છે. જ્યારે ચિત્ત શરીર અથવા તેનાં

અવયવોની પાસે અનિષ્ટ પ્રવૃત્તિ કરાવે છે, ત્યારે તે ચિદ્વૃત્તિની પ્રેરણા અથવા અવાજની વિરૂદ્ધ કાર્ય કરે છે એમ સમજવું. સર્વ મનુષ્યોનાં ચિત્ત કાંઈ એકસરખાં હોતાં નથી. કેટલાંક ચિત્ત ચિદ્વૃત્તિની આજ્ઞાને અનુસરનારાં જ હોય છે અને તેવાં ચિત્તો શરીર પાસે અનિષ્ટ પ્રવૃત્તિ કરાવતાં નથી. પૂર્વનાં સંચિત કર્મોથી જેઓને અશુભ સંસ્કારોવાળું ચિત્ત પ્રાપ્ત થયું હોય છે તેઓના શરીરની પાસે તેમનાં ચિત્તો ચિદ્વૃત્તિના અવાજની દરકાર કર્યા વિના માત્ર બાહ્ય સંયોગોને વશવર્તી રહીને અનિષ્ટ પ્રવૃત્તિ કરાવે છે. બહુધા મનુષ્યનાં ચિત્ત બાહ્ય સંયોગોપર આધાર રાખનારા જ હોવાથી ચિત્તને વિદ્વાનોએ એક દર્પણના જેવું કહ્યું છે. દર્પણમાં જેવી રીતે બહારની વસ્તુઓનાં પ્રતિબિંબ પડે છે તેવી જ રીતે ચિત્તમા બાહ્ય દૃશ્યોના પ્રતિબિમ્બો પડે છે. ચિત્ત એક એવો ધાતુનો રસ છે કે જે તેને જે આકારમાં ઢાળીએ તે જ આકારમાં ઢળીને એક મૂર્તિરૂપ બની જાય. જેવી રીતે પ્રવાહી પાણીને એક વાડકીની અંદર ભરીએ તો તે પાણી વાડકીનો આકાર ધારણ કરે છે, તેવી જ રીતે ચિત્તને જે બાહ્ય સંયોગોના વાસણની અંદર ઢાળીએ અથવા રેડીએ તે સંયોગોના જેવો જ તેનો આકાર સત્વર બંધાઈ જાય છે આ પ્રકારનું પ્રવાહી ચિત્ત શરીરની પાસે કેવી રીતે પ્રવૃત્તિ કરાવે છે તે હવે આપણે જોઇએ. કોઈ પણ બાહ્ય વસ્તુ દૃશ્ય કિંવા સંયોગની અસર ચિત્ત ઉપર થાય છે તે ઇંદ્રિયોદ્વારા થાય છે. પ્રથમ ઈંદ્રિયોને જ્ઞાન થાય છે. આંખ સારૂં નરસું દૃશ્ય જુએ છે, નાક સુગંધ વા દુર્ગંધને પિછાણે છે, ત્વચા કોઈ પણ વસ્તુના સ્પર્શગુણને જાણે છે. આ દૃશ્ય, ગંધ વા સ્પર્શાદિ ગુણને જાણનાર પ્રત્યેક ઈંદ્રિયમાં રહેલા જ્ઞાનતંતુઓ છે. બીજા તંતુઓ ઈંદ્રિયને થએલો અનુભવ ચિત્તસુધી પહોંચાડે છે. ઈંદ્રિયોમાંના જ્ઞાનતંતુઓને માત્ર ઈંદ્રિયના અનુભવનું જ જ્ઞાન થાય છે પરન્તુ તે જ્ઞાનને ચિત્ત સુધી પહોંચાડનાર તંતુઓને ગતિતંતુ કહેવામાં આવે છે. આ ઉભય પ્રકારના તંતુઓ શરીરના પ્રત્યેક ભાગમાં ફેલાએલા હોય છે. ચિત્તને ઈંદ્રિયના અનુભવનું જ્ઞાન થયા પછી ચિત્ત ક્રિયાતંતુઓદ્વારા શરીરને અમુક પ્રકારની પ્રવૃત્તિમાં યુક્ત થવાનું ફરમાન કરે છે અને શરીરને તે ફરમાનનો અમલ

કરવો પડે છે. એ વખતે જો ચિત્તે ફરમાવેલી પ્રવૃત્તિ હિતાવહ હોય છે તો ચિદ્‌વૃત્તિ પોતાની પ્રફુલ્લિતતા દ્વારા તે પ્રવૃત્તિને અનુમોદે છે; પરન્તુ જો અહિત-કારક હોય છે તો તે પોતાના સંકોચદ્વારા ઉક્ત પ્રવૃત્તિનો નિષેધ સૂચવે છે. નિષેધનું સૂચન થયા છતાં ચિત્તની ઉપર જો બાહ્ય સંયોગોનું અને ઇંદ્રિયોનું વિશેષ દબાણ હોય છે તો ચિત્ત ચિદ્‌વૃત્તિના નિષેધસૂચનની દરકાર કર્યા વિના પોતાની પ્રવૃત્તિમાંથી પાછું હઠતું નથી. ઇંદ્રિયનિગ્રહ અને ચિત્તનિરો-ધરૂપ યોગમાં તત્પર એવા યોગી જનો જ આવી વસ્તુસ્થિતિમાં ચિદ્‌વૃત્તિની આજ્ઞાને અનુસરીને દેહને કુટીલ પ્રવૃત્તિમાંથી વારી શકે, પરન્તુ અશુભ કર્મના ઉદયવાળા આત્માઓને તે શક્તિ પ્રાપ્ત હોતી નથી અને બાહ્ય સંયોગોનું દબાણ તેઓની ઉપર વિશેષ થવાને લીધે ચિદ્‌વૃત્તિની શુભ પ્રેરણા છતા ચિત્તની અને છેવટે શરીરની દુષ્કૃત્યમાં વિશેષ પ્રવૃત્તિ જોવામાં આવે છે. ભટ્ટ કેશવલાલે પણ તેમ જ કહ્યું છે:

> દોડ્યો જતો હોય દડો દડાણે, રોક્યો ન રોકાય કદી પરાણે,
> તેને વળી ઠોકર ઠીક મારો, તો કેમ તે બંધ પડે બિચારો ?
> એ રીતથી નીચ પથે જનારૂ, સદાય છે અંતર આ તમારૂ,
> તેને કદી જો અનુકૂળ થાશો, તો ખેલમાં આખર ખોટ ખાશો !

ચિત્ત ઉપર વિજય મેળવવો એ અતિદુષ્કર છે. ચિત્તમાં જે બુદ્ધિ ઈંદ્રિયોના જ્ઞાનદ્વારા ઉત્પન્ન થાય છે તેને વશવર્તી ન રહેવું એ ખરેખરી પ્રબળતા છે. પીરૂહો નામનો એક પાશ્ચાત્ય તત્ત્વદર્શી એવુ દૃઢપણે માનતો કે “ ચિત્તમાં ઉત્પન્ન થતી બુદ્ધિ કોઈ પણ પ્રકારની ઇચ્છા કે વાંચ્છના કરવાને શક્તિમાન્ છે જ નહિ.” પીરૂહો માનતો કે આ પ્રકારનો અભિપ્રાય ધારણ કરવો એટલું જ નહિ પણ તદનુસાર વર્તન રાખવું એ જ ખરેખરી પ્રબળતા છે, એ જ આત્મસંયમ છે અને એ જ ઇન્દ્રિયનિગ્રહ છે. આ મા-ન્યતા પ્રમાણે તે પોતાના ઇન્દ્રિયનિગ્રહને ઉત્તેજિત રાખવા માટે અતિદુષ્કર વર્તન રાખતો અને પોતાના અભિપ્રાય તથા સિદ્ધાન્તનું પરિપાલન કરતો. જો તે કોઈ પણ પ્રકારનું ભાષણ શરૂ કરતો, તો તેને સાંભળનાર માણસ ચાલ્યો ગયો હોય તોપણ તે પોતાનું ભાષણ અટકાવતો નહિ અને જરા પણ નિરાશ થયા વિના સ્વાભાવિક રીતે પોતાનું બોલવું પૂરૂં થાય ત્યાંસુધી

જ બોલતો અને પછી બંધ રહી જતો. જો તે રસ્તા ઉપર ચાલવા માંડતો, તો તે કોઈ પણ પ્રકારના વિઘ્નથી બ્હીને અટકી જતો નહિ. ખાડા ખાબોચીયાં, ગાડીઓની દોડાદોડ અને બીજી બધી મુશ્કેલીઓની સામે થઇને તે રસ્તાપર ચાલ્યો જતો. આવા પ્રકારનું તે પોતાનું વર્તન રાખતો તેનું કારણ એ હતું કે કોઈ પણ વસ્તુથી બ્હીવું કે તેનાથી દૂર રહેવું એ તેના પોતાના મત પ્રમાણે સ્વસિદ્ધાન્તોનો પરસ્પર વિરોધ દર્શાવનારું હતું, એટલું જ નહિ પણ તેનું પરિણામ એ આવતું કે ઇન્દ્રિયોમાંથી નિશ્ચય કે નિર્ણય કરવાની શક્તિ ચાલી જતી હતી. ડામ અને ઘા તે કોઇ વખતે એવી તો દૃઢતાથી સહન કરી રહેતો કે તે પોતાની આંખને મટકું મારવા કે મીંચાવા પણ દેતો નહિ ! આટલી હદ સુધી ઇન્દ્રિયોનો નિગ્રહ કરી શકે તેઓ ચિત્તમાં ઉત્પન્ન થતી બુદ્ધિને નહિ અનુસરતાં ચિદ્દ્વૃત્તિના આદેશને અનુસરી આત્મહિત સાધવાને સમર્થ બની શકે. (૨૩)

[ શુભ વિચાર ક્યારે પ્રબળ નીવડે છે અને ચિદ્દ્વૃત્તિ તે વિચારને ક્યારે ઉત્તેજે છે તે નીચેના શ્લોકમાં દર્શાવ્યું છે ].

चिद्वृत्त्यधीनो विचारपरिणामः । २४ ॥

**शुद्धाशुद्धनिमित्तसन्निधिवशाच्चित्ते विचारावुभौ ।**
**जायेते च शुभाशुभौ प्रतिपलं जागर्ति युद्धं तयोः ॥**
**तत्र स्याद्यदि चेतना बलवती शुद्धस्य नूनं जयो ।**
**नो चेन्मोहबलेऽशुभस्य विजयः शुद्धस्तु संलीयते ॥**

## ચિદ્દ્વૃત્તિ અને શુભ વિચાર.

**ભાવાર્થ**—માણસનું મન નિમિત્ત પ્રવાહી છે. શુભ નિમિત્તનું સાન્નિધ્ય થાય છે તો મનમાં શુભ વિચારો આવે છે, અને અશુદ્ધ નિમિત્તના યોગમાં અશુભ વિચારો ઉત્પન્ન થાય છે. શુદ્ધ અને અશુદ્ધ બંને નિમિત્ત ઉપસ્થિત થાય તો શુભ અને અશુભ બંને પ્રકારના વિકારો મનમાં ઊભા થાય છે, ત્યારે દરેક ક્ષણે તે બંને વિચારોની પરસ્પર લડાઇ ચાલે છે. આ વખતે

જો ચેતનાનું બળ હોય અને ચિદ્વૃત્તિની સ્ફુરણાનો પડઘો વિચારના પ્રવાહ તરફ પડતો હોય, તો નક્કી શુભ વિચારનો જય થાય છે, અને અશુદ્ધ વિચાર દબાઇ જાય છે, એટલે સુકૃત્યમાં પ્રવૃત્તિ થાય; પણ જો આ વખતે ચેતનાશક્તિને બદલે મોહનીય આદિ કર્મપ્રકૃતિઓનું વધારે બળ હોય, અને તેની ધમાધમીમાં સ્ફુરણાનો પડઘો લીન થઇ જતો હોય, તો અશુભ વિચારનો વિજય થાય છે, અને શુભ વિચાર લય પામી જાય છે; એટલે દુષ્કૃત્યમાં પ્રવૃત્તિ થાય છે. ( ૨૪ )

**વિવેચન**—પૂર્વે કહેવાઈ ગયું કે ચિત્તમાં ઉત્પન્ન થતી બુદ્ધિ ઇન્દ્રિયોના જ્ઞાનદ્વારા ઉત્પન્ન થાય છે અને તેને વશવર્તી ન રહેવું એ ખરેખરી પ્રબળતા છે. ચિત્તમાં ઉત્પન્ન થતી એ બુદ્ધિ વા વિચારપ્રણાલી બાહ્ય શુભ વા અશુભ નિમિત્તો વા સંયોગો ઉપર આધાર રાખે છે કારણકે ચિત્ત ઇન્દ્રિયોદ્વારા તેમાંથી જ પોતાની તત્સામયિક પ્રવૃત્તિના પ્રકારનો નિર્ણય કરે છે. આ વખતે જો શુભ નિમિત્તો નિકટ વર્તતા હોય તો ચિત્તમાં શુભ વિચારપ્રણાલીનો જન્મ થાય છે અને અશુભ સંયોગોનું પરિભ્રમણ થતું હોય તો અશુભ બુદ્ધિ વા તરંગોનો ચિત્તમાં ઉદ્ભવ થાય છે, જો ઉભય પ્રકારના સંયોગો પ્રાપ્ત થયા હોય તો શુભાશુભ ઉભય પ્રકારના વિચારોનો પ્રાદુર્ભાવ થાય છે. જે વખતે અશુભ અથવા શુભાશુભ પ્રકારના વિચારપ્રવાહમાં ચિત્ત ખેંચાઈ જતું હોય, તે વખતે ચિદ્વૃત્તિનો શુભવિચારસૂચક અવાજ બહાર પડે છે અને ચિત્ત તથા ચિદ્વૃત્તિ વચ્ચે યુદ્ધ થાય છે. જેમ વ્યવહારમાં આપણે જોઇએ છીએ કે બળીયાને બે ભાગ મળે છે, તે ન્યાય આ યુદ્ધમાં પ્રવર્તે છે. જો ચિદ્વૃત્તિનો અવાજ—પડઘો પ્રબળ હોય તો તે ચિત્તના વિચારનો પરાજય કરીને ચિત્તને અશુભ ઉદ્યોગમાંથી અટકાવી શકે છે, પરન્તુ તેનો અવાજ ચિત્તના પ્રબળ અવાજમાં લીન થઈ જાય છે—ઘસાઈ ભુંસાઈ જાય છે, તો ચિદ્વૃત્તિનો શુભ અવાજ નિરર્થક થઇ પડે છે અને ચિત્ત સ્વચ્છંદે વિહાર કરીને દેહને ગમે તે રીતે પ્રવર્તાવે છે. આ પ્રમાણે બાહ્ય સંયોગોને આધારે ચિત્તમાં વિચારની ઉત્પત્તિ થાય છે અને જો ચિત્ત ચિદ્વૃત્તિનું આજ્ઞાપાલક હોય છે તો ચિત્તમાં શુભ વિચારનું બાહુલ્ય હોતાં દેહ પણ શુભ કાર્યોમાં જ પ્રવર્તે

છે. ચિત્તને શુભ વિચારોના પરિચયવાળું બનાવવામાં જ દેહનું અને આત્માનું કલ્યાણ રહેલું છે એ આ ઉપરથી જોઇ શકાશે. બાહ્ય સંયોગો ઉપર લક્ષ નહિ આપતાં ચિદ્દવૃત્તિના પ્રતિધ્વનિને અનુસરવું એમાં જ ઉક્ત ઉભય પ્રકારનું કલ્યાણ સમાએલું છે. બાહ્ય સંયોગો ઉપર લક્ષ નહિ આપવા માટે ઇન્દ્રિયનિગ્રહ કરવાની જરૂર પડે છે અને **પીરૂહોની** પેઠે વર્તવું પડે, તો વર્ત્તવું, પરન્તુ જેમ બને તેમ અશુભ વિચારોથી ચિત્તને દૂર રાખવા પ્રયત્ન સેવવો. સ્વામી **રામતીર્થ** કહે છે કે આપણે આપણું ભવિષ્ય વિચારોરૂપી ઈંટોવડે જ બાંધીએ છીએ અને તે ભવિષ્ય સારૂં બંધાય છે કે નરસું તે આપણે જાણતા નથી.* ભાવાર્થ સ્પષ્ટ જ છે કે જો આપણે શુભ વિચારોમાં નિમગ્ન રહીએ તો આપણા કર્મપુદ્દગળો શુભ બંધાય છે અને અશુભ વિચારોને પરિણામે અશુભ બંધાય છે. ( ૨૪ )

# पंचम परिच्छेद.

## કર્ત્તવ્ય અને સંકલ્પશક્તિ.

[ ચિદ્દવૃત્તિ ઉપરાંત એક એવી બીજી શક્તિ મનુષ્યમાં રહેલી છે કે જેના યોગે કરીને ચિદ્દવૃત્તિના પ્રતિધ્વનિને ઉત્તેજન મળે છે. આ શક્તિ સંકલ્પશક્તિ છે અને તે શક્તિ કેવી રીતે હિતાહિત કરે છે અને તેનું સામર્થ્ય કેવું છે તે આ પરિચ્છેદના શ્લોકોમાં સમજાવ્યું છે. ]

कर्त्तव्यनिर्वाहिका सङ्कल्पशक्तिः । २५ ॥

**यत्राशुद्धनिमित्तवृन्-विजयः सत्कार्यविध्वंसको ।**
**दुष्कृत्यं दुरितोद्भवं कृतिपथे जागर्ति तत्र ध्रुवम् ॥**
**चेच्चिद्वृत्तिबलान्विताऽत्रसमये सङ्कल्पशक्तिः स्फुरेद् ।**

---

* We build our future thought by thought—
For good or bad and know it not.

दुष्कृत्यस्य तदा भवेद्विलयनं सद्बुद्धिसत्त्वा यः ॥

## કર્ત્તવ્યનો નિર્વાહ કરનાર સંકલ્પશક્તિ.

**ભાવાર્થ**—કર્ત્તવ્ય બજાવતાં અને સન્માર્ગે ચાલતાં વચ્ચે ખરાબ નિમિત્તો ઊભા થાય કે જેથી વિચારમાં અને કૃતિમાં દુષ્કૃત્યોની ઉપસ્થિતિ થતાં માણસનું દુષ્કૃત્ય તરફ વલણ થવા માંડે, અને સત્કાર્યને સંકેલી લેવાનો વખત આવી પુગે; આ વખતે જો ચૈતન્યની નિર્મળતાને લીધે ચિદ્વૃત્તિની સ્ફુરણા કંઇક પરિસ્ફુટ થાય અને તેની સાથે સંકલ્પશક્તિ એટલે માનસિક બળ પ્રકટી નીકળે તો દુષ્ટ વિચારોના બળથી ઉપસ્થિત થએલો દુષ્કૃત્ય સંબંધી વિચાર તરત જ લીન થઇ જાય છે, અને સદ્બુદ્ધિના સામ્રાજ્યનો અભ્યુદય થાય છે, એટલે અશુદ્ધ નિમિત્તો પણ અકિંચિત્કર થતાં કર્ત્તવ્યનો પ્રવાહ પાછો પ્રચલિત થાય છે. ( ૨૫ )

**વિવેચન**—ઘણી વાર એવું બને છે કે એક શુભ કાર્યમાં ચિદ્વૃત્તિના અનુમોદનથી અને ચિત્તના શુભ વિચારથી પ્રવૃત્ત થયા પછી મધ્યમાં કોઈ એવા સંયોગો આકસ્મિક રીતે આવી જાય છે કે જેથી મનુષ્યના કાર્યની દિશા બદલાઇ જાય છે! આમ બને ત્યારે સમજી લેવું કે તે માણસના ચિત્તમાં અનિષ્ટ સંયોગોને લીધે દુષ્ટ વિકારો ઉપદ્રવ કરવા લાગ્યા છે અને તે વિકારોનો પરાભવ કરવાને તેની ચિદ્વૃત્તિ અસમર્થ છે. ચિત્તના દુષ્ટ વિકારોનો પરાભવ કરવામાં ચિદ્વૃત્તિ અસમર્થ હોવા છતાં એ સમયે તેની મદદમાં મનુષ્યની સંકલ્પશક્તિ આવે છે ખરી. આ સંકલ્પશક્તિ અથવા માનસિક પ્રબળતા જો ચિદ્વૃત્તિની સાહાય્યમાં આવીને ઊભી રહે છે, તો તેને પરિણામે દુષ્ટ વિકારો ચિત્તમાં વધુ વાર સ્થાન પામી શકતા નથી. તે વિકારોને મારી હઠાવવામાં આવે છે અને પુનઃ શુભ કાર્યની ગતિ તેની પૂર્વ દિશાએ પ્રવાહિત થાય છે. ચિદ્વૃત્તિ અને સંકલ્પશક્તિના યોગથી સુબુદ્ધિનો સુખકારક પરિણામ અનુભવાતો અનેક વાર દષ્ટિગોચર થાય છે.

શુભ કાર્યમાંથી ચલિત થયા છતાં ચિદ્વૃત્તિ અને સંકલ્પશક્તિના યોગથી પુનઃ શુભ કાર્યમાં અડગ રીતે ઊભા રહેનાર તરીકે શુદ્ધ ક્ષત્રીય વીર નર પ્રતાપસિંહનું દૃષ્ટાન્ત ભારતવર્ષના ઇતિહાસમાંથી મળી આવે છે.

શહેનશાહ અકબરે ચિત્તોડ જીતી લીધું અને પ્રતાપસિંહ પોતાના પરિવાર સાથે પર્વતોમાં રહી દિવસ ગુજારવા લાગ્યો, એ વખતે તેની પાસે સૈનિકો પણ નહોતા. માત્ર થોડાએક ભીલ લોકો તેની મદદમાં હતા અને તેઓ તેના ખોરાકને માટે સગવડ કરી આપતા હતા. રાણી પદ્માવતી ગિરિકંદ-રામાં હાથે રોટલા કરતી અને પ્રતાપસિંહ તથા તેનાં પુત્રપુત્રી તેપર ચલા-વતાં. આમ હોવા છતાં હજી પ્રતાપે અકબરને માથું નમાવ્યું નહોતું. એક વાર પોતાના પુત્રપુત્રીને રોટલાના એક કકડાને માટે લડતાં જોઇને પ્રતાપ-થી રડી જવાયું અને પોતાની તે સમયની તથા પૂર્વ સમયની સ્થિતિની તુલના કરતાં તેનું હૃદય દુઃખથી દ્રવવા લાગ્યું. તે જ વખતે ત્યાં અકબરનો દૂત આવી પહોંચતાં તેને આર્દ્ર ચિત્તવાળા પ્રતાપે સંધિપત્ર લખી આપ્યું અને અકબરનું આધિપત્ય સ્પષ્ટ રીતે સ્વીકાર્યું! ક્ષત્રિયત્વનું શુદ્ધ બીરૂદ શરીરનાં અનેક કષ્ટો છતાં અત્યારસુધી સાચવી રાખ્યું હતું તે ક્ષણિક આવેશમાં રદ કરી નાંખ્યું! પ્રતાપ આ રીતે સુમાર્ગચ્યુત થયો. નિકટવર્તી સંયોગોને વશ રહેલા તેના ચિત્તે અને તે ચિત્તમાં જન્મેલા વિચારોએ તેને તેના ખરા માર્ગમાથી આ રીતે ચલિત કર્યો. ચિદ્વૃત્તિનું બળ એ વખતે નકામું થઇ પડયું અને ચિત્તના વિચારોને આધારે સાહસ થઇ ગયું. પરન્તુ તુરત જ સંકલ્પશક્તિ ચિદ્વૃત્તિની સાહાય્યમાં આવીને ઊભી રહી! પ્રથમનો અનિષ્ટ વિચાર લય પામી ગયો અને 'कार्य साधयामि वा देहं पातयामि' એવી પોતાની પ્રતિજ્ઞાનું-દૃઢ સંકલ્પનું તેને ભાન થયું. એ જ વખતે નિશ્ચય કર્યો કે ગમે તેટલું દુઃખ ભોગવતાં છતાં ક્ષત્રિયત્વને કલંકિત કરવું નહિ જ! પુનઃ સુમાર્ગચ્યુત પ્રતાપ સુમાર્ગારૂઢ થયો અને અકબર સાથેનું સંધિપત્ર તેણે રદ કર્યું! ( ૨૫ )

[ કર્તવ્યની સિદ્ધિ કેટલે બધે અંશે સંકલ્પશક્તિને આધારે રહેલી છે તેનું નિમ્ન શ્લોકમાં નિરૂપણ કર્યું છે. ]

संकल्पशक्त्यधीना कर्त्तव्यसिद्धिः । २६ ॥

**प्राबल्यं प्रभुता प्रभूतविभवः प्राज्यं राज्यं यशः ।**
**सा ाज्यञ्च समाजनायकपदं सेनाधिपत्यं तथा ॥**

पुण्याधीनमिदं नरस्य निखिलं साध्यं न शक्त्या स्वतः।
कर्त्तव्यन्तु यथोचितं शुभमनःसङ्कल्पशक्त्याश्रितम्॥

**કર્ત્તવ્યને પૂર્વ કર્મ કરતાં સંકલ્પશક્તિની વધારે અપેક્ષા.**

**ભાવાર્થ**—પોતાના પક્ષની પ્રબળતા મેળવવી હોય, મોટાઈ મેળવવી હોય, ઘણું દ્રવ્ય મેળવી વૈભવી અને ધનાઢ્ય થવું હોય, મોટા રાજ્યના માલીક થવું હોય, ચારે તરફ કીર્તિ પ્રસારવી હોય, સત્તા જમાવવી હોય, સમાજના અગ્રેસર થવું હોય, અથવા સેનાધિપતિનું પદ મેળવવું હોય, તો તેમાં પૂર્વના પુણ્યની જરૂર પડે છે; પુણ્ય વગર ઉપર બતાવેલી સમૃદ્ધિઓ માણસને માત્ર ઐહિક પુરૂષાર્થથી મળી શકતી નથી, એ વાત નિઃસંદેહ છે; પણ કર્ત્તવ્ય બજાવવું હોય અને પોતાની ફરજ અદા કરવી હોય તો તેમાં કંઈ પૂર્વના પુણ્યની તેટલી જરૂર પડતી નથી, કિન્તુ શુભ સંકલ્પ અને માનસિક બળની જ માત્ર તેમાં જરૂર છે. 'આ કર્ત્તવ્ય અવશ્ય હું બજાવીશ જ' એવો સંકલ્પ અને તેની સાથે નીતિબળ હોય તો ગમે તેવી સ્થિતિમાં ગમે તે સ્થાને પણ કર્ત્તવ્ય બજાવી શકાય છે. ( ૨૬ )

**વિવેચન**—કર્મવાદીઓમાં તેમ જ ઇશ્વિરવાદીઓમા એક પ્રકારનો સામાન્ય દોષ બહુધા જોવામાં આવે છે. કર્મવાદીઓ જગતના સર્વ પ્રકારના વ્યવહારમાં કર્મને પ્રધાન કારણ લેખે છે અને ઇશ્વિરવાદીઓ ઇશ્વરને સૃષ્ટિના પિતા—જન્મદાતા તથા જગતના સર્વ પ્રકારના વ્યવહારનો નિયંતા લેખે છે. આ કારણથી કર્મવાદીઓ કોઈ કાર્યમાં એમ માને છે કે "કર્મમાં જેમ હતું તેમ બન્યું" અને ઇશ્વિરવાદીઓ એમ માને છે કે "ઇશ્વિરે જેમ કર્યું તેમ બન્યું." એ વાત ખરી છે કે પૂર્વ ભવનાં પુણ્યનાં પુદ્‌ગળોથી બંધાયેલું સુકર્મ મનુષ્યને આ ભવમાં અનેક પ્રકારની રીદ્ધિસિદ્ધિ, કીર્તિ, મહત્તા ઇત્યાદિ આપે છે અને એકલા પુરૂષાર્થવડે પૂર્વ ભવના પુણ્યવિના તે તે વસ્તુઓની ઉપલબ્ધિ થતી નથી; પરન્તુ મનુષ્યત્વને યોગ્ય કર્ત્તવ્ય બજાવવામાં 'કર્મના ઉદય પ્રમાણે બન્યું' 'અથવા ઇશ્વિરે કર્યું તેમ થયું' એવું માનીને કર્ત્તવ્યમાં શિથિલતા બતાવવી એ એક પ્રકારનો દોષ છે.

પુરૂષાર્થ કર્યા વિના તો ભાગ્ય હોય તોપણ તે ફળતું નથી. કહ્યું છે કે—

पूर्वजन्मकृतं कर्म तद्दैवमिति कथ्यते ।
तस्मात् पुरूषकारेण विना दैवं न सिध्यति ॥

અર્થાત્—પૂર્વજન્મનું કરેલું જે કાંઈ કર્મ તે જ દૈવ કહેવાય છે અને એ જ પ્રમાણે પુરૂષાર્થ કર્યા વિના તો દૈવ પણ ફળીભૂત થતું નથી. શેક્સપીયરે 'જ્યુલીયસ સીઝર' માં એક સ્થળે કહ્યું છે કે–મનુષ્યો ઘણી વાર તેમના ભાગ્યના માલીક બની બેસે છે; જે કાંઈ વાંક હોય છે તે આપણા ગ્રહોનો હોતો નથી, પરન્તુ આપણો પોતાનો જ હોય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે સર્વથા દૈવ, ભાગ્ય અને કર્મ ઉપર આધાર રાખીને બેસી રહેવું અને ઉદ્યમ અથવા પુરૂષાર્થ સેવવો નહિ તે એક પ્રકારની કર્મ ઉપરની શ્રદ્ધા નથી પરન્તુ કર્મ ઉપરની અશ્રદ્ધા જ છે, કારણકે પૂર્વ જન્મમાં પણ જે કાંઈ સુકર્મ બંધાયું હોય છે તે પણ પુરૂષાર્થ વિના બંધાયું હોતું નથી. ઐહિક પદાર્થોની પ્રાપ્તિમાં પૂર્વ જન્મમાં બંધાએલું કર્મ અને તે સાથે આ જન્મના પુરૂષાર્થની આવશ્યકતા છે ખરી; પરન્તુ જ્યાં કાંઇ કર્ત્તવ્ય બજાવવાનુ હોય છે તેમાં તો માત્ર શુભ સંકલ્પ અને નીતિબળપૂર્વક ઉત્તમ પ્રકારનો પુરૂષાર્થ સેવવાની જ અગત્ય રહે છે. 'આ કર્ત્તવ્ય હુ ગમે તેટલી મહેનત કરીને–ગમે તેટલો આત્મભોગ આપીને પણ બજાવીશ' એવો દ્દઢ સંકલ્પ હોય, તો જ તે કર્ત્તવ્ય બજાવવામાં પ્રવૃત્તિ થાય છે. "મને કર્મે જેવી બુદ્ધિ સુઝાડી તેવુ કામ હું કરૂં છું" એવો બચાવ કરનારાઓ એક રીતે આત્મવિઘાતક જ લેખાવાને યોગ્ય છે. ભાગ્ય ઉપર અને ઇશ્વર ઉપર પોતાનાં સારાં માઠાં કૃત્યોની જવાબદારી મૂકીને સ્વચ્છંદે વર્ત્તનારાઓને તેમ કરતા અટકાવવા માટે અને કર્ત્તવ્યનિષ્ઠ જ રાખવા માટે શ્રી કૃષ્ણે પણ ગીતામાં ઉપદેશ્યું છે કે कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ॥ તેટલા માટે પૂર્વજન્મમાં બંધાએલા ભાગ્યને આધારે નહિ રહેતાં સંકલ્પબળ મેળવવું અને તેથી જ કર્ત્તવ્યની સિદ્ધિ થઈ શકે છે. (૨૬)

[સંકલ્પશક્તિ આટલી આવશ્યક હોવા છતા જો તે ચિદ્દવૃત્તિને આધારે ચાલે તો જ હિતકર છે, અને નહિતો સંકલ્પશક્તિ અહિતકર નીવડે છેઃ આ કથન હવે કરવામાં આવે છે.]

संकल्पशक्तिर्मर्यादितैव हितकरी । २७ ॥

एषा यद्यपि सर्वथा न सुखदा सङ्कल्पशक्तिः स्वयं ।
किन्त्वात्मोन्नतभावनानियमिता यत्रास्ति तत्रैव सा ॥
यत्राज्ञानपिशाचपाशकलिता दुर्वासनावासिता ।
स्यात्तत्राहितसम्भवः क्षतिततिः सञ्जायतेऽनेकशः ॥

સંકલ્પશક્તિ પણ હદમાં જ સુખકર છે.

**ભાવાર્થ**—સંકલ્પશક્તિ યદ્યપિ કાર્યસાધક છે તથાપિ તેના ઉપર આત્માની ઉન્નત ભાવના અને ચૈતન્યશક્તિનો અંકુશ હોવો જોઈએ. જ્યાં તે પ્રમાણે હોય, ત્યાં જ તે ઉત્તમ કાર્ય સાધી શકે છે. જો તે ચેતનાશક્તિના અંકુશમાં ન હોય, કિન્તુ અજ્ઞાન સ્વચ્છંદતા અને ઔદ્ધત્યરૂપ પિશાચના પાશમાં સપડાઇ ગઇ હોય, અને દુર્વાસનાથી વાસિત થઈ હોય, તો ત્યાં સંકલ્પશક્તિ હિતકર કાર્ય સાધવાને બદલે મોટો અનર્થ કરી નાંખે છે અને દુનિયાને ઉંધે પડે નાંખી ઘણી ઉથલપાથલ કરવાનું કામ બજાવે છે; માટે સંકલ્પશક્તિ ઉપર જ્ઞાનનો અંકુશ રહેવો જોઈએ. (૨૭)

**વિવેચન**—સંકલ્પશક્તિ અથવા માનસિક પ્રબળતા એક જડ સાંચાના જેવી છે. તે સાંચો જો ચિદ્દૃત્તિના યંત્રને લાગુ થઇ જાય, તો ચિત્તમાં ઉત્પન્ન થએલી કુબુદ્ધિ વા અશુભ વિચારોનો પરાભવ કરી શકે છે, પરન્તુ જો તે ચિદ્દૃત્તિને મૂકીને ચિત્તના અશુભ વિચારોને જ લાગુ થઈ જઈને તેની સાહાય્યમાં રહે તો તેનું પરિણામ મોટો અનર્થ કરનારૂં નીવડે છે. આપણે વ્યવહારમાં જોઈએ છીએ કે માણસની કોઇ એક વિશિષ્ટ શક્તિનો જો તે સારો ઉપયોગ કરે છે તો તેનું તેને સારૂં ફળ મળે છે અને જો તેનો નઠારો ઉપયોગ કરે છે તો તેની તે જ વિશિષ્ટ શક્તિ તેને દુર્ગુણી લેખાવવા ઉપરાંત નઠારૂં ફળ આપે છે. આ જ નિયમ સંકલ્પશક્તિના સંબંધમાં પણ લાગુ પડે છે. જે સંકલ્પશક્તિ સ્વચ્છંદતા અને ઉદ્ધતાઈ રૂપી પિશાચોના હાથમાં સપડાઈ ગઈ હોય તે શાંત અને આત્મહિતકા-

રિણી ચિદ્વૃત્તિની સાહાય્યમાં આવતી નથી પરન્તુ ચિત્તમાં જે અશુભ સંયોગોને લીધે અશુભ વિચારો જન્મ્યા હોય છે તેની સાહાય્યમાં તે આવે છે અને ચિદ્વૃત્તિનો પરાભવ કરીને ચિત્તના દુષ્ટ વિચારોને જય અપાવે છે. પશ્ચાત્ તેનું પરિણામ એ આવે છે કે દુષ્ટ વિચારો શરીરને પણ દુષ્ટ પ્રવૃત્તિમાં પાડે છે અને અનર્થની પરંપરા ચાલુ થાય છે. જો સંકલ્પશક્તિ ઉપર જ્ઞાનનો અંકુશ હોય તો તે દુષ્ટ વિચારોની મદદમાં ઊભી રહેતી નથી અને ચિદ્વૃત્તિને સાહાય્યભૂત થાય છે. આ ઉપરથી સમજી લેવું કે સ્વચ્છંદવિહારિણી સંકલ્પશક્તિ હિતકારિણી નથી, પરન્તુ જ્ઞાનના અંકુશ હેઠળની સંકલ્પશકિત જ હિતકારિણી છે.

અત્ર અમર્યાદિત સંકલ્પશકિતના પરિણામનું એક દષ્ટાંત પ્રાસંગિક થઇ પડશે. બાદશાહ અલાઉદ્દીન ખીલજી કે જે સામાન્ય રીતે ‘અલાઉદ્દીન ખૂની’ ને નામે ઓળખાય છે તેનો ઇતિહાસ તેની અમર્યાદિત સંકલ્પશકિતના પરિણામરૂપ વિલક્ષણ જોવામાં આવે છે. અલાઉદ્દીન અભણ હતો, પણ ગાદીએ બેઠા પછી તે થોડું ભણ્યો હતો. પરમુલકો ઉપર સ્વારીઓ કરીને પોતાના રાજ્યની લક્ષ્મી વધારવાનો અને પોતાને ‘બીજો સીકંદર’ કહેવડાવવાનો અભિલાષ તેણે પોતાના સંકલ્પબળને યોગે કરીને પૂરો કર્યો હતો. આમ હોવા છતાં તે અત્યંત ઘાતકી, ઉદ્ધત અને વિચિત્ર સ્વભાવનો રાજા નીવડયો તેનું કારણ તેની અમર્યાદિત સંકલ્પશકિત હતી. તેણે લોકોમાં સુખસગવડ વધારવાની ઇચ્છા કરી, પણ ચિદ્વૃત્તિના અભિપ્રાય વિના સંકલ્પને આધારે તેણે એવી યોજના કરી કે જે લોકોનાં સુખસગવડ વધારવાને બદલે તેમને મુસ્કેલીમા મૂકનારી થઇ પડી. તેણે પોતાના રાજ્યનાં છેલ્લાં વર્ષોમાં દરેક જાતના અનાજના ભાવ રાજ્ય તરફથી મુકરર કર્યા અને તેથી વધુ ઓછો ભાવ લેનારને સજા ઠરાવી, ખેડૂતોને અમુક જગ્યા અને અમુક ઢોરથી વધુ ન રાખવા દેવાં એવું ઠરાવ્યું, તેમ જ ખાનગી કે જાહેર સભાઓમાં રાજ્યસંબંધી ચર્ચા નહિ ચલાવવાનો હુકમ કર્યો. રાજ્યના ઉમરાવોનાં લગ્ન રાજ્યની પરવાનગી વિના ન કરવાં એવો તેણે હુકમ કર્યો ' કર વસુલ કરવાને પ્રજાને તેણે બહુ જ પીડા ઉપજાવી અને તેથી

પ્રજા ત્રાહિ ત્રાહિ પોકારી ઉઠી. જૂદા જૂદા દેશો જીતનાર એક યશસ્વી રાજા જો ચિદ્દવૃત્તિને આધારે ચાલતી મર્યાદિત સંકલ્પશકિતવાળો હોય તો તે 'અલાઉદ્દીન ખૂની' ન કહેવાતાં 'મહાન્ અકબર' કહેવાય. (૨૭)

[ ચિદ્દવૃત્તિ અને સંકલ્પશક્તિની અસર ચિત્ત ઉપર કેવી રીતે થાય છે અને તેનો આત્મા તથા દેહની સાથે કેવા પ્રકારનો સંબંધ છે તે સમજાવીને હવે ચિદ્દ-વૃત્તિ તથા સંકલ્પશકિત અશુદ્ધ હોય તો તેને શુદ્ધ કરવાને કેવા પ્રકારનો પ્રયત્ન સેવવામાં આવવો જોઇએ તે નિમ્ન શ્લોકમાં દર્શાવવામાં આવે છે. કર્તવ્યના પરિ-પાલન માટે હૃદયરૂપી ક્ષેત્ર શુદ્ધ હોવાની આવશ્યકતા છે, અને એ આવશ્યકતા ચિદ્દવૃત્તિ તથા સંકલ્પશકિતની શુદ્ધિદ્વારા પૂરી પડે છે તેમની એ શુદ્ધિ કરવા પૂર્વે તેમની શક્તિનું વિસ્તૃત વિવેચન કરવામા આવ્યુ છે અને એ વિવેચનને તે બાદ કરીએ, તો ૧૯ મા શ્લોકની સાથે આ પછીના શ્લોકનું અનુસંધાન સમ-જવું કે જે શ્લોકમા હૃદયક્ષેત્રની શુદ્ધિનો માર્ગ સૂચવવામા આવ્યો છે. ]

चिद्वृत्तिसङ्कल्पशक्तिविषये प्रयत्नः । २८ ॥

**बाल्यादेव तथाविधोऽनवरतं यत्नो विधेयो जनै-**
**रभ्यासोपि तथैव धर्मचरणं शास्त्रप्रवेशस्तथा ॥**
**चिद्वृत्तिर्विमला यथैव भवति ज्ञातुं पुनः शक्यते ।**
**सत्सङ्कल्पबलं यथा च नियतं शुद्धात्मभावैः सदा ॥**

**ચિદ્દવૃત્તિ અને સંકલ્પશકિતને સુધારવાનો પ્રયત્ન.**

**ભાવાર્થ**—દરેક માણસે બાલ્ય અવસ્થાથી જ શિક્ષણ, વ્યવહાર, વર્તન, ધર્માનુષ્ઠાન, શાસ્ત્રશ્રવણ અને દરેક ચેષ્ટામાં નિરંતર ખ્યાલ એવો રાખવો જોઇએ કે ચિદ્દવૃત્તિ અને સંકલ્પશક્તિને બિલકુલ કલંક ન લા-ગતાં અંતરની નિર્મળતા રહેવાની સાથે તે બન્ને હંમેશ નિર્મળ રહે, અને વિધિનિષેધરૂપ તેની સ્ફુરણા આપણી જાણ બહાર ન જાય, તેમ જ આ-ત્મભાવનાઓ પણ એવી શુદ્ધ અને દૃઢ રહે કે સંકલ્પબળ તેની હદની બહાર આડુંઅવળું દોડી જઇ અનર્થ ન નિપજાવે, કિન્તુ હદમાં રહીને ઉત્તમ કર્તવ્ય બજાવવામાં સહાયભૂત થાય. ( ૨૮ )

**વિવેચન**—અશુદ્ધ હૃદયક્ષેત્રને મનુષ્યત્વગુણોપેત બનાવવા માટે તેને શુદ્ધ કરવું જોઇએ. હૃદયક્ષેત્રનાં જે કાંઇ પરમ તત્ત્વો હોય તે તત્ત્વોની શુદ્ધિ એ જ હૃદયક્ષેત્રની શુદ્ધિ લેખાય. આ કારણથી આગળ હૃદયક્ષેત્રનાં પરમતત્ત્વો કયાં કયાં છે અને તેમની શક્તિ કેવા પ્રકારની છે તે સમજાવવામાં આવી ગયું. હવે તે પરમતત્ત્વો જો અશુદ્ધ હોય તો તેને શુદ્ધ કરવાને કેવા પ્રકારનો પ્રયત્ન સેવવો ઉચિત છે તેનું નિદર્શન અત્ર કરવામાં આવે છે. ચિદ્વૃત્તિ અને સંકલ્પશક્તિ એ બે સદ્જ્ઞાનના અંકુશ હેઠળ હોય અર્થાત્ સુષ્ઠુ પ્રકારની હોય તો પછી ચિત્ત કાંઇ પણ કરવાને સમર્થ નથી એવું સૂચવાઈ ગયું છે અને હૃદયક્ષેત્રનાં પરમતત્ત્વો ચિદ્વૃત્તિ અને સંકલ્પશક્તિને જ ગણવાં ઉચિત છે. આ પરમતત્ત્વોને શુદ્ધ કરવાનો પ્રયત્ન બાલ્યાવસ્થામાંથી જ સેવવો જોઈએ. એક બાળક પોતાની ચિદ્વૃત્તિ કે સંકલ્પશક્તિના દોષો જોઈ શકતો નથી, તોપણ તે દોષોને તેની બાલ્યાવસ્થાની ટેવોદ્વારા તેનાં માતાપિતા જોઈ શકે છે અને તેથી ભવિષ્યમાં પોતાના બાળકની તે ઉભય શક્તિઓ સુષ્ઠુ પ્રકારની બને તેટલા માટે તેનાં માતાપિતાએ જ બાળકની પાસે ઉચિત પ્રકારનો પ્રયત્ન સેવરાવવો જોઇએ. સુશિક્ષણ, સદ્વર્તન, ધર્માનુષ્ઠાન અને શાસ્ત્રશ્રવણાદિથી વૃત્તિઓ અને વિચારો નિર્મળ બને છે એવું બહુધા માનવામાં આવે છે અને ગ્રંથકાર પણ વૃત્તિઓની શુદ્ધિને માટે એ માર્ગને શ્રેયસ્કર લેખે છે. સુશિક્ષણને માટે યત્ન કરવો હિતકારક છે તે માટે કહ્યુ છે કેઃ कुत्र विधेयो यत्नो ? विद्याभ्यासे सदौषधे दाने—અર્થાત્ યત્ન કયા કરવો ? વિદ્યાભ્યાસમાં, સારા ઔષધમાં અને દાન કરવામા. ધર્માચરણથી કેટલે સુધી ઉન્નતિ સધાય છે તેને માટે 'આપસ્તંબ ધર્મસૂત્ર' માં કહ્યું છે કેઃ धर्मचर्यया जघन्यो वर्णः पूर्वपूर्वं वर्णमापद्यते जातिपरिवृत्तौ—અર્થાત્ જાતિ બદલવામાં હલકો વર્ણ પણ ધર્માચરણે કરી પોતાથી ઉત્તમ વર્ણપણાને પામે છે. ધર્માચરણનું જે શુભ પરિણામ આવે છે તેનું એ વાક્યમાં સૂચન છે. ધર્મશાસ્ત્રનું હમેશાં શ્રવણ કરવાનો આદેશ કરતાં 'ધર્મબિન્દુ' કાર प्रत्यहं धर्मश्रवणं એવા શબ્દો ઉચ્ચારે છે. આ પ્રમાણે એ સર્વ શુભ ક્રિયા શુભ પરિણામો આપે છે, પરન્તુ " કથા

સાંભળી ફૂટયા કાન તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન" એની પેઠે માત્ર ઉક્ત ક્રિયાઓ બાહ્યાડમ્બરપૂર્વક કરવામાં આવ્યાથી ઉપર કહેલાં વચનો પ્રમાણે લાભ થતો નથી, કિન્તુ તે સર્વ અફળ જાય છે, અને તેટલા માટે એ સર્વ ક્રિયાઓ કરતાં જે ખાસ ચેતવણી ગ્રંથકાર આપે છે તે એ છે કે-चिद्वृत्तिर्निर्मला यथैव भवति ઇત્યાદિ. અર્થાત્ ચિદ્‌વૃત્તિ નિર્મળ થાય અને સંકલ્પબળ વૃદ્ધિ પામે તેમ જ આત્મભાવનાઓ પણ શુદ્ધ બને એવી રીતે-એવું ખાસ ધ્યાન રાખીને શિક્ષણ લેવું, શાસ્ત્રશ્રવણ કરવું, ધર્માચરણ આદરવું, ઇત્યાદિ. ઘણી વાર લોકો માત્ર એક વેઠ કાઢવાની પેઠે શાસ્ત્રશ્રવણ કરી જાય છે, ધર્માચરણ કરે છે, શિક્ષણ મેળવે છે, પરન્તુ તદ્‌દ્વારા ચિત્તવૃત્તિને અને સંકલ્પશક્તિને નિર્મળતાનો લાભ થાય એવા વિચારમાં તેમનુ ચિત્ત પરોવાતું હોતું નથી અને તેથી માત્ર એક વેઠ કાઢવાની જેમ એ શુભ કૃતિ કરી જવાથી પણ કશું શુભ પરિણામ થતું નથી. આ શ્લોકમાં यथा શબ્દ ખુલ્લી રીતે કહે છે કે 'જેવી રીતે' ઉક્ત લાભ થાય 'તેવી રીતે' તે ક્રિયાઓ કરવી અને તેથી જ હૃદયક્ષેત્રનાં તત્ત્વોની સાથે હૃદયક્ષેત્રની પણ શુદ્ધિ થાય. ( ૨૮ )

[ શક્તિઓને કર્તવ્યમાં યોજવાની રીતિ હવે દર્શાવાય છે ]

स्वल्पशक्तावपि कर्त्तव्यसाधने युक्तिः । २९ ॥

**उद्दिश्यैककृतिं कथञ्चिदपि चेत्संयोज्य शक्तीः समा ।**
**दीनाद्दीनतरोपि यत्ननिरतः किञ्चित्फलं प्राप्नुयात् ॥**
**लक्षीकृत्य समस्तकार्यनिकरं शक्तीः प्रसार्याखिलाः ।**
**कर्तुं चेत्सहसोद्यतोपि बलवान्नाप्नोति सिद्धिं क्वचित् ॥**

**શક્તિઓને કર્તવ્યમાં યોજવાની રીતિ.**

**ભાવાર્થ અને વિવેચન**—એક માણસ થોડામાં થોડી શક્તિવાળો હોય અને ગરીબમાં ગરીબ હોય, પણ તે માણસ પોતાની શક્તિના પ્રમાણમાં અમુક એક કાર્ય ઉપર લક્ષ લગાડી, પૂરતી ખંતથી તે કાર્ય સાધ-

વામાં જ બધી શક્તિઓને કામે લગાડે છે, તો છેવટે તે કાર્યમાંથી કંઇ ને કંઈ ફળ મેળવવા સમર્થ થાય છે. તેથી ઉલટું વધારેમાં વધારે શક્તિવાળો માણસ એકી સાથે બધાં કાર્યો પોતાના ઉપર ઉપાડી, પોતાની શક્તિઓને જુદાં જુદાં કાર્યો ઉપર વિખેરી નાખે છે તો તે એક્કે કાર્યમાં પૂરતી રીતે સફળતા મેળવી શકતો નથી; અર્થાત્ થોડે થોડે અને ધીમે ધીમે પણ એકેક કાર્ય બરાબર સાધી બીજાં કાર્ય ઉપર લક્ષ આપવામાં આવે તો બધાં કાર્યમાં સફળતા મળે છે, અને એકી સાથે ઘણાં કાર્યોમાં શક્તિઓને વ્હેંચી નાંખવાથી શક્તિઓ ખંડિત થઇ જાય છે, એટલે કાર્યની સિદ્ધિ થતી નથી. અંગ્રેજીમાં એક કહેવત છે કે Jack of all trades is the master of none, અર્થાત્—એકીસામટા ઘણા ધંધાઓ માથે લે તે એક પણ ધંધામાં પાર પડી શકે નહિ. આમ થવાનુ કારણ એ છે કે દરેક માણસની કાર્ય કરવાની શક્તિ મર્યાદિત હોય છે. તે શક્તિ જો થોડાં કાર્યોમાં વ્હેંચાએલી રહે, તો તે થોડા કાર્યો સફળ થાય ત્યાંસુધી પહોંચી શકે છે; પરન્તુ જો ઘણાં કાર્યોમાં વહેંચાઈ જાય તો એક પણ કાર્ય સફળ થઇ શકતું નથી. માર્શલ કહે છે કે—જે મનુષ્યની ગતિ સર્વ દિશાઓ વિષે છે તે મનુષ્યની ગતિ કોઇ પણ દિશામાં હોતી નથી. કહેવાનું તાત્પર્ય એ છે કે સ્વશક્તિને મનુષ્યે કર્ત્તવ્યમાં એવી રીતે યોજવી કે જેથી તે થોડાં કાર્યો પણ સર્વાંશે સફળ કરી શકે: એકીસામટાં ઘણાં કાર્યોમાં શક્તિનું વિતરણ કરવાથી એક્કે કાર્ય સફળ કરી શકાય નહિ; તે કરતાં થોડાં કાર્યો પણ સંપૂર્ણ રીતે સફળ કરવાં એ હિતકર માર્ગ છે. (૨૯)

---

## षष्ठ परिच्छेद.

### કર્ત્તવ્યપરાયણતા.

कर्त्तव्यमेवोन्नतिमूलम् । ३० ॥

**नो देशस्य समुन्नतिर्हढतरैर्वप्रैर्वरैर्मीयते ।**
**नो द्रव्यैर्न च दिव्यहर्म्यनिकरैर्नाश्वैर्गजैः सैनिकैः ॥**

स्वान्या ारकनीतिरीतिकुशलैः कर्त्तव्यनिष्ठैः सदा।
शान्ति ान्तिपरायणैः सुपुरुषैर्देशोन्नतिर्मीयते ॥

**કર્ત્તવ્યની ઉન્નત સ્થિતિ તે જ દેશની ઉન્નતિ.**

**ભાવાર્થ**—અમુક દેશની ઉન્નતિનું માપ કાઢવું હોય તો તે દેશના મોટા અને મજબૂત કિલ્લાઓ ઉપરથી કે રાજ્યના મોટા ખજાના ઉપરથી કે ત્યાંના વતનીઓની મોટી મોટી હવેલીઓ ઉપરથી અથવા હાથી ઘોડાની વધારે સંખ્યા ઉપરથી કે લશ્કરના વિસ્તાર ઉપરથી દેશની ઉન્નતિનું માપ થતું નથી; કિન્તુ પોતાનો અને પરનો ઉદ્ધાર કરનાર, નીતિ રીતિમાં કુશળ, શાન્તિમાં મગ્ન, ક્ષમાના ધરનાર, અને કર્ત્તવ્ય બજાવવામાં મશગુલ એવા સજ્જન પુરૂષોની વધારે સંખ્યા ઉપરથી જ દેશની ઉન્નતિનું માપ થાય છે—અર્થાત્ જે દેશમાં કર્ત્તવ્યપરાયણ મનુષ્યોની વધારે સંખ્યા હોય તે દેશ વધારે ઉન્નત સમજવો, અને જે દેશમાં સંપત્તિ વગેરે વધારે હોય પણ નીતિભ્રષ્ટ અને કર્ત્તવ્યહીન મનુષ્યો વધારે હોય તો તે દેશ અવનતિ અભિમુખ થએલો છે, એમ સમજવું. (૩૦)

**વિવેચન**—સામાન્ય રીતે એક દેશની આબાદી અથવા જાહોજલાલી સંબંધે જે માપ કરવામાં આવે છે તે યથાર્થ હોતું નથી એવો આશય આ શ્લોકમાં દર્શાવવામાં આવ્યો છે. લોકો પોતાની સ્થૂલ દૃષ્ટિવડે સ્થૂલ વસ્તુઓમાં જ જાણે કે આખું જગત્ સમાઈ ગયું હોયની એવું માને છે; પરન્તુ એવું માનવામાં એક ઘણી ગંભીર ભૂલ થતી જોવામાં આવે છે. અમુક દેશના રાજાના તાબામાં આટલા બધા વિસ્તારવાળા દેશો છે માટે એ દેશ ઉન્નતિને શિખરે બિરાજે છે, અથવા તો એ દેશની પાસે આટલું લશ્કર છે, આટલું ધન છે, આટલી ખનિજ સંપત્તિ છે, તે દેશની આટલી વસ્તી છે, માટે એ દેશ મોટામાં મોટો છે, એમ માનવું તે પણ એક પ્રકારની ભૂલ છે. સર્વ પ્રકારની સ્થૂલ સંપત્તિથી ભરેલો એક દેશ ઉન્નતિને શિખરે પહોંચેલો લેખાય નહિ, કારણકે સંપત્તિના પ્રમાણ ઉપરથી ઉન્નતિનું પ્રમાણ બાંધવું એ યથોચિત જ નથી; સંપત્તિને ઉત્પન્ન કરનાર મનુષ્યોના ગુણો હોવાથી

એ ગુણો જે દેશનાં મનુષ્યોમાં વિશેષ પ્રમાણમાં હોય એ જ દેશ ઉન્નત થયો કહેવાય. તાત્પર્ય એ છે કે સ્થૂલ વસ્તુઓને જન્મ આપનાર સૂક્ષ્મ વસ્તુઓ–મનુષ્યના ગુણો હોવાથી સૂક્ષ્મ વસ્તુઓ વિશેષ બળવાન્ લેખાવાને યોગ્ય છે. જે દેશમાં વિશેષ ગુણવાન્ મનુષ્યો હોય અર્થાત્ જે દેશની પ્રજામાં પોતાનો અને પરનો ઉદ્ધાર કરવાની ભાવના પ્રબળપણે વર્તતી હોય, જે દેશની પ્રજા નીતિ રીતિમાં કુશળ હોઇને સતત સદુદ્યોગમાં મચી રહેતી હોય, કલહાદિથી મુક્ત રહીને શાન્તિમાં મગ્ન રહેતી હોય તથા યુદ્ધાદિના અનિષ્ટ પ્રસંગો ઉપસ્થિત થવા દેતી ન હોય, તે જ પ્રજા પોતાના કર્ત્તવ્યમાં એકનિષ્ઠ રહેલી લેખાય અને તેથી તે જ પ્રજા ઉન્નતિને શિખરે પહોંચેલી લેખાય. દેશની પ્રજા કર્ત્તવ્યનિષ્ઠ ન હોય અને ભલે દેશમાં સંખ્યાબંધ મજબૂત કિલ્લાઓ હોય, પણ તેથી શું? દેશમા દ્રવ્ય ઘણું હોય પરન્તુ ધનવાનો કર્ત્તવ્યનિષ્ઠ ન હોઈને તેઓમાં અનીતિનો પ્રચાર સૌથી વિશેષ હોય તો શું તે દેશ અધોગતિ પામેલો ન લેખાય ? કોઈ દેશમાં અતિ સુંદર હવેલીઓ હોવાથી તે દેશ ચક્ષુઓને રમણીય લાગે ખરો, પરન્તુ એ સુંદર હવેલીઓનો ઉપયોગ કર્ત્તવ્યને નહિ સમજનારા પ્રજાજનો વિલાસાદિમાં કરતા હોય તો તે હવેલીઓ દેશને ઉન્નત લેખવામાં સાધનભૂત લેખાય ખરી? દેશમાં ઘોડા, હાથી કે સૈનિકો પારાવાર હોય પરન્તુ પરસ્પર વૈરભાવથી ઘેરાએલા હોય, તો દુશ્મનની સામે પોતાના દેશનું રક્ષણ કરવામાં સ્વકર્ત્તવ્યના ખ્યાલ વિનાની એ મોટી સેના શું જરા પણ ઉપયોગી લેખાય ? તેથી ઉલટું દેશમાં ભલે ઘણા કિલ્લા ન હોય, ધન ન હોય, સુંદર મકાનો કે મોટું લશ્કર ન હોય, પરન્તુ માત્ર પરસ્પર ઉદ્ધાર કરવામાં એકસંપ રાખવાની વૃત્તિ હશે તો માત્ર થોડા સૈનિકો પણ દુશ્મનની સામે પોતાના દેશનું રક્ષણ કરી શકશે. નીતિરીતિમાં કુશળ પ્રજાવર્ગ હશે તો તે ધન અને સુંદર મકાનો મેળવી શકશે, અને જો કર્ત્તવ્યનિષ્ઠ લોકોનો મોટો સમુદાય હશે તો તે પોતાના તાબાના મુલકોમાં વધારો કરીને મોટું લશ્કર તથા સંખ્યાબંધ મજબૂત કિલ્લાઓ પણ સંપાદન કરી શકશે. આંગ્લ કવિવર ગોલ્ડસ્મીથે પોતાના નાના ગામડાનું યશોગાન કરતાં પણ એવું જ કહ્યું છે કે જે ભૂમિમાં ધન ઘણું

હોય અને મોટા મોટા ધનવાનો તથા રાજાઓ આબાદ થતા જતા હોય પરન્તુ ગરીબ અને સરલ સ્વભાવનો સામાન્ય પ્રજાવર્ગ કશા લેખામાં ન ગણાતો હોય તે ભૂમિ દુર્ભાગ્યવતી જ લેખાય છે! જે ઈંગ્લાંડને આજે આબાદ માનવામાં આવે છે તેજ ઈંગ્લાંડને માટે એ કવિ કહે છે કે આજે તો ઈંગ્લાંડમાં દુઃખો આવી પડયાં છે અને ખરી આબાદી તો ઘણાં વર્ષો પૂર્વે હતી કે જ્યારે લોકો સંતોષપૂર્વક મજુરી કરીને થોડાથી સંતુષ્ટ રહી સુખી બનતા હતા, નિષ્કપટભાવ અને આરોગ્ય તે લોકોનાં મિત્ર હતાં અને 'ધન શું?' એ સંબંધી અજ્ઞાન તે જ તેઓનું ધન હતું! દેશની ઉન્નતિ અને આબાદીનું યથોચિત માપ કેવી રીતે કરી શકાય અને 'કર્ત્તવ્ય' વિષયનો વિસ્તાર સમસ્ત દેશ અને જગત્ સુધી કેવી રીતે થાય છે, તેટલા માટે એકાદ બે દૃષ્ટાંતો પ્રાસંગિક લેખાશે.

**રોમ**ના રાજ્યની પ્રાચીન સમયની જાહોજલાલી આખી દુનિયામાં વખણાતી હતી. રોમની સત્તા એક વાર આખા યુરોપના જુદા જુદા દેશો ઉપર હતી, પરન્તુ તેનો અસ્ત થયો તે એ રાજ્યની પ્રજાની કર્ત્તવ્યભ્રષ્ટતાને લીધે જ થયો હતો. રોમના લોકોની ભ્રષ્ટ નીતિથી અને તેઓ એશઆરામ તથા મોજમજામાં ડૂબી ગયાથી તે પતિતાવસ્થામા આવી પડયું. રોમના અસ્તકાળમાં લોકો એવું માનવા લાગ્યા હતા કે કામ કરવું એ તો ગુલામનો ધંધો છે. પોતાના મહાન્ પૂર્વજોનાં રૂડાં આચરણ અને સદ્‌ગુણોને એ પ્રજાએ છોડી દીધાં હતાં અને તે ઉપર **બર્ટને** કહ્યું છે કે—તેવી નમાલી પ્રજાનો નિઃસંશય નાશ થવો જ જોઈએ અને તેની જગ્યા મહેનતુ અને જોખમદાર પ્રજાને મળવી જોઈએ. **ગ્રીસ** એક નાનો દેશ છે અને તેની વસતી પણ ઘણી થોડી છે. તેનું મુખ્ય શહેર **આથેન્સ** પણ નાનું નગર છે એમ છતાં હુન્નરકળામાં, અક્ષરશાસ્ત્રમાં, તત્ત્વજ્ઞાનમાં, અને દેશાભિમાનમાં તેની ઉચ્ચતા હોવાને લીધે તે આખી દુનિયામાં સુપ્રસિદ્ધ નગર લેખાતું હતું. પરન્તુ તેના ગુણોને લીધે તેની જે ઉચ્ચતા હતી તે તેનામાં અવગુણો આવતાં નાશ પામી. **આથેન્સ**માં શહેરીઓ કરતાં ગુલામોની સંખ્યા વધારે હતી. એના આગેવાન પુરૂષોમાં નીતિનું બંધન ઢીલું હતું અને સ્ત્રીઓ

પવિત્ર નહોતી. આ કારણથી એનો કારમો અસ્ત થઈ ગયો તેની ઇતિહાસનાં પાનાં સાક્ષી પૂરે છે. (૩૦)

[ હવે કર્ત્તવ્યપરાયણતા જ સુજનતારૂપ છે તે સમજાવવામા આવે છે. ]

सौजन्यपरिच्छेदः । ३१ ॥

**पाण्डित्येन न मीयते सुजनता वक्तृत्वशक्त्याथवा।**
**चातुर्येण धनेन भव्यव[?]षा राज्याधिकारेण वा ॥**
**किन्त्[?]त्कृष्टदयाक्षमासरलतावात्सल्यधैर्या[?]भि-**
**रात्मोद्धारपरोपकारजनकैः सा मीयते सद्गुणैः॥**

**કર્ત્તવ્યપરાયણતા યા સુજનતાનું માપ.**

**ભાવાર્થ** અને **વિવેચન**—જેની હાજરીથી માણસ કર્ત્તવ્યપરાયણ કે સજ્જન ગણી શકાય, તે સૌજન્યરૂપી સદ્‌ગુણ હોવાની પ્રતીતિ પંડિતાઈ, વક્તૃત્વશક્તિ, ચાલાકી, વૈભવ, શરીરસૌંદર્ય, કે રાજસત્તા ઉપરથી થઈ શકતી નથી, કારણકે ઘણા માણસો પ્રખર પંડિત હોય છે, છટાદાર ભભકાભરેલાં ભાષણો આપે છે, દરેક બાબતમાં ઘણા જ ચાલાક હોય છે, ધનાઢ્ય અને બહુ રૂપાળા હોય છે, તેમજ રાજ્યના મોટા હોદ્દા ઉપર ચઢેલા હોય છે, છતાં સુજનતાને તેઓ બિલકુલ ઓળખતા નથી, અર્થાત્ લેશમાત્ર પણ સૌજન્ય ત્યાં પ્રતીત થતું નથી; માટે આ ગુણોથી સુજનતાનું માપ થતું નથી કિન્તુ પોતાનો ઉદ્ધાર કરનાર અને પરને શાન્તિ આપનાર સદ્‌ગુણો, જેવાં કે દુઃખિત અને પીડિત જનો ઉપર દયા રાખવી, અજ્ઞ પુરૂષોના અપકારની સામે કોપ ન કરતાં ક્ષમા રાખી તેમનો ઉપકાર કરવો, હૃદયમાં સરલતા રાખવી, દરેક મનુષ્ય પ્રત્યે વત્સલ ભાવ રાખવો, સંકટના વખતમાં પણ ધીરજ રાખવી, પરસ્ત્રી માતૃવત્ સમજવી, પરધન પત્થર સમાન ગણવું વગેરે આનુષીય સદ્‌ગુણોવડે જ સુજનતાનું માપ થાય છે. આ જ વિષયપરત્વે સુભાષિતકાર કહે છે તે પણ યથોચિત છેઃ—

सौजन्यं यदि किं गुणैः सुमहिमा यद्यस्ति किं मण्डनैः।
सद्विद्या यदि किं धनैरपयशो यद्यस्ति किं मृत्युना ॥

અર્થાત્—જો એક માણસ સુજન હોય તો પછી તેનામાં બીજા ગુણો હોય કિંવા ન હોય તોપણ તેથી શું? જો સત્કીર્તિ હોય તો પછી ઘરેણાં પહેરે તોપણ શું અને ન પહેરે તોપણ શું? સુવિદ્યા હોય તો પછી ધન હોય તોએ શું અને ન હોય તોએ શું? અને જો અપયશ પ્રાપ્ત થાય તો પછી મૃત્યુથી શું? તાત્પર્ય એ છે કે બાહ્યના જે કાંઈ ગુણો દેખાતા હોય તે ઉપરથી સુજનતાનું માપ થઇ શકતું નથી, પરન્તુ આંતર્ સદ્ગુણોથી જ થાય છે. (૩૧)

विद्यासौजन्ययोस्तुलना । ३२ ॥

**चा[illegible] न विद्यया प्रबलता सौजन्य[illegible]च्या यथा।**
**सौजन्येन हि नम्रता रसिकता नो विद्यया दृश्यते॥**
**मिथ्यादम्भमदादयः सहचरा ज्ञानस्य शुष्कस्य हा।**
**सौजन्यस्य तु नैव तेन परमं सौजन्यमेवाश्रयेत्॥**

### જ્ઞાન અને સૌજન્યમાં કોણ શ્રેષ્ઠ?

**ભાવાર્થ**—ચારિત્ર્ય અને સદાચાર સાથે જેટલો સંબંધ સૌજન્યનો છે તેટલો વિદ્યા કે જ્ઞાનનો નથી; અર્થાત્ ઘણે ઠેકાણે વિદ્યા તો ઘણીએ હોય છે પણ ચારિત્ર્યનું બિલકુલ ઠેકાણું હોતું નથી, અને સૌજન્યની જ્યાં હાજરી હશે ત્યાં ચારિત્ર્ય અવસ્ય સારૂં હશે જ. એટલે સૌજન્યનો ચારિત્ર્ય સાથે ગાઢ સંબંધ છે. વળી નમ્રતા, વિવેક, સભ્યતા, રસિકતા, શાન્તિ, ક્ષાન્તિ વગેરે ગુણો સૌજન્યના સહચારી દેખાય છે, પણ વિદ્યાના સહચારી દેખાતા નથી. તેથી વિપરીત મિથ્યા દંભ, અભિમાન, કઠોરતા, કપટ, પ્રપંચ વગેરે દુર્ગુણો શુષ્ક વિદ્યાનો સહવાસ કરનારા જણાય છે, પણ સૌજન્યની સાથે તેઓ રહી શકતા નથી, માટે સૌજન્ય એ જ શ્રેષ્ઠ સદ્ગુણ છે. મુક્તિના માર્ગમાં 'કહેવાતી વિદ્યા' થોડી હશે તોય ચાલશે, પણ સુજનતા વિના એક પગલું પણ નહિ ભરી શકાય; માટે અહર્નિશ સુજનતાનો આશ્રય કરવો જોઇએ. ( ૩૨ )

**વિવેચન**—પૂર્વે ચિદ્વૃત્તિના વિષયમાં જણાવવામાં આવ્યું કે મનુષ્યના ચિત્ત ઉપર ચિદ્વૃત્તિનો—સંકલ્પશક્તિનો અંકુશ હોય છે, અને જો સંકલ્પશક્તિ પ્રબળ તથા અશુદ્ધ હોય તો તે ચિદ્વૃત્તિની પરવા કર્યા વિના ચિત્તને અશુદ્ધ માર્ગે દોરી જવામાં વિજયી નીવડે છે. જો સંકલ્પશક્તિ અશુદ્ધ હોય અને તેની સાથે વિદ્યા અથવા જ્ઞાનનું બળ ભળેલું હોય, તો વળી એ વિદ્યા અથવા જ્ઞાન વધારે હાનિકારક અસર નીપજાવવામાં જ સાહાય્યભૂત થાય છે; આ જ કારણથી સુભાષિતકાર કહે છે કે—

साक्षरा विपरीतार्थेद्राक्षसा एव केवलम् ॥

અર્થાત્—વિદ્વાનો જો વિપરીત માર્ગે ચાલે છે તો તેઓ રાક્ષસનાં જેવાં જ કામો કરે છે. આ પ્રમાણે જ્ઞાન અથવા વિદ્યા જો સુમાર્ગે વપરાય તો જ તે હિતકર થઇ પડે છે અને જો કુમાર્ગે વપરાય તો અત્યંત ભયંકર થઈ પડે છે. કહ્યું છે કે—

विद्या विवादाय धनं मदाय शक्तिः परेषां परिपीडनाय ।
खलस्य साधोर्विपरीतमेतज्ज्ञानाय दानाय च रक्षणाय ॥

અર્થાત્—ખલ પુરૂષો વિદ્યાને વિવાદ માટે, ધન મદ કરવા માટે, અને શક્તિને બીજાઓને પીડા ઉપજાવવામાં ઉપયોગી લેખે છે, પરન્તુ સાધુઓ તેને અનુક્રમે જ્ઞાન, દાન અને રક્ષણને માટે ઉપયોગી લેખે છે. મોન્તેન કહે છે કે આપણે ગમે તેટલા વિદ્વાન્ હોઇએ તોપણ બે પ્રકારની શક્તિઓ આપણને પોતપોતાની પ્રકૃતિ અને પ્રવૃત્તિને અનુરૂપ નચાવ્યાં કરે છે, જેમાંની એક સારો ભાવ ભજવે છે અને બીજી નરસો ભાવ ભજવે છે. વિદ્યા અથવા જ્ઞાન આ પ્રમાણે બેધારી તલવારની પેઠે બે બાજુએ કામ કરે છે, પરન્તુ સૌજન્યને તેવી બે ધાર હોતી નથી, કારણકે તે તો એક બાજુએ જ કાર્ય કરે છે, અને તે સારી દિશાએ જ કરે છે. જેટલું ઉત્તમ પ્રમાણપત્ર ( સર્ટીફીકેટ ) નિઃસંશયપૂર્વક સૌજન્યને માટે આપી શકાય તેટલું ઉત્તમ પ્રમાણપત્ર સર્વથા અને સર્વદા વિદ્વત્તા અથવા ધનવત્તાને માટે આપી શકાય નહિ જ. મનુષ્યના વર્તન ઉપર સૌજન્ય, વિનય, સત્યવાદિત્વ આદિ સદ્ગુણો જેટલી ઉત્તમ છાપ પાડી શકે છે તેટલી ઉત્તમ છાપ વિદ્યા પાડી શકતી નથી અને તેટલા માટે કહ્યું છે કે—

गाढं गुणवती विद्या न मुदे विनयं विना ।
मूर्खतापि मुदे भूयान्महत्सु विनयान्विता ॥

અર્થાત્—અતિશય ગુણવાળી વિદ્યા છતાં જો વિનય ન હોય તો તે શોભતી નથી અને મોટા પુરૂષોને વિષે વિનયવાળી મૂર્ખતા પણ અતિશય શોભે છે. આ ઉપરથી વિદ્યા અથવા જ્ઞાનની નિંદા કરવામાં આવે છે એમ સમજવાનું નથી પરન્તુ કહેવાનું તાત્પર્ય એ છે કે વિદ્યાની સાથે સુજનતા મિશ્રિત થએલી હોવી જોઇએ અને જો કદાચ વિદ્યા ન હોય તોપણ સુજનતા તો અવસ્ય મનુષ્યમાં હોવી જોઇએ, કારણકે સચ્ચરિત્રમાં મનુષ્યને તે જ પ્રવર્તાવે છે.

અત્ર એક દૃષ્ટાંત આપીશું. એક વાર એક મોટા શહેરમાંથી ગામડે જવાના માર્ગપર થોરીયાંની વાડની ઓથે એક ગરીબ અને કશા રોગથી પિડાતો માણસ પડયો પડયો બૂમો પાડતો હતો. તેના શરીરે પડેલાં મોટાં ધાબાં અને અવયવોની બીજી સ્થિતિ ઉપરથી તેને કોઇ મહારોગ થયો હોય એમ જણાતું હતું. તેની પાસે થઇને જતા ત્રણ મિત્રો તેની દુઃખની બૂમો સાંભળીને તેની પાસે ગયા અને પૂછયુંઃ “ભાઇ તને શું થાય છે?” તે દુઃખી અને દરિદ્ર માણસે કહ્યુંઃ “ભાઇ ! મને વિસ્ફોટક અને રક્તપિત્તનો રોગ થયો છે. મારે ગામડેથી હું પાસેના શહેરમાં જતો હતો, પરન્તુ થાકને લીધે હવે મારામાં ચાલવાની શક્તિ રહી નથી અને આખે શરીરે લાહ્ય બળે છે. દુઃખ અને પીડાથી હું એટલો બ્હાવરો બની ગયો છું કે શું કરવું તે મને સૂજતું નથી ! તમે કોઇ મને મદદ કરો તો પ્રભુ તમારૂં કલ્યાણ કરશે !” તે ત્રણ મિત્રોમાં એક વિદ્વાન્ બ્રાહ્મણ હતો તે બોલ્યોઃ “જો ભાઇ ! માણસને માથે સુખ દુઃખ તો હમેશાં આવ્યાં કરે છે, માટે દુઃખમાં ગભરાઈ જવું નહિ. પ્રભુ જે કાંઈ દુઃખ મોકલે તેને સ્વીકારી લેવું અને માનવું કે આજે દુઃખ છે તો કાલે સુખ મળશે. વળી તને જે રોગ થયો છે તે તારી કોઈ આહારવિહાર સંબંધી ભૂલનું પરિણામ હશે, કારણકે મનુષ્ય માત્રને જે રોગો થાય છે તે તેવી ભૂલોને પરિણામે અને મુખ્યત્વે કરીને આહારાદિની વિષમતા તથા અનિયામતતાને પરિણામે થાય

છે, માટે હવેથી તે બાબતમાં સાવધ રહેજે એટલે તું સુખી થઇશ ! ” આશ્વાસન અને ડહાપણના આ લુખ્ખા શબ્દો તે રોગીને જરા પણ સુખ ઉપજાવી શક્યા નહિ. તે બોલ્યો: “ ભાઇ સાહેબ ! એવું જ્ઞાન અત્યારે મને જોઇતું નથી. મને તો મારી પીડા શાંત થાય તેવી કશી મદદ કરો ! ” આ સાંભળીને તેઓની સાથેનો એક વણિક બોલ્યો: “ હે ભાઇ ! આ સોનામહોર હું તને આપું છું. તેમાંથી જોઈતું ખર્ચ કરીને તું કોઈ સારા વૈદ્યની દવા ખાજે એટલે તારો રોગ મટી જશે–પણ ભાઇ ! હજી તું બૂમો પાડતો કેમ બંધ થતો નથી ? ” રોગી બોલ્યો: “ શેઠજી ! હું શું કરૂં ? અત્યારે તો તમારી સોનામહોર મને કશું સુખ આપી શકતી નથી. ” ત્રીજો મિત્ર કે જે એક ડાહ્યો રબારી હતો તે બોલ્યો: “ ભાઇઓ ! આ જંગલમાં તડકે પડ્યા રહેવાથી તેને વધારે પીડા થશે, માટે હું એને મારા કામળાની ઝોળીમાં સુવાડું છું, તે આપણે વારાફરતી ઉચકીને શહેરમાં લઇ જઇએ તો તેને સુખ થશે.” વણિક તથા બ્રાહ્મણે તેમ કરવાની ના કહી અને કહ્યું કે “ એને તો ચેપી રોગ થયો છે તે અમને પણ વળગે તો ? ” રબારી લાચાર થયો તોપણ તેની દયા અને સુજનતાએ તેને યુક્તિ સુઝાડી. પોતાને માથે વીંટેલા ફાળિયાના તેણે કકડા કર્યા અને તેને પાણીમાં ભીંજવ્યા. રોગીને જે અંગો પર પીડા થતી હતી અને પાણી ઝમી આવ્યુ હતું તે સઘળા અંગો ચેપની દરકાર વિના તેણે પાણીથી પોતાને હાથે સાફ કર્યા અને તે સઘળા અંગો પર પાણીના ભીના પાટા બાંધી વાળ્યા. બૂમો પાડવાથી રોગીનું ગળું સુકાતું હતું તેને થોડું પાણી પાયું, એટલે તેને શાંતિ વળી–લાહ્ય બળતી બંધ થઈ. તે સ્વસ્થ થઇને ઊભો થયો. રબારીએ તેને પોતાની ડાંગ ટેકો રાખીને ચાલવા માટે આપી અને એવી રીતે તત્ક્ષણ તે રોગીને સુખ ઉપજાવીને શહેરમાં તેડી ગયો. બ્રાહ્મણની વિદ્યા કે વણિકના ધન કરતાં રબારીની સુજનતાએ તે દુઃખીનું દુઃખ દૂર કર્યું. ( ૩૨ )

# सप्तम परिच्छेद.

## કર્ત્તવ્યોત્તેજક બળ-ઉત્સાહ.

[ કર્ત્તવ્યપરાયણતા અથવા સુજનતાની મોટી આવશ્યકતા સૂચવ્યા પછી કર્ત્તવ્યના બળની મીમાંસા કરવામાં ગ્રંથકાર ઉદ્યત થાય છે. ]

[ ઉત્સાહની પ્રશંસામાં કર્ત્તવ્યપથગામી મનુષ્યોને સંબોધીને ગ્રંથકાર કહે છે કે:- ]

कर्त्तव्यसाधकबलम् । ३३ ॥

उत्साहे किल कापि शक्तिरतुला विघ्नौघविध्वंसिनी ।
नैराश्याङ्कुरनाशिनी स‸लतासं निध्यसम्पादिनी ॥
सद्यः सिद्धिविधायिनी निरुपमानन्दौघसंस्पन्दिनी
श्रेयःशक्तिविकाशिनी महति वा कार्ये समुत्साहिनी

उत्साहस्याग्रे विघ्ना अकिंचित्कराः । ३४ ॥

उत्साहो यदि मानसे प्रथमतो मध्येवसाने तथा ।
कुर्वेऽवश्यमिदं भवेद् दृढतरश्चैवंविधो निश्चयः ॥
आयान्तु प्रचुरास्तदा कृतिपथे विघ्न‸गापि स्वयं
दीनास्ते बलहीनतामुपगता लीना भवन्ति क्षणात् ।

कियत्पर्यन्तं विघ्नानां बलम् । ३५ ॥

विघ्नास्सन्ति हि तावदेव बलिनः ‸व्य संरोधका ।
यावद् दुर्बलता मनःशिथिलता कर्तुं रुचेम‸ता ॥
चेदुत्साहविनिश्चयोभयबलं जागर्ति ‸न्मन्दिरे ।
किं कर्तुं प्रतिबन्धनं ‸णमलं विघ्ना वराका इमे ॥

## કર્ત્તવ્યનું ખરૂં બળ ઉત્સાહમાં જ છે.

**ભાવાર્થ**—ખરેખર, કાર્ય કરતી વખતે ઉત્પન્ન થતા મનના ઉત્સાહમાં કોઇ પણ અતુલ અલૌકિક શક્તિ રહેલી છે કે જે શક્તિ કર્ત્તવ્યના માર્ગમાં આવતાં વિઘ્નોના મોટા સમૂહને ક્ષણુ વારમાં વિખેરી નાંખે છે, નિરાશાના અંકુરને સમૂળગા છેદી નાંખે છે, કાર્ય સફળ થવાની આશાનાં કિરણો ફેં-કીને આશ્વાસન આપતાં કર્ત્તવ્યસાધનના પરિશ્રમને દૂર કરી મનને શાન્તિ ઉપજાવે છે, મુશ્કેલીભરેલા કાર્યની પણ સત્વર સિદ્ધિ કરી આપે છે, અને તેથી અનુપમ આનન્દપ્રવાહ પ્રચલિત થાય છે, એટલું જ નહિ પણ શ્રે-યસ્સાધક બીજી શક્તિઓને વિકસિત બનાવવાની સાથે બીજાં મોટાં અને મુશ્કેલીભરેલાં સત્કાર્યો કરવાનું માનસિક બળ અર્પી તે તરફ પ્રયાણ કર-વાની પ્રેરણા કરે છે. (૩૩)

## ઉત્સાહની સામે વિઘ્નોની દુર્બળતા.

કાર્યની શરૂઆતમાં, મધ્ય ભાગમાં અને છેવટે કાર્યના અંત પર્યન્ત જો મનનો ઉત્સાહ તેવો ને તેવો કાયમ રહે છે, અને તેની સાથે “ આ કાર્ય તો અવશ્ય હુ કરીશ ” આવા પ્રકારનો મજબૂત માનસિક નિશ્ચય હોય છે, તો પછી કાર્યની અટકાયત કરનાર આડખીલીઓ ગમે તેટલી આવે અને વિઘ્નો પણ ગમે તેવાં જબરદસ્ત આવે પણ ઉત્સાહ અને દૃઢ નિશ્ચ-યની સામે તે વિઘ્નો બળહીન થઈ દીનની માફક એક ક્ષણમાં લીન થઈ જાય છે, અને ઊભી થએલી આડખીલીઓ દૂર થઈ જતાં કર્ત્તવ્ય સુખે સુખે સાધી શકાય છે. (૩૪)

## વિઘ્નો ક્યાંસુધી નડે છે ?

જ્યાંસુધી કર્ત્તવ્ય બજાવવાની ઇચ્છા પ્રબળ થઈ નથી, મનમાં પણ કેટલાએક સંકલ્પ વિકલ્પો થયાં કરેઃ “ આ કાર્ય કેમ પાર પડશે, અરેરે ! આમાં હું ક્યાં આવી ભરાયો ? નિર્વાહ કરવા જેટલાં ક્યાં મારી પાસે સાધનો છે ? ” એવી રીતે મન ઢચુપચુ થતું હોય, અને દુર્બળતા સેવાતી હોય ત્યાંસુધી ચારે તરફથી વિઘ્નો આવવા માંડે છે અને પ્રબળતાથી કર્ત્તવ્ય બજાવતાં અટકાયત કરે છે. પણ જ્યારે તે માણસના હૃદયમંદિરમાં ઉત્સાહ

અને દૃઢ નિશ્ચય એ બે વસ્તુનું બળ પ્રદીપ્ત થાય છે, અને શિથિલતા દુર્બળતા મન્દરૂચિ વગેરે દૂર ભાગી જાય છે, ત્યારે બાપડાં વિઘ્નો એક ક્ષણભર ટકી શકતા નથી, તો પછી કાર્યને અટકાયત કરવાની તો વાત જ શી કરવી ? અર્થાત્ માણુસ દુર્બળ બની જાય છે, તો વિઘ્નો જોર કરી જાય છે; પણ સબળ બને છે તો વિઘ્નો કંઈ કરી શકતાં નથી. (૩૫)

**વિવેચન**—ઉપર્યુક્ત શ્લોકત્રયમાં ઉત્સાહના અનુપમ સામર્થ્યનું કથન કરવામા આવ્યું છે. સંકલ્પવૃત્તિના તરંગરૂપી સંકલ્પને ચિત્તભૂમિકામાંથી ઉત્પન્ન થતો વિકલ્પ જો હરાવે છે તો મનુષ્ય ગમે તેવો સુશીલ, કર્ત્તવ્યને જાણુનારો તથા નિર્મળ ચિદ્વૃત્તિવાળો હોય તોપણુ તે કર્ત્તવ્યમાં સ્થિર રહી શકતો નથી. સંકલ્પ જો વિકલ્પને જીતી લે છે તો જ તે શુદ્ધ ચિદ્વૃત્તિની સાથે રહીને કર્ત્તવ્ય બજાવવામાં ઉદ્યત થાય છે; પરન્તુ એ પ્રકારના વિકલ્પોને હરાવીને ચિદ્વૃત્તિ તથા સંકલ્પશક્તિનો વિજય કરાવવા માટે મનુષ્યમાં કેટલાક આંતર્ ગુણોની આવસ્યકતા છે. એક ગુણુ તો સંકલ્પશક્તિના તરંગો અર્થાત્ સંકલ્પોમાં જ બળવત્તાનો હોવો જોઈએ કે જેથી તે ચિત્તના વિકલ્પોને પોતા ઉપર જરા પણુ ફાવવા દે નહિ અને બીજો ગુણુ સંકલ્પોને—દૃઢ નિશ્ચયોને આગળ વધારવા માટે ઉત્સાહનો હોવાની જરૂર છે. વાલ્મીકિએ ઉત્સાહનો મહિમા ગાતાં 'રામાયણુ' માં લક્ષ્મણુને મુખે રામપ્રતિ ઉચરાવ્યું છે કેઃ—उत्साहवन्तो नरा न लोके सीदन्ति कर्मस्वतिदुष्करेषु ॥ અર્થાત્—આ લોકમાં ઉત્સાહી નરો અતિદુષ્કર કર્મોમાં પણુ નિરાશ થતા નથી. ઉત્સાહનું બળ એટલું વિશેષ છે કે તેનાથી સંકલ્પશક્તિનો વિકાસ થાય છે અને મનોબળની વૃદ્ધિ થાય છે. અલબત્ત, ઉત્સાહ પણુ સંકલ્પશક્તિની પેઠે બેધારી તલવારના જેવો જ છે. તે સુકૃત્યમાં વ્યાપે છે તો મનુષ્યને કર્ત્તવ્યશીલ રાખીને ઉન્નત બનાવે છે અને દુષ્કૃત્યમાં વ્યાપે છે તો અધઃપતિત કરે છે. તેથી જો ચિદ્વૃત્તિની બાજુએ રહીને ઉત્સાહ પોતાનું કાર્ય કરે તો તેના જેવું બીજું એક પણુ બળ નથી. લક્ષ્મણે રામને કહ્યું હતું કે—

उत्साहो बलवानार्य नास्त्युत्साहात्परं बलम् ।
सोत्साहस्य हि लोकेषु न किञ्चिदपि दुर्लभम् ॥

અર્થાત્—હે આર્ય ! ઉત્સાહ એ જ બળવાન્ છે અને ઉત્સાહથી બીજુ મોટું બળ એક પણ નથી, કારણકે ઉત્સાહવાળા લોકોને કશું પણ દુર્લભ નથી. ઐહિક કર્ત્તવ્યો બજાવવામાં ઉત્સાહ મનુષ્યને આટલું વિશેષ બળ અર્પે છે અને તેથી ઉલટું દીનતા–મનની નિર્બળતાથી–નિરાશા પ્રાપ્ત થવાથી કર્ત્તવ્યપથમાં વિચરતો મનુષ્ય પણ ચ્યુત બની જાય છે. આ પ્રમાણે જ્યારે કર્ત્તવ્યપથમાં વિચરતાં મધ્યમાં કાંઇ આકસ્મિક વિઘ્નો આવી નડે છે ત્યારે અલ્પ સંકલ્પબળવાળા મનુષ્યો નિરાશ થાય છે અને કહે છે કે "હું વળી આ ઉપાધિમાં ક્યાંથી પડયો ? મેં કાર્યની શરૂઆત જ ન કરી હોત તો સારૂં હતું." જ્યારે મન આવું નિર્બળ થાય છે, ત્યારે પછી તે નિર્બળ મનને અનેક નાનાં મોટાં વિઘ્નો નવેસરથી ઉપસ્થિત થઇને ઘેરી લે છે ! પરન્તુ ઉત્સાહી માણસો એવાં કાંઇ વિઘ્નો ઉપસ્થિત થતાં પોતાના મનને સંબોધીને વસિષ્ઠ મુનિની પેઠે કહે છે કે—

शीघ्रमुत्तिष्ठ भद्रं ते नियतं कार्यमाचर ।
न कालमतिवर्तन्ते महान्तः स्वेषु कर्मसु ॥

અર્થાત્—શીઘ્ર ઉઠ ! તારૂં કલ્યાણ હો ! નિશ્ચિત કરેલા કાર્યમાં પ્રવૃત્ત થા. મહાજનો પોતાના કર્ત્તવ્ય કર્મોમાં વખત વીતવા દેતા નથી. આ પ્રમાણે જ્યારે ઉત્સાહ જાગૃત થાય છે ત્યારે વિઘ્નોનાં નિર્બળ જાળાં તડાતડ તૂટી જાય છે, અને કર્ત્તવ્યમાં સ્થિરતા પ્રાપ્ત થતાં આદ્ય મધ્ય અને અંત્ય એ ત્રણે સ્થિતિમાથી સંપૂર્ણ રીતે પસાર થઇ જવાય છે.

કર્ત્તવ્યની લાંબી ધારા કાંઈ કેવળ વિઘ્નો વિના પસાર થતી નથી, પરન્તુ આ વિઘ્નો જ્યારે ઉપસ્થિત થાય ત્યારે તેની સાથે એવી રીતે વર્ત્તવું જોઇએ કે જેથી તે વિઘ્નો કાર્યમાં ક્ષતિ નહિ નીપજાવતાં પોતાની મેળે દૂર થાય અને આપણું કાર્ય વિશેષ સ્થિરતાને પામે. મનુષ્યોપર વિઘ્નોનો એ પણ એક ઉપકાર છે કે જ્યારે તેઓ દેખાવ દે છે, ત્યારે જ મનુષ્યને પોતાના કર્ત્તવ્યકર્મમાં સુસ્થિરતા પ્રાપ્ત કરવાને પ્રમાદ ત્યજી દઇ ઉત્સાહ ધારણ કરવાની જરૂર પડે છે. માર્કસ એન્ટોનિનસે આ પ્રકારના વિઘ્નોની સાથે વર્તવાના સંબંધમાં કહ્યું છે કે—જેવી રીતે પોતાને હોલવી નાંખનાર

વાયુનું ધીરે ધીરે ભક્ષણ કરીને અગ્નિ પાછળથી તે જ વાયુને પોતાના મુખમાં પડેલાં કાષ્ટોનું ભક્ષણ કરવામાં સાધનભૂત બનાવે છે, તેવી જ રીતે મહાત્મા પુરૂષો પોતાની વિરૂદ્ધ ઉત્પન્ન થતા પદાર્થોને જ પોતાનાં સાધનરૂપ બનાવી લે છે ! વિઘ્નોનું બળ આ પ્રમાણે ધીરે ધીરે હરી લેવાથી તે વિઘ્નો દુર્બળ બની જાય છે અને પછીથી તે જ વિઘ્નો રૂપાંતર પામીને આપણાં સહાયક તરીકે કામ કરે છે. વિદ્યા મેળવવામાં ઉત્સાહ ધરાવનાર **ક્લીએન્થીસ** નામના ગ્રીક વિદ્વાનનું દૃષ્ટાંત અત્ર પ્રસંગાનુકૂળ થઈ પડશે. તે વિદ્યાપ્રાપ્તિ માટે એટલો ઉત્સાહી હતો કે મજુરી ન મળવાથી ભૂખ વેઠવાનું તેને ગમતું પણ નિશાળે જવાનું ચૂકતો નહિ. વિદ્યામાં તેનો રસ એટલો વધવા લાગ્યો કે મજુરીએ જઈ પેટને માટે પૈસા કમાવા એ પણ તેના અભ્યાસને વિઘ્નરૂપ લાગ્યું. આથી તેણે દિવસે મજુરી કરવાનું છોડી દીધું અને એક માળીની વતી સવાર સાંજ બાગ પાવાનું અને રાતે એક બાઈને દળણું દળી આપવાનું માથે લીધું. એણે દિવસે મજુરી બંધ કરી અને રાતે દળણું દળવા બહાર જવા માંડયું તેથી તેના પડોશીઓને વહેમ પડયો કે કદાચ એ ચોરી કરીને પેટ ભરતો હશે. ન્યાયાધીશને કાને આ વાત ગઇ એટલે તેણે **ક્લીએન્થી**-સને બોલાવ્યો અને તે કેવી રીતે મજુરી કરી અભ્યાસ કરતો હતો તે વાત જાણી. ન્યાયાધીશનું હૃદય તે સાંભળી ભરાઇ આવ્યું અને તેણે **ક્લી**-**એન્થીસને** ઇનામ આપવા માંડયું જે તેણે લીધુ નહિ. એ **ક્લીએન્થીસ** એક ઉત્તમ ગ્રીક ફીલસુફી નીવડયો. ઉત્સાહ શું ન કરી શકે? (૩૩–૩૪–૩૫)

[ ઉત્સાહની પ્રશંસામાં કર્ત્તવ્યપથગામી મનુષ્યોને સંબોધીને ગ્રંથકાર કહે છે કેઃ— ]

उत्साह एव कल्पवृक्षाद्याः । ३६ ॥

**मुग्धाः कल्पतरुं वृथान्यभुवने पश्यन्ति सौख्याशया ।**
**लब्धुं कामघटं तथा सुरगवीं भ्राम्यन्त्यहो किं वृथा ॥**
**ते पश्यन्तु निरुक्तशक्ति[illegible]गले हृन्म[illegible]रे निश्चले ।**
**सर्वं कामघटादिकं फलयुतं दृश्येत साक्षात्स्वतः ॥**

## ઉત્સાહ એ જ કલ્પવૃક્ષ.

**ભાવાર્થ અને વિવેચન**—અહો ! ભોળા લોકો, વાંચ્છિત મનોરથની સિદ્ધિને માટે કલ્પવૃક્ષ વિગેરે જોવાને જ્યાં ત્યાં વૃથા શામાટે ફાંફાં મારો છો ? તેમ જ કામકુંભ અથવા કામધેનુ–ગાય મેળવવા જ્યાં ત્યાં શામાટે પરિભ્રમણ કરો છો ? તેઓ નિશ્ચલપણે પોતાના હૃદય–મંદિરમાં ઉપર કહેલ ઉત્સાહશક્તિ અને નિશ્ચયશક્તિમાં જ તપાસ ન કરે ? કામધેનૂ, કામકુંભ અને કલ્પવૃક્ષ વિગેરેથી જે ફળની પ્રાપ્તિ થવી જોઇએ, તે ફળની સિદ્ધિ અને ઇષ્ટ સમૃદ્ધિ ઉપર બતાવેલ ઉત્સાહ અને નિશ્ચયશક્તિમાં સાક્ષાત્ પ્રતીયમાન થશે ! અત્ર રૂપકોપમા પ્રમાણે ઉત્સાહનો વ્યવહાર કરવામાં આવ્યો છે. જેવી રીતે કલ્પવૃક્ષ ઇચ્છિત ફળને આપે છે, કામધેનૂ આપણી ઇચ્છા થાય ત્યારે સુમધુર દૂધ આપે છે અને કામકુંભ કરવામાં આવતી કામનાઓ પૂરી પાડે છે, તેવી રીતે ઉત્સાહ પણ આપણને જે વખતે જેવી ઇચ્છા થાય છે તે વખતે તેવી ઇચ્છા પૂરી કરે છે; કારણકે ઉત્સાહથી વૃદ્ધિંગત થએલું મનોબળ હરકોઈ કાર્ય સિદ્ધ કરી શકે છે. એ પ્રકારનો ઉત્સાહ અને મનોબળ ઉભય આપણા અંદર જ રહેલાં છે અને જ્યારે ઇચ્છા થાય ત્યારે તેના ઉપયોગવડે ઇષ્ટ ફળની પ્રાપ્તિ કરી શકીએ એવું આપણામાં સામર્થ્ય છે. અને જ્યારે એમ છે, ત્યારે કલ્પવૃક્ષ, કામધેનૂ કે કામકુંભને મેળવવા માટે જગત્માં પરિભ્રમણ કરવું તે શું 'મુગ્ધતા'–'મૂર્ખતા' નથી ?

**શંકા**—કેટલીક વાર વિઘ્નો માણુસ ઉપર એક બીજા પ્રકારનો ઉપકાર કરે છે. માણુસ કોઈ દુષ્કૃત્યમાં ઉત્સાહપૂર્વક પ્રવૃત્ત થયો હોય છે, તે જો ઉપસ્થિત થએલાં વિઘ્નોથી નિરાશ થઈને તે કૃત્યમાંથી પાછો હઠે છે તો તેથી તે વિઘ્નો તેનું હિત કરનારાં જ થઇ પડે છે.

**સમાધાન**—ઉપસ્થિત થતાં વિઘ્નોનો પરાજય કરવાનો અને ઉત્સાહ ધારણ કરવાનો ઉપદેશ કર્ત્તવ્ય વિષયો પરત્વે સમજવાનો છે. અહિતકર્તા વિષયોમાં વિઘ્નો ઉપસ્થિત થવાં જ જોઈએ અને એ વિઘ્નોથી અકર્ત્તવ્યમાં પ્રવૃત્ત થનારનો પરાજય થાય એ જ ઇષ્ટ છે. 'વિઘ્નોની દરકાર ન કરવી' તે કથન કેવા પ્રકારનાં કાર્યોને માટે છે તે નિમ્ન લોકમાં વિસ્તારથી સમજાવવામાં આવ્યું છે. (૩૬)

कार्यं साधनीयं चेत् किं लोकोक्तिनिरीक्षणेन । ३७ ॥

**सत्कार्यस्य विनिश्चये हृदि कृते सत्यां स्वशक्तौ पुन-**
**र्लोकाः किं कथयन्ति चात्र विषये नेयं निरीक्षोचिता ॥**
**प्रायोऽन्योन्यविरुद्धताऽपगता जल्पा जनानां ततो ।**
**निष्ठां क्वापि लभेत नो स सुकृते लोकोक्तिमीक्षेत यः ॥**

### લોકાપવાદથી શું કાર્યને પડતું મેલવું ?

**ભાવાર્થ**—કાર્ય સાધવાની જે પોતાનામાં શક્તિ હોય અને તેના પ્રમાણમાં સત્કાર્ય કરવાની ઇચ્છા પ્રબળ થતી હોય તો તે વિષે પ્રથમ મનમાં પુરતો વિચાર કરી દેશ, કાળ, બળ અને કાર્યની મુસ્કેલી એ બધાની તુલના કરી એક નિશ્ચય ઉપર આવવું જોઇએ. બરાબર નિશ્ચય પછી જ કાર્યની શરૂઆત થવી જોઇએ; શરૂઆત થઇ એટલે પછી આ વિષયમા લોકો શું બોલે છે, ઠીક કે અઠીક, એવા વિચાર લાવી મનને નિર્બળ કરવાની જરૂર નથી. એક જ વાત કોઇને સારી ભાસે છે અને કોઇને ખરાબ ભાસે છે ત્યારે એક જ વિષયમાં લોકોના પરસ્પર વિરૂદ્ધ અનેક મતો પડે છે; કોઈ વખાણ કરશે અને કોઈ નિન્દા કરશે; લોકોક્તિ ઉપર જે ભરોસો રાખે અને લોકાપવાદથી પાછો હઠી જાય, તેનાથી શું કોઈ દિવસે કાર્ય સાધી શકાશે ? નહિ જ. અભ્યુદયને માટે ઉત્તમ કાર્ય કરવું હોય તો વિચારપૂર્વક નિશ્ચયબળથી સત્ કાર્યને ખંતથી વળગી રહેવું જોઇએ પણ લોકાપવાદના ભયથી પાછા હઠવું ન જોઇએ. (૩૭)

**વિવેચન**—દરેક સારા કે માઠા કાર્યમા પ્રવૃત્ત થતાં જે લોકાપવાદ ઉઠે છે તે સૌથી મોટામાં મોટું વિઘ્ન માણસને નડે છે. આ વિઘ્નની સામે કેવા પ્રકારે વર્તવું જોઈએ તે જાણવું અગત્યનું છે. સામાન્ય રીતે એવો ઉપદેશ લોકોમાં પ્રચાર પામે છે કે જે કાર્ય લોકાપવાદને પાત્ર થાય તે કાર્ય કરવું નહિ, અથવા તો દોરંગી દુનિયા બોલે તેની દરકાર કર્યા વિના પોતાની ધારણા પ્રમાણે કાર્યમાં ઉદ્યત રહેવું. પરંતુ આ ઉભય પ્રકારનો ઉપદેશ સર્વ

સ્થળે અને સર્વ કાળે અનુસરવાને યોગ્ય હોતો નથી. તેમાં જે ભેદ રહેલો છે તે સંબંધી આ શ્લોકમાં સૂક્ષ્મ રીતે વિવેચન કરવામાં આવ્યું છે. મનમાં ઉઠેલા કોઇ અનિષ્ટ તરંગ પ્રમાણે કાર્ય કરવામાં માણસ પ્રવૃત્ત થાય તે વખતે જો તે દુનિયાને દોરંગી લેખીને તેના અપવાદની દરકાર ન કરે તો તે પોતાનું અહિત કરે છે એમ જ કહેવાય; અને કોઇ શુભ કાર્યમાં પ્રવૃત્ત થતાં કોઇ દ્વેષીઓ તે કાર્યની નિંદા કરે તેથી જો લોકોપવાદના ભયપૂર્વક તે કાર્યને મૂકી દેવામાં આવે તો તેથી પણ તેણે પોતાનું હિત કરવામાં પાછું પગલું ભર્યું એમ લેખાય. ત્યારે હવે લોકાપવાદની દરકાર ક્યારે કરવી અને ક્યારે ન કરવી? આ શ્લોકમાં સામાન્ય રીતે એવો ઉપદેશ છે કે લોકોક્તિ ઉપર ભરોસો રાખીને કાર્યમાંથી પાછા હઠવું નહિ; પરન્તુ એમાં સૂક્ષ્મ ભેદ છે; કેવા કાર્યમાંથી પાછા હઠવું નહિ? सत्कार्यस्य विनिश्चये हृदि कृते એ શબ્દો જ આ શ્લોકમાં મુખ્ય ભાગ ભજવે છે. પોતાની શક્તિના પ્રમાણમાં " સત્કાર્ય કરવાનો હૃદયમાં નિશ્ચય થાય, ત્યારપછી તે વિષયમાં લોકાપવાદની દરકાર ન કરવી " એવું કથન તેમાં સમાએલું છે. સત્કાર્યનો "વિનિશ્ચય" એટલે વિશેષ પ્રકારે કરીને નિશ્ચય : એ શબ્દમાં પણ કાર્ય સંબંધી વિચારણા કેવી રીતે કરવી તેનું સૂચન છે. પહેલાં તે કાર્ય વિષયે પોતાની શક્તિનો વિચાર કરવો, પછી દેશ, કાળ, અને સંયોગોનું અવલોકન કરવું, પછી લોકાપવાદનો ભય ઉપસ્થિત ન થાય તેટલા માટે કોઇ શાણા જનોની તે કાર્ય વિષયે સલાહ લેવી અને છેવટે નિર્મળ ચિદ્દવૃત્તિનો—અંતરાત્માનો અભિપ્રાય લેઈને તે કાર્ય કરવા યા ન કરવા વિષે નિશ્ચય કરવો. આ પ્રકારનો ' નિશ્ચય ' विशिष्टो निश्चयः અર્થાત્ ' વિનિશ્ચય ' કહેવાય, અને તેવો વિનિશ્ચય થયા પછી કાર્યનો પ્રારંભ કરવો. કાર્યનો પ્રારંભ કર્યા પછી તે વિષયમાં કોઇ અપવાદ ઉઠાવે તો પછી તેની દરકાર કરવી નહિ, એ લોકાપવાદથી નહિ ડરવાનો ખરો માર્ગ છે; કોઈ દુષ્ટ કાર્યમાં પ્રવૃત્ત થતાં લોકાપવાદ ઉઠે તો તે લોકાપવાદની દરકાર નહિ કરવાનો ખરો અને વાસ્તવિક માર્ગ નથી. કોઇ ભીરૂ જનોએ એક એવું વાક્ય રચી કાઢયું છે કે यद्यपि शुद्धं लोकविरुद्धं नाचरणीयं नाकरणीयं અર્થાત્ ગમે તેવું સારૂં કાર્ય હોય તથાપિ

લોકાપવાદની સામે થઇને તે કાર્ય કરવું નહિ. આ વચનને હિતવચન કહેવું જ અનુચિત છે, કારણકે શુભકાર્યસાધનાને ભોગે લોકપ્રિયતા મેળવવી એ અહિતને માર્ગે દોરનારૂં કાર્ય છે. આ સર્વ કથનનું તાત્પર્ય એ છે કે સત્કાર્ય સંબંધે વિનિશ્ચય ન કર્યો હોય તેવા કાર્યમાં એ લોકાપવાદાદિ વિઘ્ન ઉઠે તો તે વિઘ્ન એક રીતે સત્કૃત્યના ખરા માર્ગે દોરનારૂં હોઈને હિતકારક છે; પરન્તુ સત્કાર્ય સંબંધે વિનિશ્ચય થયા પછી આરંભેલા કાર્યમાં એ પ્રકારનાં વિઘ્નો ઉઠે તો તે વિઘ્નોને હરાવીને અથવાતો તેને ગળી જઈને તે જ વિઘ્નોને આપણા કાર્યના સાધનરૂપ બનાવી કાર્યમાં સતત ઉદ્યત રહેવું: એવી વસ્તુસ્થિતિમાં દોરંગી દુનિયાના યદ્વા તદ્વા કથનને ગણકારવું નહિ. નિજ કર્ત્તવ્યમાં પ્રવૃત્ત થતાં વારંવાર લોકાપવાદના ભયથી ભડકી ઉઠનારા ભીરૂ પુરૂષો તો કશું પણ કરી શકતા નથી. (૩૭)

---

# अष्टम परिच्छेद.

---

## કર્ત્તવ્યનાશક બળ–આલસ્ય.

[ જેવી રીતે માણસને નિજ કર્ત્તવ્યમાં સતત પ્રવૃત્ત રાખનાર ઉત્સાહ છે, તેવી રીતે કર્ત્તવ્યમાંથી સર્વથા પછાત રાખનાર 'આલસ્ય' નામનો ઉત્સાહનો મહાવિરોધી શત્રુ છે: તેનું વિવેચન હવે પ્રારંભાય છે. ]

कर्त्तव्यनाशकबलम् । ३८ । ६९ ॥

**आलस्येन हि भवतां क्षतिततिः सञ्जायते दैहिकी ।**
**रोगेणापि न तावती किल भवेन्नासत्यमेतद्यतः ॥**
**आलस्यं मरणावधि क्षतिकरं नो भेषजाल्लीयते ।**
**रोगस्त्वल्पदिनैरुपैत्युपशमं सद्योपि वा भेषजात् ॥**
**आलस्यस्य महोदय सति परं धर्मार्थकामक्षति-**

दारिद्र्यं क्षुधया सह प्रविशति ख्यातिः क्षयं गच्छति ॥
विज्ञानं विनिवर्तते करकलोद्योगो द्रुतं लीयते ।
कर्त्तव्यस्य तु का कथाऽतिकरुणापात्रं भवेज्जीवनम् ॥

**આળસ એ જ નાશક બળ.**

**ભાવાર્થ**—આળસથી થતી બીજી અનેક પ્રકારની હાનિઓને એક બાજુએ મૂકી કેવળ શારીરિક હાનિનો વિચાર કરીએ. જન્મભરમાં એક માણસને આળસ સેવવાથી શરીરમાં જે હાનિ પહોંચે છે તેટલી હાનિ જુદી જુદી જાતના થતા રોગોથી થતી નથી. આ મંતવ્યમાં કંઇ અસત્ય જણાતું નથી, કારણકે આળસરૂપી ઝેર શરીરમાં પ્રવેશ કરીને જે હાનિ પહોંચાડે છે તે પાંચ પંદર દિવસને માટે નહિ પણ મરણપર્યન્ત નિવાસ કરી રહે છે. વળી તેનો કોઇ ઔષધિથી પણ નાશ થતો નથી, ત્યારે શરીરમાં ઉત્પન્ન થયેલ રોગ થોડા દિવસ સુધી રહે છે, અને વખતે ઔષધથી તરત નિવૃત્ત પણ થાય છે, માટે રોગાદિક કરતાં પણ આળસથી વધારે હાનિ થાય છે. (૩૮) જે ઘરમાં આળસ પ્રવેશ કરી લીલા કરે છે, ત્યાં ધર્મ અર્થ અને કામની હાનિ થવા માંડે છે અને થોડા સમયમાં દ્રવ્યનો નાશ થતાં દારિદ્રય ભૂખને પોતાની સાથે લેઈ પધારે છે. તે ઘર કે કુટુંબની ખ્યાતિ અને પ્રતિષ્ઠાનો અંત આવે છે, મેળવેલી વિદ્યા વિસ્મૃત થઈ વિનાશ પામી જાય છે, હાથનો ઉદ્યોગ અને કળા તે ઘરથી રીસાઇને ભાગી જાય છે, ગરીબાઇ અને દીનતા ચારે તરફ પ્રસરી રહે છે, શક્તિ ક્ષીણ થાય છે, અને તેની જીવનવૃત્તિ નિરાશ્રિત થઇ બીજાની આશા ઉપર અવલંબી રહી કરૂણાપાત્ર થઈ પડે છે. ત્યાં કર્ત્તવ્ય બજાવ્યાની તો આશા જ શી રાખવી? (૩૯)

**વિવેચન**—આલસ્ય-પ્રમાદ-સુસ્તી એ એક મોટો દુર્ગુણ છે અને તે દુર્ગુણનાં સગાંવહાલાંઓની જો વહી વાંચવા બેસીએ તો પાર આવે નહિ. **ભર્તૃહરિએ** તે દુર્ગુણને એક મહારિપુ તુલ્ય લેખતાં કહ્યું છે કે—

आलस्यं हि मनुष्याणां । शरीरस्थो महारिपुः ।
नास्त्युद्यमसमो बन्धुः । कृत्वायं नावसीदति ॥

અર્થાત્—આલસ્ય જ મનુષ્યોના શરીરમાં રહેલો મોટો શત્રુ છે; ઉદ્યોગ જેવો કોઇ પણ બંધુ નથી; માટે ઉદ્યોગ કરનાર પુરૂષ દુઃખી થતો નથી. આ પ્રમાણે આલસ્યને શરીરના મહારિપુનું જે પદ આપવામાં આવ્યું છે તે પદ તે કેવી રીતે સાર્થક કરે છે તે આ શ્લોકમાં વિસ્તારથી સમજાવ્યું છે. જેવી રીતે શત્રુ આપણા દેહને હાનિ કરે છે અને સાથે આત્માનું પણ અહિત કરવામાં ન્યૂનતા રાખતો નથી, તેવી રીતે આલસ્યરૂપી મહાશત્રુ પણ ઉભયનું અહિત કરે છે. કોઇ પણ પ્રકારનો ઉદ્યમ નહિ કરતાં આલસ્યમાં દિવસો ગાળનારાઓ સ્વાભાવિક વ્યાયામને અભાવે અનેક શારીરિક રોગોના ભોક્તા થઇ પડે છે. આલસ્યના પ્રાબલ્યથી સુસ્ત પડી રહેવાને લીધે મંદાગ્નિ, મેદવૃદ્ધિ, સન્ધિસંગઠન, અજીર્ણ, શિથિલતા, શારીરિક સ્થૂલતા ઇત્યાદિ અનેક રોગો જન્મ પામે છે એવો વૈદક શાસ્ત્રનો અભિપ્રાય છે. ઉપર્યુક્ત રોગો જો કોઇ શારીર વિક્રિયાથી ઉત્પન્ન થયા હોય તો તેને ઔષધના સેવનથી તત્કાળ મટાડી શકાય છે, પરન્તુ આલસ્યને લીધે જો એ રોગો ઉત્પન્ન થયા હોય છે તો તે શરીરનાં અંગોપાંગની સાથે એવા વજ્રલેપ થઇ રહે છે કે તેને ઔષધસેવનથી દૂર કરી શકાતા નથી, અને મરણપર્યન્ત તેની પીડા ચાલુ રહે છે. શરીરમાંના રોગના ઝેરી પરમાણુઓનો તિરોભાવ ઔષધનાં પરમાણુઓ કરી શકે છે પરન્તુ આલસ્યના પરમાણુઓનું ઝેર એટલું તીવ્ર છે કે તેનો તિરોભાવ થઇ શકતો નથી. આ પ્રમાણે શરીરને હાનિ કરનારો એ મહારિપુ આત્માને પણ એ જ પ્રકારે હાનિ ઉપજાવે છે. ઉત્તરાધ્યયન સૂત્રમાં એક સ્થળે આત્માનું અહિત કરનાર પ્રમાદનું કથન માત્ર એક જ શ્લોકમાં કરેલું છે, પરન્તુ તે એક જ શ્લોકમાં તેનું આત્મશત્રુત્વ સ્પષ્ટ રીતે સમજાવ્યું છે. તેમાં જણાવ્યું છે કે:

इमं च मे अत्थि इमं च णत्थी इमं च मे किच्च इमं अकिच्चं ।
तं एवमेवं लालप्पमाणं हराहरंति त्ति कहं पमाओ ॥

અર્થાત્—અમારી પાસે આ વસ્તુ છે, અમારી પાસે પેલી વસ્તુ નથી; અમારે આ કૃત્ય કરવું છે, અમારે પેલું કૃત્ય નથી કરવું: તે આ પ્રમાણે વાત કરતો હોય છે, એવામાં કાળ આવીને તેને ઘસડી જાય છે; આ તે

કેવો પ્રમાદ ? એ જ આલસ્યમાં સમાએલું આત્મશત્રુત્વ છે. આલસ્યમાં

"વીતી જતો સમય તે ન ફરી પમાય,"

"મીંચાય આંખ પછી કાંઇ ન હાય હાય !"

એવું જ્યારે મનુષ્યને સ્મરણ થાય છે, ત્યારે તે પોતાના પ્રમાદને–પોતાના મહાશત્રુને પિછાણે છે ! પણ તે વખતે એ શત્રુ પોતાના દેહરૂપી સામ્રાજ્યની એટલી બધી ભૂમિ પોતાના તાબામાં લેઈ ચૂક્યો હોય છે કે તે વખતે બિચારો મનુષ્ય નિરાધાર થઈને શત્રુના પંજામાં ફસાએલો જ આયુષ્યનો કાળ પૂરો કરે છે ! પરન્તુ આલસ્યનો વંશવેલો હજી એટલામાં જ સમાપ્ત થઇ રહેતો નથી ! આલસ્યને લીધે મનુષ્યના મનમાં એવા ખરાબ વિચારો આવ્યાં કરે છે કે તેથી તેની ચિદ્દ્વૃત્તિ મલીન બનતી જાય છે. એ વિષે મોન્તેન પોતાનો અનુભવ એ પ્રકારે આપે છે કેઃ–"નવરા બેઠે નવા નવા વિચારો સ્ફુરવા લાગે છે એટલુંજ નહિ, પરન્તુ અશ્વારૂઢ થએલા મનુષ્ય પાસેથી છટકી ગએલા ઘોડાની પેઠે કોઈ પણ ઘોડેસ્વાર સિપાઈ તેને છૂટ આપે તે કરતાં પણ અધિક પ્રચંડ ચર્યા કરવામાં તે સ્વચ્છંદી થઇને પ્રવૃત્ત થઈ જાય છે. વળી અવકાશની વેળાએ મારા મનમાં એટલા તો ઢંગધડા વગરના અને અમૂલક તથા અસંગત વિલક્ષણ વિચારો સ્ફુરવા લાગે છે કે હું તેમની અનર્થકતા તથા અસંભવતા પરત્વે વિચાર કરી કરીને તે સર્વને કોઇ કાળે મારા મનને તેના તે જ સ્વચ્છંદી વિચારોવડે શરમીંદું કરી શકું એવા હેતુથી કાગળ ઉપર ચડાવી દઉ છું !" આટલેથી પણ હજી આલસ્યની હદ પૂરી થાય તેમ નથી ! તેનાથી નિરૂદ્યમિતાદ્વારા દ્રવ્યની હાનિ થાય છે અને દ્રવ્યની હાનિ થતાં દીનતા, ભૂખ, ઇત્યાદિનું ગૃહમાં સામ્રાજ્ય ચાલે છે. વિદ્યા, કળા, એ સર્વ દીનતાના રાજ્યમાં ટકી શકતાં નહિ હોવાથી પલાયન કરી જાય છે અને સાથે નામશેષ રહેલી એક માત્ર 'ખ્યાતિ' તે પણ આખા કુટુંબને દગો દઇને ચાલતી થાય છે. ઘણી વાર એ ખ્યાતિ જાય છે તે સદાને માટે જાય છે અને એ રીતે એક માત્ર આલસ્યનું મહારિપુત્વ ભવિષ્યની પ્રજા સુધી ચાલુ રહે છે ! આ મહારિપુ, જેના દેહમાં રાજ્ય ભોગવતો હોય, તે દેહમાં કર્ત્તવ્ય સંબંધી વિચારણાને અવકાશ પણ ક્યાંથી

હોય ? ખરેખર, આલસ્યની અનર્થપરંપરા જીવનને અતિ કરૂણાજનક અ-વસ્થામાં લાવી મેલે છે. ( ૩૮–૩૯ )

[ હવે વ્યક્તિવિશેષે આલસ્યનાં કેવાં પરિણામવિશેષ થાય છે તેનું નિદર્શન કરવામાં આવે છે. ]

आश्रयभेदेन परिणामवैचित्र्यम् । ४० ॥

**यद्येतन्नृपतेस्तनौ निविशते राज्येऽन्धकारस्तदा ।**
**सैन्ये चेत्समरे विनाशवदने राष्ट्रं तदीयं भवेत्॥**
**चारित्रात्स्खलनं च चेन्मुनितनौ कौटुम्बिकाधोगति-**
**श्चेत्तत्कुलनायके जनपदे चेद्देशनाशस्तदा ॥**

**જુદા જુદા આશ્રયમાં આલસ્યનું વિચિત્ર પરિણામ.**

**ભાવાર્થ**—જો આ આળસ રાજાના શરીરમાં પ્રવેશ કરે છે તો તે રાજ્યમાં ચારે તરફ અંધકાર ફેલાઇ જાય છે, અને રાજ્ય અસ્તવ્યસ્ત થઇ જાય છે. જો તે રણસંગ્રામે ચડેલા લશ્કરમાં પ્રવેશ કરે છે તો તે દેશ વિનાશને મોખરે પહોંચી જાય છે. જો તે આળસ સાધુ મુનિઓના શ-રીરમાં પ્રવેશ કરે છે તો તેમની ચારિત્ર્યથી સ્ખલના થાય છે, અને જો કુટુંબના અધિપતિના શરીરમાં હોય છે તો તે કુટુંબની પાયમાલી થાય છે. તથા જો તે દેશના મોટા ભાગમાં પ્રવેશ કરે છે તો તે દેશની અધોગતિ થાય છે. આ અનુભવસિદ્ધ વાર્તા છે. ( ૪૦ )

**વિવેચન**—જેવા રંગના કાચમાંથી દૃષ્ટિ કરીને આપણે આ જગતને જોઇએ તેવા રંગનું આખું જગત્ બની ગયેલું હોય તેમ જણાય છે. આમાં જે ગુણ છે તે ગુણ કાચના રંગનો છે. તેવી જ રીતે હરકોઈ વ્યક્તિમાં આલસ્ય પોતાનું ઘર કરે, તો તે વ્યક્તિની શક્તિના પ્રમાણમાં તે આલસ્યનું પરિણામ પણ ન્યૂનાધિક શક્તિવાળું જણાય છે. જગત્માં સૌથી મોટો રાજા લેખાય છે. તેનો અધિકાર સૌથી વધારે છે અને જો તે ધારે તો આખા જગત્નું હિત કરવાનું સામર્થ્ય ધરાવે છે. તેના જે વિશેષ અધિકારનો સારાં

કામો કરવામાં વ્યય થવો જોઇએ તે જ અધિકારનું સામર્થ્ય જો આલસ્યને સાહાય્યભૂત થાય તો અધિકારના સામર્થ્યના પરિણામમાં અહિત પણ મોટા પ્રમાણમાં વ્યાપી રહે. જે વિષ એક પાણીના પ્યાલામાં નાંખીએ અને તેથી પ્યાલામાંનું સઘળું પાણી વિષમય બની જાય, તે જ વિષ પાણીના કૂવામાં નાંખીએ તો તે આખા કૂવાનું પાણી વિષમય બની જાય અને તે કૂવાનું પાણી પીનારાં સર્વ કોઇનું અહિત થવા પામે. આલસ્ય એક પ્રકારનું વિષ છે, અને તે વિષ એક સાધારણ વ્યક્તિરૂપી પ્યાલામાં ભેળાવાથી તો તે પ્યાલો પીનાર એક વ્યક્તિનું જ અહિત થાય છે, પરંતુ રાજારૂપી કૂવામાં ભેળાય છે તો તેથી તે કૂવાને આશ્રયે રહેનાર આખું રાજ્ય નાશ પામવા લાગે છે. રાજાનું આલસ્ય આટલા મોટા પ્રમાણમાં અહિત કરનારૂ હોવાથી રાજા જીુલિઅને કહ્યું છે કે "તત્ત્વદર્શી જનોએ અને રાજા જેવા વીર પુરૂષોએ તો શ્વાસ સરખું પણ લેવા બેસવું ન જોઇએ" એટલે કે સારાં કાર્યોમાં એટલા બધા તન–મનથી પ્રવૃત્ત રહેવું જોઇએ કે શરીરને આલસ્ય કરવાની ઇચ્છા થઈ આવે તેટલી નિવૃત્તિ પણ લેવી જોઇએ નહિ. આલસ્યને પરિણામે એક રાજાના પેઠે જ બીજી વ્યક્તિઓ પણ અહિતનો પ્રચાર કરે છે. જે સતતોદ્યમી વીર સેનાનો ધર્મ દુશ્મનની સામે લડીને દેશનું રક્ષણ કરવાનો છે તેનામાં જ જો આલસ્યનું વિષ ભેળાય તો દેશનું રક્ષણ થવાને બદલે દેશ દુશ્મનના હાથમાં જઇને તેનું અહિત થવા પામે; મોક્ષ-સુખના અર્થી જે સાધુ–મુનિરાજો સંસારને ત્યાગી ગયા હોય છે તેઓ પણ પોતાનું લક્ષ્ય સાંધવામાં આલસ્ય કરે તો તેઓનો ત્યાગ નિરર્થક થઈ પડે અને તેઓ સ્વધર્મચ્યુત થાય; કુટુંબનો વડીલ જો આળસુ થાય તો તેના આલસ્યમાંથી ઉત્પન્ન થએલાં દુષ્ટ પરિણામો તેના આખા કુટુંબને ભોગવવાં પડે અને દેશની પ્રજામાં આલસ્ય ફેલાય તો આખો દેશ અધઃપતિત–ધનસંપત્તિહીન અને દુર્બળ બની જાય. એ સઘળાં આલસ્યનાં પરિણામો પૃથક્ પૃથક્ પાત્રોના ન્યૂનાધિક અધિકારને ભેદે કરીને નીપજે છે. (૪૦)

**[ આલસ્યની ભયંકરતા દર્શાવવા માટે તેની 'વિષ' ની સાથે તુલના કરવામાં આવે છે: ]**

विषादपि प्रमादस्य भयंकरता । ४१ ॥

रे आल[illegible] तवोग्रनाशककृतिं दृष्ट्वा विषं लज्जितं ।
न्यक्कार सहनाद्वि[illegible]य वसुधां रुद्रस्य कण्ठे स्थित[illegible] ॥
मन्ये तेपि तिर[illegible]ताः क्वचिद[illegible] गुप्तप्रदेशं श्रिता ।
दृश्यन्ते भुवि नैव तेन यदहो प्रेताः पिशाचा[illegible]यः ॥

ઝેર કરતાં પણ આળસની વધારે ભયંકરતા.

**ભાવાર્થ**—હે આળસ ! સમય અને સદ્ગુણોનો વિનાશ કરવાની તારી ભયંકર પદ્ધતિ તો ખરેખર અલૌકિક જ છે. તારી ભયંકરતા આગળ ઝેરની ભયંકરતા તે કયા હિસાબમાં ? અરે ! ઝેર તો તારૂં નાશ કરનાર ઉગ્ર સ્વરૂપ જોઇને લજ્જા જ પામી ગયું, એટલું જ નહિ પણ ભયંકરતાના વાદમાં તારો વિજય અને તેનો તિરસ્કાર થયો, તે તેનાથી સહન થઈ શક્યું નહિ, જેથી હું માનું છું કે તે ઝેર આ પૃથ્વી છોડીને દૂર નાસી જઈ શંકરના કંઠમાં છુપાઇ રહ્યું ! તેમજ ભૂત, પ્રેત, પિશાચ વિગેરે જેની વાતો લોકો પાસે સાંભળીએ છીએ, પણ હાલ તે ક્યાંય નજરે ચડતા નથી, તેનું કારણ પણ મારી કલ્પના પ્રમાણે એ હોવું જોઇએ કે તેઓ પણ પોતાના કરતાં તારી વધારે ભયંકર કૃતિ જોઇને શરમાઈ જઈ તિરસ્કાર પામી અહીંથી જતાં રહ્યાં, અને કોઈ ગુપ્ત પ્રદેશમાં ભરાઈ ગયાં. ( ૪૧ )

**વિવેચન**—આલસ્ય પ્રતિની આ અન્યોક્તિવડે વ્યતિરેકમિશ્રિત ઉત્પ્રેક્ષોપમાદ્વારા આલસ્યની ભયંકરતાનું સૂચન કરવામાં આવ્યું છે. એક એવી કથા પ્રચલિત છે કે જ્યારે સમુદ્રનું મંથન કરવામાં આવ્યું ત્યારે તેમાંથી ચૌદ રત્નો નીકળ્યાં, તેમાંનાં તેર રત્નો તો જૂદા જૂદા દેવોએ લેઈ લીધાં, પણ ચૌદમુ રત્ન જે ઝેર નીકળ્યું તે શંકરે પી લીધું અને તે તેના કંઠને વિષે રહેવાથી તેનું નામ 'નીલકંઠ' એવું પડયું. આ ઉપરથી આલસ્ય પ્રતિ કહેવામાં આવે છે કે તારૂં ઝેર એ સમુદ્રમાંથી નીકળેલા ઝેર કરતાં વધારે ઉગ્ર હોવું જોઈએ, કારણકે તારા ઉગ્ર સ્વરૂપની સાથે પોતાનું ઓછું તીવ્ર સ્વરૂપ

સરખાવતાં વિષને લજ્જા આવવાથી જ તે શંકરના કંઠમાં છુપાઇ બેઠું છે અને તું સર્વોપરિ વિષ તરીકે જગતમાં સ્વચ્છંદે વિહાર કરે છે! તેવી જ રીતે દુષ્ટ અને ભયંકર કાર્યો કરનારાં ભૂત પિશાચાદિ મલીન સત્ત્વો પણ આ જગતમાં દેખાતાં નથી અને કોઇ ગુપ્ત પ્રદેશમાં છુપાઇ ગયાં લાગે છે; તે પણ વિષની પેઠે આલસ્ય કરતાં પોતાની ઓછી પ્રબળતાથી લજાઈ ગયાં જ હોવાં જોઇએ: એવી એક ઉત્પ્રેક્ષા કરવામાં આવી છે. આ ઉત્પ્રેક્ષા કલ્પના-યુક્ત હોવા છતાં તેમાં કેટલું યાથાતથ્ય સમાએલું છે તે બીના પૂર્વોક્ત શ્લોકોમાં આલસ્યનાં મહાભયંકર પરિણામોનું નિદર્શન કરવામાં આવ્યું છે તે ઉપરથી સમજી શકાશે. જે દુર્ગુણ શરીરમાં વસવાથી શારીરિક, આર્થિક અને આધ્યાત્મિક સંપત્તિનો ઉચ્છેદ કરી નાંખે તે દુર્ગુણ વિષ અને પિશાચ કરતાં વિશેષ ભયંકર કૃત્ય કરનારો લેખાય જ. વિષ અને પિશાચની ભયંકરતા માત્ર સ્થૂલ શરીર ઉપર જ અસર કરે છે: તેઓ આર્થિક અને આધ્યાત્મિક સંપત્તિને કશી ઇજા કરવાને સમર્થ હોતાં નથી: તો પછી તેઓ કરતાં વિશેષ ભયંકર અસર નીપજાવનાર આલસ્યને વિષ અને પિશાચના ઉપરી તુલ્ય લેખવી એ યોગ્ય જ છે. આલસ્ય એ ચિત્તના સ્વભાવમાંથી જન્મ પામેલું વિષ છે, તેથી ચિત્તને વશવર્તી ન રહેતાં સતત ઉદ્યમમાં મચ્યા રહેવું, ઇંદ્રિયોનો નિગ્રહ કરવો અને નિયમિત બનવાની ટેવ પાડવી: એથી આલસ્યને ચિત્તમાંથી અને દેહમાંથી ખંખેરી નાંખી શકાય છે. સત્ત્વ, રજ અને તમ એ ત્રણ પ્રકારના ગુણો મનુષ્ય પ્રકૃતિમાં રહેલા છે. તેમાંથી સત્ત્વ-ગુણ ન્યૂન હોય તો તમોગુણનું આધિક્ય થતાં આલસ્યનું રાજ્ય શરીર ઉપર ચાલવા લાગે છે. (૪૧)

[ આલસ્યનું પ્રકરણ અત્ર સમાપ્ત થાય છે. હવે કર્તવ્યનો ઘાત કરનારા બીજા કયા કયા દુર્ગુણો મનુષ્યની પ્રકૃતિમાં રહેલા છે અને તે દુર્ગુણો કયે માર્ગે કેવી રીતે કર્તવ્યની હાનિ કરે છે તે દર્શાવવામાં ગ્રંથકાર પ્રવર્તે છે. ]



# नवम परिच्छेद.

## કર્ત્તવ્યઘાતક દોષ-ક્રોધ.

क्रोधः । ४२ ॥

**क्रोधादप्रियता जनेषु परितो व्यावर्त्यते गौरवं ।
शान्तिर्नश्यति सत्वरं स्वपरयोर्व्यग्रं मनो जायते ॥
चिद्वृत्तिस्खलनं मनोबलहतिः सङ्कल्पशक्तिक्षति-
रर्थस्यापि विनाशनं सहृदयक्लेशः कृतिर्निष्फला ॥**

### ક્રોધ.

**ભાવાર્થ**—ક્રોધી માણુસ ક્રોધવાળી પ્રકૃતિથી આસપાસનાં માણુસોમાં અપ્રિય થઈ પડે છે, જેથી તે માણુસ ગમે તેવો મોટો હોય છતાં લાગતા વળગતા તેનાં સંબંધીઓનાં મન અપ્રસન્ન રહેવાથી તેનું ગૌરવ જળવાતું નથી, શાંતિનો ભંગ થાય છે અને અશાન્તિ ફેલાય છે, પોતાનું અને પરનું મન વ્યગ્ર બની જાય છે, ચેતના પરવશ થાય છે અને ચિદ્વૃત્તિની સ્ખલના થઈ જાય છે, મનોબળની હાનિ અને સંકલ્પશક્તિની ક્ષીણતા થાય છે, કિંબહુના ચારે તરફના ક્લેશથી મન આકુળવ્યાકુળ થતાં જીંદગી ઉપર કંટાળો આવે છે; તેથી કર્ત્તવ્ય બજાવવાના વિચારો ઉત્પન્ન થયા હોય તોપણ સત્વર દબાઈ જાય છે, અને અકર્ત્તવ્ય તરફ વલણ થાય છે. ( ૪૨ )

**વિવેચન**—ક્રોધ મલીન તમોગુણની અધિકતા મનુષ્યની પ્રકૃતિમાં હોવાને લીધે ઉત્પન્ન થાય છે. પોતાની ઇચ્છાની વિરૂદ્ધ અન્ય કોઇના કથન કે વર્તનને લીધે સામાન્ય રીતે ચિત્તમાં એક પ્રકારનો અગ્નિ ઉત્પન્ન થાય છે અને તેનો તાપ ચિત્તપ્રદેશમાંથી વિસ્તાર પામતાં સ્વલ્પ સમયમાં આખા શરીરમાં ફેલાય છે. જ્યારે આ અગ્નિ પૂરેપૂરા વેગમાં હોય છે, ત્યારે ચિદ્-

વૃત્તિની તટસ્થતા દબાઇ જાય છે અને સંકલ્પશક્તિ, ઉત્સાહ વગેરે ગુણો ચિત્તમાં ઉત્પન્ન થએલી ક્રોધની જ્વાળામાં પવન ફુંકવાનું કાર્ય કરવા લાગે છે. ક્રોધની જ્વાળા જે સ્થળે ઉત્પન્ન થાય છે તે સ્થળને દગ્ધ કરે છે એ-ટલે કે તે જ્વાળા ક્રોધ કરનારના હૃદયને જ બાળે છે; વિશેષમાં તે જ્વાળા પોતાના વેગના પ્રમાણુમાં આસપાસના પરિચયીઓ, સગાં, મિત્રો વગેરેને પણુ બાળે છે—સંતપ્ત કરે છે. પરિણામે ક્રોધી પ્રત્યે તેઓ સર્વદા અપ્રસન્ન રહે છે, તેનાં નામ—કીર્તિ—તેજ ઇત્યાદિનો નાશ થાય છે, અને સર્વત્ર અપ્રિય થઈ પડે છે. ક્રોધની જ્વાળા ક્રોધીના અંતરને હાનિ કરવા ઉપરાંત બાહ્યતઃ પણ આ પ્રકારની ગંભીર હાનિ ઉપજાવે છે. આથી સુભાષિતકાર કહે છે કે नास्ति क्रोधसमो वह्निः અર્થાત્ ક્રોધના સરખો બીજો એકે અગ્નિ નથી. અગ્નિ અનેક પ્રકારના છે જેવા કે જઠરાગ્નિ, દાવાગ્નિ, વાડવાગ્નિ, ઇત્યાદિ. એ અગ્નિઓ અનેક પ્રકારની વસ્તુઓને દગ્ધ કરે છે, પરંતુ ક્રોધરૂપી ભયંકર અગ્નિ તો એટલો પ્રબળ છે કે ક્રોધીને પોતાને દગ્ધ કરવા ઉપરાંત અનેક અન્ય જનોને પણ સંતપ્ત કરી મોટા મોટા અનર્થો નીપજાવે છે. એરિસ્ટોટલ કહે છે કે " માણસને ક્રોધ પોતાની અંદર પચાવતાં બહુ લાંબો વખત લાગે છે; એવા માણસો પોતાને અને પોતાના પ્રિયતમ મિત્રોને અતિશય પીડા-કારક થઇ પડે છે." આ શબ્દો સર્વથા સત્ય છે. વિચારપરંપરાએ જો ક્રોધના અનર્થોનો વિચાર કરવા બેસીએ તો તેનો પાર આવે નહિ. ક્રોધ એ એક એવા પ્રકારની ઘેલછા છે કે તેને વશ પડેલો માણસ પોતાના ચિત્તની તપ્ત અને વ્યાકુળ દશામાં આત્મઘાત કરવાને પણ દોરવાઇ જાય છે. આથી ઋષિજનોએ ઉપદેશેલું છે કેઃ—

क्रोधो मूलमनर्थानां क्रोधः संसारबंधनम् ।
धर्मक्षयकरः क्रोधः तस्मात्क्रोधं विवर्जयेत् ॥

અર્થાત્—ક્રોધ અનર્થનું મૂળ છે, ક્રોધ એ જ સંસારનું બંધન છે, ધર્મનો ક્ષય કરનાર પણ ક્રોધ જ છે, માટે ક્રોધનો ત્યાગ કરવો.

અત્ર એક દૃષ્ટાંત આપીશું. પોલિયો નામના એક તવંગર અમીરે રોમના શહેનશાહ ઑગસ્ટસ સીઝરની પોતાને ઘેર પધરામણી કરી. તેણે

રાજાને ખુશ કરવા માટે બંગલો સારી પેઠે શણુગાર્યો. રાજા અને પોલિયો સાથે બેઠા હતા અને નાચ ચાલતો હતો એવામાં પોલિયોના ગુલામે કાચનું એક વાસણુ ભોંયે પાડ્યુ. પોલિયોએ આથી એકદમ ગુસ્સે થઇને કહ્યું: "એ હરામખોરને જળોના તળાવમાં નાંખો." રાજાએ સામા ટેબલ ઉપર કેટલીક નમૂનેદાર સુશોભિત કાચની ચીજો પડેલી હતી તે મંગાવી અને એનો ચૂરો કરી નાંખ્યો. પોલિયો તો આ જોઇ સ્તબ્ધ જ થઇ ગયો અને સમજ્યો કે માણુસના જીવ કરતાં કાચનાં વાસણુ મેં વહાલાં કર્યાં, એવા અનુચિત ક્રોધ માટે રાજાએ મને ઠપકો આપ્યો છે. આ પ્રમાણે સર્વ પ્રકારના અનર્થો કરનારા ક્રોધને વશ રહેતાં મનુષ્યો પોતાના કર્ત્તવ્યમાંથી ભ્રષ્ટ થઇને અકર્ત્તવ્ય કર્મ આચરવા તરફ દોરાય તેમાં શું આશ્ચર્ય છે? ખરેખર, ક્રોધને 'કર્ત્તવ્યઘાતક' એવું વિશેષણ લગાડવું એ સર્વથા યોગ્ય છે. (૪૨)

[પૃથક્ પૃથક્ ગુણ અને અધિકારવાળી વ્યક્તિઓને આશ્રયે રહેવાથી ક્રોધ કેવા કેવા પ્રકારનો અનર્થ નીપજાવે છે તેનો ચિતાર હવે આપવામાં આવે છે:]

क्रोधस्य क्रूरता । ४३ ॥

द्वेषः प्रभवेत्समर्थपुरुषे मान्येऽधिकारस्थिते ।
दीनानां बलहीनतां गतवतां त्रासस्तदा जायते ॥
हीनानां तु भवेदयं यदि तदा देहः स्वयं दह्यते ।
तेषामेव वृथा व्यथाविगलितं सन्तप्यते मानसम् ॥

**ક્રોધની ક્રૂરતા.**

**ભાવાર્થ**—જો મુખ્ય અધિકારી અથવા કોઇ પણુ મોટો સમર્થ માણુસ ક્રોધ કરવાની આદતને અધીન થઈ ગયો હોય છે, તો તેની નીચે રહેનાર બળહીન દીન પુરૂષોની વગર અપરાધે અવદશા થાય છે, એટલે તરતમાં તો બિચારા ગરીબ માણુસોને ત્રાસ થાય છે; તેમ જ એ પ્રચંડ પ્રકૃતિએ શક્તિહીન દીન પુરૂષોને પોતાના પંજામાં લઈ ક્રોધાધીન બનાવ્યા હોય, તો તેમના ક્રોધને સફળ કરવા અન્ય કોઇ પાત્ર ન હોવાથી તે ક્રોધની જ્વાળા પોતાના જ

શરીર તરફ વળે છે, શરીરને બાળે છે, લોહીને શોષવે છે, અને ગરીબાઇ, પરાધીનતા વિગેરેના દુઃખથી દાઝેલા મનમાં પરિતાપ ઉપજાવે છે. (૪૩)

**વિવેચન**—પંડિત માનવિજયે ક્રોધની વ્યાખ્યા આ પ્રમાણે આપી છેઃ अविचार्य परस्यात्मनोऽपायहेतुरंतर्बहिर्वा स्फुरणात्मा क्रोधः ॥ અર્થાત્–'અવિચારપૂર્વક પોતાનો અને પરનો નાશ કરવામાં હેતુરૂપ અને અંદર તથા બહાર સ્ફુરણાયમાન થાય તે ક્રોધ કહેવાય છે.' ઉક્ત વ્યાખ્યાને આ શ્લોકમાં સદૃષ્ટાંત સમજાવી છે. જો ક્રોધ કોઇ રાજા કે રાજ્યાધિકારી જેવા મોટા માણુસના ચિત્તમાં નિવાસ કરે છે તો તેના આવેગની સાથે જ તેના હાથ નીચેના માણુસો અને દીન નોકર–ચાકરોને અત્યંત ત્રાસ પડે છે. અહીં તે ક્રોધ પરનો નાશ કરવામાં હેતુરૂપ અંદર તથા બહાર સ્ફુરણાયમાન થએલો લેખાય પરન્તુ જે દીન અને હીન જનો છે તેઓને પોતાના ક્રોધનો આવેગ કાઢવા માટે અન્ય કોઈ માણુસ મળતું નથી, તે કારણુથી તેઓ પોતાની જાતપર–પોતાના આત્માપર ક્રોધ કાઢે છે અને એ રીતે પોતાનો જ નાશ કરવાના હેતુરૂપ આંતરૂબાહ્ય ક્રોધને સ્ફુરાવે છે. આવા દીન જનો ક્રોધની જ્વાળાથી પોતાના જ રૂધિરને બાળે છે, પોતાના જ અંતરૂને સંતાપ ઉપજાવે છે અને ઘણી વાર પોતાના જ દેહને મારી કાપી કે ઇજા કરીને પોતાના જ દુઃખના કારણીભૂત થઈ પડે છે. मूलं कोहो दुहाण सव्वाणं–સર્વ દુઃખોનુ મૂળ ક્રોધ છે, એ સત્ય જ છે.

અત્ર તેનું એક દૃષ્ટાંત આપીશું. એક અગ્રેજ ઉમરાવ વિલાયતની મોટી ઘોડદોડની શરતમાં ૩ હજાર પાઉંડ એટલે ૪૫ હજાર રૂપિયા હારી ગયો અને કર્મસંયોગે તેનો હરીફ એક બીજો ઉમરાવ હતો તે તે જ શરતમાં ૭ હજાર પાઉંડ જીતી ગયો. પોતાની હારથી આ ઉમરાવને કાંઈ લાગ્યું નહિ કારણુકે તેવી ઘણી શરતોમાં તેણે હારજીતના દાવ લીધા હતા, પરન્તુ પોતાના હરીફની મોટી જીતથી તેને ક્રોધ ચડયો. ક્રોધથી ધુંધવાતો તે ઘેર આવ્યો અને દીવાનખાનામાં બેઠો. ચાકરે ચાહનો પ્યાલો લાવીને મૂકયો એટલે એકદમ તે જ પ્યાલો તેણે ચાકરપર ફેંકયો અને બોલ્યોઃ " અરે લુચ્ચા ! મારૂં માથું તપી ઉઠયું છે, ત્યાં તું મને ધગધગતી ચાહ

પાય છે ? જલ્દી સોડા–બરફ લાવ !" ચાકર બ્હીને ચાલ્યો ગયો તે પાછો ન જ ફર્યો ! સાહેબના ક્રોધમાં વધારો થયો અને પોતાની સ્ત્રીના ઓરડામાં જઇને તેના ઉપર નેતરના પ્રવાહ કરવા માંડયા ! ભયંકર ઘાંટો કાઢીને તે બોલવા લાગ્યો : " ચાકરો ક્યાં મરી ગયા ? મારા માટે સોડા–બરફ કેમ કોઇ લાવતું નથી ? " સ્ત્રી ભયભીત થઈ અને ઓરડાની બહાર દોડી ગઈ. તેની પાછળ તેનો બાળક ચીસ પાડતો દોડયો અને સાહેબે ગુસ્સામાં આવતાં બાળકને પણ લાત મારી ! સ્ત્રી મકાનની બહાર ચાલી ગઈ અને સાહેબ ગાંડા બની ગયા હોવાની વાત જાહેર કરી, એટલે નોકરોએ દીવાનખાનાનાં બારણાં બંધ કરીને સાહેબને કેદ કર્યા ! આખી રાત સાહેબે એ કેદમાં પસાર કરી. સ્હવારમાં સિપાઇઓને બોલાવીને દ્વાર ઉઘાડવામાં આવ્યું તો જણાયું કે સાહેબના બન્ને હાથ લોહીલોહાણ થઇ ગયા હતા અને રાત્રે ક્રોધાંધતામાં તેમણે પોતાના હાથને બચકાં ભર્યાં હતાં ! એ જ અવસ્થામાં તેમને ગાંડાની ઇસ્પીતાલમાં પહોંચતા કરવાની જરૂર પડી.

આવા ક્રોધી જનોએ ક્રોધનો પરિત્યાગ કરવા સારૂ વૃત્તિને શાન્ત બનવાની ટેવ પાડવા માટે કેવી રીતે વર્તવું જોઈએ તેના માર્ગો જૂદા જૂદા ગ્રંથકારોએ જૂદી જૂદી રીતે સૂચવ્યા છે. આચારાંગ સૂત્રમાં સૂચવ્યું છે કેઃ दुक्खं च जाण अदुवागमिस्सं । पुट्ठो फासाइं च फासे । लोयं च पास विप्फंदमाणी અર્થાત્–ક્રોધાદિકથી આવતી કાલે કેવાં દુઃખો થશે તે વિચારવું અને એ ક્રોધાદિકથી લોક કેવી રીતે ટળવળે છે તે તપાસવું. જીરેમી ટેલર કહે છે કે " જ્યારે ક્રોધ આવેગમાં આવવા લાગે ત્યારે બીજાઓના દોષોનો પોતાના મનથી જ બચાવ કરવો અને વિચારવું કે સ્થળ, સમય, અકસ્માત્, અડચણ ઇત્યાદિને લીધે પોતાના મિત્રથી, સગાથી કે નોકર ચાકરથી કાંઈ દોષયુક્ત કામ થઈ જાય તે સ્વાભાવિક છે; એટલા માટે મારે ક્રોધ કરવો જોઈએ નહિ, પરન્તુ તેઓના દોષ માટે, અણુસમજણ માટે કે ગફલત માટે તેમના ઉપર દયા લાવવી જોઇએ. જો એકાએક ક્રોધ ઉત્પન્ન થાય અને વૃદ્ધિંગત થાય, તો પહેલાં વિચારપૂર્વક તેને દબાવવો અને પછી દોષ કરનાર ઉપર દયાભાવ સ્ફુરાવીને ઇચ્છવું કે ભવિ-

આમાં તેને હાથે તેવો દોષ થાય નહિ." એક ગ્રંથકાર ક્રોધ શાન્ત કરવાના કેટલાક કૃત્રિમ ઉપાયો બતાવે છેઃ જેવા કે, ક્રોધ ઉત્પન્ન થાય ત્યારે એક લોટો પાણી પી જવું, ૧૦૦ થી ઉલટા અંક એટલે ૧૦૦–૯૯–૯૮ એ પ્રમાણે ગણવામાં ચિત્તવૃત્તિને પરોવવી, અથવા શરીરની કાંઇ ક્રિયા કે ગતિ બદલાવવી, કિંવા એકદમ ચાલ્યા જઇને સૂઈ જવું, કે તે સ્થળને ત્યજી જવું. (૪૩)

[ અત્ર ગ્રંથકાર એક શંકા ઉપસ્થિત કરે છે કે ઘણી વાર ગૃહસ્થ જનોને કોઈના હિતની ખાતર અંકુશ કે દાબ બતાવવાને ક્રોધનો ઉપયોગ કરવો પડે છે; એ ક્રોધ કરવો ઉચિત છે કે નહિ? આ શંકાનું સમાધાન કરવાને નિમ્ન શ્લોક રચાયો છેઃ ]

क्रोधस्य मर्यादा । ४४ ॥

**बालानां हितशिक्षणे भृतजनस्खालित्यसंबोधने ।**
**दुष्टस्याक्रमणेऽपराधि-मने स्वातापसन्दर्शने ॥**
**अस्यावश्य-ता भवेद्यदि तदा सोप्यऽस्तु सद्भावजः ।**
**शक्यो रोद्धुमपेक्षिते च समये यः सार्थकः कृत्रिमः ॥**

**ક્રોધની મર્યાદા.**

**ભાવાર્થ**—કદાચ કોઈ એમ કહેશે કે, બાળકોની કે અન્ય કોઈની ભૂલ થતી હોય તો તે સુધારવામાં, તેમને હિતની શિખામણ આપવામાં, કોઇની કુટેવ કાઢવાનો બોધ દેવામાં, દુષ્ટ માણસોને દબાવવામાં, અપરાધી માણસોને સજા કરવામાં, અને ગુન્હેગારોને દાબમાં રાખવા પોતાનો આતાપ દર્શાવવામાં, ગૃહસ્થીઓને કંઇક આવેશ અને જુસ્સાની જરૂર પડે છે, અને તેની સાથે ક્રોધનું મિશ્રણ પણ હોય છે. તો ક્રોધની અનાવશ્યકતા કેમ કહો છો? ઉપર બતાવેલ પ્રસંગોમાં તો ક્રોધની આવશ્યકતા રહે છે. આના ઉત્તરમાં કહેવું જોઈએ કે જ્યાંસુધી કેવળ ભૂલ સુધારવાનો જ શુદ્ધ આશય હોય, અને તેટલા માટે સપ્રયોજન–માત્ર દેખાવનો બનાવટી ક્રોધ અને તે પણ પોતાની મરજી પ્રમાણે કાબૂમાં લઈ શકાય તેવો મર્યાદિત હોઇને કોઈને

હિતકર્તા થતો હોય તો ભલે હો. તેમાં ક્રોધના ઉપર બતાવેલા લક્ષણને કંઈ હાનિ પહોંચતી નથી. (૪૪)

**વિવેચન**—ગૃહસ્થીઓને–સંસારીઓને સંસારના કેટલાક પ્રસંગોમાં કૃત્રિમ ક્રોધ બતાવવાની જરૂર પડે છે. બાળકોને, દુષ્ટ જનોને, અપરાધીઓને કે બીજાઓને વિમાર્ગે જતાં અને ગુન્હાઓ કરતાં અટકાવવા માટે કૃત્રિમ ક્રોધનું નિદર્શન કરવાની જરૂર પડે એ સ્વાભાવિક છે. અહીં એ પ્રકારનો ક્રોધ દર્શાવવાનો હેતુ પૂર્વના બે શ્લોકોમાં જણાવ્યો તેવો अपायहेतुः હોતો નથી, પરન્તુ પારકું હિત કરવાનો હોય છે અને તેથી તે પ્રકારનો કૃત્રિમ ક્રોધ દેખાડવાથી કશો દોષ ઉત્પન્ન થતો નથી. ઉપર જે હાનિકારક ક્રોધનુ સ્વરૂપ બતાવવામાં આવ્યું છે તે ક્રોધ દ્વેષમિશ્રિત હોવાથી જ હાનિકારક છે, પરન્તુ અત્ર એક બીજી બાબત ધ્યાનમાં રાખવી જોઇએ કે એ કૃત્રિમ ક્રોધ 'કૃત્રિમ' જ હોવો જોઈએ અને તે ક્રોધનો વેગ એક ક્ષણ માત્રમાં શમાવી લેવાય–તે ક્રોધ બતાવવાની આવશ્યકતા પૂરી થતાં જ પુનઃ ચિત્તવૃત્તિ અને મુખમુદ્રા સમભાવી બનાવી દેવાય—તેવું સામર્થ્ય પોતામાં હોય તો જ તેવા પ્રકારનો ક્રોધ પ્રસંગોપાત ઉપયોગમાં લેવો; પરન્તુ ઘણી વાર એવું બને છે કે એવા કૃત્રિમ ક્રોધનિદર્શનની નિત્યની ટેવથી મનુષ્યો ખરો ક્રોધ બતાવવાની ટેવવાળા બની જાય છે અને પછી તેમની વૃત્તિઓ ક્ષણમાત્રમાં આવેશમાં તણાઇ જઈને ક્રોધતત્પર બની જાય છે. જે અશ્વને એક વાર પૂરવેગમાં દોડવા દીધા પછી તેની લગામને સાચવી રાખીને ધીરો પાડવાનું સામર્થ્ય આપણામાં ન હોય તે અશ્વ ઉપર સ્વાર ન થવું એ જ હિતાવહ છે; તેટલા માટે જો કૃત્રિમ ક્રોધને તુરત જ શમાવી લેવાની શકિત આપણામાં હોય, તેમજ તેથી વૃત્તિઓ ક્રોધ કરવાના નિત્યના સ્વભાવવાળી ન બની જાય તેટલું સંયમન કરવાનું સામર્થ્ય આપણામાં હોય, તો જ તે પ્રકારના ક્રોધને ઉપયોગમાં લેવો અને નહિતો તેનો સંગ પણ કરવો નહિ, એ હિતાવહ માર્ગ છે. તેટલા માટે જ સુભાષિતકારે કહ્યું છે કે—आत्मशक्तिसमं कोपं कुर्वाणो न विनश्यति અર્થાત્—પોતાની શક્તિ પ્રમાણે ક્રોધ કરનારો નાશ પામતો નથી.(૪૪)

# दशम परिच्छेद.

## કર્ત્તવ્યઘાતક દોષ-માત્સર્ય તથા નિન્દા.

[ કર્ત્તવ્યઘાતક દોષોમાંનો એક વધુ દોષ માત્સર્ય છે, અને તેથી થતી હાનિનો વિસ્તાર હવે ગ્રંથકાર સમજાવે છે. ]

मात्सर्यम् । ४५ ॥

**मात्सर्यं मृदुताहरं मदकरं मिथ्याभिमानोच्छ्रितं ।**
**सत्यासत्यविवेकबुद्धिममलां व्याहन्ति यच्चेर्ष्यया ॥**
**दोषं [1]दर्शयते गुणेषु गुणिनां दोषे निजे वा गुणं ।**
**बुद्ध्या तन्निवर्त्तनीयमनिशं कर्त्तव्यसंसिद्धये ॥**

### માત્સર્યનો ત્યાગ.

**ભાવાર્થ—**કોઇ પણ પ્રકારનું કર્ત્તવ્ય બરાબર શુદ્ધ રીતે બજાવવું હોય તો " આ હું જ કરૂં છું, મારાથી જ થઈ શકે, તમે શું કરી શકવાના હતા ? " આવી રીતની ઉછાંછળાઇ રૂપ મત્સર ભાવ મનમાંથી હંમેશને માટે કાઢી નાંખવો જોઇએ. કદાચ તે ઘણા વખતની ટેવરૂપે મનમાં જડ ઘાલી બેઠો હોય, તોપણ ગમે તેમ કરી સદ્બુદ્ધિના સામર્થ્યથી સત્વર તેની જડ ઉખેડી નાખવી જોઇએ, કારણકે તેથી મનની કોમળતાનો નાશ થાય છે, મગરૂરી અને ગર્વનાં દ્વાર ખુલ્લાં થાય છે, મિથ્યા અભિમાનનો વેગ આગળ વધે છે, ઇર્ષ્યાને આવકાર મળવાથી સત્ય અને અસત્યને જુદું પાડવાની નિર્મળ વિવેકબુદ્ધિ વિનાશ પામે છે, ગુણી પુરૂષોના ગુણો ગ્રહણ કરવાને બદલે તેમાં દોષારોપણ કરવાનો પ્રયત્ન ચાલુ થાય છે, અને પોતાના દોષોને દબાવી દઇ તેની જગ્યાએ ગુણ ગણી બતાવી લોકોની દૃષ્ટિને આંજી નાંખવાની કોશેશ ચાલે છે. એકંદરે કર્ત્તવ્યથી ભ્રષ્ટતા થાય છે માટે માત્સર્યનો પરિહાર કરવો. (૪૫)

---

१ पेरणावित्यात्मनेपद० ।

**વિવેચન**—મદપૂર્વક હર્ષ ધારણ કરવો એનું નામ મત્સરતા. નિમિત્ત સિવાય બીજાને દુઃખ ઉત્પન્ન કરવાથી અથવા શિકારાદિથી હિંસા કરીને અનર્થનો આશ્રય લેઇને મનમાં પ્રમુદિત થવું તે જ મત્સરભાવ સમજવો. જે મનુષ્યવૃત્તિ અનર્થના આશ્રયે રહીને પ્રમુદિત થાય, તે વૃત્તિ પરોપકારાદિ સ્વકર્ત્તવ્ય બજાવવાનો જે ખરો પ્રમોદ છે તે ન મેળવવા પામે તે સ્વાભાવિક જ છે: આ કારણથી જ હૃદયના ક્રૂર અને મદોન્મત્ત જનો ધર્મ સાધી શકતા નથી. તે વિષયે દેવેન્દ્રસૂરિએ કહ્યું છે કે:—

कुरो किलिट्ठभावो सम्मंधम्मं न साहिउं तरइ ॥

( टीका—क्रूरः क्लिष्टभावो मत्सरादिदूषितपरिणामः सम्यक् निःकलंकं धर्मं न नैव साधयितुमाराधयितुं शक्नोति ) અર્થાત્—ક્રૂર એટલે ક્લિષ્ટપરિણામી—મત્સરાદિથી દૂષિત પરિણામવાળો જે હોય તે નિષ્કલંકપણે ધર્મને સાધવા—આરાધવા સમર્થ થઈ શકતો નથી. માત્સર્યની ઉત્પત્તિની સાથે મનુષ્યમાં બીજા કેટલાક દોષોના બીજ પણ વવાય છે. મૂળે મદરૂપી પિતા અને ક્રૂરતારૂપી માતાના સમાગમથી માત્સર્યનો જન્મ થએલો હોય છે અને જો સદ્બુદ્ધિના સામર્થ્યે કરીને તેનો જડમૂળમાંથી ઉચ્છેદ કરી નાંખવામાં ન આવે તો શનૈઃ શનૈઃ ઇર્ષ્યા, મિથ્યાભિમાન, વિવેકબુદ્ધિરહિતતા, અવિનય, મિથ્યાદોષારોપણ ઇત્યાદિ દુર્ગુણો એક પછી એક પ્રવેશ કરતા જાય છે. જેવી રીતે અનેક પ્રકારની દુર્ગંધિઓથી ભરેલા ટોપલાને શુદ્ધ કરવાનો પ્રયત્ન મિથ્યા નીવડે છે, તેવી જ રીતે જ્યારે મનુષ્ય માત્સર્ય ઉપરાંત બીજા અનેક દુર્ગુણોથી ભરેલો બને છે ત્યારે તેને શુદ્ધ કરી શકાતો નથી અને તેથી તેની પ્રવૃત્તિ સર્વદા અકર્ત્તવ્ય તરફ જ રહે છે. તેટલા માટે કર્ત્તવ્યમાં રૂચિ ધરાવતા સજ્જનોએ હમેશાં મત્સરભાવથી દૂર રહીને સંસારમાં વિચરવું એ જ કર્ત્તવ્યનિષ્ઠતા છે. (૪૫)

[ મૂર્ખ મનુષ્યો જ્યારે કર્ત્તવ્યની ક્લિષ્ટતાને લીધે કર્ત્તવ્યનિષ્ઠ રહી શકતા નથી અને અકર્ત્તવ્યમાં પ્રવર્તે છે, ત્યારે પોતાની અસમર્થતા કિંવા દોષોને ઢાંકવા માટે કર્ત્તવ્યનિષ્ઠ અન્ય જનોનાં સત્કાર્યોની નિંદામાં ઉદ્યુક્ત થાય છે. આમ કરવાથી તેવા કર્ત્તવ્યમાર્ગચ્યુત દુર્જનો બે પ્રકારના પાપના હિસ્સેદાર થાય છે: એક તો પોતે કર્ત્તવ્ય આચરી શકતા નથી એ પાપ, અને કર્ત્તવ્ય આચરી શકનારા-

એને ખાંડવાનું બીજું પાપ : આ નિંદા મનુષ્યોમાં એટલી જડ ઘાલી બેઠી છે કે તેનો ત્યાગ કરવાનો ઉપદેશ પ્રચારવાને ગ્રંથકાર એ પ્રકરણ જરા વિસ્તારથી સમજાવવામાં ઉદ્યત થાય છે: ]

निन्दापरिहारः । ४६ ॥

**निन्दाऽसत्यसहोदरा गुणहरा सौजन्यसंहारिणी।**
**दोषारोपणकारिणी गुणिगणे क्लेशस्य सञ्चारिणी ॥**
**चारित्रांशविघातिनी जनमनःसन्तापिनी पापिनी।**
**त्याज्या दोषविनाशनाय विदुषा कर्त्तव्यसंशुद्धये ॥**

## નિન્દાનો પરિત્યાગ.

**ભાવાર્થ**—નિન્દા પણ કર્ત્તવ્યના માર્ગમાં મોટા દોષો ઉત્પન્ન કરી માણસને કર્ત્તવ્યભ્રષ્ટ બનાવે છે, માટે કર્ત્તવ્યની શુદ્ધિ ઇચ્છનાર ડાહ્યા માણસોએ એ દોષનો વિનાશ કરવા માટે સત્વર નિન્દાનો ત્યાગ કરવો જોઇએ, કારણકે તે નિન્દા અસત્યની તો સગી બ્હેન છે, એટલે અસત્યના પ્રતિપક્ષી સત્યને દૂર હડસેલી કાઢે છે; ધીરજ, શાન્તિ, ગાંભીર્ય વગેરે ઘણા ગુણોનો નાશ કરે છે, કર્ત્તવ્યનો ખાસ ગુણ જે સૌજન્ય તેનો તો સંહાર કરી નાખે છે, ગુણના સમુદાયમાં દોષોનું આરોપણ કરે છે, ગુણી જનોમાં કલેશનાં બીજને વિસ્તારે છે, દેશથી યા સર્વથી ચારિત્ર્યનો ઘાત કરે છે અને મનુષ્યોના મનમાં સંતાપ ઉપજાવે છે, કિંબહુના ઘણાં પાપસ્થાનકોને જન્મ આપનાર તે નિન્દ્યમાં નિન્દ્ય એક દુર્ગુણ છે માટે જલદી તેનો પરિહાર કરવો. (૪૬)

**વિવેચન**—પોતાની અસમર્થતા ઢાંકવાને કોઇ સમર્થ માણસને હલકો પાડવાનો અનુચિત ઉદ્યોગ આરંભવો તે પોતે જ નિન્દા કહેવાય છે. પોતાના દોષ તરફ દુર્લક્ષ કરવું અને સામાના દોષોને પ્રકાશિત કરી તત્સંબંધે મનભાવતી ટીકા કરવી એ જ નિન્દાનું ખરૂ સ્વરૂપ છે. નિંદાનું એક દૃષ્ટાંત આ પ્રમાણે છે: એક વાર કોઇ એક મુસાફર એક મોટા નગરમાં આવી ચડયો. નગર સુશોભિત અને જોવાલાયક હોવાથી તે રાજમાર્ગપર

ચોમેર દૃષ્ટિ ફેરવતો તથા આસપાસનાં સુશોભિત અને નકસીદાર મહાલયો જોઇને આનંદિત થતો ચાલ્યો જતો હતો. ચાલતાં ચાલતાં તેને એકાએક ઠેસ વાગી અને તે પડી ગયો. હાથપગ છોલાયા અને તેથી લોહી પણ નીકળ્યું. તેણે આસપાસ એકઠા થએલા લોકોને કહ્યું: "આ નગરના કારીગરો કોઈ ખરેખરા મૂર્ખ જ હોવા જોઇએ, કારણકે તેમને સારી રીતે સડક બાંધતાં પણ આવડી નથી અને તેથી મને ઠેસ વાગી, તો આ મોટાં મહાલયો પણ માલ વિનાનાં અને કારીગરોની સેંકડો જાતની મૂર્ખતાથી ભરેલાં હશે !" એ નગરના કારીગરોની આ પ્રમાણે વ્યર્થ નિંદા કરવાથી તે મુસાફર બે પ્રકારના દોષ કરે છે. તે પોતાના દોષને જોતો નથી અને પારકા ગુણને અવગુણરૂપ જણાવે છે. પોતે રસ્તાપર નજર રાખીને નહિ ચાલવાથી અને મહાલયો જોવામાં દૃષ્ટિને રોકી રાખવાથી તેને ઠેસ વાગી અને તે પડી ગયો; તેમા સડક બાંધનારનો દોષ નહોતો, પણ પોતાના બેભાનપણાનો જ દોષ હતો, છતાં પોતાના દોષને ઢાંકવાને માટે તે હૃદયમાં દંભને આશ્રય આપે છે અને તેથી સુજનતાનો સ્વાભાવિક રીતે જ ત્યાગ કરે છે. કારીગરોની કુશળતા કે જેથી લલચાઇને તેની દૃષ્ટિ માર્ગપર સ્થિર રહી શકી નહિ, તેને તો તે ધ્યાનમાં પણ લેતો નથી અને તેને બદલે તેમનાપર વ્યર્થ દોષારોપણ કરે છે. તેથી એ પ્રમાણે તે બે દોષ કરે છે. નિન્દા કરવાના સ્વભાવથી ચિત્ત ટેવાઈ ગએલું હોવાથી ચિત્ત અહર્નિશ ક્લેશમાં જ મગ્ન રહે છે. ઉપર્યુક્ત દોષોને પરિણામે સચ્ચરિત્રનો સંભવ દૂર રહે છે અને બીજાઓનાં મનને સંતાપ કરે છે, કારણકે પોતાના ગુણની કદર થવાને બદલે જ્યારે પોતા ઉપર વ્યર્થ દોષારોપણ થતું તે જુએ છે ત્યારે નિન્દા કરનાર ઉપરાંત જેની નિન્દા કરાતી હોય છે તેના ચિત્તને પણ સંતાપ જ થાય છે. આ ઉપરથી નિન્દા કરનાર કેટલા દુર્ગુણોથી યુક્ત બને છે, તે સહેલાઇથી સમજી શકાશે. નિંદક આટલા દોષોનું ઉપાર્જન કરતો હોવાથી તે કદાપિ કર્ત્તવ્યનિષ્ઠ રહી શકતો જ નથી. ચક્રવર્તિસૂરિએ તે વિષે કહ્યું છે કે—

परपरिभवपरिवादादात्मोत्कर्षाच्च बध्यते कर्म ।
नीचैर्गोत्रं प्रतिभवमनेकभवकोटिदुर्मोचम् ॥

**અર્થાત્**—બીજાનો પરિભવ અને નિંદા કરવાથી તેમ જ પોતાનો ઉત્કર્ષ કરવાથી અનેક કોટી ભવે પણ મૂકી શકાય નહિ તેવું નીચ ગોત્ર કર્મ પ્રત્યેક ભવે બંધાય છે. કોઇના ખરેખરા દોષો હોય તે દોષો, કોઇને મ્હોંએ નિષ્પક્ષપાત રીતે, જરા પણ અતિશયોક્તિ વિના, પોતાના અંગત જરા પણ સ્વાર્થ વિના, કોઇનું હિત થતું હોય તેવા સંભવપૂર્વક કહેવા તે નિંદા નથી. પરન્તુ મનુષ્યનો સ્વભાવ એવા પ્રકારનો વિલક્ષણ છે કે પરદોષ કથન કરતાં તે નિંદા કરવાના પ્રવાહમાં આકસ્મિક રીતે ઘસડાઈ જાય છે; આ કારણથી કર્ત્તવ્યનિષ્ઠ રહેવા માટે અને ભૂલે-ચૂકે નિંદાને પડખે ન ચડી જવાય તેટલા માટે મુનિજનોએ ઉપદેશ્યું છે કે—"બોલો તો કોઇના ગુણ જ બોલો, નહિતો રહેજો અબોલા રે।" અર્થાત્ કોઇના ગુણનું કથન જ હમેશાં કરવું, પણ દોષનું કથન જ કરવું નહિ કે જેથી અકસ્માત્ દોષકથનમાંથી નિન્દાવાદના કુમાર્ગે ચડી જવાય નહિ. નિંદાના પરિહાર માટે દોષકથન ન કરવાનુ સર્વોત્તમ છે. (૪૬)

निन्दासत्त्वेऽपरगुणानां निष्फलता । ४७ ॥

**आस्ता सच्चरणे परार्थकरणे प्रीतिः सुनीतौ रति-**
**र्धैर्यं वीर्यमनुत्तमं भवतु वा शुद्धं प्रबुद्धं मनः ॥**
**विज्ञानं विपुलं तथापि किमहो कार्यं शुभैस्तैर्गुणै-**
**र्यद्येको रसनाश्रितो रसहरो निन्दाभिधो दुर्गुणः ॥**

**બીજા ગુણો ઉપર પાણી ફેરવનારી નિન્દા.**

**ભાવાર્થ** તથા **વિવેચન**—સદાચરણપરાયણ રહેવામાં અને પરોપકારને પંથે પ્રયાણ કરવામાં ભલે પ્રીતિ હોય, ન્યાય અને નીતિના માર્ગમાં અડગ ચાલવાની રીતિ સાધ્ય કરી હોય, વિપત્તિનાં વાદળાંઓને વિખેરી નાખવા ધીરજ પણ ધરવામાં આવી હોય, ઉત્તમમાં ઉત્તમ માનસિક વીર્ય પણ ખીલવેલું હોય, મન પણ ભલે બોધ પામેલું વિશુદ્ધ હોય અને અનેક શાસ્ત્રોનું મથન કરી વિજ્ઞાન પણ ભલે મેળવ્યું હોય : આ બધા ગુણો ત્યાંસુધી ઉપયોગી અને હિતકર

છે, કે જ્યાંસુધી એક નિન્દારૂપ દુર્ગુણનો પાશ લાગ્યો ન હોય; પણ જો કદાચ દુર્ભાગ્યે વધારે નહિ પણ એક જ નિન્દારૂપ દુર્ગુણની આદત માણસને પડી ગઈ, તો સમજો કે તેનું જીવન બરબાદ ગયું અને સદાચારપરાયણતા વગેરે સદ્‌ગુણો થોડા જ સમયમાં રદ થઈ જવાના. પૂર્વ શ્લોકમાં નિન્દારૂપી દુર્ગુણથી જે બીજા દુર્ગુણોના પ્રવેશનું કથન કર્યું છે તે દુર્ગુણો એવા પ્રકારના છે કે જે મનુષ્યના ગમે તેવા ઉચ્ચ ગુણોને પણ ઢાંકી દે છે. મનુષ્ય સદાચરણી હોય, ધીરજવાળો હોય, બુદ્ધિમાન્ હોય, પરોપકાર અને નીતિરીતિમા પ્રીતિવાળો હોય, મનનો શુદ્ધ હોય, પરન્તુ જો તેનામાં એક નિન્દાનો દુર્ગુણ હોય તો–નિંદા સૌજન્યનો નાશ કરનારી હોવાથી–ઉક્ત સર્વ સદ્‌ગુણોનો નાશ કરી નાંખે છે. (૪૭)

[ હવે નિન્દારૂપી દુર્ગુણને સજીવારોપણ કરીને ગ્રંથકાર તેના દોષો દર્શાવે છે અને અપ્રશસ્ત વસ્તુઓ સાથે તેની તુલના કરી બતાવી જનસમાજ તેથી અલગ રહેવામા સાર સમજે તેટલા માટે નીચેના સયુક્તિક શ્લોકોની રચના કરે છે : ]

निन्दाशूकरयोः संबंधः । ४८ ॥

**रे त्वं काऽसि ? न वेत्ति मां किमु भवान्निन्दाभिधानं मम ।**
**त्वं चैका ? नहि शूकरोऽस्ति सहजःकार्यैक्यमस्त्यावयोः।**
**किं कार्यं ? युवयोर्भवेत्किमपरं मुक्त्वा च भुक्तिक्रियां ।**
**भोज्यं किं ? मलमद्मि मानसमहं बन्धुस्तु मे जठरम् ॥**

पृष्ठमांसोपमा निन्दा । ४९ ॥

**तस्मादेव पिशाचिका त्वमसि किं चाण्डालिका डाकिनी**
**नो [illegible] किमन्यकारणमहो सद्यो ब्रुवे श्रूयताम् ॥**
**भोज्यं मे चरमार्हता ह्युपमितं पृष्ठस्य मांसेन हा ।**
**तस्मान्मां कथयन्तु [illegible]नचिदेमे नाम्ना सहे सर्वथा ॥**

## નિન્દા અને ડુક્કરનો સંબંધ.

**ભાવાર્થ**—( કોઈ એક સમયે કોઈ માણસને સ્વપ્નમાં કોઈ સ્ત્રીના જેવો આભાસ થયો, એટલે તેની સાથે વાતચિત કરતાં નીચે પ્રમાણે સંવાદ શરૂ થયોઃ—)

માણસ—અરે ! તું કોણ છે ? અને તારૂં નામ શું ?

સ્ત્રી—શું તું મને ઓળખતો નથી ? હું એક સ્ત્રી છું, લોકો મને "નિન્દા" એવા નામથી ઓળખે છે અને બોલાવે છે.

પુરૂષ—શું તું અહીં એકલી જ આવી છે, કે બીજો કોઇ તારી સાથે છે ?

સ્ત્રી—નહિ, નહિ, હું એકલી નથી; મારો ભાઈ ડુક્કર પણ મારી સાથે આવેલો છે.

પુરૂષ—ડુક્કર તારો ભાઈ કેવી રીતે થાય ?

સ્ત્રી—જે કામ ડુક્કરનું છે તે જ કામ મારૂં છે, માટે મારો ભાઈ થાય.

પુરૂષ—તમારા બંનેનું શું કાર્ય છે ?

સ્ત્રી—ખાવાપીવા સિવાય વળી બીજું તે શું કામ હોય ?

પુરૂષ—ત્યારે તમે શું ખાઓ છો ?

સ્ત્રી—મનુષ્યોના જઠરનું મળ તે વિષ્ટા એ મારા ભાઇનો ખોરાક છે અને માણસોના મનનો જે મળ તે મારો ખોરાક છે. એટલે ગામની વિષ્ટા શોધવાને મારા ભાઇનું નિર્માણ થયું છે અને માણસોના મનની વિષ્ટા શોધવાને હું નિર્માયેલી છે. અમો બંનેનું કામ એક માટે ડુક્કર મારો ભાઈ અને હું તેની બ્હેન છું. (૪૮)

## નિન્દાને પૂંઠના માંસની ઉપમા.

પુરૂષ—અરે નિન્દા ! ત્યારે તો કોઇ માણસ તને પિશાચિની કહીને કોઇ ચાંડાલિની અને કોઈ ડાકણ કહીને બોલાવે છે ખરા કે ? અને હું ધારૂં છું કે તેનું કારણ પણ આ તારો નીચ ધંધો અને નિન્ઘ ખોરાક જ હશે, કારણકે તારો ખોરાક તેવા ઉપનામને યોગ્ય જ છે.

સ્ત્રી—જી હા, એ વાત તો ખરી છે. પણ તે સિવાય બીજું પણ એક કારણ છે.

પુરૂષ—બીજું શું કારણ છે તે કહેને !

સ્ત્રી—બીજું કારણ તો એ છે કે જૈનના ચરમ તીર્થંકર મહાવીર સ્વામીએ મારા ખોરાકને અને મને પોતાને બહુ જ ઉતારી પાડેલી છે.

પુરૂષ—કેવી રીતે ઉતારી પાડેલી છે ?

સ્ત્રી—અરે ? કેવી રીતે તે શું ? મારા ખોરાકને અને મને પોતાને પૂંઠના માંસની ઉપમા આપીને મને છેક હલકી પાડી નાંખી છે.

પુરૂષ—ત્યારે તો જૈન વર્ગમાં તારી બહુ અવહેલના થતી હશે, અને તને બહુ હલકા નામથી બોલાવતા હશે.

સ્ત્રી—જી હા ! મહાવીર સ્વામીએ મારૂં બળ ભાંગી નાંખ્યું છે, તેથી હવે તેઓ ગમે તેવા હલકા નામથી બોલાવે યા મને હલકી પાડે પણ દુર્બળતાથી તે બધું મારે સહન કરવું પડે છે. (૪૯)

**વિવેચન**—ઉપર્યુક્ત શ્લોકદ્વયમાંના પ્રથમ શ્લોકમાં નિન્દાને ડુક્કરની બ્હેન રૂપે કલ્પી છે અને તે બન્નેના સંબંધની સાંકળ જોડનાર તરીકે તેમના લગભગ એકસરખા ખોરાકને લેખ્યો છે. જેવી રીતે ડુક્કર મનુષ્યના શરીરના મળનું ભક્ષણ કરે છે, તેવી રીતે નિન્દા મનુષ્યના માનસિક મળથી—દુષ્ટ વાસના અને દુર્ગુણોથી—પોષાઇને બળવતી બને છે. ડુક્કર જેવી રીતે શારીરિક મળનો આહાર કરે છે, તેવી રીતે નિંદક પુરૂષ મનુષ્યના દોષો શોધતો ફરે છે અને તેનો જે માનસિક મળ હોય છે તેને પોતાના મુખદ્વારા ચુંથી આનંદ માને છે ! મળ ચુંથવું તે કાર્ય એક ચાંડાલનું—ભંગીનું છે અને તેથી ડુક્કર તથા નિંદક બન્નેને ચાંડાલ જ લેખવામાં આવ્યા છે.

चाण्डालः पक्षिणां काकः पशूनां चैव शूकरः ।
कोपो मुनीनां चाण्डालः सर्वचाण्डालनिन्दकः ॥

અર્થાત્—પક્ષીઓમાં કાગડો ચાંડાલ છે, પશુઓમાં ડુક્કર ચાંડાલ છે, મુનિઓમાં ક્રોધ ચાંડાલ છે અને સૌ કોઇમાં—મનુષ્યોમાં નિંદક ચાંડાલ છે. કાગડો અને ડુક્કર વિષ્ટાના ભોગી લેખાય છે તેવી જ રીતે એક મુનિમાં જો ક્રોધ હોય તો તે ક્રોધ પણ વિષ્ટાનો ભોગી—અપ્રશસ્ત લેખ્યો છે અને મનુષ્યોમાં વિષ્ટાનો ભોગી ચાંડાલ નિંદક મનુષ્ય લેખાય છે. આ રીતે

નિન્દાને ડુક્કરની બ્હેન લેખવાની હીનોપમા યથાર્થ ઘટે છે. વળી જેવી રીતે ચાંડાલ મનુષ્યની વિષ્ટા ઉપાડી જાય છે તેથી મનુષ્યને ચોખ્ખાઈ મેળવવાનો લાભ થાય છે, તેવી રીતે નિન્દક મનુષ્યરૂપી ચાંડાલ નિન્દા કરવાદ્વારા મનુષ્યોનો માનસિક મળ ભક્ષી જાય છે તેથી, જેની નિન્દા કરવામાં આવે છે તેને પોતાના દોષ તથા પાપરૂપી મળ ધોવાયાને પરિણામે સ્વચ્છતાનો લાભ થાય છે. સામાન્ય લોકોક્તિમાં સાંભળવામાં આવે છે કે " અમુક નિંદક મનુષ્ય તો સામા માણસનાં પાપ ધૂએ છે." આ પ્રમાણે નિંદક વિષ્ટા સાફ કરનાર ચાંડાલનું કામ કરે છે! દ્વિતીય શ્લોકમાં નિંદાને પૂંઠના માંસની ઉપમા આપી છે. આ હીનોપમાલંકારનો ઉપયોગ ચરમ તીર્થંકર શ્રી મહાવીર સ્વામીના શબ્દોમાં સૂત્રમાં આ પ્રમાણે આલેખાએલો છે:

अपुछिओ न भासेज्जा । भासमाणस्स अंतरा ॥
पिठिमंसं न खाएज्जा । ... ... ...

અર્થાત્—હિતૈષી પુરૂષે વગર પૂછ્યે બોલવું નહીં; બીજો બોલતો હોય તેની વચ્ચે બોલવુ નહીં અને પૂંઠનું માંસ ખાવું નહીં એટલે કોઇની નિન્દા કરવી નહિ. આ ઉપમાની ઘટના યથાર્થ જ છે. માંસાહારીઓ પશુઓ અને પક્ષીઓના માંસનું ભક્ષણ કરે છે. માંસાહાર સર્વદા અને સર્વથા ત્યાજ્ય છે, નિંદ્ય છે; આ કારણથી માંસાહારીઓને નિર્ઘૃણ, યવન, દુષ્ટ, જંગલી ઈત્યાદિ અભિધાન અપાય છે, પરન્તુ નિંદક તો મનુષ્યનું માંસ ખાય છે, મનુષ્યની નિંદા કરે છે, તેથી તે યવન, જંગલી કે દુષ્ટ જનોના કરતાં પણ વિશેષ અધમ છે. જગત્મા કેટલાક એવા રાક્ષસી મનુષ્યો પણ છે કે જેઓ મનુષ્યાહાર કરે છે, મનુષ્યનું લોહી પીએ છે અને બીજાં ભયાનક કાર્યોમાં મગ્ન રહે છે. આ નરપિશાચો મનુષ્યના માંસનું ભક્ષણ કરે છે પરન્તુ તેઓ મનુષ્યના દેહના સુકોમળ ભાગોના માંસનું ભક્ષણ કરે છે અને બીજા ભાગોનું માંસ ફેંકી દે છે. પરન્તુ નિંદક તો કોઇ મનુષ્યની જે કાંઇ ખામી હોય છે—ન્યૂનાધિક દુર્ગુણ હોય છે તેને જ્યાં ત્યાંથી येन केन प्रकारेण શોધી કાઢીને તેનું ભક્ષણ કરવા મંડી પડે છે! જેવી રીતે મનુષ્યના દેહનો અશુચિતમ ભાગ પૂંઠ અથવા ગુદા છે, તેવી રીતે મનુષ્યસ્વભાવનો અને મ-

નનો અશુચિતમ વિભાગ તેની ખોડખાંપણ છે. અન્ય મનુષ્યો એક માણુસનાં વિદ્યા, કળા, જ્ઞાન, ડહાપણ, ઇત્યાદિનું કથન કરી આનંદ માને છે, ત્યારે નિંદક તે ગુણોને ભૂલી જઇ તે માણસની ખોડખાંપણને આગળ ધરી તેનો આહાર કરવા મંડી પડે છે! આ રીતે નિંદા તે મનુષ્યના દેહના અશુચિતમ વિભાગ–પૂઠના માંસની બરાબર છે અને તે નિંદામાં આનંદ માનનાર મનુષ્યાહારી ચાંડાલ છે–મનુષ્યાહારી જંગલી મનુષ્યોથી એ અધમતર છે. (૪૮-૪૯)

धर्मस्थानेष्वपि निन्दाप्रवृत्तिः । ५० ॥

**रे निन्दे कुरुतात्परत्र वसतिं किं स्याद्धसत्यात्र मे ?–**
**ऽदूष्यान्दूषयसे मुनीनपि परं धर्मे स्थितान्सज्जनान् ॥**
**सत्यं कारणमत्र चास्ति शृणु तद्धर्मोऽस्ति शत्रुः कले-**
**र्मान्याऽहं कलिभूपतेः स च यथा रज्येत्तथा मे कृतिः ॥**

**ધર્મસ્થાનોમાં પણ નિન્દા!**

**ભાવાર્થ—**

પુરૂષ—અરે નિન્દા! ધર્મસ્થાનોને મૂકી બીજી જગ્યાએ તું તારો નિવાસ કર.

સ્ત્રી—ધર્મસ્થાનમાં મારો નિવાસ થાય તેમાં શું હરકત છે?

પુરૂષ—અરે! તેથી પવિત્ર મુનિઓ અને ધર્મ કરતા સજ્જન પુરૂષો દૂષિત બની જાય છે.

સ્ત્રી—તે વાત ખરી છે પણ તેમ કરવાનુ એક ખાસ કારણ છે. તે સાંભળવાની ઇચ્છા હોય તો સાંભળ, હું સંભળાવું છું. ધર્મ એ કળિકાળનો દુશ્મન છે અને હું કળિરાજાની માનીતી દાસી છું. અમારા રાજાનો એવો ઇરાદો છે, કે કોઈ પણ રીતે દુશ્મનનો નાશ કરવો, તે સિવાય મારી સત્તા જામશે નહિ; એવો આશય મારા માલિકનો હોવાથી તેને અનુસરીને વર્તવું એ મારી ફરજ છે; એટલે કળિરાજની વધારે કૃપાદૃષ્ટિ મેળવવાને તે જેમ પ્રસન્ન થાય તેમ કરવાને હું બંધાએલી હોવાથી

ધર્મસ્થાનોમાં ધર્મગુરૂઓ અને ધર્મસેવકોને ભ્રષ્ટ કરવાનું કામ જે હું
મારી જાતથી બજાવું છું તેમાં શું ખોટું કરૂં છું ? (૫૦)

**વિવેચન**—આ શ્લોકમાં આધુનિક ધર્મોપદેશકોની અને ધર્માનુયાયીઓની હલકી માનસિક વૃત્તિનું ચિત્ર આપવામાં આવ્યું છે. આ એક ઘણો સામાન્ય દોષ આપણા ભારતવર્ષમાં પ્રસરી ગયો છે. કોઈ એક જ ધર્મના અનુયાયીઓમાં જ નહિ પણ લગભગ સઘળા ધર્માનુયાયીઓમાં ધર્મસ્થાનકમાં નિન્દાપ્રવૃત્તિનો પ્રચાર થએલો જોવામાં આવે છે. વાતચિતનો વિષય સ્થળ અને કાળને અનુસરતો હોય છે, એવું ઘણે સ્થળે જોવામાં આવે છે. સ્મશાનમા શબ બાળવાને એકઠા થએલા માણસો જુદાજુદા માણસોના મરણની, રોગની, વૈરાગ્યની અને એવી કરૂણાજનક વાતો કરે છે, તેમ જ લગ્નમંડપમાં એકઠાં થએલાં માણસો સગાંસંબંધીનાં લગ્નની કે વરવધૂના ગુણાદિને લગતી વાતો કરે છે. એ સઘળા બનાવો સ્થળ અને કાળને અનુસરતા છે, પરન્તુ ધર્મસ્થાનમાં ધર્મની અને વૈરાગ્યની વાતો થવી જોઇએ તેને બદલે અન્ય કોઈની નિન્દાની વાતો થતી વધુ અંશે જોવામાં આવે છે, તે એક અગમ્ય વિલક્ષણતા છે. धर्मस्थाने कृतं पापं वज्रलेपो भविष्यति એવું સમજ્યા છતાં ધર્મસ્થાનકમાં નિંદારૂપી પાપાચરણ કરતાં માણસો અચકાતા નથી, તો કોઇ ગુપ્ત–અદૃશ્ય શક્તિનું રાજ્ય ધર્મસ્થાનકો ઉપર–તેમાં વસતા અને જતાં આવતાં મનુષ્યો ઉપર–ચાલતું હોવું જોઇએ, એવી કલ્પના ગ્રંથકારે કરી છે તે ઉચિત છે. એવી કઇ અનિષ્ટ અદૃશ્ય સત્તા ચાલતી હશે? તે પ્રશ્નનો ઉત્તર નિન્દાને મુખે જ અપાવ્યો કે કળિરાજ સૌને ધર્મભ્રષ્ટ કરવાનો પ્રયત્ન આદરી રહ્યો છે અને તેમ કરવા માટે તેણે તેમની નિંદારૂપી દાસીને ધર્મસ્થાનકોને બારણે લાવીને બેસાડી છે ! અહો ! કળિરાજ એ નિન્દાની સાહાય્યથી મનુષ્યોને ધર્મભ્રષ્ટ કરવાનો ઉદ્યોગ કરી રહ્યો છે, છતાં મનુષ્યો મોહરૂપી નિદ્રામાં ઘોરે છે ! પણ હવે તો—

" જાગ્ય રે જીવડા ! વાજ આવ્યો ઘણું,
" કેટલોએક પ્રતિબોધ દીજે ?* " (૫૦)

* નરસિંહ મહેતા.

[ નિંદાના આગમનથી સદ્‌ગુણોને પલાયન કરી જવાની જરૂર પડે છે. એ સદ્‌ગુણો પ્રતિ ઉક્તિ રૂપે નીચેનો શ્લોક રચાયો છે. ]

धर्माधिकारिणां निन्दाप्रवृत्तौ सद्‌गुणानां का दशा ? । ५१ ॥

**शान्ते याहि दिगन्तरालविवरं लज्जे व्रज त्वं वनं ।**
**त्वं शून्ये निलयं विधाय करुणेऽरण्ये भृशं क्रोशतात् ॥**
**सत्य प्रेतवनं समाश्रय सखे नीते न नामास्तु ते ।**
**स्युश्चेद्धर्मपदाश्रिता अपि जना निन्दादिदोषे रताः ॥**

### સદ્‌ગુણોની સાથે નિન્દાનો વિરોધ.

**ભાવાર્થ**—( અધર્મ અને કળિનું પક્ષ સેવનારી નિન્દાએ જે પોતાની અધમતા બતાવી તે સાંભળીને કયો ધર્મી પુરૂષ એક ક્ષણ પણ તેને અવકાર આપવાની ઇચ્છા કરશે ? નહિ જ કરે. આટલું છતાં પણ કદાચ કળિકાળના માહાત્મ્યને લીધે ધર્માધિકારી મુનિવરો અને ભક્ત જનો નિન્દાને લઇને બેસે તો પછી બીજા ગુણોનો ક્યાંથી સત્કાર થાય ? ખચીત જો તેમ જ બન્યું તો પછી ) હે શાન્તે ! કોઈ પણ દિશાના અન્તરાળનો માર્ગ લઈને તું રવાના થઈ જા ! હે લજ્જે ! તું પણ કોઈ વનની ગુફામાં ચાલી જા ! અરે કરૂણે ! તું પણ કોઈ અરણ્યમાં જઇ ક્યાંય ઘર બાંધી જેટલું રૂદન કરવું હોય તેટલું ત્યાં જઇને કર. હે સત્ય ! તું પણ શ્મશાનભૂમિનો આશ્રય લે. હે નીતિ ! તારા નામ નિશાનની પણ આશા શામાટે રાખવી જોઇએ ? કારણકે તમને બધાંને આશ્રય આપનાર ધર્માધિકારીઓ નિન્દાદિ દુર્ગુણો સેવવા લાગી ગયા છે. ( ૫૧ )

**વિવેચન**—ધર્માધિકારીઓ અર્થાત્ ધર્મોપદેશકો સ્વધર્માનુયાયી જનોને સદુપદેશ આપવાના કર્તવ્યમાં રત રહેલા હોવા જોઇએ. કળિકાળના પ્રભાવે કરીને તેઓ જ સ્વકર્તવ્યમાંથી ચ્યુત થઇને નિન્દાનું ભક્ષણ કરવા લાગે, તો પછી તેઓના સેવકો–ધર્માનુયાયીઓની શી દશા થાય ? ધર્મોપદેશકનો અધિકાર જેટલો મોટો છે તેટલું જ તેને શિરે જોખમ પણ મોટું છે અને

તેટલા જ પ્રમાણુમાં તેના વિચારાચાર શુદ્ધ હોવા જોઇએ. પરન્તુ અત્યારે જે દશા જોવામાં આવે છે તે કેવળ બીજી જ છે. ધર્મોપદેશકો પણ કેટલાક પ્રમાણુમાં સ્વમાર્ગભ્રષ્ટ થઇને નિંદાખોર બન્યા છે ! પોતાના હરીફ કે વિરોધી ધર્મોપદેશકોની નિંદા કરવી, પોતાની પ્રશંસા પોતાને મુખે ગાવી, સામાના ભક્તોને ઉતારી પાડવા અને દુરાચારી ઠરાવવા, ખટપટો કરવી ઇત્યાદિ અનેક દોષો આજકાલના કેટલાક ધર્મોપદેશકોમા જોવામાં આવે છે. શુદ્ધ ચારિત્ર્ય સંસારીઓ પાસે પળાવવાનો ઉપદેશ કરનાર ત્યાગીઓ—ઉપદેશકો પોતે જ અશુદ્ધ ચારિત્ર્ય પાળે, તો પછી તેમના અનુયાયીઓ તરફથી તો શુદ્ધ ચારિત્ર્યની આશા કેવી રીતે રાખી શકાય ? राजा हराति सर्वस्वं शरण कस्य जायते ? પ્રજાનું સંરક્ષણ કરવું એ રાજાનો ધર્મ છે, તે પોતે જ પ્રજાને લુટવા માંડે તો પછી પ્રજા કોને શરણે જાય ? અશુદ્ધ ચારિત્ર્યવાળા ધર્માધિકારીઓ પણ તે લૂંટાર રાજાના જેવા જ છે. નિંદાદોષના પ્રવેશની સાથે જ તેઓ પરપરિવાદ કરવાના ઉભરામાં અશાન્ત બને છે, પોતાના અધિકારનો વિચાર કર્યા વિના લજ્જાનો ત્યાગ કરી યદ્વા તદ્વા બકવા મંડી પડે છે, દયાને તિલાંજલિ આપે છે, તેથી પોતાની નિંદાખોર પ્રકૃતિ શાત કરવાને અન્યના હિતાહિતનો વિચાર કરતા નથી, અસત્ય તો હંમેશાં નિંદાની સાથે જ વિહાર કરે છે અને નીતિસંબંધી વિચાર તો મનમાં ઉદ્ભવતોએ નથી ! આ કારણુથી શાન્તિ, લજ્જા, દયા, સત્ય, નીતિ આદિ સદ્ગુણો નિંદાની સાથે ન રહેવા માગે અને એકાએક પલાયન કરી જાય તેમા શું આશ્ચર્ય છે?

**શંકા**—નિંદા શબ્દ અતિવ્યાપક છે. જે પ્રત્યેક પદાર્થમા કિંચિત્ ગુણ હોય છે તેનો અવગુણ બોલવો—ઇચ્છાપૂર્વક બોલવો, તે તે પદાર્થની નિંદા કરી કહેવાય. આ નિંદા અસત્યમિશ્રિત છે, પરંતુ સત્યમિશ્રિત નિંદા પણ હોય છે. કોઇ પદાર્થમા કાંઇ દોષ હોય અને તે દોષનુ વિશેષે કરીને સ્પષ્ટીકરણ કરવું એ શું નિંદા કહેવાય ?—અથવા તો શુ સત્યમિશ્રિત નિંદા કહેવાય ?

**સમાધાન**—દોષનું નિરૂપણ કરવું—યથાર્થ રીતે કરવું તે નિંદા ન કહે-

વાય. કોઇનું હિત કરવાને પણ કોઇ દુષ્ટ માણસના દોષનું કથન કરવાની આવશ્યકતા પડે છે અને તે સમયે તે દોષકથન એ નિંદા નથી. સત્યમિશ્રિત નિંદામાં અતિશયોક્તિનું તત્ત્વ વધારે હોય છે. કોઇ દુષ્ટ જનમાં કોઇ ખરા દોષ હોય તે દોષનું યથાસ્થિત કથન કરવાને બદલે સત્યના માર્ગમાંથી દૂર ગયા વિના પણ જો અતિશયોક્તિપૂર્વક તે કથન કરવામાં આવ્યુ હોય અને તેમ કરવામાં પોતાનો કાંઇ પણ સ્વાર્થ રહેલો હોય તો તે સત્યમિશ્રિત નિંદા જ કહેવાય. અતિશયોક્તિના અંશે કરીને તે પ્રકારની નિંદામાં પણ કિંચિત્ અસત્ય તત્ત્વ રહેલું છે, અને તેથી ગ્રંથકારે નિન્દાને 'असत्यसहोदरा' કહેવાની અગત્ય માની છે.

**પુનઃ શંકા**—સ્વધર્મભક્તિને વશ રહેલા ધર્મોપદેશકો પોતાના ધર્મનાં તત્ત્વોની ખૂબીઓ દર્શાવવા જતાં પરધર્મની ખામીઓ દર્શાવવા લાગે છે. તે ખામીઓ દર્શાવવામાં જો તે ઉચિત તિરસ્કાર વ્યક્ત કરે તો તે શું નિંદા થઇ કહેવાય ?

**સમાધાન**—કોઇ ધર્મની ખૂબીઓ દર્શાવવી અને તેમ કરતાં અન્ય ધર્મની ખામીઓ દર્શાવવી, એ નિન્દા નથી. તેમાંની કોઇ ખામી મોટી હોય અને પ્રસંગોપાત તિરસ્કારનુ દર્શન થાય, તથા તે તિરસ્કાર અતિશયોક્તિપૂર્વક, દ્વેષમૂલક કિંવા અસત્યમિશ્રિત ન હોય તો તે પણ નિંદા નથી. આચારાંગ સૂત્રમાં પરમતનું ખંડન કરવું હોય તો તે વિચારપૂર્વક કરવું જોઈએ એમ કહેવામાં આવેલુ છે અને જીવહિંસાના વિષયમાં લખ્યું છે કેઃ पुव्वं निकाय समयं पत्तेयं पत्तेयं पुच्छिस्सामो । हं भो पावादुया किं भेसायं दुक्खं उदाहु असायं ? समिया पडिवन्नेयावि एवं बूया,—सव्वेसिं पाणाणं सव्वेसिं भूयाणं सव्वेसि जीवाणं सव्वेसिं सत्ताणं असायं अपरिणिव्वाणं महब्भयं दुक्खंत्ति बेमि । અર્થાત્—દરેક મતવાળાના શાસ્ત્રોમાં શું શું કહેલું છે તે તપાસી કરીને અમે દરેક મતવાળાને સવાલ કરીએ છીએ કે હે પરવાદીઓ ! તમને સુખ અપ્રિય છે કે દુઃખ અપ્રિય છે ? જો દુઃખ અપ્રિય છે તો તમારા મુજબ બધા જીવોને દુઃખ મહા ભયંકર અને અનિષ્ટ છે. આ દૃષ્ટાંતવડે કહેવાનું તાત્પર્ય એ છે કે પરમતનું ખંડન કરતાં પણ તે મતના સિદ્ધાંતો સંપૂર્ણ

રીતે સમજીને યુક્તિપુરઃસર ખંડન કરવું, એ નિંદા નથી. પરંતુ સ્વધર્મની ખૂબીઓ દર્શાવવા જતાં પરધર્મના સિદ્ધાંતોનું સંપૂર્ણ રહસ્ય સમજ્યા વિના એકાંતવાદપૂર્વક તે સંબંધે મનભાવતી જુગુપ્સા ઉત્પન્ન થાય તેવી ટીકા કરવામાં આવે તે તો સ્પષ્ટતઃ નિન્દા છે. એ નિંદાનો ધર્મોપદેશકોએ સર્વથા ત્યાગ કરવો જોઇએ અને તેમાં જરા પણ સ્વધર્મભક્તિનું તત્ત્વ સમાએલું નથી. ( ૫૧ )

[ પરન્તુ કોઇ માણસની પ્રકૃતિ એટલી નિંદાખોર બની ગઈ હોય અને તેને કોઈની પણ નિંદા કર્યા સિવાય બિલકુલ ચેન પડતું ન હોય તો તેણે કોની અને કેવી રીતે નિંદા કરવી? એ પ્રશ્નનો ઉત્તર ગ્રંથકાર નિમ્ન શ્લોકમાં આપે છેઃ- ]

निन्दाया व्यसनश्चेदात्मनिन्दैव कार्या । ५२ ॥

**यद्यस्ति प्रकृतिस्तथा न च विना निन्दां सुखं लभ्यते।**
**जय्या नेति वदेस्तदा स्वहृदये सूक्ष्मेक्षिका दीयताम् ॥**
**दोषाः सन्ति यदाऽमिताः किल निजाः स[illegible]बुद्धिसंपद्भिद**
**स्तेषामेव हि बाधनाय कुरुतां स्वस्यैव नि[illegible] तदा॥**

**નિન્દા કરવી હોય તો પોતાના દોષોની જ કરવી.**

**ભાવાર્થ**—જો કદાચ નિન્દા કરવાની ખાસ ટેવ જ પડી ગઇ હોય અને તે ટેવ ઉપર જય મેળવવામાં મુશ્કેલી જણાતી હોય અને નિન્દા કર્યા વગર ચેન ન જ પડતું હોય તો પછી તેના માટે બીજો માર્ગ એ છે કે તેણે સૂક્ષ્મ દૃષ્ટિથી પોતાના હૃદય તરફ જ જોવું જોઇએ, કે મારા પોતામાં જ મને નુકસાન પહોંચાડનારા અને મારી ગુણસંપત્તિને હરનારા કેટલા બધા દુર્ગુણો-દોષો ભરેલા છે? હે ભવ્ય! પોતાના દોષોનું નિરીક્ષણ કરીને મરજી પ્રમાણે ખૂબ પેટ ભરીને નિરંતર જેટલી નિન્દા કરવી હોય તેટલી પોતાના દોષોની નિન્દા કરવી કે જેથી તારા દોષોની નિવૃત્તિ થાય. બીજાની નિન્દા કરવાથી તને શું ફળ મળવાનું હતું? તેથી તો કેવળ ચીકણાં કર્મ બંધાશે. (૫૨)

**વિવેચન**—નિન્દા કરવાની ટેવ પડી ગઇ હોય અને નિન્દા કર્યા વિના ચેન ન પડતું હોય તેવા નિન્દાપ્રિય જનોએ નિંદાને માટે કયું ભક્ષણ શોધવું ? સારા માણુસોની નિંદા કરવી એ તો દુઃખનું કારણ છે. કહ્યું છે કે निन्दां यः कुरुते साधोस्तथा स्वं दूषयत्यसौ અર્થાત્—માણસ જેમ જેમ સત્પુરુષોની નિંદા કરે છે તેમ તેમ પોતે વધારે દુઃખી થાય છે. ત્યારે નિન્દક વૃત્તિની તૃપ્તિ થાય અને પોતાને દુઃખ ન થાય તેવો એક માર્ગ છે અને તે એ છે કે પોતાના દોષોને જોઇને—પાપોને સંભારીને તેની નિંદા અહર્નિશ કર્યા કરવી. આ નિંદા કરવાથી દુઃખ થતું નથી, પરંતુ પાપનાં પુદ્‌ગળ પાતળાં પડે છે અને ભવિષ્યમાં સુકાર્યપ્રવૃત્તિમાં ચિત્ત ચોંટે છે. પાપ કિંવા દોષની નિન્દા કરવી એ પશ્ચાત્તાપ જ કહેવાય છે અને प्रायश्चित्तं हि पापानां, पश्चात्ताप इति स्मृतः અર્થાત્ પાપનો પશ્ચાત્તાપ કરવો એ પ્રાયશ્ચિત્ત રૂપ છે—પાપનાં પુદ્‌ગળને પાતળાં પાડવા બરાબર છે. એ રીતે જોતાં સ્વદોષનિંદા હિતકારક જ લેખાય છે. ( ૫૨ )

[ પુનઃ એક નવીન શંકા ઉત્પન્ન કરી તેનો ઉત્તર આપવામા આવે છે. ]

परकीयदोषाप्रकाशनम् । ५३ ॥

दोषश्चेच्छ्रुतिगोचरः समभवत्कस्यापि भव्याङ्गिनः ।
ख्याप्यो नैव जनान्तिके नहि भवेद्यावद् दृशोर्गोचरः ॥
साक्षात्कारपथागतोपि परिषन्मध्ये प्रकाश्यो न स ।
एकान्ते विनिवेद्यमुन्नतिधिया चेज्ज्ञाप्यमेतत्तदा ॥

अन्यदोषनिराकरणे किं निन्दाया आवश्यकता ? । ५४ ॥

वस्त्राशुद्धिनिवृत्तये यदि भवेत्पङ्कस्य लेपः पुन-
र्दुष्टाचारनिवृत्तये भुवि भवेन्निन्दाख्यदोषस्तदा ॥
नैवं क्वापि च दृश्यते तत इयं रीतिः सदा त्यज्यतां ।

# यस्यां नास्ति फलञ्च किञ्चिदपरं द्वेषं च वैरं विना ॥

## સામા માણસની ભૂલ કેવી રીતે સુધારવી ?

**ભાવાર્થ**—કોઇ પણ સારા માણસનું દૂષણ આપણે કાને સાંભળ્યું તેટલા ઉપરથી તે મનમાં સાચું માની લેવું ન જોઇએ, કારણકે દુનિયાના લોકોમા ઘણી વાર તદ્દન જૂઠી વાત પણ ફેલાય છે, જેથી તે દૂષણ આપણને દૃષ્ટિગોચર ન થયું હોય યા ખાત્રીપૂર્વક જણાયું ન હોય ત્યાંસુધી જનસમુદાય વચ્ચે કે અન્ય કોઈ પણ વ્યક્તિ પાસે તે દૂષણ જાહેરમાં ન મૂકવું અને સારા માણસની ફજેતી કરવા મનમાં સંકલ્પ પણ ન કરવો; કદાચ તે દૂષણ ખાત્રીપૂર્વક મનાયું યા દૃષ્ટિગોગર થયું તોપણ એક વાર માણસોના ટોળા વચ્ચે તે દોષને પ્રકાશમાં ન લાવતાં તે ધણીને એકાન્તમાં મળી હિતબુદ્ધિપૂર્વક શુભ આશયથી જાણે શિખામણ આપતા હોઇએ, તે રીતે તેની પાસે તેનું દૂષણ ડાહ્યા માણસોએ નિવેદિત કરવું. (૫૩)

## બીજાના દોષો ટાળવાને શું નિન્દાની જરૂર છે ?

**ભાવાર્થ**—કાદવનો લેપ લગાડવાથી જો મલીન વસ્ત્ર શુદ્ધ થઇ શકતું હોય તો બીજાઓની નિન્દા કરવાથી સમાજમાં થતો દુરાચાર અટકાવી શકાય, પણ તેમ થતું ક્યાંય જોવામાં આવે છે ? નહિ જ. ત્યારે જે પ્રવૃત્તિમાં દ્વેષ અને વૈરની વૃદ્ધિ સિવાય બીજું કશું પણ ફળ નથી તેવી નિન્દાની પ્રવૃત્તિને શામાટે રહેવા દેવી જોઇએ ? તેનો તો સર્વદા ત્યાગ જ કરવો જોઇએ. ( ૫૪ )

**વિવેચન**—કોઈ પણ માણસની નિન્દા કરનાર માણસ તે તે માણસના કોઇ કાર્ય કે વિચારની અનિષ્ટતા ઉપર સ્વેચ્છાચારી ટીકા કરે છે અને તેમાં એટલું અતિશયોક્તિનું મિશ્રણ કરે છે કે જેથી તે નિન્દા સાભળનાર માણસને પેલા નિંદાતા માણસ ઉપર તિરસ્કાર ઉત્પન્ન થાય છે. આવા નિંદક માણસને કોઈ પ્રશ્ન કરે કે " ભાઈ! તું શાને અમુક માણસની નિંદા કરે છે ? " ત્યારે તે માણસ એવો ઉત્તર આપે છે કે: " હું નિંદા કરતો નથી પરન્તુ દોષકથન કરૂં છું, એવા હેતુથી કે એ માણસ લોકોની દૃષ્ટિમાં

હલકો પડે અને ફરીથી કોઈ તેના ઉપર વિશ્વાસ રાખે નહિ." એ નિંદક માણસના આ કથનમાં જો ઉંડા ઉતરવામાં આવે તો તેમાં બેમાંથી હર-કોઈ એક બાબત જણાઈ આવે. કાંતો તે નિંદક માણસ મુખોપમુખ ઉડતી વાતો સાંભળીને તે માણસની નિંદા કરતો માલૂમ પડે અથવા તો વસ્તુતઃ નિંદાતા માણસે કાંઇ અનિષ્ટ કાર્ય કર્યું જ હોય અને તે માટે તેની નિંદા તે કરતો હોય. મુખોપમુખ ઉડતી વાતો ઉપરથી કોઇની નિંદા કરવી તે મોટો અસત્યવાદ છે અને દુર્જનત્વ છે. તેવા દુર્જનત્વથી કોઇની સત્કીર્તિને હાનિ ના પહોંચે તેટલા માટે અંગ્રેજ સરકારે 'બદનક્ષીનો કાયદો' અતિ દીર્ઘ વિચાર કરીને રચ્યો છે. તે કાયદા પ્રમાણે કોઇને કોઇની અપ્રમાણપુરઃસર નિંદા કરવાનો અધિકાર હોતો નથી અને જો કોઇ તેમ કરે છે તો તે શિક્ષાને પાત્ર લેખાય છે. પરન્તુ ન્યાયની કચેરી કરતાં સત્યની કચેરી વધારે દીર્ઘ દૃષ્ટિવાળી છે. કોઇ કાર્યને ન્યાયની કચેરીમાં તો સાચાં–જૂઠાં કરીને સિદ્ધ કરી શકાય છે, પરન્તુ સત્યની કચેરીમાં તેમ થઈ શકતું નથી. પ્રત્યક્ષ રીતે–સ્વચક્ષુથી જોએલું કાર્ય જ પ્રમાણભૂત માનીને કોઇ માણસને તે કાર્યનો દૂષિત લેખવો તે સત્ય છે. તેમાં પણ પુનઃ એક ઉપભેદ પડે છે. એરિસ્ટોટલ્ કહે છે કે એક માણસ અન્યાયનું કામ કરે પણ વસ્તુતઃ તે અન્યાયી ન હોય ! આમ થતું જોવામાં આવે તે માત્ર જોનારનો દૃષ્ટિવિભ્રમ હોય કિંવા બુદ્ધિવિભ્રમ હોય. એક જૈન મુનિ એક સ્ત્રીને ઘેર ગયા. તે સ્ત્રીએ મુનિનો સત્કાર કર્યો. મુનિરાજ તે સ્ત્રીને નખથી શિખાપર્યંત ધારી ધારીને જોવા લાગ્યા, તે કાર્ય કોઇ એક માણસે જોયું. તે માણસ એ ઉપરથી પોતાની બુદ્ધિના યોગે કરીને એવું સમજ્યો કે એ મુનિ દુષ્ટાચારી અને પાપી હોવા જોઈએ કારણકે તે સંસારિણી સ્ત્રીને નિહાળી નિહાળી જુએ છે. આમ જોઇને અને સમજીને તે એકદમ ચાલ્યો જાય અને મુનિની નિંદા કરવા લાગી જાય, પરન્તુ તેણે જે કાંઇ જોયું છે અને તે જે કાંઇ સમજ્યો છે તે બહુ અપૂર્ણ છે અથવા તેની બુદ્ધિનો વિભ્રમ છે અને તેથી કરીને મુનિની નિંદા કરવાનો તેને અધિકાર નથી. વસ્તુતઃ મુનિ તે સ્ત્રીને જોતા હતા તેનું કારણ અન્ય હતું. અસૂઝતો આહાર લેવાનો નિષેધ હોવાથી તે સ્ત્રીનાં

અંગોપાંગ સઝતા છે કે અસઝતા છે અને તેને હાથે આહાર લેવો ઉચિત છે કે અનુચિત છે તે જોવા માટે એ મુનિ એ સ્ત્રીનું નિરીક્ષણ કરતા હતા. પેલો નિંદક મનુષ્ય પોતાની દૃષ્ટિના તેમ જ બુદ્ધિના વિભ્રમે કરીને એ નિરીક્ષણકાર્યનો વાસ્તવિક હેતુ સમજી શક્યો નહિ, પરન્તુ તે ઉપરથી મુનિ દૂષિત સિદ્ધ થતા નથી. આધુનિક ન્યાયની કચેરીમાં કદાચ તે મુનિ દૂષિત સિદ્ધ થાય પણ ખરા, પણ સત્યની કચેરીમાં તે નિર્દોષ છે. કહેવાનું તાત્પર્ય એ છે કે કોઇ પણ માણસને કોઇ કાર્ય કરવાને માટે દૂષિત ઠરાવતાં પહેલાં દીર્ઘ દૃષ્ટિથી અનેક રીતે વિચાર કરવો જોઇએ, અનેક સંયોગોની તપાસ કરવી જોઇએ અને કાર્યનો વાસ્તવિક હેતુ ઇષ્ટ હતો કે અનિષ્ટ હતો તે પરિશ્રમપૂર્વક જાણી લેવો જોઈએ. એ સઘળું કરતાં છતાં પણ એક માણસ દૂષિત સિદ્ધ થયો તો પછી તેને સુધારવા માટે શું કરવું ? આ પ્રશ્નનો ઉત્તર જનસમાજમાંથી બે રીતે મળશે. એક પ્રકારના મનુષ્યો એમ કહેશે કે તે દુષ્ટ માણસની અપકીર્તિ કરવી, તેને ઉઘાડો પાડવો અને પછી એ અપકીર્તિથી—એ નિંદાથી ડરીને પુનઃ તેવા પ્રકારના કાર્યમા તે માણસ કદી પડશે નહિ અને સુધરી જશે. બાજા પ્રકારનાં મનુષ્યો એમ કહેશે કે નહિ, તેની નિંદા તો ન કરવી પરન્તુ તેને હિતબુદ્ધિથી સલાહ આપવી, એટલે તે સુધરી જશે. આ બે પ્રકારનાં મનુષ્યોમાંથી બીજા પ્રકારના મનુષ્યોની સલાહ વિશેષ ઉચિત છે. દુર્ગુણને દૂર કરવા માટે દુર્ગુણને સેવવો એ દીર્ઘદર્શી મનુષ્યોનું લક્ષણ નથી. शठे शाठ्यं समाचरेत् એ નીતિ સર્વથા ઉપયોગી થઈ પડતી નથી. નિંદારૂપી શસ્ત્રથી શઠ પુરૂષો તો બ્હીતા જ નથી અને દુષ્ટ પ્રવૃત્તિ છોડાવવા માટે નિંદારૂપી શસ્ત્રની જરૂર જ નથી : તેઓને એકાંતમાં હિતકારક સલાહ આપવી તેટલું જ પૂરતું છે. તે સમજુ માણસ તો એક અન્ય માણસ પોતાના કાર્યની દુષ્ટતા જાણી ગયો અને તે ઉપરથી પોતાને તે શિખામણ આપવા આવ્યો, એટલા ઉપરથી જ—નિંદા થયા વિના પણ—નિંદાના ભયથી ત્રસ્ત થઇ જશે અને અનિષ્ટ પ્રવૃત્તિ ત્યજી દેશે. અને જો તેવા સમજુ માણસને સુધારવાની વાજબી તક આપ્યા વિના એકદમ નિંદારૂપી શસ્ત્રથી તેની સામે યુદ્ધ આરંભવામાં આવશે તો તેથી તે ઉલટો

નિર્લજ્જ બનશે અને ઉભય વચ્ચે પરસ્પર કલહ અને અશાન્તિની વૃદ્ધિ થશે. આ કારણથી દુષ્ટ માણસને સુધારવા માટે પણ નિંદા ઉપયોગી થઇ પડતી નથી; અને તેટલા માટે કહ્યું છે કે निंदिज्जइ दुज्जणो वि न कयावि અર્થાત્ દુર્જનની પણ નિંદા કરવી નહિ. (૫૩-૫૪)

[ નિન્દાનું પ્રકરણ અત્ર સમાપ્ત થાય છે બોલવામાં કેવા પ્રકારની ભાષાનો ઉપયોગ કરવો જોઇએ તત્સંબંધી વિવેચનનો હવે આરંભ થાય છે. ]

# एकादश परिच्छेद.

## કર્ત્તવ્યસાધક ભાષા.

कर्त्तव्यसाधकानां वर्जनीयभाषादोषाः । ५५ ॥

**स्यात्कस्यापि यदि प्रसङ्गवशतः किंचिद्विवक्षा क्वचि-**
**च्चिन्त्यं तत्सुधिया पुरा स्वहृदये गाल्यं विचाराग्निना ॥**
**तोल्यं कण्ठसमागतं मतिमता जिह्वातुलायां पुन-**
**र्नो चेत्तुच्छमनर्थकं हितिकरं वाच्यं तदेवोचितम् ॥**

### કર્ત્તવ્યસાધકોએ ભાષા કેવી વાપરવી?

**ભાવાર્થ**—જ્યાંસુધી કોઇ પણ વિષયમાં બોલવાની જરૂર ન જણાય ત્યાંસુધી તો કાંઇ પણ ન બોલતા મૌન રહેવું એ જ શ્રેયસ્કર છે. કદાચ ક્યાંય બોલવાનો જરૂરી પ્રસંગ આવી ચડયો અને ત્યાં કંઇ ને કંઇ બોલવાની ઇચ્છા થાય તો પ્રથમ પોતાના હૃદયમાં સદ્બુદ્ધિવડે સારામાં સારા ઉપયોગી શબ્દો બોલવાનો દૃઢ નિશ્ચય કરવો. પછી જ્યારે તે શબ્દો હૃદયથી બહાર નીકળવા લાગે ત્યારે પ્રથમ હૃદયમાં વિચારરૂપ અગ્નિથી તે શબ્દોને ગાળી કાઢવા, ગાળેલા કોમળ અને હિતકર શબ્દો જ્યારે કંઠભાગમાં આવે ત્યારે ફરી જિહ્વારૂપી તાજવામા બુદ્ધિપૂર્વક તોળવા, જો બોલવા ધારેલા

શબ્દો કોઇને બોજારૂપ થાય તેવા ન હોય તેમ જ અર્થ વગરના કોઇને હાનિ નિપજાવનાર ન હોય અને પોતાની કે પરની હલકાઈ બતાવનાર ના હોય તો જ તે શબ્દો મુખથી બહાર કાઢવા; નહિતો પાછા ગળી જવા પણ બહાર કાઢીને કોઇનું હૃદય વીંધી નાંખવું તે સારૂં ન કહેવાય. (૫૫)

**વિવેચન**—જેને 'મિત ભાષણ' કહે છે તેનું સ્વરૂપ આ શ્લોકમાં સમજાવવામાં આવ્યું છે. 'મિત ભાષણ' એટલે માપી માપીને બોલવું તે. બોલવાની ક્રિયાને કેવી રીતે માપવી અને પછી બોલવું તે તેમાં સૂચવવામાં આવ્યું છે. જ્યાંસુધી જરૂર ન પડે ત્યાંસુધી મુખમાંથી શબ્દનો ઉચ્ચાર જ ન કરવો એ મિત ભાષણનું પહેલું અંગ છે. જો બોલવાની આવશ્યકતાનો પ્રસંગ ઊભો થાય અને ચિદ્વૃત્તિ બોલવાની પ્રેરણા કરે ત્યારે બોલવાની ઇચ્છા કરવી. પરન્તુ મુખના જ્ઞાનતંતુઓને બોલવાના વ્યાપારનો પ્રારંભ કરવાનું સૂચવતાં પહેલાં કેવા શબ્દો બોલવા તેનો અને જેમ બને તેમ સારામાં સારા ઉપયોગી શબ્દો બોલવાનો દૃઢ નિશ્ચય કરવો. એ નિશ્ચયને અમલમાં મેલતાં પહેલાં દીર્ઘ વિચારના અગ્નિવડે બોલવાના શબ્દોને શુદ્ધ કરવા. જેવી રીતે કંચનનો ઘાટ ઘડતાં પહેલાં તેને અગ્નિમાં તપાવીને શુદ્ધ કરવામાં આવે છે તેવી રીતે શબ્દોને પણ શુદ્ધ કરવા. પછી જેવી રીતે સુવર્ણને તાજવામાં મૂકીને તોળવામાં આવ્યા બાદ તેનો ઘાટ ઘડવામાં આવે છે તેવી રીતે શબ્દોને પણ જિહ્વારૂપી તુલામાં તોળ્યા પછી જ તે શબ્દોને મુખદ્વારા બહાર પાડવા. તાજવામાં જો સુવર્ણ વધારે તોલદાર માલૂમ પડે તો તેમાંથી વધારાનો ભાગ કાપી નાંખીને પછી તેને ઉપયોગમાં લેવામાં આવે છે, તેવી રીતે શબ્દો જિહ્વાની તુલામાં કોઇને બોજારૂપ થઇ પડે તેવા ભારે માલુમ પડે તો તેમાંનો અનિષ્ટ ભાગ ગળી જવો અને ઉપયોગી શબ્દો જ બોલવા. કદાચ આપણું સઘળું ભાષણ કોઇને હાનિકર અને અનર્થકારક થઈ પડે તેવું જણાય તો પછી તે શબ્દોરૂપી સુવર્ણનો ઘાટ ન ઘડાવવો–તે શબ્દોનો ઉચ્ચાર જ ન કરવો તે ઉચિત છે, પરંતુ તેવા શબ્દો બોલીને કોઈના હૃદયને પીડા ઉપજાવવી તે ઉચિત નથી. સુભાષિતકારે સત્ય કહ્યું છે કે :—

अल्पाक्षररमणीयं यः कथयति स खलु वाग्मी।

અર્થાત્—જે થોડા અક્ષરોમાં રમણીય અને સારયુક્ત બોલે છે તે જ ખરો 'વાગ્મી' અર્થાત્ વાચાને માપીને બોલનારો વક્તા કહેવાય છે. 'મિત-ભાષણ'નું આ યથાર્થ સ્વરૂપ છે. (૫૫)

[ કેવી ભાષાનો સર્વ પ્રસંગોએ અને સર્વ સ્થળોએ ત્યાગ કરવો ઉચિત છે, તે વિષે ઉપદેશે છેઃ ]

मर्मभेदिभाषाविवर्जनम्। ५६ ॥

**पारुष्येण पराङ्मुखा हि पुरुषाःश्रोतुं न वाञ्छन्ति तत्।**
**किञ्चातः परमर्मभेदकतया कालुष्यमुत्पद्यते ॥**
**तेनाशान्तिसमुद्भवो जनगणे वैरस्य वृद्धिस्ततः।**
**शब्दः स्यात्परिवर्ज्य एव परुषः शिक्षोपदेशादिके ॥**

क्लेशोत्पादकभाषापरिहारः। ५७ ॥

**या स्यात् क्लेशविधायिनी जनमनोविक्षेपसन्धायिनी।**
**राज्यज्ञातिसमाजधर्मविषयद्रोहस्य सम्पादिनी ॥**
**धर्मोत्थापनकारिणी विषलताबीजस्य सञ्चारिणी।**
**वाचा सा जनघातिनी सुखहरी वाच्या न सन्तापिनी ॥**

**મર્મવેધક કઠોર ભાષા વર્જવી.**

**ભાવાર્થ**—ઉપદેશકે યા શિક્ષકે શ્રોતાઓના મનમાં જે વાત ઠસાવવી હોય તે વાત કઠોર ભાષાથી કે મર્મવેધક ભાષાથી ઠસાવી શકાતી નથી, કારણકે તેથી શ્રોતાઓ અંતઃકુપિત થઇ પરાઙ્મુખ થઈ જાય છે એટલે તે વાત સાંભળવાને ઇચ્છતા નથી, એટલું જ નહિ પણ કેટલીક વાર તો તેવી કઠોર ભાષાથી કોઇના મર્મસ્થળ ભેદાવાથી સામામાં દ્વેષની લાગણી પેદા થાય છે અને ક્લેશની ઉત્પત્તિ થાય છે. તેમાંથી અશાન્તિના ફણગા

ફુટે છે અને ઝેરવેરની વેલડી જન સમુદાયમાં ફેલાય છે કે જેનાં કડવાં ફળ પોતાને અને બીજાને ચાખવાં પડે છે, માટે બહેતર એ છે કે પ્રથમથી જ શિખામણ આપવામાં તેમ જ ઉપદેશ દેવામાં દારૂણ કર્કશ ભાષાનો ઉપયોગ ન કરવો.

## ખટપટ ઉઠે તેવી ભાષા પણ વર્જવી.

જે ભાષા સુલેહ શાંતિના સાજથી સજ્જ થયેલ માણસોના મનમાં વિક્ષેપ નાંખી ક્લેશ કંકાસ ઉત્પન્ન કરે, વળી જે ભાષા રાજ્યને ધક્કો લગાડી, નાતમાં તડાં પાડી, સમાજમાં સડો નાંખી, ધર્મનો ધ્વંસ કરી અને દેશનો દાટ વાળી નાંખી રાજ્યદ્રોહ, જ્ઞાતિદ્રોહ, સમાજદ્રોહ, ધર્મદ્રોહ અને દેશદ્રોહને જન્મ આપે, કુતર્ક અને કુયુક્તિથી ધર્મનુ સ્થાપન કરે, કદાગ્રહ કે દ્વેષરૂપ ઝેરની વેલડીનો ચારે તરફ સંચાર કરે, અને સુલેહ શાન્તિનો ભંગ કરી મનુષ્યોનો સંહાર કરે તેવી અને નિષ્ફળ વાદવિવાદયુક્ત ભાષા, સુજ્ઞ પુરૂષોએ હંમેશ વર્જવી જોઇએ; એટલે પોતે તેવાં વચનો ન બોલવાં, અને બીજાઓને પણ બની શકે તો તેવી ભાષા બોલતાં અટકાવવા જોઇએ. ( ૫૭ )

**વિવેચન**—પૂર્વ શ્લોકમાં કેવા પ્રકારની ભાષા બોલવી તેનું પ્રતિપાદન કર્યા પછી આ શ્લોકદ્વયમાં કેવા પ્રકારની ભાષાનો સુજ્ઞ જનોએ ત્યાગ કરવો જોઇએ તેનું કથન કરવામાં આવે છે. પરૂષ એટલે કઠોર અને દેશ સમાજ કે રાજ્યમાં ક્લેશ ઉત્પન્ન કરે તેવી ભાષાનો સદા ત્યાગ કરવો એવો ઉપદેશ આમાં મુખ્ય છે. કેટલીક વાર વિદ્વાન્ મનુષ્યો પણ પોતાની ભાષાના કઠોરપણાને માટે દુઃખ પામે છે. કઠોર ભાષા સત્ય હોવા છતાં તે સાંભળનારને રૂચતી નથી અને તેમાં ગમે તેટલું યાથાર્થ્ય રહેલું હોય છતાં તે દૂષિત—દોષયુક્ત ભાષા જ લેખાય છે. તેટલા માટે કહ્યું છે કે सत्यं ब्रूयात् प्रियं ब्रूयात् न ब्रूयात् सत्यमप्रियम् અર્થાત્ સત્ય બોલવું અને પ્રિય બોલવું પણ સત્ય અપ્રિય હોય તો તે ન બોલવું. આ ઉપરથી એમ નથી સમજવાનું કે અસત્ય બોલીને પણ પ્રિયવાદી થવું. કહેવાનું તાત્પર્ય એ છે કે જે સત્ય અપ્રિય ભાષાવાળું હોય તે ન બોલવું સારૂં છે—અર્થાત્ તે વખતે મૌન

ધારણ કરવું ઉચિત છે પરન્તુ સામા માણસના હૃદયને વીંધી નાંખે તેવું અપ્રિય ન બોલવું, તેમ જ સત્ય ઉપર પ્રિયવાદિત્વને સરસાઇ આપીને પ્રિય લાગે તેવું અસત્ય પણ ન બોલવું. અપ્રિય અથવા કઠોર ભાષાનો પરિત્યાગ કરવામાં ઉપદેશકો આટલો આગ્રહ કરે છે તેનું કારણ એ છે કે કઠોર ભાષામાં ગુંથાએલાં હિતવચનોને મનુષ્યો શ્રવણ કરતા નથી અને તેથી તેઓનું હિત કરવાને જે ઉપદેશ તેઓને આપવામાં આવતો હોય છે તે નિષ્ફળ જાય છે. આ કારણથી કોઇને ઉપદેશ આપવો હોય, કોઇને તેનું હિત બતલાવવું હોય કિંવા કોઈને ઠપકો આપવો હોય તોપણ તે બની શકે ત્યાંસુધી મિષ્ટ વચનોમાં જ કહેવું. કઠોર ભાષાથી શ્રોતાઓ ઉદ્વિગ્ન થાય છે, ઉપદેશ ગ્રહણ કરતા નથી તેથી તેઓનું અશ્રેય થાય છે અને ઉપદેશકનો આયાસ પણ વ્યર્થ જાય છે અને કોઇ અર્ધદગ્ધ મનુષ્યોની સાથે સંબંધ બંધાયો હોય તો પરસ્પર દ્વેષ ઉત્પન્ન થતાં ઝેર વેર બંધાય છે. કઠોર ભાષણના એક દૃષ્ટાંત રૂપે પાંડવ કૌરવનું ચરિત્ર લેખાય છે. પાંડવોમાં ભીમસેન તમોગુણી અને મહાક્રોધી હતો. દુર્યોધનાદિ કૌરવોએ તેને વાક્પ્રહારથી વિદ્ધ કર્યો અને દ્રૌપદીનાં વસ્ત્રો ઉતરાવ્યાં તેને પરિણામે ભીમસેન એટલો ક્રુદ્ધ થયો કે તેણે કૌરવકુળનો નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી, અને છેવટે પાંડવોએ પોતાની એ પ્રતિજ્ઞા પૂર્ણ કરી. કૌરવોના કઠોર ભાષણનું ફળ તેઓને જ ભોગવવું પડયું. એટલા ઉપરથી કહેવાય છે કે—

क्षिपेद्वाक्यशरान् घोरान् न पारुष्यविषप्लुतान् ।
वाक्पारुष्यरुषाचक्रे भीमः कुरुकुलक्षयम् ॥

અર્થાત્—કઠોર ભાષણરૂપી વિષથી ભીંજેલા ભયંકર વાક્બાણોને ફેંકવાં નહિ, કેમકે કઠોર ભાષણના રોષથી ભીમસેને કુરૂકુળનો ક્ષય કર્યો હતો. કઠોર ભાષાથી એક વ્યક્તિને જ નહિ પણ આખા કુળને અને દેશને કેટલી હાનિ થાય છે તેનું આ મોટું દૃષ્ટાન્ત છે. તેવી જ રીતે જે ભાષાથી સમાજમાં, ધર્મમાં, દેશમાં, પ્રજામાં કે રાજ્યમાં અનિષ્ટ જ્વાળાઓ સળગી ઉઠે તેવી ભાષાનો પરિત્યાગ કરવો જોઈએ. એ એક પ્રકારનો ભયંકર વિદ્રોહ લેખાય છે. જો કઠોર વચનથી એક વ્યક્તિનું અનિષ્ટ થતાં તે અને-

કનું અનિષ્ટ કરવા વૈરબુદ્ધિથી પ્રેરાય છે, તો જે ખટપટવાળી ભાષાથી રાજ્યમાં અને સમાજમાં અનિષ્ટનો પ્રચાર થતો હોય તે ભાષા કેટલી વ્યક્તિઓના હિતનો ધ્વંસ કરે તે સમજવું સહેલું છે. પંડિત જનોએ આ કારણથી જ ઉપદેશ્યું છે કે કોઇના હિતાર્થે પણ ક્લેશકારક ભાષાનો ઉપયોગ કરવો નહિ, કારણકે તેવી ભાષાના ઉપયોગથી મનમાં ધારણ કરેલી હિતકારક બુદ્ધિનો પરાજય થઇ જાય છે અને ક્લેશને પ્રાધાન્ય મળતાં અહિતનો જ પ્રચાર થાય છે. ( ૫૬–૫૭ ).

[ મિતભાષણના લાભો સમજાવ્યા પછી મુખ્યત્વે કરીને કેવા પ્રકારની ભાષાનો સર્વદા ત્યાગ કરવો તેનું સૂચન કરવામાં આવ્યા પછી બહુબોલા માણસો પોતાને કેટલું નુકસાન કરે છે તે દર્શાવીને મિતભાષણનો ઉપદેશ કરવામાં આવે છેઃ]

मितभाषणम् । ५८ ॥

**भाषन्ते निजशक्तितोऽधिकतरं वाचालतालम्बिन-**
**स्तेऽश्रद्धेयतदुक्तयो जनगणे गच्छन्त्यहो लाघवम् ॥**
**सत्यं तद्वचनं भवेत्तदपि नो केनापि विश्वस्यते ।**
**तस्मान्नाऽधिकभाषणं समुचितं श्रेयोर्थिनां सर्वदा ॥**

### બહુબોલા થવામાં શું ગૌરવ છે ?

**ભાવાર્થ**—જે માણસો વાચાળતાનો ડોળ બતાવતાં પોતાની શક્તિનો તોલ કર્યા વગર મોટી મોટી વાતો કરી આખો દિવસ લવલવાટ કર્યા કરે છે, તે જનસમાજમાં ગૌરવ પ્રતિષ્ઠા મેળવવાને બદલે, હીનતા અને લઘુતા મેળવી હાસ્યાસ્પદ થાય છે, એટલું જ નહિ પણ તેના વચન ઉપર લોકોને શ્રદ્ધા રહેતી નથી જેથી વખતપર તેની સાચી વાત હોય તે પણ જુઠાણામાં ખપી જાય છે, કેમકે સાચું ખોટું ભરડી બહુબોલા થઈને તેણે પોતાનો ઇતબાર ખોઇ નાંખ્યો, માટે જો ગૌરવની ચાહના હોય અને લોકોનો વિશ્વાસ મેળવી કર્તવ્યના માર્ગમાં આગળ વધવું હોય તો બહુબોલા ન થવું જોઈએ, અને શક્તિ ઉપરાંતનું અધિક ભાષણ ન કરવું જોઈએ. ( ૫૮ )

**વિવેચન**—પોતાની શક્તિ કરતાં વધારે મોટી અને મહત્ત્વની વાતો કરનારો માણસ બાહુબોલો કહેવાય છે. જેવી રીતે થોડા શબ્દોમાં અર્થ-ગાંભીર્યવાળું ભાષણ કરનારો માણસ ખરેખરો વક્તા કહેવાય છે, તેવી રીતે ઘણા શબ્દો બોલીને માત્ર થોડો સાર સમજાવનારો માણસ બહુબોલો એટલે પ્રલાપી કહેવાય છે. સુભાષિતકારે પણ તેમ જ કહ્યું છેઃ—बहुवचनमल्पसारं यः कथयति विप्रलापी सः આવા મિથ્યા પ્રલાપ કરનારાઓનું મ્હોં તો એક હોય છે પણ તેમની જિહ્વા અનેક હોય તેવું તે એકલું મ્હોં કામ કરે છે. જિહ્વા છે તે એક તુલા છે અને મિતભાષી જન તે તુલામાં તોળી તોળીને વચનો બોલે છે, પણ પ્રલાપી જન તો અનેક જિહ્વાઓને યોગે કરીને અનેકગણું બોલે છે અને તે તોળ્યા વિના ગમે તેમ ભરડતો હોવાથી અસત્યવાદી પણ કહેવાય છે. એવા અતિભાષીના શબ્દો ઢંગધડા વિનાના હોઈ લોકોને નિર્માલ્ય, વજન વિનાના, સારરહિત અને મિથ્યા જણાઇ આવે તેમાં કશી નવાઇ લેખાય નહિ. લોકો સમજે છે કે તેની જિહ્વારૂપી તુલામાં તોળાઇને તેના શબ્દો બહાર પડતા નથી તેથી તે શબ્દો નિર્માલ્ય છે અને તે શબ્દો બોલનારો મિથ્યા પ્રલાપ કરનારો અને પ્રતિષ્ઠા વિનાનો જણાઈ આવે છે. તેના શબ્દો તેના ગૌરવની હીનતા કરે છે. વિદ્વાન્ અને સુજ્ઞ જનો પણ પોતાના બહુબોલા શબ્દોવડે પોતાની વિદ્વત્તાને નિંદ્ય બનાવે છે, તથા લોકોમાં તે અવિશ્વસનીય મનાય છે. જૈન ધર્મમાં 'ભાષા સમિતિ'ને અત્યન્ત આવશ્યક લેખી છે. ભાષણ કરવામાં મિથ્યા કથન નહિ કરતાં ઉપયોગી અને હિતકર શબ્દોનું જ ઉચ્ચારણ કરવું, તે ભાષા સમિતિ કહેવાય છે. ભાષા સમિતિને સેવનારાઓ સંયમી પુરૂષો કહેવાય છે અને જે ભાષાનો સંયમ કરી શકે છે તે ક્રમે કરીને મનઃસંયમ અને ઇંદ્રિયસંયમ પણ કરી શકે છે. મિતભાષી જનો સજ્જન કહેવાય છે અને અતિભાષી જનો વિદ્વાન્ હોવા છતાં મૂર્ખમાં—અણસમજુમાં ખપે છે. (૫૮)

मितभाषणमेव भूषणम्। ५९ ॥

## पृथ्व्या आभरणं किमस्ति पुरुषःत त्रापि शिष्टो जनः।

**शिष्टस्याभरणं हि सत्यवचनं प्रामाणिकत्वं तथा ॥**
**तस्याप्याभरणं हितं मितवचः सभ्यतारक्षाकरं ।**
**सेव्यं तन्मितभाषणं सुखकरं सर्वोत्तमं भूषणम् ॥**

**મિતભાષણ એ જ ભૂષણ છે.**

**ભાવાર્થ**—સર્વ પ્રાણીઓમાં પુરૂષ એ પૃથ્વીનું આભૂષણ છે, પુરૂષ જાતિને શોભાવનાર શિષ્ટ જન પુરૂષનું આભૂષણ છે, પ્રમાણિકતા રાખવાની સાથે સત્ય ભાષણ કરવું તે શિષ્ટ પુરૂષનું આભૂષણ છે, અને સત્ય ભાષણનું પણ આભૂષણ મિત ભાષણ છે કે જે સભ્યતાનું રક્ષણ કરે છે, અને સર્વનું હિત સાચવે છે. માટે સર્વ ભૂષણોમાં ઉત્તમ ભૂષણ તે જ છે તો પછી કયો ડાહ્યો માણસ કર્ત્તવ્ય સહાયક સુખકર આવા શ્રેષ્ઠ ભૂષણનો સત્કાર નહિ કરે ? (૫૯)

**વિવેચન**—મિતભાષણનું સર્વોપરિપણું સર્વવિદિત છે. વિદ્વાનો પોતાની વિદ્યાના યોગથી પૂજ્ય લેખાય છે, પરંતુ તે સાથે તેઓ જો 'વાગ્મી' હોય છે અર્થાત્ મિતવાચા બોલનારા હોય છે તો જ તેઓ પોતાની વિદ્વત્તાને શોભા આપનારા લેખાય છે. આ કારણથી કહ્યું છે કે जिह्वया ध्वनिमता हि पूज्यता અર્થાત્—જિહ્વાએ કરીને જ બોલનારાઓ પૂજ્ય લેખાય છે. તાત્પર્ય એ છે કે જો જિહ્વા અતિભાષી કઠોર ઇત્યાદિ દુર્ગુણો ધરાવતી હોય છે તો તે પૂજ્ય લેખાતી નથી પરંતુ મિતભાષિણી મધુરવાદિની હોય છે તો તેને યોગે કરીને તે જિહ્વાવાળો પૂજ્ય લેખાય છે. આ શ્લોકમાં હિતકારક મિતભાષણને સત્યભાષણના ભૂષણરૂપે કહ્યું છે અને તે સર્વથા ઉચિત છે. સત્યભાષણ દોષયુક્ત નથી, પરંતુ જેવી રીતે આભૂષણો વિનાની અપ્સરા પણ શોભતી નથી, તેવી રીતે સત્યભાષણ, મધુરતા, કોમળતા, સુમિતતા ઇત્યાદિ આભૂષણોથી રહિત હોય તો, તેવું નગ્ન 'સત્ય' શોભતું નથી. નગ્ન સત્ય બોલનારાઓ અસભ્ય લેખાય છે અને તે ગમે તેવા વિદ્વાનો હોય તથાપિ અજ્ઞ જનોમાં જ તેમની ગણના થાય છે. અત્ર એક દૃષ્ટાંતથી તે વાત આપણે સ્પષ્ટ કરીશું. કોઈ એક રાજા એકદા ગ્રીષ્મ ઋતુના સખ્ત તાપમાં

મૃગયા કરતો કરતો કોઇ અજાણ્યા પ્રદેશમાં જઈ ચડયો. તેનાં માણસો તેનાથી છૂટાં પડી ગયાં અને રાજા અત્યંત તૃષાતુર થયો. તૃષાથી આકુળ વ્યાકુળ થતો તે ઘેટાંના એક ટોળાની પાસે પહોંચ્યો અને તેણે જોયું કે તે ટોળાના રખેવાળ બે ભરવાડો ઝાડ તળે નિદ્રા લેઇ રહ્યા છે. રાજાએ તે બંનેને જગાડયા અને પોતાની સ્થિતિ કહી સંભળાવી તથા તેમની પાસે પાણી માંગ્યું. તે બંને ભરવાડો સગા ભાઇ હતા. તે બન્ને સાચું બોલનારા અને નીતિમાન્ હતા, પરંતુ તેમાંનો મોટો ભાઈ બહુબોલો, કઠોરવચની અને ઉતાવળીઓ હતો, ત્યારે બીજો નાનો ભાઈ શાંત, દીર્ઘદર્શી અને મિતભાષી હતો. મોટા ભાઇની પાસે પાણીનો બોટવો હતો તેમાં થોડું પાણી હતું. તે બોલ્યોઃ "મોટો રાજા થયો તે તો જાણ્યો; પણ બોટવામાં પાણી થોડું છે તે તને આપી દઉં તો અમે તરસ્યા મરી જઇએ તેનું કેમ ?" રાજા બોલ્યોઃ "તમે તો આટલામાં કયાંકથી પાણી શોધી પણ શકશો પણ હું તો આ જંગલથી અજાણ્યો હોવાથી અને ભૂલો પડયો હોવાથી પાણી શોધી શકું તેમ નથી. તમે મને પાણી પાઇને જીવિતદાન દેશો તો હું રાજા હોવાથી તમને કોઈ મુસ્કેલીના વખતમાં મદદ કરીશ." નાના ભાઇએ ઉત્તર આપ્યોઃ "મહારાજ ! અમારી પાસે પાણી થોડું છે અને આટલામાં બીજે કયાંય પાણી નથી, છતાં આપને તેમાંથી થોડુંએક પાણી પીવા આપીશું, બધું તો અમારાથી નહિ અપાય, કારણકે હજી સાંજ પડવાને વાર છે." એમ કહીને તેણે રાજાને એક માટીના પ્યાલામાં ભરીને પાણી પાયું. તેટલા પાણીથી રાજાની તૃષા પૂરેપૂરી શાંત થઈ નહિ પણ તત્કાળમાં તો વ્યાકુળતા દૂર થઈ અને તેણે તે બંને ભરવાડોનો આભાર માન્યો. પોતે કયા ગામનો રાજા છે તે પણ તેમને કહ્યું અને તે ચાલ્યો ગયો. ત્યારપછી કેટલેક વર્ષે દુકાળ પડયો અને ઢોર ઢાંખર મરવા લાગ્યાં. પેલા બે ભરવાડ ભાઈઓનાં ઢોર પણ મરી ગયાં અને તેઓ ભિખારી બની ગયા. એ વખતે તેમણે પેલા રાજાની પાસે મદદ માટે જવાનું વિચાર્યું. વિજયાદશમીની કચેરી ભરીને રાજા પોતાના સામંતોને શિરપાવ આપી રહ્યો છે, ત્યાં મોટો ભાઈ જઇ પહોંચ્યો અને એક ઠેકાણે ઊભો રહ્યો. કચેરીનું કામ પૂરૂં થયું અને તે ભર-

ખાસ્ત થવાનો વખત થયો, છતાં રાજાનું ધ્યાન ભરવાડ તરફ ખેંચાયું નહિ. આથી તે આકળો થઇને બોલ્યો: " અલ્યા રાજા ! પેલા દિવસની વાત ભૂલી ગયો કે શું ? પાણીનો પ્યાલો ન પાયો હોત તો ક્યારનોએ તું મશાણ ભેગો થઈ ગયો હોત, છતાં આજ આ દુકાળમાં હું દુઃખી થયેલો તારી સામે ઊભો છું તેના તરફ નજર સરખીએ નથી કરતો ? " વિજયાદશમીની મંગળ સભામાં આવું અમંગળ બોલનારાને પટાવતો એકદમ કેદ કરીને ઘસડી ગયા. રાજા પણ ક્રોધાંધ થઇ ગયો. તે ભરવાડ કાંઇ જુઠું બોલ્યો નહોતો—સત્ય જ બોલ્યો'તો; તેણે રાજાને પાણી પાયું હતું અને જો ન પાયું હોત તો રાજાનું મરણ પણ થયું હોત; પરન્તુ તેના સત્ય વચનોમાં મિતભાષિતા અને મધુરતારૂપી આભૂષણો નહોતાં—તે નગ્ન સત્ય હતું અને તેવું નગ્ન સત્ય બોલનાર અસભ્ય ભરવાડની એવી દશા થઈ. કેટલાક દિવસ વીતી ગયા બાદ તે ભરવાડનો નાનો ભાઇ કચેરીમાં આવીને ઊભો. જ્યારે રાજાએ કચેરીનું સઘળું કામ પૂરૂં કર્યું ત્યારે તે સૌની વચમાં આવીને રાજાને પ્રણામ કરીને બોલ્યોઃ " મહારાજ ! મને ઓળખ્યો કે ? " રાજાએ ઉત્તર આપ્યો. " ના, હું તને ઓળખતો નથી, તું કોણ છે ? " ભરવાડે કહ્યું: " મહારાજ ! થોડાં વર્ષ પહેલાં આપ એક વાર ભૂલા પડયા હતા અને મેં મારા બોટવામાંથી આપણુને પાણી પાયુ હતું. અત્યારે દુકાળમાં મારાં જાનવરો મરી ગયાં છે, હું દુઃખી છું અને આપની દયા માંગવા આવ્યો છું. " રાજાને તે પ્રસંગ સાંભરી આવ્યો અને બોલ્યોઃ " હા, મને સાંભર્યું; માત્ર એક પાણીના પ્યાલાવડે તેં મને જીવિતદાન આપ્યુ હતું તે હું કેમ ભૂલું ? " એમ જણાવી તેને અમૂલ્ય બક્ષીસો આપી અને તેની માંગણીથી તેના મોટા ભાઈને પણ બંદીખાનામાંથી મુક્ત કર્યો. તેને મળેલું આ સુફળ તેની મિતભાષિતાનુ પરિણામ હતું. બન્ને ભાઇઓ સત્યવાદી હતા, પરંતુ એકનુ સત્ય આભૂષણવાળું હતું અને તેનો બદલો તેને સારો મળ્યો; બીજાનુ સત્ય આભૂષણ વિનાનું અને નગ્ન હતું તેથી તેનો બદલો તેને ખરાબ મળ્યો. એ રીતે સત્ય વચનનું આભૂષણ હિત અને મિતવચન છે. ( ૫૮ )

# द्वादश परिच्छेद.

## પ્રતિજ્ઞાનિર્વાહ.

प्रतिज्ञापालनम् । ६० ॥

**एकान्ते जनतान्तिके च विहिता या या प्रतिज्ञोचिता ।**
**निर्वाह्यात्मबलेन सा कथमपि प्रेम्णाऽथ धैर्येण वा ॥**
**लक्ष्मीर्गच्छतु सर्वथा निजजना वैमुख्यमायान्तु वा ।**
**प्राणा यान्तु तथापि नो समुचितो भङ्गस्तदीयः क्वचित् ॥**

### કેવી રીતે પ્રતિજ્ઞા પાળવી?

**ભાવાર્થ**—એકાન્તમાં આત્મસાક્ષીએ અથવા જનસમુદાયની વચ્ચે પોતાની શક્તિના પ્રમાણમાં કંઇ પણ સારૂં કામ કરવાની જે યોગ્ય પ્રતિજ્ઞા લેવામાં આવે, તે પ્રતિજ્ઞાનો નિર્વાહ કરવામાં ગમે તેટલું કષ્ટ પડે તો તે સર્વ પ્રેમ, ધીરજ અને આત્મબળથી પુરતી રીતે સહન કરીને પણ છેવટસુધી લીધેલી પ્રતિજ્ઞાને ચુસ્તપણે વળગી રહેવું જોઇએ. તે પ્રતિજ્ઞા પાળતાં કદાચ સર્વ લક્ષ્મીનો ભોગ આપવો પડતો હોય તો બહેતર છે કે લક્ષ્મીના ભોગે પ્રતિજ્ઞા પાળવી. કદાચ બધાં સંબંધી જનો વિમુખ થતાં હોય, અરે વધારે તો શું? પણ છેવટે પોતાના પ્રાણનો ભોગ આપવો પડતો હોય તો તે કબુલ કરીને પણ લીધેલી પ્રતિજ્ઞાનો કદી પણ ભંગ ન કરતાં જે ભાવથી પ્રતિજ્ઞા લીધી હોય તેના કરતાં અધિક ભાવે બરાબર પાળવી જોઇએ. (૬૦)

**વિવેચન**—'પ્રતિજ્ઞા' એટલે મનથી દૃઢ કરી રાખેલુ કાર્ય. કોઇનું કાંઇ કાર્ય કરવાનું, કોઇ જનસેવાનું કાર્ય બજાવવાનું કિંવા કોઇનું વૈર લેવાનું કે કોઇનું અહિત કરવાનું મનથી નિશ્ચિત કરી રાખવું તે પ્રતિજ્ઞા કહેવાય. આ પ્રતિજ્ઞાઓમાંની કેટલીક સારી હોય છે અને કેટલીક માઠી હોય છે. ચિત્તના

વિચારને સંકલ્પશક્તિનો ટેકો મળે છે અને ઉત્સાહ તેમાં મદદ કરે છે ત્યારે પ્રતિજ્ઞાનું બંધારણ થાય છે. ચિદ્વૃત્તિ અથવા અંતરાત્મા તેમાં શામેલ હોય છે, તો સત્પ્રતિજ્ઞા બંધાય છે અને જો તે નિર્બળ બનીને ચિત્તના બાહ્ય સંસ્કારો પ્રબળ હોય છે તો અસત્ પ્રતિજ્ઞા બંધાય છે. આ બે પ્રકારની પ્રતિજ્ઞાઓમાંની 'વિહિત' અને 'ઉચિત' પ્રતિજ્ઞા હોય તે પ્રતિજ્ઞાનું પાલન હરકોઈ રીતે કરવું એવો ઉપદેશ આ શ્લોકમાં સમાએલો છે. જે શુભ કાર્ય કરવાની પ્રતિજ્ઞા લેવામાં આવે તે પ્રતિજ્ઞાને આત્મબળવડે, પ્રેમવડે, ધૈર્યવડે અને બીજા કોઇ પણ સાધનવડે નિભાવવી જોઈએ અને જો તેટલી સંપત્તિ સ્વાત્માની પાસે ન હોય તો તેવી પ્રતિજ્ઞા ગ્રહણ ન કરવી એ વિશેષ ઉચિત છે. પ્રતિજ્ઞા ગ્રહણ કર્યા પછી કાંઇ વિઘ્નો ઉપસ્થિત થતાં ધનનો ભોગ આપવો પડે. સંબંધીઓ વિરૂદ્ધતા દર્શાવે, કિંવા પ્રાણનો ભોગ પણ આપવો પડે તથાપિ પ્રતિજ્ઞાનો નિર્વાહ કરવો જ જોઇએ. જેઓ માનસિક બળ ધરાવે છે તેઓ પોતાની પ્રતિજ્ઞાના પાલનમાં સર્વદા તત્પર રહે છે અને તેઓને મન "कार्यं साधयामि वा देहं पातयामि એવો જ નિશ્ચય હોય છે. મનુષ્યપ્રયત્ન આગળ શું સંભવિત નથી ?

अङ्गनवेदी वसुधा कुल्या जलधिः स्थली च पातालम् ।
वल्मीकश्च सुमेरुः कृतप्रतिज्ञस्य धीरस्य ॥

અર્થાત—પ્રતિજ્ઞા કરનાર ધીર પુરૂષને પૃથ્વી આંગણાની વેદિકા જેવી છે, સમુદ્ર નહેર જેવો છે, પાતાળ સ્થળ જેવું છે અને મેરૂ પર્વત રાફડા જેવો છે. માનસિક બળધારી પુરૂષને વિઘ્નો આ પ્રમાણે તૃણવત્ લાગે છે. અસત્ કાર્ય સંબંધી પ્રતિજ્ઞા લેનાર પણ પોતાના મનોબળવડે તે પ્રતિજ્ઞા પૂરી કરી શકે છે પરન્તુ તેવી પ્રતિજ્ઞા સુસેવ્ય લેખાતી નથી. કોઇનું અનિષ્ટ કરવાની પ્રતિજ્ઞા તે 'પ્રતિજ્ઞા' ના ખરા અર્થમાં 'પ્રતિજ્ઞા' નથી પરન્તુ 'વૈરાંધતા' છે. કોઇનું દ્રવ્ય ચોરી જવાનો દૃઢ નિશ્ચય, સજ્જનોએ સમજાવ્યા છતાં કાંઇ અનિષ્ટ કાર્યમાં પ્રવૃત્તિ કરવી ઇત્યાદિ કૃતિઓને 'પ્રતિજ્ઞા' કહેવી ઉચિત નથી પણ તેને તો એક પ્રકારનું 'હઠવાદિત્વ' જ કહેવું જોઇએ અને 'હઠવાદિત્વ' એક પ્રકારનો દુર્ગુણ હોઇ તે સેવ્ય લેખાતો નથી. (૬૦)

[ પ્રતિજ્ઞા લીધા પછી વિઘ્નો ઉપસ્થિત ન થાય તેટલા માટે શું કરવું ? એ પ્રશ્નનો ઉત્તર આપતાં તેનો યોગ્ય માર્ગ નિમ્ન શ્લોકમાં સૂચવવામાં આવે છે:]

विचारपूर्विकैव प्रतिज्ञोचिता । ६१ ॥

निर्वोढुं बलमस्ति मे कियदहो सद्यः शरीरे तथा।
चित्ते चास्ति कियच्च वस्तु भवति ग्राह्यं कियच्चाग्रतः ॥
विघ्नानां च निवारणे पुनरलं शक्तिर्मदीया भवे-
न्निश्चित्येत्यमशेषमेव पुरतः कार्या प्रतिज्ञा बुधैः ॥

प्रतिज्ञाभंगात्तदस्वीकार एव श्रेयान् । ६२ ॥

योग्यायोग्यविचारबुद्धिविकलाः कृत्वा प्रतिज्ञां पुरः।
किञ्चिद्विघ्नपराहता हतधियो मुञ्चन्ति तां सत्वरम् ॥
ते नीचाः पशवो न मानवपदं चार्हन्ति नूनं मृता-
स्तेमूकास्तु वरा विचारपथगा यैर्न प्रतिज्ञा कृता ॥

**પ્રતિજ્ઞા લીધા પહેલાં જ વિચાર કરવો જોઇએ.**

**ભાવાર્થ**—જે પ્રતિજ્ઞા હું લઉં છું તે પાળવા માટે શારીરિક, માનસિક, આર્થિક, આત્મિક વગેરે કેટલું બળ જોઇએ, અને મારી પાસે તેમાંનું કેટલું બળ હમણાં છે, અને પાછળથી કેટલી મદદ બીજાઓની મળી શકશે, કાર્ય સાધતાં વચ્ચે ઘણાં વિઘ્નો આવવાનો સંભવ છે, તો તે વિઘ્નોને પહોંચી વળવા અને તેને દૂર ખસેડવા હું સમર્થ થઇશ કે કેમ? આ બધાનો દીર્ઘ દૃષ્ટિથી બરાબર પહેલેથી જ વિચાર કરવો જોઇએ, યા તો કોઇ ડાહ્યા માણસની સલાહ લેવી જોઈએ. પોતાની સદ્બુદ્ધિ યા બીજાની ઉચિત સલાહથી પૂર્ણ નિશ્ચય કર્યા પછી જ સુજ્ઞ પુરૂષોએ પ્રતિજ્ઞા લેવી જોઇએ, પણ કાચે પાયે કામ ન કરવું જોઇએ. (૬૧)

## પ્રતિજ્ઞા ભાગવા કરતાં ન લેવી એ વધારે સારૂં.

**ભાવાર્થ**—જે માણસો પ્રથમથી જ પોતાની શક્તિ અને કર્ત્તવ્યની મુશ્કેલીની તુલના કર્યા વગર માત્ર દેખાદેખીના પ્રવાહમાં તણાઈને યોગ્યાયોગ્યનો વિચાર કર્યા વિના મોટી મોટી પ્રતિજ્ઞા લેવા તૈયાર થઈ જાય છે, અરે ! સભા સમક્ષ પ્રતિજ્ઞા કરી પણ લે છે, પરન્તુ થોડો વખત જાય છે, અને કંઇક વિઘ્નોથી પરાભવ થવા માંડે છે કે તુરત બુદ્ધિ વિકલ બની દુર્બળ થઇને લીધેલી પ્રતિજ્ઞાને ખીંટીએ ટીંગાડી મૂકે છે, અર્થાત્ જે માણસો પ્રતિજ્ઞાનો નિર્વાહ ન કરતાં વચ્ચે પ્રતિજ્ઞાને તોડી નાંખે છે તે નાદાન પશુઓ ( કહેવાતા માણસો ) મનુષ્યપણાને જ લાયક થયા નથી; તેઓને જીવતા પણ મૃત સમાન જ સમજવા. અરે ! તેના કરતાં તો તેઓ હજાર દરજ્જે સારા કે જેઓ પહેલેથી જ પોતાની અલ્પ શક્તિ જાણીને પ્રતિજ્ઞા કરતાએ નથી અને ભાગતાએ નથી. ( ૬૨ )

**વિવેચન**—પ્રત્યેક કાર્યનો આરંભ કરતાં પહેલાં અથવા તે સંબંધી મનમાં કિંવા જાહેરમાં પ્રતિજ્ઞા લીધા પહેલાં પોતાના તેમ જ બહારના બળની જરૂર પડે છે. શારીરિક બળની, મનોબળની, અને ધનબળની આવશ્યકતા પડે છે. કાર્ય કરવા માટે દેહને તસ્દી આપવી પડે તે માટે શારીરિક બળની, લોકાપવાદરૂપી વિઘ્નો ઉપસ્થિત થાય ત્યારે મનને નિરાશ નહિ થવા દેતાં તેની દૃઢતાને ટકાવી રાખવા માટે મનોબળની અને પ્રસંગોપાત ધનનો ભોગ આપવા માટે ધનબળની જરૂર પડે છે. આ પ્રકારનું બળ એક કાર્યમાં જેટલું જોઇએ તેટલું પોતાની પાસે છે કે નહિ તેનો સૌથી પ્રથમ વિચાર કરવો જોઈએ. પછી બહારથી જનસમાજની સહાનુભૂતિરૂપે જે કાંઈ સાહાય્યની જરૂર પડે તે સાહાય્ય મળશે કે નહિ તેનો વિચાર કરવો જોઇએ, અને સર્વ પ્રકારે સફળતા મળે એવો સંભવ રહે, બુદ્ધિ અને ચિદ્‌વૃત્તિનો અવાજ પણ તેને અનુકૂળ જ માલૂમ પડે, તો પછી તે કાર્યનો નિશ્ચય કરવો-પ્રતિજ્ઞા લેવી એ ઉચિત છે. કોઇ પણ કાર્ય સંબંધી પોતાની શક્તિનો વિચાર કર્યા વિના, કોઇની દેખાદેખીથી, કિંવા આવેશથી ઉશ્કેરાઇ જઇને, અથવા અવિચારપૂર્વક કોઈ કાર્ય કરવાની પ્રતિજ્ઞા લેઈ વાળવી, અને પછી તેમાં વિઘ્નો

ઉપસ્થિત થતાં નિરાશ થઇ જવું એ ડહાપણ નથી. પોતાની શક્તિ પહોંચી શકે તેટલી મર્યાદાની બહારનું કાર્ય કરવાની પ્રતિજ્ઞા લેવી અને પછી નિ-રાશ થઇને તે પ્રતિજ્ઞાનો ભંગ કરવો, તે કરતાં પ્રતિજ્ઞા ન જ લેવી એ વિશેષ ઉચિત છે. કોઇ કાર્ય પરત્વે વિચાર કરતાં પોતાની બુદ્ધિ બરાબર જવાબ આપી શકતી ન હોય, તો કોઇ સજ્જનની સલાહ લેવી અને પછી કાર્ય સંબંધી કોઇ પણ પ્રકારનો નિર્ણય કરવો. આ કારણથી કહ્યું છે કે—

अनारम्भो मनुष्याणां प्रथमं बुद्धिलक्षणम् ।
आरब्धस्यान्तगमनं द्वितीयं बुद्धिलक्षणम् ॥

અર્થાત્—કાર્યનો આરંભ ન કરવો એ બુદ્ધિનું પહેલું લક્ષણ છે અને આરંભેલા કાર્યનું છેવટ લાવવું એ બીજું લક્ષણ છે. તાત્પર્ય એ છે કે કોઇ કાર્ય પોતાની શક્તિની બહારનું લાગે તો તે કાર્ય આરંભવું નહિ અથવા તેની પ્રતિજ્ઞા લેવી નહિ તે કાંઈ ભીરૂત્વ અથવા નિર્બળતા નથી, પરન્તુ બુદ્ધિનું લક્ષણ છે.

**શંકા—ભ**ર્તૃહરિ કહે છે કે—प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः । प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः ॥ અર્થાત્—વિઘ્નના ભયથી કાર્યનો આ-રંભ ન કરવો એ નીચ પુરૂષનું લક્ષણ છે અને કાર્યનો આરંભ કર્યા પછી તેમાં વિઘ્ન આવવાથી કાર્ય છોડી દેવું એ મધ્યમ પુરૂષોનું લક્ષણ છે. તો પછી વિઘ્નના ભયનો વિચાર કર્યા વિના કાર્ય આરંભવું એ **ભ**ર્તૃહરિની નીતિ પ્રમાણે ગેરવાજબી નથી, બલકે વિઘ્નોથી ડરવું એ તો એક પ્રકા-રની નીચતા છે.

**સમાધાન**—વિઘ્નથી ડરવું નહિ—વિઘ્નનો ભય રાખવો નહિ એ વાસ્તવિક નીતિ છે અને તેનું કારણ એ છે કે તેવો ભય નહિ રાખનારા-ઓમાં વિઘ્નોનો નાશ કરવા જેટલું તનબળ, મનબળ, અને ધનબળ રહેલું હોય છે, અને તેટલા માટે **ભ**ર્તૃહરિએ તે જ શ્લોકમાં આગળ જતાં કહ્યું છે કે विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ॥ અર્થાત્— ઉત્તમ પુરૂષો કાર્યનો આરંભ કરીને તેમાં વારંવાર વિઘ્ન પડવાથી પણ કાર્યને છોડતા નથી એટલે કે વખતો વખત વિઘ્ન આવે ત્યારે તેની નિવૃત્તિનો

ઉપાય કરે છે; પરન્તુ વિઘ્નોની નિવૃત્તિ કરવા માટે જોઇતું બળ પોતામાં છે કે નહિ તેનો વિચાર કર્યા વિના કાર્યારંભ કરવો તે તો सहसा न विदधीत क्रियाम् એ મહાવાક્યને નહિ સમજનારો મૂર્ખ અને અવિચારી માણસ જ કહેવાય. કોઇ પણ કાર્યની પ્રતિજ્ઞા લેઇને ભાગવી નહિ અથવા તો પ્રતિજ્ઞા લેવી જ નહિ એ ઉપદેશમાં એક બીજો પણ હેતુ સમાએલો છે. પ્રતિજ્ઞા લીધા પછી વિઘ્નો ઉપસ્થિત થતાં હારીને હેઠા બેસવું એ રીતે વર્તવાની ટેવ પાડવાથી આત્મબળ–મનોબળ દિવસે દિવસે નરમ પડતું જાય છે. એવું જ્યારે બહુ વાર બને છે ત્યારે મન 'પ્રતિજ્ઞા'ની કશી કીંમત સમજતું નથી અને તેથી તે કાર્યો સંબંધી સહસા વિચાર અને નિશ્ચય કરી વાળવાની ટેવવાળું બને છે. પ્રથમ બુદ્ધિલક્ષણ અને દ્વિતીય બુદ્ધિલક્ષણની વચ્ચે મધ્યમ બુદ્ધિલક્ષણનો નવો પ્રકાર ભર્તૃહરિની પેઠે યોજવાનું આ ગ્રંથકારે ઉચિત નથી માન્યું; પરન્તુ પ્રતિજ્ઞા લીધા પછી તેનો ભંગ કરનારાઓને જ નીચ, પશુ અને મરણ પામેલાના જેવા લેખ્યા છે. ખરૂં કહીએ તો એ રીતે સહસા કાર્ય કરવાની રીતિ ઉપર બુદ્ધિને સ્થાપિત કરવાનો જ પ્રયોગ કરવામાં આવ્યો છે, અને બુદ્ધિવાદને માન્ય રાખનારાઓ એ નીતિને જ ઉત્તમોત્તમ નીતિ લેખશે. (૬૧–૬૨)

इति प्रथम खण्ड समाप्त.

# द्वितीय खण्ड.

---

આખા જીવનની ચાર અવસ્થાઓના ચાર ખંડ કરીને પ્રત્યેક અવસ્થાના પ્રમુખ કર્ત્તવ્ય વિષેનું ઉપોદ્ઘાતિક કથન પ્રથમ ખણ્ડમાં વિસ્તારથી સમજાવવામાં આવી ગયું. વળી ચારે અવસ્થાને એકસરખી રીતે લાગુ પડે તેવું સામાન્ય કર્ત્તવ્ય પણ એ ખંડમાં વિસ્તાર સાથે કહેવામાં આવ્યું છે. હવે 'વિશેષ કર્ત્તવ્ય' ના ઉલ્લેખની શરૂઆત કરવામાં આવે છે અને ક્રમાનુસારે પ્રથમ બાલ્યાવસ્થાના વિશેષ કર્ત્તવ્ય વિષેની વિવેચના કરવાનું પ્રાપ્ત થાય છે. પ્રથમ ખંડમાં જે કર્ત્તવ્યનિર્દેશ છે તેને 'સામાન્ય કર્ત્તવ્ય' એટલા માટે કહ્યું કે તે પ્રત્યેક અવસ્થામાં પાલન કરવા યોગ્ય છે; અને આ 'વિશેષ કર્ત્તવ્ય' તે તે અવસ્થાવિશેષે કરીને જ ઉપયોગી હોઈ તેનો સંબંધ બીજી અવસ્થાનાં કર્ત્તવ્યો સાથે રહેતો નથી,–કદાચ રહે છે તો થોડો જ રહે છે.

'શિક્ષણ' એ પ્રથમ અવસ્થાનું પ્રમુખ કર્ત્તવ્ય છે. આપણે સામાન્યતઃ સંસારમાં શિક્ષણની શરૂઆત જે સમયથી લેખીએ છીએ તે કરતાં ઘણી જ વહેલી તેની શરૂઆત થએલી ગ્રંથકાર લેખે છે. આપણે સામાન્ય રીતે માનીએ છીએ કે એક બાળક એકાદ વર્ષનુ થાય અને તેનામાં બુદ્ધિના ચમત્કારનો ઝાંખો ઝાંખો ખ્યાલ આવવા લાગે ત્યારથી શિક્ષણની શરૂઆત થઇ શકે છે. પાશ્ચાત્ય વિદ્વાનોએ એટલી નાની વયનાં બાળકોને શિક્ષણ આપવાની શરૂઆતને માટે 'કિંડરગાર્ટન' અથવા 'બાલોદ્યાન' ની પદ્ધતિની શોધ કરી છે, એટલે તે વયથી બાળકના શિક્ષણની શરૂઆત થઇ લેખાય; નહિતો આપણા લોકો તો બાળકને નિશાળે બેસારવામાં આવે ત્યારે જ તેના શિક્ષણની શરૂઆત થઇ સમજે છે!! પરન્તુ આમ માનવું તે એક ભૂલ છે. 'કિંડરગાર્ટન' થી બાળકોને શિક્ષણ આપવામાં આવે તે પહેલાંથી તે બાળક શિક્ષણ લેવા મંડી ચૂક્યું હોય છે. ગ્રંથકાર કહે છે કે બાળક ગર્ભમાં હોય છે ત્યારથી જ મનુષ્યદષ્ટિથી ગુપ્ત રીતે શિક્ષણ

મેળવે છે. મોન્તેન નામનો એક ફ્રેંચ લેખક કહે છે કે: "માનવ જીવનને લગતાં શાસ્ત્રોમાં બાળશિક્ષણને લગતું શાસ્ત્ર સૌથી વધારે ગહન તથા મહત્ત્વનું છે, કારણકે કૃષિવિદ્યાને લગતું શાસ્ત્ર કહે છે તે પ્રમાણે, વૃક્ષારોપણ થયા પછી અથવા તો તે થયા પૂર્વે કરવી પડતી સર્વે વિધિ જો કે નિશ્ચિત, સુસ્પષ્ટ અને સરળ હોય છે, તોપણ બીજ વવાયા પછી તે ફૂટીને ફાલે તે પહેલાં જેમ આપણને કેટલીક ક્રિયાઓ કરવી પડે છે અને તે બીજ સંપૂર્ણ રીતે અંકુરિત થઈ પૂરેપૂરી રીતે વૃક્ષાકારમાં આવે તે પહેલાં તેને નડતી ઉપાધિઓ આપણને જેમ દૂર કરવાની જરૂર પડે છે, તેમ તે બધી વિધિ માનવજીવન પરત્વે પણ કરવી પડે છે." આ શબ્દો બીજારોપણની સાથે જ શિક્ષણની શરૂઆત થાય છે તેનું સ્પષ્ટ કથન કરે છે. આથી ગર્ભમાં રહેલા બાળકની માતાએ કેવી રીતે બાળકમાં ઉચ્ચ સંસ્કારો રેડીને તેને ઉત્તમ શિક્ષણ આપવું જોઇએ તથા તેના આચાર-વિચારની અસર ગર્ભ ઉપર કેવી પડે છે, તે સમયના શિક્ષણથી આ ખંડની શરૂઆત કરવામા આવે છે.

---

## प्रथम परिच्छेद.

---

### ગર્ભસંસ્કાર.

गर्भसंस्काराः । ६३ । ६४ ॥

**बाले गर्भगते तदीयजननी चेत्सेवते दीनतां ।**
**बालो दीनतरो भविष्यति तदा शूरश्च शौर्यं यदि ॥**
**यद्येषा कलहं करोति नितरां स क्लेशकारी तदा ।**
**तुष्टा स्याद्यदि सा भविष्यति तदा पुत्रः प्रसादान्वितः॥**
**धर्मं वाञ्छति गर्भिणी यदि तदा पुत्रो भवेद्धार्मिको ।**

**भोगान् वांच्छति चेत्तदोद्भ्यसुतासक्तो विलासी भवेत्॥ विद्यां वांच्छति चेत्तदा प्रतिदिनं विद्याभिलाषी भवे- त्सच्छास्त्रश्रवणं करोति यदि सा तत्रापि तादृग् भवेत्॥**

**ગર્ભના સંસ્કારથી શિક્ષણની શરૂઆત.**

**ભાવાર્થ**—જ્યારે બાળક ગર્ભમાં હોય તે વખતે બાળકની માતા જો દીન બની જ્યાં ત્યાં રોદણું રોયાં કરે છે તો તે બાળકના મગજમાં દીનતાના સંસ્કાર પડે છે, અને તેથી ભવિષ્યમાં તે બાળક પ્રાયે જ્યાં ત્યાં રોદણું રોતો દીન નીવડે છે. જો બાળકની માતા હિંમતના વિચારો અને બહાદૂરીનાં કામ કરે છે તો શૌર્યના સંસ્કારથી બાળક શૂરો નિવડે છે. જો તે ગર્ભના સમયમાં જેની તેની સાથે કજીઆ અને કલેશ જ કર્યા કરે છે, તો બાળક કલહપ્રિય–કજીઆખોર થાય છે. જો તે તે સમયમાં હમેશ ખુશમિજાજમાં રહે છે, તો ભવિષ્યમાં તે બાળક ખુશમિજાજી સ્વભાવવાળું નિવડશે, પણ શોકીલું નહિ નિવડે. (૬૩)

સગર્ભાવસ્થામાં બાળકની માતા અહર્નિશ જો ધર્મના જ વિચારો કરે છે, અને ધાર્મિક કાર્યમાં મશગુલ રહે છે, તો ગર્ભના મગજ ઉપર ધર્મની છાપ પડે છે અને ભવિષ્યમાં તે બાળક ધર્મિષ્ઠ બને છે. જો તે ઇન્દ્રિયોના વિષયસુખમાં મગ્ન રહે છે, અને રાતદિવસ તેવા વિચારો કરે છે તો પ્રાયે તે બાળક કામભોગાસક્ત અને વિષયવિલાસી બનશે. જો ગર્ભિણી વિદ્યાવિલાસિની બની પુસ્તકો વાંચવામાં કે તત્ત્વજ્ઞાન સંપાદન કરવામાં મશગુલ રહે છે તો બાળક પણ તેવા જ સ્વભાવનો તત્ત્વશોખીન અને વિદ્યાવિલાસી બનશે; અને જો તે સત્સંગ અને શાસ્ત્રશ્રવણ કરવાની મનમાં ઉત્કટ રૂચિ રાખી તેવાં સત્કાર્યોમાં વખત પસાર કરે છે તો તે ગર્ભસ્થ બાળક પણ સત્સંગ અને શાસ્ત્રશ્રવણની રૂચિવાળો કર્તવ્યનિપુણ બનશે. (૬૪).

**વિવેચન**—માનસશાસ્ત્રજ્ઞ પંડિતો કહે છે કે આ બધી સૃષ્ટિ મનમાંથી

ઉત્પન્ન થાય છે અને એક ચીજનો કે પ્રાણીનો આકાર બનવો અથવા એક અવયવ ઉત્પન્ન થવો એનો આધાર ગુપ્ત મનઃશક્તિ ઉપર રહેલો છે; કાર્યો અને વિચારો પ્રમાણે શરીરના ઘાટ અને મનની વૃત્તિઓ ઘડાય છે. એ પંડિતોની આ માન્યતાનો તથ્યાંશ એ છે કે મનની સૂક્ષ્મ ક્રિયાઓનું પરિણામ સ્થૂલરૂપે પરિણમે છે અને તે જ સૂત્ર ગર્ભમાં રહેલા બાળકને લાગુ પડે છે. જે પ્રકારના વિચારોનું પોષણ માતા તરફથી પોતાના ઉદરમાં રહેલા ગર્ભને મળે છે તે જ પ્રકારનું શિક્ષણ ગર્ભમાંના બાળકને અદૃશ્ય રીતે પ્રાપ્ત થાય છેઃ તે જ પ્રકારના સંસ્કારનું બીજારોપણ ગર્ભમાંના બાળકના મગજની અંદર થાય છે અને તેનો જન્મ થયા પછી અનુકૂળ સંયોગોમાં તે સસ્કારનો વિકાસ થતાં તેનું વર્તન તદનુરૂપ ઘડાય છે. સગર્ભાવસ્થામાં માતા ધર્મના વિચારો કરે છે તો તેવા જ સંસ્કારો ગર્ભપર પડે છે અને બાળકનો જન્મ થયા પછી તે ગુપ્ત સંસ્કારના વિકાસને માટે અનુકૂળ સંયોગો પ્રાપ્ત થાય છે તો બાળકની ધર્મવૃત્તિ ખીલે છે અને ભવિષ્યમાં તે ધર્મનિષ્ઠ મનુષ્ય નીવડે છે. તે જ પ્રમાણે માતા વિષયસુખાભિલાષિણી હોય છે તો તેનું બાળક તેવું થાય છે, વિદ્યાવિલાસિની હોય છે તો બાળક તેવું નીવડે છે, શાસ્ત્રશ્રવણની ઇચ્છા કર્યા કરે છે તો તેનું સંતાન પણ શાસ્ત્રશ્રવણપ્રિય જન્મે છે, અને તેથી ઉલટું જો દીનતાજનક વિચારો કરે છે, કલહમાં દિવસો ગાળે છે તો બાળક પણ તેવા ગુણવાળું જ નીવડે છે. જગતના ઇતિહાસમાંથી માતાના વિચારોની અસરથી તદનુરૂપ જન્મેલાં બાળકોના દૃષ્ટાંતો અનેક મળી શકે તેમ છે. ધર્મિષ્ઠતાનું દૃષ્ટાંત કવિ બર્ન્સનું છે. તે કવિની માતા કેવળ ગરીબ અવસ્થામાં જન્મી હતી, પરન્તુ તેનામાં અનેક સદ્‌ગુણો હતા. તેના મનની સમતોલનતા અતિવિલક્ષણ હતી. તેના ધર્મ સંબંધી વિચારો ઉંડા અને સ્થિર હતા. તેને ઘણાં સારાં ગીતો આવડતાં હતાં અને સગર્ભાવસ્થામાં તે પોતાનો ફુરસદનો વખત મધુરાં ગીતો ગાઈને વીતાડતી હતી. આથી તેને પેટે કવિ બર્ન્સનો જન્મ થયો. બર્ન્સનો પિતા પણ નીતિમય અને ધાર્મિક હતો. ગર્ભમાં પોતાની માતાના વિચારોવડે બર્ન્સને જે ધર્મશિક્ષણ મળ્યું હતું તેને

તેના પિતાએ બર્ન્સને ધાર્મિક શિક્ષણ આપીને વિકસિત કર્યું અને તેને પરિણામે કવિ બર્ન્સ ભક્તિરસનાં ઉત્તમ કાવ્યો રચનાર નીવડયો.

એક સ્ત્રી છેક આળસુ અને નિરૂદ્યમી તથા જડ બુદ્ધિની હતી. તે નિરંતર ઘેર બેસી રહેતી અને શૃંગાર રસનાં ગીતો ગાઈને કાળક્ષેપ કરતી હતી. આવી સ્થિતિમાં તેને એક પુત્રી થઇ તે પણ તેની માતાએ સગર્ભાવસ્થામાં તેનું જેવા વિચારોથી પોષણ કર્યું હતું તેવા જ વિચારોને અનુરૂપ નીવડી ! એક સ્ત્રીને તેના પતિ સાથે કંકાસ થયો, તેથી કેટલાક વખત સુધી તેણે પતિ સાથે અબોલા રાખ્યા. તે વખતે તે સગર્ભા હતી. તેને જે છોકરો થયો તે બીજે સર્વ ઠેકાણે તથા બીજા સર્વની પાસે હસે, બોલે તથા રમે પણ તેના બાપના ખોળામાં તેને મૂકવામાં આવે કે તુરત જ તે હસતો, બોલતો કે રમતો બંધ થઇ જાય ! તે છોકરો પાંચ વર્ષનો થયો ત્યાંસુધી તેના બાપે તેને હસાવવા બોલાવવાનો પ્રયત્ન કર્યો પણ વ્યર્થ ગયો. સર્વ રીતે નિરાશ થયા પછી તેના બાપે તે છોકરાને એક વાર એવો ડર બતાવ્યો કે મારી સાથે નહિ બોલવાની તારી હઠ કાયમ રાખીશ તો હું તને ખૂબ શિક્ષા કરીશ. એ પ્રમાણે તે છોકરાને ખૂબ માર મારવામાં આવ્યો છતાં તે છોકરો મ્હોંમાંથી એક શબ્દ પણ બોલ્યો નહિ ! સગર્ભાવસ્થામાં માતાના વિચારોનું પોષણ બાળકને આ રીતે મળે છે અને તે અદૃશ્ય શિક્ષણ મનુષ્યના આખા જીવનમાં સૌથી મુખ્ય ભાગ ભજવતું જણાયા વિના નથી રહેતું. તેથી જે માતાઓ પોતાનાં બાળકોને વિદ્વાન્, ધર્મપ્રિય, સત્સંગી, ઉદાર, શૂરા, ઇત્યાદિ ગુણોવાળાં બનાવવા ઇચ્છતી હોય તે માતાઓએ પોતાના ગર્ભમાંના બાળકને પોતાના તેવા જ ઉત્તમ વિચારો અને કાર્યોવડે સંસ્કારરૂપી શિક્ષણ આપવું જોઇએ. કુપુત્રો ને દુરાચારી સંતાનોને જોઇને તેમનાપર ક્રોધ કરનારી માતાઓએ સમજી રાખવું જોઈએ કે તેમણે તે ક્રોધ પોતાનાં બાળકોપર કરવો ઘટતો નથી, પરન્તુ પોતાની જાતપર જ કરવો ઘટે છે, કારણકે સગર્ભાવસ્થામાં પોતાના બાળકને ઉચ્ચ વિચારો અને ઉમદા કાર્યોવડે સુશિક્ષણ આપ્યું નહિ હોવાનું જ એ પરિણામ છે. (૯૩—૯૪.)

[ માતાના વિચારોદ્વારા ગર્ભને શિક્ષણ મળે છે, પણ તેનું કારણ શું ? કારણ એ છે કે તે ગર્ભના મગજનો સંબંધ માતાની સાથે જ રહ્યો છે, અને તે અત્ર દર્શાવાય છે : ]

मस्तिष्कस्य मात्रा सह संबंधः । ६५ ॥

**प्रायो मानवजीवनं वरतरं सद्बुद्धितो जायते ।**
**सद्बुद्धिस्तु सुसंस्कृताच्छुभतरान्मस्तिष्कतः प्राप्यते ।**
**बालस्त[illegible]मातुरेव लभतेऽत्राप्तः प्रमाणं परं ।**
**सा माता यदि नोत्तमा शिशुमतौ श्रेष्ठा कथं संस्कृतिः ॥**

**બાળકના મગજનો માતાની સાથે સંબંધ.**

**ભાવાર્થ**—માણસના જીવનની શ્રેષ્ઠતાનો આધાર સારી બુદ્ધિ ઉપર રહેલો છે, સારી બુદ્ધિ થવાનો આધાર મગજના શુભતર સંસ્કાર ઉપર રહેલો છે, અને મગજમાં સારા સંસ્કાર પડવાનો આધાર બાળકની માતા ઉપર રહેલો છે; કારણકે બાળકને મગજના ભાગનો વારસો તેની માતા તરફથી મળે છે. (આ વાત જૈનના પવિત્ર સૂત્ર ભગવતી અને ઠાણાંગમાં શ્રીમન્મહાવીર પ્રભુએ સ્પષ્ટતાથી કહી છે.) જે માતા ઉપર બાળકની બુદ્ધિ અને સમસ્ત જીવનનો આધાર રહે છે, તે માતા કેવી ઉત્તમ હોવી જોઇએ? જો તેમ ન હોય તો તેની સંતતિની બુદ્ધિમાં સારા સંસ્કારો ક્યાંથી પડે? અલબત્ત, મુખ્ય આધાર પૂર્વ કર્મ ઉપર છે, તથાપિ પૂર્વ કર્મનો ઉદય પણ નિમિત્તાધીન છે. સારા નિમિત્તથી શુભનો ઉદય થાય છે. (૬૫)

**વિવેચન**—બાળકને માતા તરફથી કેટલાંએક અંગો મળે છે અને કેટલાંએક અંગો પિતા તરફથી મળે છે. પિતા અને માતા ઉભયના ગુણો એક પુત્રમાં ઉતરે છે એ વાત સત્ય છે, પરન્તુ પિતા કરતાં માતા તરફથી પુત્રને કેટલીક વિશેષ પ્રાપ્તિ થાય છે. આમ થવાનું કારણ એ છે કે પુત્રની ઉત્પત્તિ સાથે પિતાનો સંબંધ માત્ર બીજારોપણનો છે, ત્યારે માતાનો સંબંધ તેને ચિરકાળ સુધી પોષણ આપવાનો છે. આ પોષણ જેવી રીતે માતાના શરીરમાંથી મળે છે તેવી જ રીતે માતાના મગજમાંથી અને તે મગજમાં ઉપસ્થિત થતા વિવિધ પ્રકારના વિચારોમાંથી પણ મળે છે. માતાના વિચારોની અસર ગર્ભમાંના બાળક ઉપર કેવી રીતે થાય છે તે

પૂર્વ શ્લોકદ્વયમાં દર્શાવવામાં આવ્યું છે. બાળકના મગજના તંતુઓ પણ મોટે ભાગે માતાના મગજમાંથી જ પ્રાપ્ત થાય છે અને તેથી મગજનો સંબંધ પિતાના કરતાં માતાના મગજ સાથે વિશેષ પ્રમાણમાં રહે છે. ઠાણાંગ સૂત્રમાં તથા ભગવતી સૂત્રમાં કહ્યું છે કે—कइणं भंते माइअंगा पणत्ता गोयमा तओ माइअंगा पणत्ता तंजहा मंसे सोणिए मत्थुलुंगे ॥ અર્થાત્—હે પ્રભો ! એક બાળકને તેની માતા તરફથી કેટલાં અંગોનો વારસો મળે છે ? શ્રી ભગવાન્ ઉત્તર આપે છે કે બાળકને માતા તરફથી વારસામાં ત્રણ અંગો મળે છે: માંસ (૧), રૂધિર (૨) અને મગજ (૩); માતા તરફથી બાળકને મગજનો વારસો મળે છે તેનું એક દૃષ્ટાન્ત ચાર્લ્સ કીંગ્સલીનું છે. તે જ્યારે પોતાની માતાના ઉદરમાં હતો ત્યારે તેની માતાએ પવિત્રપણે શાન્ત જીંદગી ગુજારવાનો વિચાર કર્યો અને તેથી દુનિયાદારીની સર્વ લાલચોથી દૂર જઇને એક નાના ગામડામાં એકાન્તમાં રહીને તે સૃષ્ટિસૌંદર્યનું પાન કરવા લાગી. પરિણામ એ આવ્યું કે તે ગર્ભમાંથી ઉત્પન્ન થએલા ચાર્લ્સ કીંગ્સલીએ સૃષ્ટિસૌંદર્ય વિષે વિદ્વત્તાભરેલું પુસ્તક લખ્યું અને તે એક માનનીય ધર્મગુરૂ બન્યો. માતાનું જ મગજ સંતાનને વિશેષે કરીને મળે છે, પિતાના મગજ સાથે તેનો અતિન્યૂન સંબંધ છે, તેનું એક બીજું દૃષ્ટાન્ત પણ છે. એક મજબૂત શરીરવાળી અને મજબૂત મનવાળી માતા પોતાની ૧૬ વર્ષની પુત્રીને ડૉ. ફાઉલર પાસે લાવી અને કહેવા લાગી કે આ મારી છોકરી કાંઇ વાંક માટે જરા પણ કહેવામાં આવે છે કે તુરત જ રડી પડે છે અને સદા ગમગીનીમાં રહે છે. આખો દિવસ તે ધર્મનાં જ પુસ્તકો વાંચ્યા કરે છે; તો તેનું કારણ શું હશે ? ડાકટર ફાઉલરે મસ્તિષ્કવિદ્યાનુસારે તપાસ કરી તો જણાયું કે તે છોકરીની માતા પોતાનાં માબાપની અવગણના કરીને એક ખરાબ સ્વભાવના પુરૂષ જોડે પરણી હતી અને તે પુરૂષ તેના ઉપર જુલ્મ ગુજારતો હોવાથી તે હમેશાં ઉદાસ રહી આખો દિવસ "બાયબલ" વાંચ્યા કરતી હતી. આ અવસ્થામાં તેને તે પુત્રી થઈ હતી કે જેનું મગજ તેના પિતા જેવું ખરાબ અને જુલ્મી નહોતું પણ તેની માતા જેવું ઉદાસીન અને ધર્મપુસ્તકો વાંચવાની વૃત્તિવાળું બન્યું હતું !

**શંકા**—બુદ્ધિમાન્ પિતાના કેટલાક બુદ્ધિમાન્ પુત્રો એવા પણ જોવામાં આવે છે કે જેમને તેમના પિતાના જ મગજનો વારસો મળ્યો હશે એમ માની શકાય, કારણકે કેટલાક દાખલાઓમાં તેમને તેમની નિરક્ષર માતાઓનું મગજ ન મળ્યું હોય એવું પણ જોવામાં આવે છે. આમ થવાનુ શું કારણ હશે ?

**સમાધાન**—એવા દૃષ્ટાંતોમાં જે પરિણામ જોવામાં આવે છે તેને પિતા તરફથી વારસામાં મળેલા મગજનું જ સર્વાંશે પરિણામ સમજવું એ એક ભૂલ છે. વસ્તુતઃ જન્મ પછીના પિતા તરફથી અપાતા શિક્ષણના અથવા તો પૂર્વ કર્મના બળાબળના એ સંસ્કારો હોય છે. હમેશાં એ એક સ્વાભાવિક નિયમ હોય છે કે એક પ્રકારના સંસ્કાર ઉપર બીજા પ્રકારના બળવાન્ સંસ્કારો પડે છે તો પહેલા સંસ્કારો દબાઈ જાય છે અને બીજા સંસ્કારો પ્રધાન બને છે એટલું જ નહિ પણ પહેલા સંસ્કારો બીજા પ્રકારના સંસ્કારોમાં ભેળવાઈને તદ્રૂપ પણ બની જાય છે. દૂધમાં મધુરતાનાં રજકણો રહેલાં છે અને દહીંમાં ખટાશનાં રજકણો રહેલાં છે. દૂધની મધુરતાનાં રજકણોમાં જેટલી પ્રબળતા છે તે કરતાં દહીંની ખટાશનાં રજકણોમાં વધુ પ્રબળતા છે અને તેથી જો દહીંને દૂધમાં ભેળવવામાં આવે છે, તો દૂધ ઉપર દહીંનાં ખાટાં રજકણો વિજય મેળવે છે, એટલું જ નહિ પણ દૂધનાં મધુર રજકણો ઉપર દહીંનાં ખાટાં રજકણો પોતાનો સંસ્કાર પાડીને દૂધને પણ દહીં રૂપ બનાવી દે છે. એ જ રીતે માતાનું જે નિરક્ષર મગજ બાળકને મળ્યું હોય છે તે ઉપર પિતાના પ્રબળ બુદ્ધિમાન્ મગજના સંસ્કારોવડે બાળક બુદ્ધિમાન્ નીવડે તો તેમાં આશ્ચર્ય જેવું કશું જ નથી. (૬૫)

---

# દ્વિતીય પરિચ્છેદ.

## ગૃહશિક્ષણ.

गृ संस्काराः । ६६ ॥

[illegible] दासकरे [illegible]रक्षणकृते य[illegible]प्यंते शैशवे ।

**द्वौ दासौ हि भ[illegible]तः किल ततः संस[illegible] मा[illegible]त्म्यतः ॥**
**कर्तुं यद्यभिल[illegible]ते कथमपि श्रेष्ठं शिशोर्जी[illegible]नं ।**
**बाल्या[illegible]व [illegible]योग्यरक्षककरे बालस्त[illegible] योज्यताम् ॥**

**રક્ષકના સંસર્ગની અસર.**

**ભાવાર્થ**—નાની અવસ્થાના બાળકને ઉછેરવાનું અને રમાડવાનું કામ જો એક હલકી પ્રકૃતિના નોકરને સોંપવામાં આવે છે, તો થોડા વખતમાં એક નોકરની જગ્યાએ બે નોકર તૈયાર થશે; અર્થાત્ એક નોકર તો છે જ અને બાળક હલકી પ્રકૃતિવાળા નોકરના હાથમાં ઉછર્યો તેને પણ નોકરના સંસર્ગની માઠી અસરથી નોકરના જેવા સંસ્કારો અને તેના જેવી બુદ્ધિ પ્રાપ્ત થતાં તે પણ એક નોકર જ પેદા થશે એટલે બીજો નોકર તે. આવી રીતે હલકા રક્ષકથી બાળકનું જીવન હલકું થાય છે, માટે જો બાળકનું જીવન શ્રેષ્ઠ બનાવવું હોય તો બાલ્યપણાથી જ લાયક રક્ષકની સારવાર હેઠે બાળકનું જીવન ઘડાય તેવો બંદોબસ્ત કરવો જોઈએ. (૬૬)

**વિવેચન**—ઘણા ધનવાન્ પુરૂષો કે જેઓને ત્યાં નોકરચાકરનો તોટો હોતો નથી તેઓ પોતાના બાળકોને ઉછેરવાનું અને રમાડવાનું કાર્ય નોકરના હાથમાં આપે છે. નોકર તે બાળકને આખો દિવસ પોતાની સાથે રાખે છે, રમાડે છે અને તેડીને ફરે છે. આથી તે બાળક પોતાનાં માતાપિતા કરતાં નોકરનો વિશેષ સહવાસી બને છે અને કોઈ કોઈ વાર તો તે તે નોકરનો એટલો પક્ષપાતી બની જાય છે કે પોતાનાં માતાપિતા પાસે રહેવાનું પણ તેને ગમતું નથી ! નોકરો હંમેશાં ક્ષુદ્ર વિચારના, તરંગી, વ્યસની અને આળસુ હોય છે. તેઓ પોતાના જેવા જ બીજા લોકો સાથે અસભ્ય ભાષામાં વાતચીત કરે છે, કંકાસ કરે છે અને ગમે તેમ બોલે છે. એવા નોકરના નિત્યના સહવાસવાળો બાળક પણ તેના જેવો જ બને છે. બાળકનું નિર્દોષ અને સરલ મન હમેશાં અનુકરણતત્પર હોય છે. તે જે કાંઇ બોલે છે, ચાલે છે કે કરે છે તે સઘળું તેણે બીજાઓ પાસેથી અનુકરણરૂપે જ ગ્રહણ કરેલું હોય છે. આ કારણથી જેવી ક્ષુદ્ર પ્રકૃતિના નોકરો હોય

છે તેવી જ ક્ષુદ્ર પ્રકૃતિનો તે બાળક પણ નીવડે છે, અર્થાત્ ઘરમાં તે બાળકરૂપી એક નોકરનો વધારો થાય છે! આ કારણથી એક માતાએ પોતાના પુત્રને નોકરના હાથમાં સોંપવો, તે તે બાળકનું ભવિષ્ય બગાડવા બરાબર જ છે. માતાને અન્ય ગૃહકાર્યમાં પડવાની જરૂર પડે તેમ હોય અને તે કારણથી બાળકને ચાકરના હાથમાં સોંપ્યો હોય, તોપણ તે ઇષ્ટ નથી. ગૃહકાર્ય ચાકર પાસે કરાવવાથી જેટલી હાનિ થતી નથી તે કરતા અસંખ્યગણી હાનિ બાળકને ચાકરના હાથમાં સોંપવાથી થાય છે. કહ્યું છે કે दुर्जनजनसंसर्गात्सज्जनपुरुषोऽत्र दोषमायाति અર્થાત્–દુર્જનના સંસર્ગથી સજ્જન પણ દોષને પામે છે; તો પછી બિચારૂં નિર્દોષ બાળક ચાકર જેવા ક્ષુદ્ર મનુષ્યના સંસર્ગથી ક્ષુદ્રતાને પામે એમાં શું આશ્ચર્ય છે? વળી ચાકરના હાથમાં બાળકને સોંપવાથી બીજી અનેક હાનિઓ થાય છે. બાળકને રમાડવું–તેને રોવા ન દેવું એ કાર્ય એક ચાકરનું હોય છે, તેથી કેટલાક કૃત્રિમ ઉપાયોવડે ચાકર તે બાળકને રોવા દેતો નથી. એક વાર એક સ્ત્રી પોતાના બાળકને ચાકરને સોંપી પોતે કાંઈ કામસર બહાર ગઇ. બાળક પાછળ રડવા લાગ્યો અને ચાકરને પોતાના કાંઇ ખાનગી કામસર બહાર જવાની ઇચ્છા થઇ. આથી તેણે બાળકને પારણામાં સુવાડીને તે ઉપર વાઘના રમકડાનું વિકરાળ માથું બાંધ્યું. બાળક તે વાઘના ભયથી હીબકીને ચૂપ થઇ ગયો એટલે ચાકર પોતાના કામ ઉપર ચાલ્યો ગયો. પાછળથી માતાએ આવીને જોયુ તો વાઘના માથાના ભયથી ત્રાસ પામીને એ સુકોમળ બાળક પારણામાં મરણ પામ્યો હતો! ચાકરના હાથમાં બાળક સોંપવાનું આ એક વિશિષ્ટ પરિણામ! માટે બાળકોને નાનપણમાં યોગ્ય રક્ષકના હાથમાં જ સોંપવાં જોઇએ અને ક્ષુદ્ર પ્રકૃતિના ચાકરોના હાથમાં ન સોંપવાં જોઇએ. (૬૬)

[ ત્યારે બાળકનું રક્ષણ કરવાને સર્વાંશે કોણ યોગ્ય લેખાય? એ પ્રશ્નનો ઉત્તર નિમ્ન શ્લોકમાં આપવામાં આવ્યો છે ]

मातैव शिशुरक्षणकार्ये योग्या । ६७ ॥

प्रायो बालकरक्षिकास्ति जननी सा चेद्भवे - बालिशा।

पुत्रस्तादृश एव संभवति चेत्माज्ञा तदा प्रज्ञिलः ॥
पापिष्ठा यदि सोपि पापनिरतश्चेद्धार्मिकी धार्मिको ।
मातः स्यात्खलु यादृशी शिशुरपि प्रायो भवेत्तादृशः ॥

यत्र योग्या मातरस्तत्रैव सज्जनबाहुल्यम् । ६८ ॥

यत्राङ्गीक्रियते जनैर्जनपदे स्त्रीणां महत्त्वं मुदा ।
ताभ्यः शिक्षणमुन्नतिप्रदमथौचित्यावहं दीयते ॥
सत्कार्यैकपरायणा जनपदोद्धारं विधातुं क्षमा-
स्तद्देशे सुलभा भवन्ति नितरां शीलोत्तमाः सज्जनाः ॥

**યોગ્ય રક્ષક માતા.**

**ભાવાર્થ**—પોતાની સંતતિને સુધારવાની દાઝ જેટલી માતાને હોય તેટલી બીજાને ભાગ્યે જ હોઈ શકે, તેથી બાળકને ઉછેરવાનું અને સુધારવાનું કામ તેની માતાના હાથમાં જ હોવું જોઇએ અને પ્રાયઃ હોય છે પણ તેમ જ. તથાપિ તે માતા પૂરેપૂરી યોગ્ય હોવી જોઇએ, નહિતો બાળકનું જીવન સુધારવાને બદલે ઉલટું બગડે છે, કેમકે માતા જો આચારવિચાર વગરની, અશિક્ષિત તથા વ્હેમ વગેરે દોષોથી ભરેલી હોય તો તેની સારવાર નીચે ઉછરેલ બાળક પણ પ્રાયઃ તેવું જ નિવડે છે, અને માતા જો સારાસાર સમજનારી, ચાલાક અને વિવેકી હોય છે તો તેની સંતતિ પણ હુશિયાર તથા વિવેકી બને છે. બાળકને ઉછેરનાર માતા જો ક્રૂર સ્વભાવની—નિર્દય હોય છે તો બાળક ઉપર ક્રૂરતાની છાપ પડતાં તે બાળક પણ નિર્દય નિવડે છે. તેથી ઉલટું જો તે સારા સ્વભાવની, સત્યવાદિની, ધર્મપરાયણા હોય તો બાળક કોમળ સ્વભાવનું અને ધર્મિષ્ઠ થશે; એટલે બાળકના માનસિક જીવનની ઉચ્ચતા કે નીચતાનું ભવિષ્ય કેટલેક અંશે તેને ઉછેરનાર તેની માતાના હાથમાં રહેલું છે, તેથી તે ધારે તેવું યા તો પોતે હોય તેવું બાળકનું જીવન બનાવી શકે છે. (૬૭)

## યોગ્ય માતાના યોગ્ય પુત્રો.

જે દેશમાં સ્ત્રીજાતિને ઘરનું કામકાજ કરનાર એક ગુલામડી સમજી તેનો દરજ્જો ઉતારી નાંખવામાં નથી આવ્યો, કિન્તુ પોતાની પ્રજાને સુધારવાને ઉત્તમ શિક્ષક તરીકેનું કામ બજાવનારી ગૃહિણી સમજી યોગ્યતાપૂર્વક તેમનું ગૌરવ જાળવવામાં આવે છે તેમ જ સ્ત્રીજાતિના કામકાજને યોગ્ય મન અને બુદ્ધિને ખીલવનાર વ્યાવહારિક, નૈતિક અને ધાર્મિક શિક્ષણ આપવામાં આવે છે, તે દેશમાં સમાજ અને દેશનો ઉદ્ધાર કરનાર વીર પુરૂષો પાકે, કે નીતિ અને ધર્મના ધુરંધર કર્ત્તવ્યપરાયણ ઉત્તમ ચારિત્ર્યના ધરનારા અનેક સજ્જન મહાત્માઓ જાગે, એ કાંઈ નવાઈજેવું નથી. (૬૮)

**વિવેચન**—પુત્રનુ રક્ષણ કરવાને-પુત્રને ઉછેરવાને સર્વાંશે યોગ્ય તેની માતા જ લેખાય છે અને તેથી જ્યાં ઉચ્ચ વિચારની માતાઓ હોય છે ત્યાં પુત્રો પણ તેવા જ નીવડે છે તથા પોતાના સમાજ અથવા દેશને દીપાવે છે. ગર્ભમાં પુત્રને માતાના સદસદ્‌વિચારોનું પોષણ મળ્યું હોય છે અને ત્યારપછી એટલે કે જન્મ થયા પછી પણ તેને માતા તરફથી સ્થૂલ અને સૂક્ષ્મ રીતે પોષણ મળે છે. આ પોષણરૂપી શિક્ષણ બાળકને માતાના ખોળામાં મળે છે. વૈદ્યકશાસ્ત્ર કહે છે કે માતા પુત્રને ધવરાવે છે તેદ્વારા તેના વિચારાચારના ગુણદોષ બાળકમાં પણ દાખલ થાય છે અને તેથી જો માતા વ્હેમી, અવિચારી અને અશિક્ષિત હોય છે તો પુત્ર પણ તેવો જ નીવડે છે અને માતા ધર્મનિષ્ઠ, વિવેકી, સત્યવાદિની તથા અન્ય ગુણયુક્ત હોય છે તો પુત્ર પણ તેવો જ થાય છે. માતા પોતાના વિચારોની ઉત્તમતા-નીચતાવડે બાળકને ધાવણમાં જેવા ગુણો આપવા ઇચ્છે તેવા ગુણો તે આપી શકે છે. આ કારણથી બાળકને સદ્‌ગુણી બનાવવા ઇચ્છતી માતાએ બાળકને ધવરાવતાં દુષ્ટ વિચારો કરવા નહિ* તેમ જ ઘરમાં દુષ્ટ

---

* એક માતા પડોશી સાથે કંકાસ કરીને ક્રોધભરી ઘેર આવી. ઘેર આવીને તુરત જ તેણે બાળકને ધવરાવવા લીધું અને બાળક ધાવવા લાગ્યો કે તુરત તેને પેટમાં આંકડી આવવા લાગી! માતાની ક્રોધી વૃત્તિનું ઝેર જ બાળકને ચડ્યું અને તેથી બાળકના પેટમાં દુઃખ થવા લાગ્યું.

ઉદ્ગારો કાઢવા નહિ કે દુષ્ટ વર્તન કરવું નહિ, કારણકે તેની જ છાપ આ-બેહુબ બાળકના કોમળ હૃદય ઉપર તુરત જ પડે છે. એક માતા પોતાના પુત્રનું અનિષ્ટ ઇચ્છતી નથી; તે ગુણી અને વિવેકી નીવડે એવી જ તેની ઇચ્છા હોય છે અને તેથી દરેક પ્રસંગે બાળકને અનિષ્ટ સંયોગોમાંથી બ-ચાવી લે છે; છતાં વ્હેમી, અજ્ઞાની અને બેદરકાર માતાઓ પુત્રના હિતની ગમે તેવી શુભ વાંચ્છના રાખ્યા છતાં પુત્રને ગમે તેમ વર્તવા દે છે અને ગમે તેવા સંસર્ગમાં રહેવા દે છે તેને પરિણામે તેનું અહિત જ થાય છે. ચાકરમાં એક માતાના જેવા ગુણો હોવા સંભવિત જ નથી અને તેથી ગમે તેવી વ્હેમી, અજ્ઞાન અને નિરક્ષર માતા કરતાં પણ ચાકરની બાળકને ઉ-છેરવાની યોગ્યતા વધી શકતી નથી. મનુસ્મૃતિમાં કહ્યું છે કે—उत्पादनमपत्यस्य जातस्य परिपालनम् । प्रत्यहं लोकयात्रायाः प्रत्यक्षं स्त्रीनिबंधनम् ॥ અર્થાત્—છોકરાં ઉત્પન્ન કરવાં, ઉત્પન્ન થયા પછી તેમનું પાલન કરવું અને પ્રતિદિવસ ઘરનાં કામકાજ કરવાં એ સ્ત્રીનું પ્રત્યક્ષ કામ છે. આ રીતે લાયક માતાઓ પોતાનાં બાળકોને ચાકરોના હાથમાં જવા ન દેતાં પોતાને હાથે ઉછેરે અને પોતાના સદ્વિચારોનુ શિક્ષણ આપે, તો પુત્રો પણ લાયક નીવડે તેમાં અસંભવિતતા કાંઇ જ નથી. સ્ત્રીઓને ઉન્નત કરવા—ઉચ્ચ ભાવનાયુક્ત કરવાનો પ્રયાસ કરવામાં જે મુખ્ય તાત્પર્ય રહ્યું છે તે એ જ છે કે ભવિષ્યની પ્રજાને પણ તેવી જ બનાવવી; ભવિષ્યની પ્રજાને ઉત્તમ કરવા માટે ઉત્તમ પિતાઓની જેટલે અંશે જરૂર છે તે કરતાં ઉત્તમ માતાઓની વિશેષ જરૂર છે અને તે કારણથી માતાઓને વ્યાવહારિક, નીતિવિષયક તથા ધાર્મિક શિક્ષણ આપવાથી જ પ્રજાને ઉન્નત વિચારવાળી કરી શકાય છે. (૬૭–૬૮).

[ હવે નિશાળોમાં અપાતા શિક્ષણ કરતાં ઘર આગળ અપાતા શિક્ષણની ઉત્તમતા દર્શાવાય છે. ]

गृहशिक्षणम् । ६९ ॥

[illegible]न्त खलु मान[illegible]ाः प्रथमतः शाला सुशिक्षार्पिका ।
मन्येहं जननी सुशिक्षणकृते [illegible]ग्या परा शिक्षिता ॥

**भित्तेर्मूलमखण्डितं दृढतरं स्याच्चत्तदा सा दृढा।**
**गच्छेदुच्चपदं ततोपि महितं स्थानं न चेदन्यथा ॥**

**ઘરનું શિક્ષણ.**

**ભાવાર્થ**—નિશાળ, સ્કૂલ, કૉલેજ વગેરે પ્રસિદ્ધ શાળાઓ બાળકોને શિક્ષણ આપે છે એમ લોકો માનતા હોય તો ભલે માને પણ હું તો એમ સમજું છું કે સુશિક્ષિત માતા જ બાળકને ખરૂં શિક્ષણ આપે છે. માતાનું શિક્ષણ પાયારૂપ છે. જે ભીંતનો પાયો દૃઢ—મજબૂત નાંખવામાં આવે તે ભીંત વધારે મજબૂત બને છે, અને અનેક મહેલોને ધારણ કરી શકે છે. પણ પાયો કાચો હોય તો તેમ બની શકતું નથી. તેવી રીતે બાળકના મગજમાં માતા તરફના શિક્ષણનો મજબૂત પાયો પડયો હોય તો શાળાનું શિક્ષણ ઉપયોગી થઇ શકે. (૬૯)

**વિવેચન**—આગળ આપણે જોઈ ગયા કે બાળકની કેળવણી તેને નિશાળે બેસારવામાં આવે છે ત્યારથી જ શરૂ થતી નથી પરન્તુ તે પહેલાં શરૂ થઇ ચૂકી હોય છે. જન્મ થયા પહેલાં ગર્ભમાં તેને જે શિક્ષણ મળે છે, ત્યારપછી એટલે જન્મ થયા પછી તેને માતાના ખોળામાં પણ શિક્ષણ મળે છે અને એ સ્તનંધયાવસ્થાનું શિક્ષણ બાળકના જીવનમાં મુખ્ય ભાગ ભજવનારૂ થઇ પડે છે. વિદ્વાનોએ શિક્ષણના બે પ્રકાર પાડયા છે. એક પ્રકારનું શિક્ષણ ઘર આગળ અપાય છે અને બીજા પ્રકારનું શિક્ષણ સ્કૂલ, કૉલેજ અથવા શાળામાં અપાય છે. આ બે પ્રકારનું શિક્ષણ જૂદે જૂદે સ્થળે અપાય તેમાંનું પ્રધાન શિક્ષણ કયું એ પ્રશ્ન અગત્યનો ઠરે છે. આધુનિક સમયમાં શાળા પાઠશાળાઓમાં વિદ્યાનું શિક્ષણ અપાય છે—પરન્તુ વર્તણુક ( character ) નું બંધારણ બાંધવાનું શિક્ષણ અપાતું નથી. નીતિનું શિક્ષણ આપનારા પાઠોનો અભ્યાસ કરવામાં આવે છે, પરન્તુ તે પાઠો 'વિદ્યા' સાથે જેટલો સંબંધ ધરાવે છે તેટલો 'વર્તણુક' સાથે સબંધ ધરાવતા નથી. જે નીતિ શાળામાં શીખવવાનો પ્રયત્ન કરવામાં આવે છે તે નીતિનું અનુસરણ વર્તનદ્વારા થાય છે કે નહિ તે જોવાનું ખરૂં

સ્થળ તો 'ઘર' જ છે. 'વર્તણુક'નું બંધારણ બાંધવાનું શિક્ષણ ઘર આગળ માતાપિતા જ આપી શકે છે. બાળકને અસત્ય, અનીતિ, કુસંગ ઈત્યાદિથી દૂર રાખીને સત્યવાદી, નીતિમાન્, સત્સંગી, સુવિચારશીલ બનાવવાનું શિક્ષણ માતાપિતા ઘર આગળ જેટલા પ્રમાણમાં આપી શકે છે તેટલા પ્રમાણમાં વિદ્યાધ્યયન કરાવતી શાળાઓમાં તે શિક્ષણ અપાતું નથી. જે વિદ્યા મનુષ્યના વર્તન ઉપર સારી અસર નીપજાવી શકતી નથી, તે વિદ્યા તો તાત્ત્વિક દૃષ્ટિથી જોતાં કશા ઉપયોગની નથી અને તેથી બીજા પ્રકારની શાળા ઉપર પ્રથમ પ્રકારની ગૃહશિક્ષણદાત્રી શાળા સરસાઈ ભોગવે છે. બાળકને તેના જન્મની સાથે જ માતારૂપી અધ્યાપિકાદ્વારા શિક્ષણ મળે છે અને તે જ પ્રકારનું શિક્ષણ બાળકને વિદ્યાધ્યયન માટે નિશાળે બેસાર્યા પછી પણ ચાલુ રહેવું જોઇએ. બાળકને સદ્વર્તનશીલ બનાવવાનો જે ધર્મ પ્રાચીન સમયમાં ગુરૂઓ બજાવતા—માતાપિતાના ધર્મોનું પણ યથાર્થ પાલન કરતા, તેવા ગુરૂઓ આજના સમયમાં રહ્યા નથી, તેથી નિશાળના શિક્ષણની સાથે સાથે ઘરનું શિક્ષણ પણ ચાલુ રહેવું જોઇએ અને તે કોઈ પણ રીતે અટકી જવું જોઇએ નહિ. જો ઘરનું શિક્ષણ ઉત્તમ રીતે અપાય, તો જ નિશાળનું શિક્ષણ ઈષ્ટ અસર નીપજાવનારૂ થાય છે અને તેથી ઉક્ત બન્ને પ્રકારના શિક્ષણમાં, ઘર આગળ અપાતા શિક્ષણમાં માતાપિતાએ વધારે ચીવટ રાખવી જરૂરની છે. નિશાળમાં સૌથી વધારે માર્ક મેળવીને ઘણો સારો વિદ્યાભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ ઉચ્ચ પ્રકારની ગૃહકેળવણીને અભાવે દુરાચારી અને આડે માર્ગે ઉતરી ગયાના દાખલા જોઇએ તેટલા મળી શકે તેમ છે; તેમ જ ઘરની સારી કેળવણીથી—નિશાળની કેળવણી મેળવ્યા વિના—સચ્ચરિત્ર નીવડેલા પુરૂષોનાં દૃષ્ટાંતો મળી શકે છે; આ કારણથી ઉભય પ્રકારની શાળાઓમાં ગૃહરૂપી શાળા પ્રથમ પદે બિરાજે છે. (૬૯)

[ નિશાળોમાં અપાતા શિક્ષણ કરતાં ઘર આગળ અપાતું શિક્ષણ ઉત્તમ હોવાના કારણનું પ્રતિપાદન કરતાં ઉભય પ્રકારના શિક્ષણની તુલના નીચેના શ્લોકમાં કરવામાં આવી છે. ]

प्रथमद्वितीयशालयोस्तुलना । ७० ॥

**आद्ये वर्षद्गे शिशोर्भवति यन्मात्रन्तिके शिक्षणं ।**

न स्याद्वर्षशतेपि शिक्षणमिदं शिक्ष्यस्य शिक्षालये ॥
बाह्यं शिक्षणमेव तत्र हि भवेत्तत् स्वकालावधि ।
सत्यं शिक्षणमान्तरं किल भवेदाजन्मनस्तात्रितम् ॥

**પહેલી અને બીજી શાળાના શિક્ષણની તુલના.**

**ભાવાર્થ**—બાળકને પોતાની માતા પાસેથી પ્રથમનાં બે વર્ષ જેટલું શિક્ષણ મળે છે તેટલું શિક્ષણ બીજી શાળાઓમાં સો વર્ષ પર્યન્ત અભ્યાસ કરતાં પણ મળવું મુસ્કેલ છે, તેનું કારણ એ છે કે બીજી શાળાઓમાં જે શિક્ષણ મળે છે, તે બહારનું શિક્ષણ છે અને વળી તે હદવાળું છે. તે શિક્ષણની અસર ઘણે ભાગે બુદ્ધિ કે મગજ ઉપર થાય છે પણ હૃદય ઉપર થોડી થાય છે, અને માતા તરફથી જે શિક્ષણ મળે છે, તે આંતરિક શિક્ષણ છે, એ-ટલે તે શિક્ષણથી માનસિક બંધારણ થાય છે અને મન કેળવાય છે. માન-સિક સદ્‌ગુણોની કેળવણી ઉપર જ બહારની કેળવણીની ફત્તેહનો આધાર રહ્યો છે માટે આતરિક જ ઉત્તમ શિક્ષણ છે અને તેની શરૂઆત પ્રાયઃ ગર્ભાવસ્થાથી જ થાય છે. (૭૦)

**વિવેચન**—બાલ્યાવસ્થામાં બાળકના સુકોમળ અને અનુકરણશીલ અ-જ્ઞાન હૃદયમાં જે સંસ્કારો પડે છે તે એવા વજ્રલેપ થાય છે કે આખા જીવનમાં તે સંસ્કારોની પ્રબળ અસર જણાયા વિના રહેતી નથી. માતાના વિચારો, બુદ્ધિ અને વૃત્તિનું શિક્ષણ બાળકને એ જ અવસ્થામાં મળે છે, કારણકે બાળક માતાના સ્તનદ્વારા જે દૂધ ચૂસે છે તે દૂધમાં તે એકલા શરીરનું જ પોષણ મેળવે છે એમ સમજવાનું નથી, પરન્તુ મનનું પોષણ પણ તે દૂધમાંથી અને માતાના વર્તન, વિચાર તથા વાણીમાંથી બાળક આપણી ચર્મચક્ષુઓથી ન જોઈ શકાય તેવી રીતે મેળવે છે. ડો. ટ્રોલ કહે છે કે "માનસિક વિકારો જેવા કે ગુસ્સો, શોક, ખેદ, ચિંતા વગેરે સર્વ શરીરના ધાવણ વગેરે રસોને વિકારી બનાવે છે અને પરિણામે એ રસોને ચૂસનાર બાળકનાં તન-મનને બગાડે છે." આ કારણથી બાળકનો જન્મ થયા પછી બે વર્ષ સુધીમાં-સ્તનંધયાવસ્થામાં બાળકને જે શિક્ષણ

મળે છે તે શિક્ષણ આખી જીંદગીસુધીમાં ગમે તેવી વિદ્યા આપવામાં આવે છતાં પણ મળતું નથી. આ જ કારણથી ખરાબ પ્રકૃતિની, દુષ્ટ વિચારો ધરાવતી અને અનિષ્ટ આહાર કરનારી ધાવો રાજકુટુંબનાં તથા શ્રીમંતજનોનાં બાળકોને માટે નહિ રાખવી એવો લોકાભિપ્રાય છે. ગૃહરૂપી શાળા અને વિદ્યાભ્યાસ કરાવતી શાળા એ બન્ને પ્રકારની શાળાઓની સરખામણી કરતાં મનુષ્યજીવનની સફળતાને માટે વિશેષ તાત્વિક શિક્ષણ આપનારી શાળા તે ગૃહરૂપી શાળા જ છે અને તેથી તે શાળા પ્રમુખ છે. વિદ્યાભ્યાસ કરાવનારી શાળાની કેળવણી બુદ્ધિ ઉપર અસર કરે છે અને ગૃહરૂપી શાળા વર્તન ઉપર અસર કરે છે. ગૃહશાળામાં સારૂ–નરસું જેવું શિક્ષણ મળે છે તેવું વર્તન ભવિષ્યમાં તે બાળકનું થાય છે; વિદ્યાભ્યાસ સાથે વર્તનનો અત્યંત અલ્પ સંબંધ રહેલો છે કારણકે એ એક પ્રકારનું બાહ્ય શિક્ષણ છે–આંતર્ શિક્ષણ નથી. ( ૭૦ )

[ 'શિક્ષણ માતાના સ્તનમાંથી મળવા ઉપરાંત બીજી શી રીતે મળે છે ?' એ પ્રશ્નનો ઉત્તર નિમ્ન શ્લોકમાં અપાયો છે ]

सहवासनिरीक्षणानुसारिणी चारित्र्यरचना । ७१ ॥

**बाल्ये यच्च निरीक्षते निजगृहे कृत्यं शुभं वाऽशुभं ।**
**संस्कारा निपतन्ति बालहृदये शीघ्रं तथैव क्रमात् ॥**
**निर्माणं मनसस्तथैव भवति प्रायो विचारास्तथा ।**
**चारित्रं च तथैव हेत्वनुसृतं निर्मीयते शैशवात् ॥**

**સહવાસ અને નિરીક્ષણની ચારિત્ર્ય ઉપર અસર.**

**ભાવાર્થ**—બાળક નાની અવસ્થામાં ઘરની અંદર યા ઘરની બહાર ઘરના માણસો યા બહારના સોબતીઓની જે જે શુભ અથવા અશુભ ચેષ્ટાઓનું નિરીક્ષણ કરે છે, અર્થાત્ પોતાની નજર આગળ થતાં જે જે કૃત્યો જુએ છે તે તે કૃત્યોની તેના મગજ ઉપર છાપ પડે છે; એટલે સારાં કૃત્યો જુએ છે તો હૃદયમાં સારા સંસ્કારો પડે છે અને ખરાબ કૃત્યો

જુએ છે તો ખરાબ સંસ્કારો પડે છે. તે સંસ્કારોનું પહેલાંના સંસ્કારો સાથે મિશ્રણ થાય છે, અને તેને અનુસરીને માનસિક બંધારણ બંધાય છે તથા વિચારો પણ તેને અનુસરનારા જ થાય છે. તેના ચારિત્ર્યનું બંધારણ પણ તે સંસ્કાર, મન અને વિચારોને અનુસરતું જ થાય છે. તેટલા માટે બાળકની પાસે તેનાં માબાપે અગર સોબતીઓએ કદી પણ કોઇ જાતની ખરાબ ચેષ્ટા કરવી નહીં. (૧૧)

**વિવેચન**—પૂર્વે કહેવાઇ ચૂક્યું છે કે બાળકનું મગજ અનુકરણને વશ હોય છે, તેથી તે જે કાંઈ જુએ છે તેનું તે અનુકરણ કરે છે. બાળકને નિત્યનો સહવાસ પોતાની માતાનો હોય છે તેમ જ તેની સાથે રમનારાં સમવયસ્ક બાળકોનો હોય છે. તેના અતિ સહવાસી જનો જે જે કાર્યો કરે છે, તે તે કાર્યો તે બાળક કરવાને પ્રયત્ન કર્યા કરે છે, જેવું તેઓ બોલે છે તેવું જ તે બાળક બોલતાં શીખે છે અને ભવિષ્યમાં તે બાલ્યાવસ્થામાં મેળવેલા શિક્ષણને અનુસરતી બુદ્ધિવાળું જ નીવડે છે. આ કારણથી બાળકની દૃષ્ટિ સમીપે કોઈ પણ પ્રકારની અધમ ચેષ્ટા ન થાય તેવી કાળજી માતાપિતાએ રાખવી જોઇએ અને દુષ્ટાચારવાળાં સમવયસ્ક બાળકોના સહવાસથી પણ બાળકને દૂર રાખવું જોઇએ. (૭૧)

---

# तृतीय परिच्छेद.

## બાહ્ય શિક્ષણ.

[ હવે બાહ્ય શિક્ષણક્રમની શરૂઆતનો કાળક્રમ સૂચવે છે: ]

विद्यार्थिकालः । ७२ ॥

**प्राप्ते सप्तमवत्सरे शुभतरे यद्वाष्टमे वत्सरे ।**
**योग्ये देहबले शिशोः सुरुचितः कालस्तु विद्यार्जने ॥**
**ये गर्भे च गृहे बहिश्च [illegible]ः संस्काराबीजाङ्कुरा-**

# स्तर्षं पाषं तत्त्वमत्र विकसेच्चेत्सु शिक्षाक्रमः ॥

## વિદ્યાર્થી અવસ્થા.

**ભાવાર્થ**—જ્યારે અભ્યાસનો બોજો ઉપાડી શકે તેટલી મગજની શક્તિ થાય અને શિક્ષકની હાક ખમી શકે તેટલું મનોબળ અને શરીરબળ પ્રાપ્ત થાય ત્યારે વિદ્યાર્થી અવસ્થાની શરૂઆત ગણાય છે. ઘણે ભાગે તે સમય બાળકની સાત વરસની ઉમરે યા આઠ વરસની ઉમરે પ્રાપ્ત થાય છે. એટલે સાતમા વર્ષથી અથવા આઠમા વર્ષથી નિર્મળ વિદ્યાર્થી–અવસ્થાનો પ્રારંભ શાસ્ત્રોક્ત ગણાય છે. ગર્ભાવસ્થાથી આજસુધી ગૃહમાં અને બહાર બાળકના મગજમાં જે જે સારા અને હલકા સંસ્કારનાં બી રોપાએલાં હોય તેમાંથી ખરાબ સંસ્કારોને ભુંસી નાંખી સારા સંસ્કારોને સારી કેળવણીના સિંચનથી ઉછેરવા અને ખીલવવાનું કામ વિદ્યાર્થી અવસ્થામાં ચાલવું જોઇએ, અને તેના માટે શિક્ષણક્રમ પણ તેવા જ પ્રકારનો થવો જોઇએ. (૭૨)

**વિવેચન**—નિશાળનો વિદ્યાભ્યાસક્રમ ક્યારથી શરૂ કરવો જોઇએ તેનું આ શ્લોકમાં સૂચન કરવામાં આવ્યું છે. આ કાર્યના આરંભને માટે વય નિર્માણ કરવામાં જૂદા જૂદા વિદ્વાનોનો જૂદો જૂદો અભિપ્રાય છે. આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં કહ્યું છે કે **द्वादशवर्षाणि वेदब्रह्मचर्यम्** અર્થાત્—વિદ્યાભ્યાસનું બ્રહ્મચર્ય બાર વર્ષ સુધીનું જાણવું. અંગ્રેજ વિદ્વાનો સાત વર્ષની વયે બાળકને નિશાળમાં અભ્યાસ કરવા માટે મોકલવાનું ઉચિત માને છે. પરન્તુ એ જૂદા જૂદા અભિપ્રાયોનું તાત્પર્ય એ છે કે જ્યારે બાળકની સ્મરણશક્તિ દૃઢ થવા લાગે અને તેનું શારીરિક તથા માનસિક બળ અભ્યાસનો પરિશ્રમ સહન કરવાને પૂરતું વિકાસ પામે, તેમ જ ગુરૂપ્રતિના ધર્મોની તેને સમજ પડે ત્યારે બાળકને નિશાળે મોકલવાનું શરૂ કરવામાં કશો પ્રત્યવાય આવતો નથી. આ સર્વ શક્તિ બાળકમાં સાતથી આઠ વર્ષની વય સુધી પહોંચતાં પહેલાં આવી જતી જોવામાં આવે છે, અને તેથી બાળકને નિશાળના અભ્યાસક્રમમાં જોડવાનો સમય તેની સાત–આઠ વર્ષની વયનો ઠરાવવો ઉચિત જ છે. એ વયે બાળકને નિશાળે બેસારવામાં આવે તે વખતે તેને કેવા પ્રકારનો અભ્યાસ કરાવવો જોઇએ ? નિશાળની કેળ-

વળી બાળકોને માત્ર વિદ્યાભ્યાસ કરાવવાના હેતુથી જ આપવામાં આવતી નથી. આધુનિક નિશાળોમાં તો માત્ર પરીક્ષામાં ઉત્તીર્ણ નીવડવા માટે અમુક પ્રકારનું શિક્ષણ જ આપવામાં આવે છે, પરન્તુ નિશાળો સ્થાપવાનો અને તેમાંના અભ્યાસક્રમની રચના કરવાનો મૂળ હેતુ એવો જ છે એમ સમજવાનું નથી. બાલ્યકાળમાં બાળકના મગજમાં પૃથક્ પૃથક્ કારણોને લઇને જે અનિષ્ટ સંસ્કારો પડી ગયા હોય તે સંસ્કારો તેના મગજમાંથી દૂર કરીને તેને સ્થળે ઉચ્ચ સંસ્કારોનું આરોપણ કરવું એ જ એ નિશાળના શિક્ષણનો હેતુ છે. જે શિક્ષણ અથવા વિદ્યાભ્યાસ બાળકના વર્તનમાં અને જીવનમાં મોટું સુપરિવર્તન કરી શકે નહિ, તે વિદ્યાભ્યાસ કેવળ નિષ્ફળ જ લેખાય છે. માત્ર અભ્યાસ કરી જાણનારાઓને અને અભ્યાસના સારમાં ઉંડા ઉતરી નહિ શકનારાઓને સુશ્રુતે ખરવત્–ગધેડા જેવા કહ્યા છે.

यथा खरश्चंदनभारवाही भारस्य वेत्ता न तु चंदनस्य ।
एवं हि शास्त्राणि बहून्यधीत्य चार्थेषु मूढाः खरवद्वहंति ॥

અર્થાત્—જેમ ચંદનના ભારને વહન કરનાર ગધેડો ભારને જાણે છે પણ ચંદનને જાણતો નથી, તેમ ઘણાં શાસ્ત્ર ભણ્યા છતાં તેનો અર્થ–સાર ગ્રહણ કરવામાં મૂઢ હોય તે ગધેડાની પેઠે માત્ર ભાર વહન કરે છે. માત્ર પરીક્ષા પસાર કરી જવાથી વિદ્યાર્થીઓને એ ચંદનનો બોજો ખેંચનાર ગધેડાની અવસ્થામાં જ આવી રહેલા સમજવા. તેટલા માટે શિક્ષણક્રમ અને શિક્ષણપદ્ધતિ એવા પ્રકારનાં હોવાં જોઇએ કે તેથી 'શિક્ષણ' શબ્દમાં સમાએલો વાસ્તવિક અર્થ સાર્થક–સફળ થાય. જે નિશાળ આ હેતુ સિદ્ધ કરી શકે નહિ તે નિશાળને 'નિશાળ' કહેવી જોઇએ નહિ, અને ત્યાં અપાતા શિક્ષણને 'શિક્ષણ' કહેવું જોઇએ નહિ પણ અભ્યાસ કરાવવાનું એક જડ યંત્ર કહેવું જોઇએ કે જે કશો અર્થ સમજ્યા વિના પોતાની મેળે એક ગતિમાં ફર્યા કરે છે અને પશુની પેઠે માત્ર કામ જ આપી શકે છે. (૭૨)

[ શિક્ષણ બાળકની બુદ્ધિ ઉપર કેવી અસર નીપજાવે છે તે નીચેના શ્લોકમાં ચિત્રપટની ઉપમાદ્વારા સમજાવવામાં આવે છે. ]

बुद्धिपटे शिक्षणात्मको वर्णः । ७६ ॥

## ज्ञानाद्यावरण-क्षयोपशमतः प्राप्तो वरो हृत्पटो ।

मात्रादेः शुभयोगतोत्र पतिताः सत्संस्कृ[illegible]ः ॥
यावच्चात्र तथापि सुन्दरतरो वर्णः सुशिक्षात्मकः ।
नो [illegible]र्यैत न तावताऽतिरुचिरो [illegible]त चेतः पटः ॥

**બાળકના બુદ્ધિપટમાં શિક્ષણનો રંગ.**

**ભાવાર્થ તથા વિવેચન**—કોઈ પણ જાતનો નકશો ચિતરવાનો હોય ત્યારે પ્રથમ નકશાનો પટ તૈયાર કરવામાં આવે છે. પછી જે પ્રકારનાં ચિત્રો ચિતરવાનાં હોય તેનાં ટપકાં પાડવામાં આવે છે, અથવા રૂપરેખાઓ આંકવામાં આવે છે, અને પછી તેની અંદર જુદા જુદા રંગો પૂરવામાં આવે છે. તેવી જ રીતે બાળકનું હૃદય યા તેની બુદ્ધિ એ પણ એક નકશાનો પટ છે. તે પટ જ્ઞાનાવરણીય આદિ કર્મના આધુનિક અથવા પૂર્વકાલીન ક્ષયોપશમ આદિથી તૈયાર થાય છે, એટલે તે પટ આગલા ભવથી જ ઘણે ભાગે સાથે આવે છે. તેમાં ગર્ભાવસ્થામાં અને જન્મ પછી રક્ષક માતા આદિના શુભ યોગથી અને તેની સારા પ્રકારની માવજતથી સારા સંસ્કારરૂપી ટપકાં પડે છે, અથવા રૂપરેખાઓ અંકાય છે. તથાપિ જ્યાંસુધી નૈતિક ધાર્મિક શિક્ષણરૂપ જુદા જુદા રંગો તે રૂપરેખાઓમાં પૂરવામાં નથી આવ્યા ત્યાંસુધી તે પટ સુંદર દેખાતો નથી, અને નકશો પૂર્ણ થયો ગણાતો નથી. માટે બાળકના બુદ્ધિરૂપ પટની અંદર સુશિક્ષણરૂપી રંગ પુરાવાની પ્રથમ જરૂર છે. એ રીતે રૂપકોપમાદ્વારા બુદ્ધિપટ અને ચિત્રપટની સમાનતા દર્શાવી અને ઉભય પટમાં આલેખવાનું કાર્ય કેવી રીતે ચાલે છે તે સમજાવ્યું. ચિત્રપાટી જેવી રીતે હસ્તકૃત હોય છે, તેવી જ રીતે બુદ્ધિપટ મનુષ્યને તેના જ્ઞાનાવરણીય આદિ કર્મોના ક્ષયોપશમના પ્રમાણમાં ન્યૂનાધિક ઉજ્જવલ મળે છે અને એ બુદ્ધિપટમાં સુશિક્ષણરૂપ રંગ ચડે છે ત્યારે તે સુંદર દેખાય છે: તોપણ એટલું તો ખરૂં કે એ રંગથી તે બુદ્ધિપટ માત્ર ‘ સુંદર ’ જ દેખાય છે અને તેમાં જે ઉચ્ચ ગુણો હોવા આવશ્યક છે તે ગુણો તો તેને પૂર્વ કર્મોને યોગે તથા ગર્ભ પછીના સંસ્કારોવડે જ મળી ગયા હોય છે. સત્શિક્ષણ એ ગુણોને વધારે સુંદર દેખાવમાં રજુ કરતા

ઉપરાંત બીજું કશું કરવાને સમર્થ હોતું નથી. છતાં નકશો સંપૂર્ણ કરવાને માટે જેમ રંગોનીએ જરૂર છે તેમ મનુષ્યના કુદરતી—જન્મથી જ પ્રાપ્ત થએલા ગુણોના વિકાસને અર્થે શિક્ષણની પણ જરૂર છે. (૭૩)

[ શિક્ષણની અવશ્યકતાનું સૂચન કર્યા પછી, હવે એ શિક્ષણ આપવાની પદ્ધતિ કેવી હોવી જોઈએ તેનું સૂચન કરવામાં આવે છેઃ ]

शिक्षणपद्धतिप्रकाराः । ७४ । ७५ ॥

स्याच्चेच्छिक्षणपद्धतिर्विरहिता धर्मेण नीत्या तदा ।
कृत्याकृत्यविवेकश्[ू]न्यमतिदा शान्त्युज्झिता राजसी ॥
किं चेयं व्यवहारमार्गमपि नो साध्यक्रमादर्शयेत् ।
सा ज्ञेया किल तामसी विषझरी लोकद्वये दुःखदा ॥
या वर्ग[त्र]यसाधिनी व्यवहृतेर्नीतेश्च [ध]र्मस्य वा ।
स्पष्टं मार्गनिदर्शिनी सरलतानिःस्वार्थबुद्ध्यर्पिणी ॥
शुभ्रा सत्त्वपदा सदैव सुखदा लोकद्वयार्थप्रदा ।
शिक्षापद्धतिरुत्तमा जगति सैवौचित्यमापद्यते ॥

શિક્ષણપદ્ધતિના પ્રકાર.

ભાવાર્થ—બાળકના હૃદયમાં ધાર્મિક વૃત્તિ સ્ફુરાયમાન રહે અને શ્રદ્ધાપૂર્વક ધર્મ તરફનું વલણ રહે તેટલું શિક્ષણ ચાલતી શિક્ષણપદ્ધતિમાં રહેવું જોઇએ. જો તેટલું પણ ધાર્મિક અને નૈતિક શિક્ષણ ન ઉમેરાયું હોય તો તે પદ્ધતિનો રંગ બુદ્ધિપટમાં બરાબર ખીલતો નથી અને તે પદ્ધતિ 'રજોગુણી' ગણાય એટલે તે શિક્ષણથી આત્માની ખરી શાન્તિ મળી શકતી નથી. જે પદ્ધતિમાં ધર્મ અને નીતિનાં તત્ત્વો તો ન હોય, પણ વ્યાવહારિક કુશળતાનાં તત્ત્વોનો પણ સમાવેશ કરવામાં ન આવ્યો હોય તે કેળવણી નૈતિક અને ધાર્મિક પાયરી ઉપરથી બાળકને ઉતારી પાડનાર હોવાથી સૌંદર્ય

અને શાન્તિ એ બન્ને ગુણોથી રહિત હોવાને લીધે કાળા રંગની 'તમો-ગુણમયી' ગણી શકાય. (૭૪)

જે પદ્ધતિ ધર્મ, અર્થ અને મોક્ષ એ ત્રણ વર્ગનાં સાધનોનું દિગ્દર્શન કરાવવાની સાથે વ્યવહાર, નીતિ અને ધર્મના માર્ગનું સ્પષ્ટ ભાન કરાવે છે એટલે કે વ્યાવહારિક, નૈતિક અને ધાર્મિક એ ત્રણેનાં તત્ત્વોને યથાયોગ્ય અવકાશ મળવાથી જે કેળવણી બાળકને સામાન્ય પદાર્થવિજ્ઞાનનો બોધ કરવા ઉપરાંત હૃદયમાં સરલતા, નીતિપટુતા, નિઃસ્વાર્થવૃત્તિ અને પરમાર્થ-બુદ્ધિનાં બીજ રોપે છે, ઐહિક અને પારલૌકિક બંને પ્રકારના સુખના હેતુઓ ઉપર દૃષ્ટિ કરાવી બન્ને લોકનું હિત સધાવે છે, તે કેળવણી 'ઉ-જ્જવલ–સત્વગુણમયી'–શ્રેષ્ઠ ગણાય છે. શાસ્ત્રીય અને લૌકિક એ બન્ને દૃષ્ટિએ આ પદ્ધતિ જગતમાં ઉત્તમ અને ઉચિત ગણી શકાય. (૭૫)

**વિવેચન**—સમસ્ત જગતમાં ત્રણ ગુણો વિસ્તરેલા છે: સત્વ, રજસ્ અને તમસ્. સત્વગુણ સુખપ્રેરક છે, રજસ્ સુખદુઃખપ્રેરક છે અને તમસ્ દુઃખપ્રેરક છે: એ જ પ્રમાણે જગતમાં કોઇ પણ વસ્તુના ત્રણ ભેદો વિદ્વા-નોએ ગુણને અનુલક્ષીને લેખ્યા છે. ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ. શિક્ષણ-પદ્ધતિના પણ એ જ ક્રમે ત્રણ પ્રકાર લેખી શકાય: સાત્વિક, રાજસ અને તામસ. સાત્વિક પદ્ધતિ ઉત્તમ પ્રકારની, રાજસ મધ્યમ પ્રકારની અને તામસ કનિષ્ઠ પ્રકારની સમજવી. મોન્તેન કહે છે કે માત્ર સ્થૂલ વ્યાવહારિક ફળ મેળવવાની આશાથી વિદ્યાભ્યાસ કરવો એ શારદાદેવીની કૃપા અને પ્રસા-દનો દુરૂપયોગ કરવા બરાબર છે: એ જ તામસ પ્રકારની શિક્ષણપદ્ધતિ સમજવી. નીતિ અને ધર્મની ગંધવિનાની માત્ર ધનપ્રાપ્તિ કરાવનારી કેળવણી કે જે વિદ્યાર્થીના આત્માની સાથે વળગેલા સંસ્કારોને ઉચ્ચ બનાવવાનું સામર્થ્ય ધરાવતી નથી પરન્તુ અનેકાનેક છળકપટ અને દુષ્ટ ઉપાયોદ્વારા વ્યવહારમાં વિજય મેળવવા ધનપ્રાપ્તિ કરી સંસારભવમાં ગું-ચવી રહેવાના સંસ્કારો પાડે છે તે કેળવણીને 'તમોગુણમયી' સમ-જવી. આ પ્રકારની કેળવણીથી પણ બુદ્ધિનો વિકાસ તો થાય છે ખરો, પરન્તુ તે આડે માર્ગે થાય છે અને આત્માને તેથી કશો પણ લાભ ન

થતાં ઘણો ગેરલાભ થવા પામે છે. 'રજોગુણી' શિક્ષણ 'તમોગુણી' કરતાં કેટલેક અંશે ચડીઆતું છે. નીતિનું શિક્ષણ આપવામાં આવે અને તે સાથે વ્યવહારનું શિક્ષણ આપવામાં આવે, પરન્તુ ધાર્મિક શિક્ષણથી વંચિત રહે, તો તે વિદ્યાર્થી રજોગુણી શિક્ષણ પામેલો લેખાય. આ શિક્ષણમાં ભલે નીતિનો સમાવેશ થાય, પરન્તુ વિદ્યાર્થીના અંતર્માં તે નીતિનું પાચન થતું નથી: આથી નીતિસંબંધી ઘણુંએ જ્ઞાન તે વિદ્યાર્થી ધરાવતો હોય છે, નીતિસંબંધી કેળવણીની પરીક્ષા લેવામાં આવે તો કદાચ તે વિદ્યાર્થી તેમં સારી રીતે ઉત્તીર્ણ પણ નીવડે, પરન્તુ તે જ નીતિનું પાચન નહિ થવાથી વ્યવહારમાં નીતિપુરઃસર વર્તવાની અભિલાષા તેના હૃદયમાં જાગૃત થતી નથી અને તેથી નીતિનું શિક્ષણ પામ્યા છતાં તે નીતિમાન્ માણસ બનવા પામતો નથી. ધર્મની કેળવણીના અભાવે અને માત્ર નીતિનું લુખ્ખું શિક્ષણ અપાતું રહેવાને પરિણામે આ પ્રકારની રજોગુણી શિક્ષણપદ્ધતિનો વિસ્તાર વધતો જાય છે. આજકાલ આપણી શાળાઓમાં વિદ્યાર્થીઓને જે પ્રકારની કેળવણી અપાય છે તે કેળવણી 'રજોગુણી' એટલે મધ્યમ પ્રકારની છે. એ શાળાઓમાં નીતિની કેળવણી અપાય છે, પરન્તુ એ નીતિને વિદ્યાર્થીઓ પચાવી શકતા નથી અને તેથી એ નીતિશિક્ષણ તેમને સદ્દવર્તનશીલ બનાવવાની કશી જામીનગીરી આપતું નથી. "પ્લેટોની શિક્ષણકળાનાં સૂત્રોને અવલંબીને કરાવાએલા અભ્યાસના પરિણામમાં વિદ્યાર્થી જે કાંઈ શીખેલો છે તેનો તે તત્ત્વાર્થ સમજ્યો છે કે નહિ, અથવા તો તેણે વિદ્યાને પોતાની જ કરી લીધી છે કે નહિ તે વાતની તપાસ કરવા માટે વિદ્યાર્થી પાસે જે કાંઈ તે શીખેલો હોય તેનો જૂદી જૂદી સેંકડો પદ્ધતિએ ભિન્ન ભિન્ન વિષયો પરત્વે ઉપયોગ કરાવવો જોઈએ. જે વસ્તુ જે રૂપમાં આપણે ખાધી હોય તે જ વસ્તુનું તે જ રૂપમાં વમન કરી નાંખવું એ અજીર્ણ અને મંદાગ્નિ બતાવનારૂં છે, એટલે કે જે વસ્તુ પચાવવાને અર્થે જે રૂપે જે સ્થિતિમાં પેટમાં નાંખવામાં આવી હોય તે વસ્તુ જ્યાંસુધી રૂપાન્તરને પામે નહિ ત્યાંસુધી પેટ પોતાની ફરજ બજાવી નથી એવું કહેવામાં બાધ નથી." માઈકલ મોન્તેનના આ શબ્દો અક્ષરશઃ સત્ય છે. આપણી હાલની શાળાઓમાં જે

વ્યવહાર તથા નીતિનું શિક્ષણ આપવામાં આવે છે તે શિક્ષણનું વિદ્યાર્થીઓ પરીક્ષામાં વમન કરી નાંખે છે અને પછી તેઓ સંતુષ્ટ થાય છે. તે શિક્ષણ વિદ્યાર્થીના મગજની નસેનસમાં ઉતરીને પોષણ આપનારૂં થઈ પડે છે કે નહિ તેની દરકાર રાખવામાં નહિ આવતી હોવાથી એ લુખ્ખું શિક્ષણ જોઈએ તેટલા પ્રમાણમાં વ્યવહારમાં ઉપયોગી નીવડતું નથી, પરન્તુ વિદ્યાર્થીઓને પરીક્ષામાં ઉત્તીર્ણ નીવડવા જેટલા જ લાયક બનાવી શકે છે. આ રજોગુણી શિક્ષણપદ્ધતિને સુધારીને તેને સાત્વિક બનાવવામાં આવે તો તેથી પ્રત્યેક વિદ્યાર્થીના રૂધિરની સાથે તે ઓતપ્રોત થઈ જાય અને તેથી પ્રત્યેક વિદ્યાર્થીને મોટો લાભ થાય. વ્યવહાર, ધર્મ અને નીતિની કેળવણી એવે પ્રકારે આપવામાં આવે કે જેથી વિદ્યાર્થી વ્યવહારકુશળ, નીતિમાન્, સરલ, પરમાર્થવૃત્તિવાળો, ધર્મરતિ અને દેશસેવક બને તો એ કેળવણી ઉજ્જવલ વર્ણયુક્ત અને સાત્વિક લેખાય. વ્યવહાર, ધર્મ અને નીતિની કેળવણી વિદ્યાર્થીના વર્તન ઉપર અસર કરનારી ન નીવડે તો તે અર્થહીન કેળવણી 'સાત્વિક કેળવણી' ની ગણનામાં આવી શકે નહિ પણ તે 'રજોગુણી કેળવણી' જ લેખાય. સાત્વિક કેળવણીની ઉત્તમ અસર એ છે કે તે ધર્માર્થકામમોક્ષનું દિગ્દર્શન કરાવે છે અને ઐહિક સાથે આમુષ્મિક સુખની અભિલાષા વિદ્યાર્થીના હૃદયમાં ઉત્પન્ન કરી તેને ઉચ્ચપથગામી બનાવે છે. એ પ્રમાણે 'આત્મહિતકર' દૃષ્ટિથી જોતાં જે કેળવણી ઉત્તમ લાગે તે જ કેળવણી વસ્તુતઃ 'કેળવણી' અથવા 'શિક્ષણ' ના નામને સાર્થક કરનારી લેખાય છે. (૭૪-૭૫)

[ એ ત્રણ પ્રકારની કેળવણી પૃથક્ પૃથક્ કેવી અસરો નીપજાવે છે તે અત્ર દર્શાવાય છેઃ- ]

त्रिविधशिक्षणपद्धतिपरिणामः । ७६ ॥

**दुर्नीतिं दुरितं तथा वितनुते विद्याऽधमा तामसी ।**
**वित्तेहा विविधास्तनोति विषयासक्तिं च या राजसी ॥**
**श्रद्धां रक्षति शिक्षयत्युपकृतिं प्रामाणिकत्वं तथा ।**

चारित्रं सुनयं विशोधयति सा विद्या च या सात्त्विकी॥

**તામસી રાજસી અને સાત્વિક પદ્ધતિનું પરિણામ.**

**ભાવાર્થ**—તમોગુણ વિશિષ્ટ તામસી કેળવણી માણસને નીતિથી ભ્રષ્ટ કરી અનીતિને માર્ગે ઘસડી જાય છે, અને પાપની વૃત્તિઓને પોષણ આપી ધર્મથી પતિત કરે છે. આ કેળવણી અધમ હોવાથી ત્યાજ્ય છે. રજોગુણ વિશિષ્ટ રાજસી કેળવણી વિવિધ પ્રકારની તૃષ્ણાના તંતુઓને લંબાવે છે, ઇન્દ્રિયજન્ય વિષયસુખમાં આસક્તિ વધારે છે, દ્રવ્યના લોભને લીધે ઘણા અનર્થ નિપજાવે છે, તે મધ્યમ પ્રકારની અને આત્મહિતકર નહિ હોવાથી આદરણીય નથી. પણ જે શિક્ષણપદ્ધતિ સત્વગુણ વિશિષ્ટ સાત્વિક છે તે ધાર્મિક શ્રદ્ધાનું રક્ષણ કરે છે, પરોપકાર કરવાનું શિક્ષણ આપે છે, સત્યવાદી, પ્રામાણિક રહેવાનો પાઠ શિખવે છે, અને નીતિના માર્ગમાં દૃઢતા કરાવી ચારિત્ર્યની વિશુદ્ધિ કરાવે છે. તે વિદ્યા ઉત્તમ હોવાથી આદરણીય છે. તેથી આ ત્રીજા પ્રકારની શિક્ષણપદ્ધતિ જ સર્વત્ર નિયત થવી જોઇએ. (૭૬)

**વિવેચન**—જે ત્રણ પ્રકારના ગુણોથી યુક્ત શિક્ષણ કહેવામાં આવેલું છે તે ત્રણ પ્રકારના ગુણોનાં લક્ષણ 'ભાવપ્રકાશ' નામક ગ્રંથમાં કહેવામાં આવેલાં છે. તમોગુણનાં લક્ષણ આ પ્રમાણે છેઃ—

नास्तिक्यं सुविषण्णताऽतिशयिताऽलस्यं च दुष्टा मतिः ।
प्रीतिर्निन्दितकर्मशर्मणि सदा निद्रालुताऽहर्निशम् ॥
अज्ञानं किल सर्वतोपि सततं क्रोधान्धता मूढता ।
प्रख्याता हि तमोगुणेन सहितस्यैते गुणाश्चेतसः ॥

અર્થાત્—નાસ્તિકતા, અતિશય ખેદ, અતિશય આલસ, દુષ્ટ મતિ, નિંદિત કર્માદિમાં પ્રીતિ, અહર્નિશ નિદ્રાલુતા, અજ્ઞાન અને સર્વતઃ સતત ક્રોધાન્ધતા તથા મૂઢતા એ તમોગુણયુક્ત ચેતસ્‌ના ગુણ કહેલા છે. રજોગુણનાં લક્ષણ નીચે પ્રમાણે કહેલાં છેઃ—

क्रोधस्ताडनशीलता च बहुलं दुःखं सुखेच्छाधिका ।
दंभः कामुकताप्यलीकवचनं चाधीरताहंकृतिः ॥

ऐश्वर्यादभिमानिताऽतिशयिताऽऽनन्दोऽधिकश्चाटनं ।
प्रख्याता हि रजोगुणेन सहितस्यैते गुणाश्चेतसः ॥

અર્થાત્—ક્રોધ, તાડનતત્પરતા, ઘણું દુઃખ, સુખની અધિક ઇચ્છા, દંભ, કામુકતા, જૂઠાં વચન, અધીરતા, અહંકાર, ઐશ્વર્યજન્ય અભિમાન, અધિક આનંદ અને અટનઃ એ રજોગુણ વિશિષ્ટ ચેતસ્‌ના ગુણ કહેલા છે. સાથી શ્રેષ્ઠ સત્વગુણનાં લક્ષણ આ પ્રમાણે દર્શાવેલાં છેઃ—

आस्तिक्यं प्रविभज्य भोजनमनुतापश्च तथ्यं वचो ।
मेधाबुद्धिधृतिक्षमाश्च करुणा ज्ञानं च निर्दम्भता ॥
कर्मानिंदितमस्पृहं च विनयो धर्मः सदैवादरा-
देते सत्त्वगुणान्वितस्य मनसो गीता गुणा ज्ञानिभिः ॥

અર્થાત્—આસ્તિકતા, અન્નપાન વહેંચીને જમવાની ટેવ, અનુતાપ, સત્ય વાણી, મેધા, બુદ્ધિ, ધૈર્ય, ક્ષમા, કરૂણા, જ્ઞાન, નિષ્કપટ ભાવ, અનિંદિત અને સ્પૃહારહિત કર્મ તથા નિરંતર આદરયુક્ત વિનય અને ધર્મઃ એ સત્વ-ગુણયુક્ત ચેતસ્‌ના ગુણો કહેલા છે.

દરેક શિક્ષણપદ્ધતિમાં ઉપર કહેલા ત્રણ ગુણોમાંનો હરકોઇ એક જ ગુણ રહેલો હોય છે એમ સમજવું નહિ. ત્રણે ગુણનો અંશ તેમાં મિશ્રિત ભાવે રહેલો હોય છે, પરન્તુ ત્રણમાંથી કોઈ એક ગુણ બીજા ગુણો કરતાં વિશિષ્ટપણે પ્રવર્તી રહેલો હોય છે અને તેથી તે શિક્ષણ તે વિશિષ્ટ ગુણ-યુક્ત લેખાય છે. એ નિયમાનુસારે તમોગુણી, રજોગુણી અને સત્વગુણી શિક્ષણ મનુષ્યને કેવા પ્રકારનાં લાભ હાનિ કરે છે અને ચેતસ્‌ને—મનને કેવી અસર કરે છે તે ઉપર જણાવેલાં તેનાં લક્ષણો ઉપરથી સહેલાઇથી સમજી શકાશે. એ ઉપરથી સૌથી ઉત્તમ શિક્ષણ સત્વગુણવિશિષ્ટ સમજવું અને અન્યગુણ વિશિષ્ટ શિક્ષણ મધ્યમ તથા કનિષ્ટ પ્રકારનાં હોઈ ત્યાજ્ય ગણવાં જોઇએ. (૭૬)



# चतुर्थ परिच्छेद.

## શિક્ષક અને શિક્ષણ.

कीदृशः शिक्षकः ? । ७७ । ७८ ॥

कालो यं सफलस्तदा यदि भवेत्प्रामाणिकः शिक्षकः ।
सत्याचारविचारकार्यनिपुणः सौजन्यशाली बुधः ॥
शिष्याणां हितचिन्तकश्च चतुरश्चित्ते प्रसन्नः सदा ।
निःस्वार्थः करुणापरः सहृदयः पूज्यः पवित्रः परः ॥
हृद्वालस्य निरीक्ष्य यं प्रमुदितं प्रेम्णा सुपुष्टं भवे-
च्छ्रोतुं यद्वचनं प्रसन्नमनसो वांच्छन्ति बालाः सदा ॥
यं शिष्या गुरुभावतो हृदि मुदा मन्यन्त एव स्वतो ।
योग्यो बालकशिक्षणे स मनुजो विद्यार्थिवर्गार्चितः ॥

શિક્ષક કેવા હાવા જોઇએ ?

**ભાવાર્થ**—વિદ્યાર્થી અવસ્થાની સફળતાના આધાર કેટલેક અંશે શિક્ષકની યોગ્યતા ઉપર રહેલા છે. બાળકોને કેળવણી આપનાર શિક્ષક અ-સત્યવાદી, અપ્રામાણિક ન હોય, આચાર વિચારમાં શુદ્ધ અને કર્તવ્યનિપુણ હોય, જેની વાણીમાં અને કૃતિમાં સુજનતા સ્ફુરી રહી હોય, વિદ્યાર્થીઓનું હિત જેના હૈયામાં રમી રહ્યું હોય, દેશ કાળને જાણનાર ચાલાક અને વિદ્વાન્ હોય, ચિત્તમાં હમેશ પ્રસન્નતા ભરી હોય, સ્વાર્થબુદ્ધિ બીલકુલ ન હોય, હૃદય હમેશ કૃપાથી આર્દ્ર રહેતું હોય, જે વિદ્યાર્થીઓના સાચો મિત્ર હોય, અને જેની પવિત્રતાથી વિદ્યાર્થીઓના મનમાં પોતાની મેળે તેના પ્રત્યે પૂજ્ય ભાવ પ્રકટ થાય, એવી યોગ્યતા જેનામાં હોય તે જ માણસ શિક્ષક પદને યોગ્ય બની શકે છે. ( ૭૭ )

જેને જોવાથી બાળકોનાં મન જાણે યમને જોતાં હોય તેમ ભય-ભીત ન બને, કિન્તુ જાણે પોતાના પૂજ્ય પાળકને જોતાં હોય તેવી રીતે પ્રેમથી પ્રફુલ્લિત અને પ્રસન્ન રહે, તેમ જ જેનાં હિતવચનો અને શિક્ષાવચનો એવી શૈલીથી બોલાતાં હોય કે બાળકો અત્યન્ત ખુશાલી સાથે તે વચનો સાંભળવાને તલપી રહ્યાં હોય, અને પ્રસન્નતાપૂર્વક તે વચનો માન્ય કરે, તેમ જ જેના નિર્દોષ વર્તનથી આકર્ષાયેલા વિદ્યાર્થીઓ તેને હર્ષપૂર્વક પોતાની મેળે જ ગુરૂભાવથી માનતા હોય, વિદ્યાર્થી વર્ગને માનનીય અને ઉપર કહેલી યોગ્યતાવાળો માણસ બાળકોને કેળવણી આપવાને લાયક શિક્ષક બની શકે છે. ( ૭૮ )

**વિવેચન**—ગુરૂ પ્રત્યે શિષ્યનો પૂજ્ય ભાવ અને શિષ્ય પ્રતિ ગુરૂનો વત્સલ ભાવ એ બન્ને ગુણોથી એક વિદ્યાર્થી પોતાના અભ્યાસમાં જેટલો સફળ નીવડી શકે છે તેટલો સફળ પોતામાં ગમે તેવી ચપળ બુદ્ધિ હોય અને ગુરૂમાં ગમે તેટલું જ્ઞાન ભર્યું હોય તોપણ તે નીવડી શકતો નથી. આ કારણથી ગુરૂની યોગ્યતા એવી હોવી જોઇએ કે જેથી શિષ્ય તેના પ્રત્યે પૂજ્ય ભાવ ધારણ કરે. શિષ્યનો પૂજ્ય ભાવ પ્રાપ્ત કરવા માટે પહેલાં ગુરૂમાં શિષ્ય પ્રતિ પુત્રવત્ વત્સલ ભાવ હોવાની જરૂર છે. જે ગુરૂઓ શિષ્યોનું આકર્ષણ પોતાની અતુલ વિદ્વત્તાવડે અથવા તો ચમચમતી સોટીવડે કરે છે તે ગુરૂઓ વત્સલ ભાવની ન્યૂનતાથી પોતાના કાર્યમાં સફળ નીવડતા નથી. આ કારણથી ગુરૂમાં અનેક શાન્ત અને સરલ ગુણો હોવાની આવશ્યકતા છે. વળી બાળકની ભવિષ્યની જીંદગીને ઘડનાર જેવી રીતે માતાપિતા હોય છે તેવી જ રીતે શિક્ષક પણ હોય છે અને શિક્ષકના બોધ તથા વર્ત્તનની છાપ બાળકોપર પડે છે, એ કારણથી નીતિના ગુણોથી યુક્ત શિક્ષક પ્રત્યેક વિદ્યાર્થીને માટે હોવાની જરૂર છે. જો શિક્ષક અસત્યવાદી, અપ્રામાણિક અને માઠાં આચરણોવાળો હોય છે તો શિષ્ય પણ તેના વર્ત્તન પ્રમાણે વર્તવામાં દોષ લેખતો નથી. એ કારણથી શિક્ષક સદ્ગુણયુક્ત જ હોવો જોઇએ. મોન્તેને કહ્યું છે કે " છોકરાંનાં સગાં સબંધીઓને હું વિજ્ઞાપના કરૂં છું કે તેમણે જ્ઞાન-સંપન્ન શિક્ષક શોધી કાઢવા કરતાં સુવૃત્ત શિક્ષક શોધી કાઢવાને માટે કાળજી

રાખવી જોઇએ. અલબત્ત, પૂર્વોક્ત ઉભય ગુણોવાળો શિક્ષક જડે તો શોધી કાઢવો, પરન્તુ તે ઉભય વર્ગના શિક્ષકોમાંથી કેવળ જ્ઞાનસંપન્ન શિક્ષકના કરતાં સૌથી સારી રીતભાતવાળા અને વિનયશીલ શિક્ષકને પસંદ કરવાથી સારૂં થશે.” આ કથનનું તાત્પર્ય એ છે કે એક શિક્ષકમાં જે પ્રધાન ગુણ હોવાની જરૂર છે તે તેના આંતર્ સદ્‌ગુણોની છે, તેનામાં ઓછી કે વધુ વિદ્વત્તા હોય તે બાબત પ્રધાન નથી પણ ગૌણ છે. આજકાલ ઉચી પરીક્ષાઓ પસાર કરીને વિદ્વાન્ બનેલા શિક્ષકોને શાળાઓમાં રોકવાનું પસંદ કરવામાં આવે છે, પરન્તુ તેઓના ગુણો તરફ ઓછું લક્ષ આપવામાં આવે છે, તે રીતિ શિક્ષકની પસંદગીને માટે ઇષ્ટ નથી. ગુરૂ તરીકેનો ધંધો અતિપવિત્ર અને પુણ્યકારક છે. એ ધંધો કરવાથી કાંઈ અતુલ ધનસંપત્તિની પ્રાપ્તિ થતી નથી, પરંતુ તે ધધો ભવિષ્યની પ્રજાનું હિત કરનારો હોઇને જ સઘળા ધધામા પ્રથમ પદે વિરાજે છે. ગુરૂના નિર્વાહને અર્થે તેને ન્યૂનાધિક ધન મળે એ આવશ્યક છે, પરન્તુ તે ધન તેમના શ્રમના પ્રમાણપુરઃસર નથી જ અપાતું: એક બાળકને નીતિમાન્, સદાચારી, ઉચ્ચભાવનાયુક્ત અને વિદ્વાન્ બનાવનાર ગુરૂને તો અતુલ રાજ્યસંપત્તિ આપવામાં આવે તો જ તેનો એને પૂરતો બદલો આપવામાં આવેલો લેખાય; પરંતુ તેટલું ધન તેમને ન મળે તો તેથી અસંતુષ્ટ ન થતાં જગત્‌ના હિતને અર્થે તેમણે એ ધંધો સ્વીકાર્યો છે એમ જ સમજવું જોઈએ. જો એ હિતદષ્ટિથી જ ગુરૂ તરીકેનો પવિત્ર ધંધો તેઓ કરે, તો જ તેઓ ખરા ગુરૂ અને મહાત્મા લેખાવાને પાત્ર કહેવાય; નહિતો ધનપ્રાપ્તિ તો અનેક દુષ્ટ ધંધાઓથી પણ થઇ શકે છે, અને ધન એ કાંઈ મહત્ત્વની વસ્તુ નથી. ગુરૂમાં એક ગુણની વિશેષે કરીને જરૂર છે તે શાંત પ્રકૃતિ અને મધુરી વાણીની છે. શાંતિપૂર્વક અને મીઠી—વત્સલ વાણીવડે ગુરૂ પોતાના શિષ્યને જે કાંઇ જ્ઞાન કે વિદ્યા આપી શકે છે તે તેને ભય આપવાથી કે સજા કરવાથી આપી શકાતી નથી. જે ગુરૂને જોઇને શિષ્યો ભય પામે છે તે ગુરૂને શિષ્યો પોતાનો શત્રુ માને છે અને તે શત્રુ ગમે તેવી હિત કરનારી વિદ્યા આપતો હોય, તોપણ શિષ્યોની સંકુચિત થએલી વૃત્તિ તે વિદ્યાને ગ્રહણ કરવા કદાપિ તત્પર થતી નથી,

અને તેઓ ગુરૂ પ્રત્યે પૂજ્ય ભાવ ધરાવતા નથી. મનુસ્મૃતિમાં કહ્યું છે કેઃ

अहिंसयैव शिष्याणां कार्यं श्रेयोनुशासनम् ।
वाक् चैव मधुरा श्लक्ष्णा प्रयोज्या धर्ममिच्छता ॥

અર્થાત્—ધર્મને ઇચ્છનારા વિદ્યાગુરૂએ શિષ્યોને માર્યા વિના સારી રીતે શીખામણ આપીને ભણાવવા અને વાણી પણ ધીમી તથા મધુરી બોલવી.

ગુરૂની ઉત્તમ પદવી દુઃખકર હોવા છતાં કેવી કલ્યાણકર છે, તેનું એક દૃષ્ટાંત મહાભારતના આદિ પર્વમાં દ્રોણાચાર્યનું આપેલું છે. દ્રોણાચાર્યનો પુત્ર અશ્વત્થામા એક વાર બીજા ધનવાનોના પુત્રોને દૂધ પીતા જોઇને પોતાને દૂધ નહિ મળવાથી રડવા લાગ્યો. દ્રોણાચાર્યે ગાય મેળવવાને બહુ યત્ન કર્યો પણ ક્યાંય ગાય મળી નહીં. પછી બીજા બાળકોએ અશ્વત્થામાની મશ્કરી કરી દૂધ જેવું ચોખાનું પાણી તેને પાયું એટલે અશ્વત્થામા પોતે દૂધ પીધું એમ માનીને આનંદથી નાચવા લાગ્યો: આથી અશ્વત્થામાના પિતા ગરીબ દ્રોણને લોકો ધિક્કાર આપવા લાગ્યા; છતાં દ્રોણાચાર્યે મનમાં ચિંતવ્યું કે "જો કે વિપ્રોથી ત્યજાયેલો અને નિન્દાએલો હું દૂર રહું પણ ધનની ઇચ્છાએ કરીને પાપિષ્ઠ પરસેવા તો કરૂં નહિ." પછી બાળકોને વિદ્યાભ્યાસ કરાવવાનો ઉદ્યોગ દ્રોણાચાર્યે પુનઃ ચાલુ કર્યો પરન્તુ દૂધને માટે રડતા પુત્રની દયાથી ઉશ્કેરાઇને ધનને અર્થે નોકરી ચાકરીનો સ્વીકાર કરવાનું ઉચિત માન્યું નહિ, કારણકે શિક્ષાગુરૂનો ધંધો ધનવાનોના ધન કરતાં વિશેષ માનપ્રદ અને પવિત્ર છે એવું દ્રોણાચાર્ય જાણતા હતા. માટે એ ઉત્તમ પદવીને સાર્થક કરાય તેવી રીતે જ શિક્ષકોએ વર્તવું એ તેમનો પરમ ધર્મ છે. (૭૭–૭૮)

[ ઉક્ત ગુણોથી યુક્ત અર્થાત્ લાયક શિક્ષક ન હોય તો શિષ્યને કેવું અનિષ્ટ શિક્ષણ મળે છે તે હવે દર્શાવાય છે :]

योग्यशिक्षकंविना शिक्षणनिष्फलता । ७९ ॥

शिक्षा शब्दशास्त्र शास्त्रनिपुणैः प्राज्ञैर्जनैर्निर्मिता ।
शिष्टो नो यदि शिक्षको भव ते सा शिक्षा [illegible]र्नानिष्फल ॥

**बालाः सन्त्यनुकारिणः प्रकृतितः पश्यन्ति यद्यादृशं ।**
**मान्ये मुख्यजने तथाऽनुकरणे प्रायो यतन्त स्वयम् ॥**

### યોગ્ય શિક્ષક વિના શિક્ષણની નિષ્ફળતા.

**ભાવાર્થ**—શિક્ષણમાં ચલતાં પુસ્તકો ગમે તેટલાં ઉંચા પ્રકારનાં હોય અને ગમે તેવા શાસ્ત્રવેત્તા દેશ કાળ રૂપ પ્રાજ્ઞ પુરૂષોનાં રચેલાં હોય તથાપિ તે સ્વતઃ જડ હોવાથી શિક્ષકની મારફત શિક્ષણ પૂરૂં પાડે છે, એટલે તે શિક્ષણની સફળતા શિક્ષકની શિષ્ટતા—યોગ્યતાને આભારી છે. જો શિક્ષક શિષ્ટતાસંપન્ન—લાયક ન હોય તો ઉંચા પ્રકારનાં પુસ્તકોની અંદર ગોઠવેલી સારી સારી શિક્ષણપદ્ધતિ પણ પ્રાયે નિષ્ફળ થઈ પડે છે, કારણકે બાળકોની પ્રકૃતિ પ્રાયે અનુકરણશીલ હોય છે તેમાં પણ માનનીય મુખી માણસનું ચારિત્ર્ય સારૂં હોય અથવા હલકું હોય તથાપિ તેને સારૂં સમજી તેની નકલ કરવાની કોશેશ સત્વર થાય છે; એટલે ઉચ્ચ શિક્ષણની બાળકોના મગજ ઉપર જે અસર થવી જોઈએ તે અસર નાલાયક શિક્ષકોના વિરૂદ્ધ વર્તન જોવાથી અને તેની નકલ કરવાથી થવા પામતી નથી; માટે શિક્ષક પૂરતી લાયકીવાળો હોવો જોઈએ. (૭૯)

**વિવેચન**—પૂર્વે કહેવામાં આવ્યુ છે કે એક શિક્ષણ જો ગુરૂ તરીકેની સર્વ પ્રકારની યોગ્યતા ધરાવે છે, તો તે શિષ્યના મગજ ઉપર સારી છાપ પાડી શકે છે. તેથી ઉલટું શિક્ષક ગમે તેવો વિદ્વાન્ હોય, પરન્તુ જો શિષ્ટતા—યોગ્યતાવાળો ન હોય તો તેના વડે શિષ્યને અપાએલું શિક્ષણ નિષ્ફળ જ નીવડે છે; કારણકે પુસ્તકો વાંચવાથી મગજ જેટલી ત્વરાથી બોધ ગ્રહણ કરી શકે છે તે કરતાં વિશેષ ત્વરાથી શિષ્યની આંખો શિક્ષકના સદસદ્વર્તનનો અને કાન સારી—માઠી વાણીનો સુબોધ—કુબોધ ગ્રહણ કરે છે: તેથી પુસ્તકોમાં અપાએલા જ્ઞાન કરતાં શિક્ષકના ચારિત્ર્યદ્વારા અપાતું જ્ઞાન વિશેષ અસરકારક નીવડે છે અને તેથી બાળકને શિક્ષણ આપવાનો ક્રમ પ્રારંભ્યા પહેલાં યોગ્ય શિક્ષકની પસંદગી કરવાનું વિસરી જવું ન જોઇએ. પુત્રોને વિદ્વાન્, વિનયી અને આજ્ઞાંકિત બનાવવા હોય તો તેમને યોગ્ય શિક્ષકોના હાથમાં જ મૂકવા જોઇએ. (૭૯)

[વિદ્યાભ્યાસમાં યોગ્ય શિક્ષક મળ્યા છતાં શિષ્યમાં કેટલાક દોષો હોવાથી શિક્ષણક્રમમાં વિઘ્નો ઉપસ્થિત થાય છે. આ દોષોનું નિમ્ન શ્લોકમાં નિદર્શન કરવામાં આવે છે :]

शिक्षणान्तरायाः । ८० ॥

**मूढो यः क्षिपति प्रकृष्टसमयं वार्त्ताप्रलापे वृथा ।**
**क्रीडां वा भ्रमणं प्रमादमथवा यः सेवते सन्ततम् ॥**
**व्यालुब्धो विषयेषु यश्चपलतां धत्ते च चित्ते चिरं ।**
**विद्यां साधयितुं क्षमो न स भवेद्भोगी च योगं यथा ॥**

### શિક્ષણનાં વિઘ્નો.

**ભાવાર્થ**—જે વિદ્યાર્થી વાતૂડો થઈ જેની તેની સાથે જે તે વાતો કરવામાં યા ગામગપાટા સાંભળવામાં અમૂલ્ય સમય ગુમાવે છે અથવાતો રમત ગમતની રમૂજમાં રાત દિવસ મનને રમાડે છે, યાતો જ્યાં ત્યાં ચારે તરફ પરિભ્રમણ કરતો ફરતો ફરે છે, અથવા જે આળસુ, પ્રમાદી અને ઉધણુસી હોય છે, યા ખાનપાન અને વિષયવિલાસમાં લુબ્ધ હોય છે, અથવા ચિત્તની ચંચલતાવાળો હોય છે, તે વિદ્યાર્થી ખરેખર મૂર્ખ જ રહે છે. જેમ વાતૂડો, રમતીઆળ, પ્રમાદી, ચપલ અને વિષયાસક્ત ભોગી યોગક્રિયા સાધી શકતો નથી તેમ ઉપર કહેલ ખરાબ ટેવવાળો વિદ્યાર્થી વિદ્યા સંપાદન કરી શકતો નથી માટે વિદ્યાર્થીએ વાતો, રમત, પરિભ્રમણ, આળસ, વિષયાસક્તિ અને ચપળતા ઇત્યાદિ જે જે શિક્ષણમાં અંતરાય પાડનારા દોષો હોય તે દૂર કરવા. (૮૦)

**વિવેચન**—શિક્ષણને યોગ્ય સઘળી સામગ્રી ઉપલબ્ધ થયા છતાં તેમાં કેટલાંક વિઘ્નો ઉપસ્થિત થવાનો સંભવ રહે છે. આ વિઘ્નો શિષ્યના જ દોષરૂપ લેખાય છે. વિદ્યાર્થીના ધર્મોને નહિ સમજનારા શિષ્યો વિદ્યાભ્યાસ કરતાં ગુરૂની પાસે રહ્યા છતાં અનેક પ્રકારના દોષો કુસંગતિ આદિ દુર્ગુણોની અસરથી ધારણ કરે છે અને તે દોષો અભ્યાસમાં અંતરાય લાવ-

નારા થઈ પડે છે. આ શ્લોકમાં એક વિદ્યાર્થીની અને યોગીની સ્થિતિની સમાનતા બતાવવામાં આવી છે. 'વિદ્યાભ્યાસ' પણ એક પ્રકારનો યોગ છે, અને તેથી એ યોગની સાધનામાં પણ વિદ્યાર્થીને યોગીના ગુણો જ ધારણ કરવાની જરૂર પડે છે. વાર્તાપ્રલાપી, રમતીયાળ, પ્રમાદી, ચપળ અને વિષયાસક્ત મનુષ્ય–અર્થાત્ ભોગી મનુષ્ય યોગની ક્રિયાઓમાં સ્થિર થઇ શકતો નથી અને યોગની સીઢીમાં અતિ પરિશ્રમે કરીને જો થોડાં પગથીઆં ઉંચે ચઢે છે તો પુનઃ ભ્રષ્ટ થઇને પતિત થાય છે. તેવી જ રીતે વિદ્યાર્થી પણ ઉક્ત દોષોને લીધે વિદ્યાભ્યાસમાં સ્થિરતા સેવી શકતો નથી. અતિ આયાસવડે થોડો અભ્યાસ તે કરે છે પરન્તુ પુનઃ પ્રમાદ, વિષયાસક્તિ, વગેરે દોષો ચડી આવતાં તે સઘળું શીખેલું ભૂલી જાય છે અને અભ્યાસમાં અધઃપતિત થાય છે. 'ચાણાક્યનીતિ'માં પણ એ જ પ્રકારના આઠ દોષો પ્રત્યેક વિદ્યાર્થીએ ત્યજવા એવું ફરમાવ્યું છે:

कामं क्रोधं तथा लोभं स्वादु शृंगारकौतुकम् ।
आलस्यमतिनिद्रां च विद्यार्थी ह्यष्ट वर्जयेत् ॥

અર્થાત્—વિદ્યાર્થીએ કામવાસના, ક્રોધ, લોભ, સ્વાદ, શૃંગાર, નાચ-રંગ, આલસ્ય તથા અતિનિદ્રા એ આઠનો ત્યાગ કરવો, આ સર્વ દોષો ત્યજવાનુ ફરમાન એટલા માટે કરવામાં આવ્યું છે કે તેથી અભ્યાસમાં એકાગ્રતા પ્રાપ્ત થતી નથી. ઉદ્યમ અને એકાગ્રતા એ બે અભ્યાસનાં મુખ્ય લક્ષણો છે અને એ બન્ને લક્ષણોને હાનિ કરનારા જે જે દોષો હોય તે દોષો દૂર ન કરવામાં આવે તો વિદ્યાભ્યાસમાં અંતરાય નડે છે. વિદ્યાર્થીઓના ધર્મોને ભૂલી જઇને આડે માર્ગે જનારા વિદ્યાર્થીઓ ગમે તેવા બુદ્ધિમાન્ હોય તોપણ ઉદ્યમ અને એકાગ્રતાને અભાવે તેઓ પોતાના અભ્યાસમાં કદી સફળતા મેળવતા નથી. (૮૦)

[ શિક્ષણમાં વિઘ્નરૂપ થઈ પડતા દોષો કહેવાયા; હવે તેને મદદરૂપ થઇ પડનારા સાધનો કયાં કયાં છે તે ગણાવે છે: ]

शिक्षणसाधनानि । ८१ ॥

**एकान्तस्थलसंवादं व्यवहृतौ नैश्चिन्त्यसम्पादनं ।**

व्यर्थोपाधिविवर्जनं स्वविषयाऽन्यस्य नो प्रेक्षणम् ॥
चित्तैकाग्र्यसमर्जनं त्रिकरणैर्वीर्यस्य संरक्षणं ।
योगस्येव सुशिक्षणस्य कथयन्त्यङ्गानि चैवं बुधाः ॥

### શિક્ષણનાં સાધનરૂપ અંગો.

**ભાવાર્થ**—યોગીઓને યોગના માર્ગમાં જે સાધનોની જરૂર પડે છે, તે જ સાધનોની વિદ્યાર્થીને વિદ્યા મેળવવામાં પ્રાયે જરૂર પડે છે, જેમકે યોગીઓને યોગસાધના માટે માણુસોની જ્યાં આવજા ન હોય એવા એકાન્ત સ્થળની અપેક્ષા રહે છે તો વિદ્યાર્થીને પણુ પાઠ કરવા માટે તેવી જ શાન્તિવાળા એકાન્ત સ્થળની જરૂર રહે છે. યોગીઓને મનની સ્થિરતા માટે નિશ્ચિન્તતાની જરૂર છે, વિદ્યાર્થીએ પણુ તેવું જ નિશ્ચિન્તપણું મેળવવું જોઇએ, નહીંતો કરેલા પાઠ ભૂલી જવાય. યોગીઓને ધન, સ્ત્રી, વિગેરે ઉપાધિઓ યોગભ્રષ્ટ કરાવે છે, માટે તે ઉપાધિઓને દૂર કરવી જોઇએ; વિદ્યાર્થીઓએ પણુ તે અવસ્થામાં આ ઉપાધિની ખટપટથી દૂર રહેવું જોઇએ. યોગીઓએ યોગનાં સાધનો સિવાય બીજા વિષય તરફ ચિત્ત દોડાવવું ન જોઇએ તેમ વિદ્યાર્થીઓએ પણુ અભ્યાસમાં ચાલતા વિષય સિવાય બીજા વિષયમાં ચિત્તવૃત્તિ દોડાવવી ન જોઇએ. યોગીઓએ ચિત્તની એકાગ્રતા મેળવવી જોઇએ, વિદ્યાર્થીઓએ પણુ પાઠ કરવા માટે એકાગ્રતા રાખવી જોઇએ. યોગીઓએ યોગબળ મેળવવા માટે મન, વચન, કાયાથી બ્રહ્મચર્યનું રક્ષણુ કરવું જોઇએ, તેમ વિદ્યાર્થીઓએ પણુ વિદ્યાર્થી અવસ્થામાં વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળવું જોઇએ. આ સાધનો જેમ યોગનાં અંગભૂત છે તેમ વિદ્યા—સાધનનાં પણુ અંગભૂત છે; માટે વિદ્યાર્થીઓએ તે સાધનોની ઉપેક્ષા ન કરવી જોઇએ. ( ૮૧ )

**વિવેચન**—પૂર્વ શ્લોકની પેઠે આ શ્લોકમાં પણુ વિદ્યાર્થીની અવસ્થાને એક યોગીની અવસ્થા સાથે સરખાવવામાં આવી છે. વિદ્યાર્થીને વિદ્યાભ્યાસ કરવામાં જે વિઘ્નો આવે તે જ વિઘ્નો યોગીને યોગક્રિયામાં પણ

અંતરાયભૂત થઈ પડતાં હોય, તો એ તો સ્પષ્ટ જ છે કે જે સાધનો યોગીને યોગસાધનામાં સાહાય્યરૂપ લેખાતાં હોય, તે જ સાધનો વિદ્યાભ્યાસ કરવામાં પણ સાહાય્યરૂપ થઇ પડવાં જોઇએ અને તેટલા માટે એક યોગીની પેઠે વિદ્યાર્થીએ પણ એ સાધનોનું સેવન કરવું જોઇએ—અવગણના કરવી જોઇએ નહિ. અભ્યાસ માટે એકાન્ત મેળવવી, નિશ્ચિન્તતા પ્રાપ્ત કરવી, સ્ત્રી વગેરે સંસારની ઉપાધિઓથી દૂર રહેવું, અન્ય વિષય તરફ જતી ચિત્તવૃત્તિનો રોધ કરીને એકાગ્રતા સંપાદન કરવી અને અખંડ બ્રહ્મચર્ય પાળવું એ મુખ્ય સાધનોનું વિદ્યાર્થીઓએ સેવન કરવું એ ઉપદેશ આ શ્લોકમાં અપાએલો છે. વિદ્યાર્થીઓએ બીજી કેટલીક ટેવો પાડવાની જરૂર છે, જેવી કે રોજ વહેલાં ઉઠવું, નકામો વખત ગાળવો નહિ, નિરંતર ઉદ્યમી થવું વગેરે; પરન્તુ એ સર્વ ધર્મો પૂર્વ શ્લોકમાં તથા આ શ્લોકમાં દર્શાવેલા વિષયોમાં સમાઇ જાય છે. અભ્યાસને માટે એકાન્ત મેળવતાં એટલું ધ્યાનમાં રાખવું કે "એકાન્ત વિકારની જનેતા છે," અને ખાસ કરીને ચંચળ વૃત્તિના વિદ્યાર્થીઓ એકલા રહેવાની બહુ ટેવને લીધે વિકારના ભોગ થઇ પડે છે; પરન્તુ જે વિદ્યાર્થીઓ માત્ર અભ્યાસને માટે જ એકાંત શોધે છે અને બીજે વખત એકાંતમાં આળસુ બેસી રહેવામાં ગાળતા નથી પરન્તુ મિત્રોના સહવાસમાં ગાળે છે, તેઓ વિકારી વિચારોથી દૂર રહી શકે છે. આ શ્લોકમાં 'એકાન્ત' ને શિક્ષણના સાધનરૂપે જણાવી છે એટલે તેનો ઉપયોગ જો અભ્યાસ કરવામાં કરવો હોય તો જ એકાન્તમાં રહેવું, પરન્તુ વિચારતરંગોને દોડાવતાં એકાન્તમાં પ્રમાદી બનીને પડી રહેવું નહિ, નહિતો 'એકાન્ત વિકારની જનેતા' રૂપે પોતાનું દર્શન દે છે. એકાન્ત, નિશ્ચિંતતા, નિરૂપાધિક સ્થિતિ, અન્ય વિષય તરફ ચિત્તવૃત્તિનો રોધ અને અખંડ બ્રહ્મચર્ય એ સર્વ સાધનો 'ચિત્તની એકાગ્રતા' અને 'ઉદ્યમ' રૂપી મુખ્ય સાધનોનાં જ ઉપસાધનો છે અને એ મુખ્ય સાધનો સંપાદન કરવામાં જ એ ઉપસાધનોનો ઉપયોગ વિદ્યાર્થીએ કરવાનો છે—અન્ય રીતિએ નહિ. ( ૮૧ )



# પંચમ પરિચ્છેદ.

## બ્રહ્મચર્ય.

[ વિદ્યાર્થી અવસ્થાનાં કર્તવ્યોની સફળતા માટે જે ધર્મો એક વિદ્યાર્થીએ પાળવા જોઇએ તેમાં મુખ્ય ધર્મ 'બ્રહ્મચર્યરક્ષણ' નો છે. આ પરિચ્છેદમાં તે વિષે વિસ્તારથી બોધ આપવામાં આવ્યો છે અને વિદ્યાર્થીઓનાં બાલ્ય અવસ્થામાં થતાં લગ્નોનો ત્યાગ કરવાનો આગ્રહ કરવામાં આવ્યો છે.]

ब्रह्मचर्यरक्षणम् । ८२ ॥

कालो वत्सरपञ्चविंशतिवयो विद्यार्थमाजन्मते ।
मस्तिष्कादिविकाशगात्ररचनाकालोपि तावान् पुनः ।
तस्मिंस्तेन सुरक्षणीयमनघं सद्ब्रह्मचर्यव्रतं ।
तद्भङ्गे किल सम्भवन्ति बहवो दोषा महादुःखदाः ॥

ब्रह्मचर्यभंगे पोषणापेक्षया घर्षणाधिक्यम् । ८३ ॥

मस्तिष्कस्य यथा श्रमो भवति वा तावद्भवेद् घर्षणं ।
यावद् घर्षणमस्ति तावदधिकं वापेक्ष्यते पोषणम् ॥
वीर्यं पोषकमस्त्यतो यदि भवेत्तद्रक्षणं सर्वथा ।
मस्तिष्कं तु तदैव रक्षिततरं स्यान्नान्यथा तत्स्थितिः ॥

### બ્રહ્મચર્યનું રક્ષણ.

**ભાવાર્થ**—બાળકની પચીશ વર્ષની ઉમર થાય ત્યાંસુધીનો કાળ સાધારણ રીતે વિદ્યાર્થી અવસ્થાનો ગણાય છે, અને માણસના મગજનો વિકાસ અને શરીરના અંગોની ખીલવણી પણ ઘણે ભાગે ત્યાંસુધીના સમયમાં જ થાય છે; એટલે તે સમય દરમ્યાન ખીલતા અંગોને પોષણ આપવા માટે

અને અભ્યાસથી થાકી જતા મગજની પુષ્ટિ કરવા માટે લોહીનું સત્વ જે વીર્ય તેના રક્ષણની ખાસ જરૂર છે; માટે વિદ્યાર્થીઓએ વિદ્યાર્થી અવસ્થા સુધી નિર્મળ ભાવથી અખંડપણે બ્રહ્મચર્ય વ્રત પાળવું જોઇએ. જેઓને દુર્ભાગ્યે સ્વેચ્છાથી અથવા માબાપે પાડેલી ફરજથી વિદ્યાર્થી અવસ્થામાં બ્રહ્મચર્ય ભંગ કરવાનો વખત આવે છે તેઓને શારીરિક અને માનસિક મહા દુઃખદાયક અનર્થોની સાથે ઘણી હાનિ પહોંચવાનો સંભવ છે. ( ૮૨ )

## બ્રહ્મચર્યના ભંગથી પોષણ કરતાં ઘર્ષણની અધિકતા.

મગજમારી કરવી પડે તેવા કઠિન અભ્યાસના બોજાથી મગજને ઘણો ઘસારો લાગે છે, અને જેમ જેમ અભ્યાસનો પરિશ્રમ વધતો જાય છે તેમ તેમ મગજનું ઘર્ષણ વધારે થાય છે. જેટલા પ્રમાણમાં મગજનું ઘર્ષણ થાય, તેનાથી અધિક તેને પોષણ મળવું જોઇએ. ઘસારાની ખોટ પૂરી પાડી મગજને પોષણ આપનાર જો કોઈ તત્વ હોય તો તે વીર્ય છે માટે તેનું સર્વથા રક્ષણ થવું જોઇએ. જો તેમ થાય તો જીવનની આબાદી અને મગજની પરિસ્થિતિને પ્રાયે ધક્કો લાગતો નથી; પણ મગજ અને શરીરને પોષણ આપનાર વીર્ય તત્ત્વને જો અપરિપક્વ સ્થિતિમાં કોઇ પણ રીતે હાનિ પહોંચવાનો સંભવ ઊભો થયો, તો પછી મગજનું પોષણ થવું તો દૂર રહ્યું પણ રક્ષણ થવુંએ મુશ્કેલ છે. ( ૮૩ )

**વિવેચન**—વીર્યનો સંબંધ મનુષ્યના સ્થૂલ દેહની સાથે તેમજ માનસિક શક્તિની સાથે પણ રહેલો છે. જેઓ બદ્ધવીર્ય અર્થાત્ વિશુદ્ધ બ્રહ્મચારી હોય છે તેઓની શારીરિક સંપત્તિ સારી હોય છે, એટલું જ નહિ, પણ તેઓનું મસ્તિષ્ક—મગજ પણ તાજું ને તાજું જ રહે છે. તેથી ઉલટું જેઓ અખંડ બ્રહ્મચર્યને સેવી શકતા નથી તેઓની શારીરિક તેમ જ માનસિક શક્તિ દિવસે દિવસે ક્ષીણ થતી જાય છે. આ કારણથી વીર્યને શરીરનો તેમ જ મગજનો રાજા કહેલો છે. વીર્ય સંપૂર્ણ રીતે પરિપક્વ થવાનો સમય આરોગ્યશાસ્ત્રના વિદ્વાનોએ ૨૫ વર્ષ સુધીનો લેખ્યો છે અને તેથી તેને અનુસરીને વિદ્વાનોએ ઉપદેશ્યું છે કે વિદ્યાર્થીઓએ પ્રથમ અવસ્થામાં વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળવું. એ અવસ્થામાં જો વિદ્યાર્થીઓ

બ્રહ્મચર્ય પાળી શકે નહિ, તો તેઓ શારીરિક સ્વાસ્થ્યને અનુભવી શકતા નથી, તેમજ માનસિક શક્તિ ક્ષીણ થતી જવાને લીધે સ્મરણશક્તિ ઘસાતી ભુંસાતી જાય છે અને વિદ્યાભ્યાસ બરાબર રીતે થઈ શકતો નથી. સતેજ સ્મરણશક્તિ વિના વિદ્યાભ્યાસમાં યથેષ્ટ પ્રગતિ થઈ શકતી નથી, તેથી જે વીર્યનો શારીરિક તેમ જ માનસિક શક્તિ સાથે નિકટનો સંબંધ છે તેનો ક્ષય વીર્યની અપરિપક્વ દશામાં-પ્રથમ અવસ્થામાં-બાલ્ય વયમાં જરા પણ થવા દેવો જોઇએ નહિ. વિદ્યાભ્યાસથી સ્મરણશક્તિ ઉપર બોજો થાય છે એ તો નક્કી જ છે અને એ બોજાથી મસ્તિષ્કને-મગજને જે કાંઇ ઘસારો લાગે છે તે ઘસારો બ્રહ્મચર્યપાલનથી-વીર્યનો દુર્વ્યય નહિ થવાથી પૂરાઇ જતાં પુનઃ મગજ અને સ્મરણશક્તિ તાજી ને તાજી જ રહે છે, અને તેવો વિદ્યાર્થી વિદ્યાભ્યાસને માટે સર્વથા યોગ્ય જ રહે છે; પરંતુ એક બાજુએ વિદ્યાભ્યાસથી મગજને અને સ્મરણશક્તિને ઘસારો લાગતો હોય તથા બીજી બાજુએ વીર્યના દુર્વ્યયથી એ ઘસારાની ખોટ પૂરવાને બદલે વધતી જતી હોય, ત્યાં મગજ વિદ્યાભ્યાસને માટે પુનઃ તાજું બનતું જવાનો સંભવ જ રહેતો નથી. આ કારણથી વિદ્યાભ્યાસને અને અબ્રહ્મચર્યને કિંવા ગૃહસ્થાશ્રમને એકી સાથે બનતું નથી. તેથી શુક્રનીતિમાં કહેલું છે કે— विद्यार्थं ब्रह्मचारी स्यात् ॥ અર્થાત્—વિદ્યાભ્યાસને માટે તો બ્રહ્મચારી જ રહેવું જોઇએ. ઉપરના બે શ્લોકમાંના પહેલા શ્લોકમાં ગ્રંથકારે ब्रह्मचर्यव्रतम् એ શબ્દપ્રયોગની પહેલાં अनघम् અર્થાત્ 'નિર્મળ' 'નિષ્પાપ' અને सद् અર્થાત્ 'સારૂં' એવાં બે વિશેષણો મૂકેલાં છે, તે બન્ને વિશેષણો કેટલાક વિશિષ્ટ અર્થના વાચક છે. 'બ્રહ્મચર્ય'નો અર્થ 'વીર્યવ્યય ન કરવો' એટલો જ થતો નથી. મન, વચન અને કાયાથી બ્રહ્મચારી રહેવું તે જ બ્રહ્મચર્ય છે, અને તે જ અર્થમાં અત્ર 'અનઘ' તથા 'સદ્' બ્રહ્મચર્યને સમજવાનું છે. કાયાથી બ્રહ્મચારી ન રહેવાય તો મગજ અને શરીર બન્નેનું સ્વાસ્થ્ય સચવાતું નથી તેવી જ રીતે મન અને વચનથી જો બ્રહ્મચર્ય ન સેવાય તો ચિત્તની એકાગ્રતા સચવાતી નથી અને વ્યગ્ર ચિત્તવાળો બનેલો વિદ્યાર્થી વિદ્યાભ્યાસને માટે નાલાયક ઠરે છે. આ કારણથી અબ્રહ્મચર્ય સંબંધી વિ-

કારી વિચારોને પણ મગજમાં સ્થાન આપવું જોઇએ નહિ. વળી જેઓ અબ્રહ્મચર્યની વાતો કરતા હોય તેઓની પાસે ઊભા પણ રહેવું નહિ, તેમ જ તેવી ભાષાનો ઉપયોગ પણ કરવો જોઇએ નહિ. માનસિક અને વાચિક બ્રહ્મચર્ય નહિ પાળી શકનારા તરૂણ વિદ્યાર્થીઓ શરીરથી બ્રહ્મચર્ય પાળે છે છતાં તેઓના મગજને તથા શરીરને તો શારીરિક અબ્રહ્મચર્યના જેટલો જ ધસારો લાગે છે. શારીરિક બ્રહ્મચર્ય પાળવામાં આવ્યા છતાં આ ધસારો—આ હાનિ કોણ કરે છે? પેલા અબ્રહ્મચર્ય સંબંધી વિકારજનક વિચારો જ. મનુસ્મૃતિમાં વિદ્યાર્થીએ ત્યજવાયોગ્ય પ્રસંગોમાં स्त्रीणां च प्रेक्षणालंभः અર્થાત્ સ્ત્રીઓની સામે જોવું તથા તેમને આલિંગન કરવું એ પ્રસંગો પણ ગણાવ્યા છે. વિકારજનક નાટકો જોવાં, તેવાં પુસ્તકો વાંચવાં ઇત્યાદિ સર્વ પ્રસગો અબ્રહ્મચર્યના પ્રાવેશિક માર્ગો છે અને તેથી પ્રત્યેક વિદ્યાર્થીએ એ પ્રસંગોથી સર્વદા અને સર્વથા દૂર જ રહેવું જોઇએ. એક અંગ્રેજ કવિએ વિદ્યાર્થીને સંબોધીને કહ્યું છે કે—" સૌથી પહેલાં તને સંસારમાર્ગે વિચરતાં આનંદનું સુંદર અને મધુરૂં ટોળું લલચાવશે, કે જેમાં 'ધાતકી વિકાર'નું ભયંકર અને બળવાન લશ્કર ઊભું રહે છે! " આ ધાતકી વિકારના લશ્કરથી જે વિદ્યાર્થીનું મગજ હારતું નથી તે જ વિદ્યાર્થી વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળી શકે છે અને તે જ વિદ્યાર્થી વિદ્યાભ્યાસમાં સંપૂર્ણ રીતે પાર પડી શકે છે. (૮૨–૮૩)

[ વિદ્યાર્થી અવસ્થામાં વિદ્યાર્થી ઉપર અબ્રહ્મચર્યનો પ્રસંગ કયો આવે છે? બાળલગ્નનો. આ બાળલગ્નથી થતી ભયંકર હાનિનું ગ્રંથકાર વાચકવૃંદને દિગ્દર્શન કરાવે છે: ]

बाललग्नपरिणामः । ८४ ॥

विद्याभ्यासपरि[illegible]मण मनसः सङ्कर्षणश्चैकतो ।
[illegible]निबालविवा[illegible]तो ह्यपरतो वीर्यस्य चेज्जायते ॥
[illegible]र्यक्षमम[illegible]गदः प्रतिपलं संप्रेक्षते तत्पथं ।
[illegible] नु वृथैव येन वपुषो नाशः पुरो दृश्यते ॥

## બાળલગ્નનું પરિણામ.

**ભાવાર્થ**—બાલ્યાવસ્થામાં બાળકના મગજ ઉપર એક તરફથી વિદ્યાભ્યાસનો બોજો વધતો જતો હોય અને મગજમારીના પરિશ્રમથી મગજને ઘસારાનો મોટો ધક્કો લાગ્યે જતો હોય, અને બીજી તરફ બાળલગ્નના ક્રૂર રિવાજથી શરીરના ઉપયોગી તત્ત્વની અપ્રાસંગિક હાનિ ચાલુ થવા માંડી હોય તો આ બે પ્રકારની હાનિની સામે બિચારૂં આરોગ્ય તે કેટલી વાર ટકી શકે? અરેરે! હાથે કરી ઊભી કરેલી આ વીર્યની હાનિને લીધે ચળકતો તારો તરત અસ્ત પામવાની સ્થિતિએ આવી પહોંચે છે. ક્ષયનો મહા રોગ અથવા મોત આ બન્ને તે આશાભર્યા બાળકનો ભોગ લેવાને દરેક પળે ડોકીયાં કરતા ટાંપી રહે છે કે કઈ ઘડીએ આનો ભોગ લઇએ? અહો! જ્યાં ભયંકર ક્ષય રોગ કે મોતની તૈયારી થઇ જણાય ત્યાં શરીરની કુશળતા કે વિદ્યાની સમાપ્તિ એ બેમાંથી એકની ક્ષણભર પણ આશા શું રાખી શકાય? નહીં જ. (૮૪)

**વિવેચન**—અપરિપકવ વયે શરીરનું વીર્ય–તેજ ક્ષય પામવાનો મુખ્ય પ્રસંગ લાવનારૂં માત્ર બાળલગ્ન છે. જેવી રીતે એક કૂવામાં જળનાં ઝરણ પૂરેપૂરાં ફૂટયાં ન હોય અને તેમાં જળનો સંચય મોટા પ્રમાણમાં એકઠો થયો ન હોય, તે પહેલાં તેમાંથી પાણીનો ઉપયોગ કરવા માંડીએ તો એ કૂવો જલ્દી ખાલી થઇ જાય છે, તેવી જ રીતે તરૂણ વિદ્યાર્થીઓની શારીરિક સંપત્તિનો સંપૂર્ણ વિકાસ થયા પહેલાં તેમાં જે થોડું અપરિપકવ વીર્ય ઉત્પન્ન થયું હોય છે તેનો બાળલગ્નદ્વારા ઉતાવળે ક્ષય થતો રહેવાથી તેનું શરીર થોડા જ સમયમાં વીર્યહીન બની જાય છે. વીર્ય દેહ અને મગજના રાજારૂપ છે. તેનો ક્ષય અપરિપક્વ દશામાં જ થતો રહેવાથી તે તરૂણની સર્વ શક્તિઓનો ધીમે ધીમે ક્ષય થતો જાય છે. શરીરનું તેજ, અંગોપાંગનો વિકાસ, રૂધિરની વૃદ્ધિ, સ્મરણશક્તિ, શારીર સ્ફૂર્તિ, ઇત્યાદિ સર્વ કાંઈ ધીમે ધીમે ઘસાતું જાય છે. બાળલગ્નનો ભોગ થઇ પડેલા કિશોર વયસ્ક વિદ્યાર્થીઓ યુવાવસ્થામાં ધાતુક્ષય વગેરે અનેક રોગોના ભોગ થઇ પડતા જોવામાં આવે છે અને તેઓ ઔષધાદિથી સાજા નહિ થવાથી અકાળે વૃદ્ધાવસ્થાને

પામે છે તે તો આપણી દૃષ્ટિનો નિત્યનો વિષય છે. મીસીસ એની બીસાંટે એક સ્થળે કહ્યું છે કે "જે છોકરાઓ જુવાનીમાં નીરોગી અને વીર્યવાન્ થવા ઇચ્છતા હોય, તેમ જ નીરોગી વૃદ્ધાવસ્થા ગાળવા ચાહતા હોય, તેમણે વિદ્યાર્થી જીંદગીમાં બ્રહ્મચારી જ રહેવું જોઈએ; અને 'બ્રહ્મચારી રહેવું' તેનો અર્થ એમ સમજવો નહિ કે માત્ર પરણવું જ નહિ, પરંતુ તેઓએ કોઇ પણ અનિષ્ટ વિચાર કે કાર્ય કરવાં નહિ. માણસો જ્યારે શરીરે દુઃખી થાય છે ત્યારે છોકરવાદીમાં આદરેલાં માઠાં આચરણને સંભારીને રડે છે, પણ તે વખતે તેનો ઉપાય કરવાનો વખત રહ્યો હોતો નથી તેથી એ જ દુઃખી અવસ્થામાં તેમને જીવન પૂરૂં કરવું પડે છે." જે માબાપો પોતાના પુત્રોને સુખી, નીરોગી અને બુદ્ધિશાળી બનાવવા ઇચ્છતા હોય તેમણે ધ્યાનમાં રાખવું કે તેમને બાળવયે પરણાવવા નહિ. પુત્રને નાની વયે પરણાવીને લ્હાવો લેવાની ઇચ્છાવાળાઓ પુત્રના હિતનો ઘાત કરનારા તેમના શત્રુઓ જ છે એમ સમજવું. પચીસ વર્ષની વય પ્રથમ અવસ્થા–વિદ્યાર્થી અવસ્થા લેખાય છે. એ અવસ્થામાં પુત્રનું લગ્ન કરવું જોઈએ નહિ પણ ત્યારપછી કરવું જોઇએ. વૈદ્યક શાસ્ત્રનો પણ તેવો જ અભિપ્રાય છે. સુશ્રુત ગ્રંથમાં કહ્યું છે કે:

पंचविंशे ततो वर्षे पुमान् नारी तु षोडशे ॥
समत्वागतवीर्यौ तौ । जानीयात् कुशलो भिषक् ॥

અર્થાત્—કુશળ વૈદ્યે જન્મથી પચીશમે વર્ષે પુરૂષ તથા સોળમે વર્ષે સ્ત્રી, બન્ને સમાન વીર્યને પ્રાપ્ત થાય છે એમ જાણવું. સ્ત્રી અને પુરૂષ ઉભયના વીર્યની સમાનતા એ જ વીર્યની પરિપકવ દશા સમજવી અને એ જ સમય લગ્નને અનુકૂળ સમજવો. (૮૪)

बाललग्नहानिः । ८५ । ८६ ॥

**शक्तिर्नश्यति दैहिकी सुरसजं रक्तं द्रुतं शुष्यति ।**
**दौर्बल्यं हृदये मुखे मलिनता तेजस्तु संलीयते ॥**
**[illegible]द्धिर्मन्दतरा गतिश्च शिथिला मन्दश्च वैश्वानर-**

**स्तारुण्ये पलितं तदा भवति हा बाल्येपि वीर्यक्षये ॥**
**गच्छन्तोऽपि पतन्ति ते प्रतिपदं वार्धक्यरोगौ विना ।**
**शक्ता गन्तुमलं गृहेपि न मनाग् हस्ते विना यष्टिकाम्**
**ते स्वल्पेपि परिश्रमे गदभराक्रान्ता भवन्ति द्रुतं ।**
**येषां वीर्यमलं विवाहकरणाद्विद्यार्हकाले हतम् ॥**

### બાળલગ્નથી થતી હાનિ.

**ભાવાર્થ**—બાલ્યાવસ્થામાં લગ્ન થવાથી જે અપરિપકવ દશામાં વીર્યનો વ્યય થાય છે તેથી પરિણામ એ આવે છે કે બાળકની શારીરિક શક્તિ ક્ષીણ થવા માંડે છે, સારા પૌષ્ટિક પદાર્થો ખાવા છતાં પણ તે પદાર્થોના સત્ત્વરૂપ લોહી શોષાતું જાય છે, તેનું હૃદય બળહીન બની જાય છે, વદનમાં લાલાશને બદલે ફીકાશ અને મલિનતા—શ્યામતા જણાય છે, બુદ્ધિ તીક્ષ્ણ હોવા છતાં તેની તીક્ષ્ણતા નષ્ટ થાય છે, તેને સ્થાને મન્દતા આવે છે, પગમાંથી ચાલવાની સત્તા ચાલી જાય છે, ખાવાની રૂચિ મન્દ થાય છે, અને ખાવા જાય છે તો જઠરમાં પચતું નથી. એ પ્રમાણે જુવાનીમાં પણ ઘડપણનાં ચિન્હો જણાય છે અને બાલ કાળાના સફેદ બની જાય છે. (૮૫)

અરેરે! બાળલગ્નથી વિદ્યાર્થી અવસ્થામાં જ જેમનું વીર્ય વિનષ્ટ થાય છે તેવા તરૂણ જુવાનીઆઓની શું અવદશા થાય છે? તેમના શરીરમાં નથી કોઇ તેવો રોગ, કે નથી હજુ આવી જરાવસ્થા, તથાપિ જાણે બુઢ્ઢા જ થઇ ગયા હોયની, તેમ ચાલવા માંડે છે ત્યારે પગ ધ્રુજવા માંડે છે અને જાણે હમણાં પડશે કે પડ્યા! હાથમાં લાકડીનો ટેકો ન હોય તો એક ડગલું ઘરમાં પણ ભરી શકતા નથી. કંઇ થોડો પણ પરિશ્રમ લેવા જાય છે કે બોજો ઉપાડે છે કે તરત બીમાર. "આજે તો બદહજમી થઇ આવી છે, આજે તાવ આવી ગયો, આજે માથું દુઃખે છે, ઊંઘ આવતી નથી" આવો પોકાર તો ચાલુ જ રહે છે. જુવાનીની શરૂઆતથી જ આવી નબળાઇ—ક્ષીણતા પ્રતીત થાય છે. (૮૬)

**વિવેચન**—વૈદ્યક શાસ્ત્રનો એવો અભિપ્રાય છે કે અપરિપક્વ દશામાં વીર્યનો ક્ષય થયા પછી તે ભૂલને ફરીથી આખી જીંદગીમાં સુધારી શકાતી નથી; એટલે કે પાછળથી પોતાની ભૂલ નજરે આવતાં વીર્યોત્પાદક વનસ્પતિઓ કે માત્રાઓના સેવનથી જે વીર્ય ઉત્પન્ન થાય છે તે વીર્ય બાલ્યાવસ્થાથી કુદરતી રીતે પરિપક્વ થતા જતા વીર્યના જેટલું તેજસ્વી હોતું નથી; અને તેથી ઔષધિઓદ્વારા આરોગ્ય સુધારવાના ગમે તેટલા પ્રયત્નો સેવવામાં આવે તથાપિ તે પ્રયત્નો પૂરી રીતે સફળ થતા નથી. બાલ્યાવસ્થામાંની કુદરતી વીર્યસંપત્તિથી જઠર રૂધિરાભિસરણ ઈત્યાદિમાં જે શક્તિ રહેલી હોય છે તે શક્તિમાં એક વાર શિથિલતા પ્રાપ્ત થયા પછી પુનઃ તે સતેજ બનતી નથી અને તેથી જે કાંઈ વીર્યોત્પાદક પદાર્થો ખાવામાં આવે છે તે પદાર્થોમાંથી પૂરતું સત્ત્વ ખેંચવાની શક્તિ નહિ હોવાને લીધે શરીરનો વિકાસ થતો નથી, પ્રમાણપુરઃસર વીર્યવૃદ્ધિ થતી નથી, આરોગ્ય સ્થિર રહેતું નથી, સ્મરણશક્તિ ઘટતી જાય છે અને બુદ્ધિ તથા માનસિક વિકાસ દૂર જઈને પડે છે. અપરિપક્વ દશામાં વીર્યનો વ્યય થવાથી આટલાં ગંભીર નુકસાનો થાય છે. બાળલગ્નથી વીર્યનો અપરિપક્વ દશામાં જ વ્યય થાય છે; અને તેથી તેનું શારીરિક સ્વાસ્થ્ય હાનિ પામે છે. જેવી રીતે બાળલગ્નથી પુરૂષોને હાનિ થાય છે તેવી જ રીતે સ્ત્રીઓને પણ હાનિ થાય છે. યુવાવસ્થામાં ઉદર સંબંધી અનેક વ્યાધિઓ ભોગવતી અને દુર્બળ તથા ફીક્કા શરીરવાળી સ્ત્રીઓ મોટા પ્રમાણમાં જોવામાં આવે છે તેનું કારણ તેમનાં અપરિપક્વ વયે થએલાં લગ્નો જ સમજવાં.

બાળલગ્નના પરિણામનું એક કરૂણાજનક દૃષ્ટાંત એક ગૃહસ્થ આત્મકથાના રૂપમાં નીચે પ્રમાણે આપે છેઃ "સોળ વર્ષની વયે મારાં લગ્ન થયાં. મારા પિતા વૃદ્ધ થયા હતા તેથી મારી માતાએ આગ્રહ કરીને મારા પિતાના જીવન દરમ્યાન મારાં લગ્ન કરી નાંખવાનું ઠરાવ્યું, તેથી મારી સ્ત્રીની વય માત્ર બાર વર્ષની હતી છતાં મારાં લગ્ન કરવામાં આવ્યાં. લગ્ન પહેલાં હું નિશાળમાં એક ચંચળ અને ઉદ્યમી વિદ્યાર્થી લેખાતો હતો, પરન્તુ લગ્ન થયા પછી મારી તે સ્થિતિ બદલાઇ ગઇ. સ્ત્રીમાં હું અત્યન્ત

આસક્ત રહેવા લાગ્યો અને તેને પરિણામે આલસ્ય મારા શરીરમાં એટલું બધું ઉભરાવા લાગ્યું કે દિવસે પણ મને પાઠ વાંચવાનું ગમતું નહિ ! નિશાળમાં શિક્ષક પાઠ સમજાવતા હોય ત્યારે પણ મારૂં ધ્યાન પુસ્તકમાંથી નીકળી જઇને સ્ત્રીના દર્શનમાં ચોંટતું ! પરિણામે અભ્યાસમાં હું પછાત પડવા લાગ્યો. મારી ચંચળતા ક્યાંય ઉડી ગઈ, મારૂં ઉદ્યમીપણું કેવી રીતે દૂર થઇ ગયું તે જાણીને શિક્ષક પણ ઘણી વાર વિસ્મય પામતા હતા. તે જ વર્ષમાં મારા પિતાનું મરણ થયું અને હું પરીક્ષામાં નિષ્ફળ નિવડ્યો. છતાં મારી માતા પાસે થોડી પૂંજી હતી તેમાંથી મને ભણાવવાનો ઉદ્યોગ તેમણે ચાલુ રાખ્યો. બીજે વર્ષે એ ધોરણમાં હું સફળ થયો પરન્તુ નવા ધોરણમાં પુનઃ પહેલે વર્ષે હું નિષ્ફળ થયો. આથી હું હવે અભ્યાસ કરતાં કંટાળવા લાગ્યો. વિશેષમાં એક નવી ઉપાધિ પણ જાગૃત થઈ હતી. એ વર્ષમાં મારી સ્ત્રીએ એક પુત્રીને જન્મ આપ્યો હતો અને વળી મારી સ્ત્રીનો તથા મારી માતાનો સ્વભાવ એક બીજાને મળતો નહિ આવવાને લીધે ઘરમાં રોજ કંકાસ થતો હતો ! આ સઘળી ઉપાધિમાંથી છૂટવાને મેં નિશાળ મૂકી દીધી અને સ્ત્રીને સાથે રાખીને અલગ રહેવા માંડયું. તુરત જ કુટુંબનું પોષણ કરવાની નવી ચિન્તા ઊભી થવાને લીધે મેં નોકરી શોધવા માંડી, અભ્યાસમાં પછાત પડવાને લીધે મને બહુ ટૂંકા પગારની નોકરી મળી શકી અને તેમાંથી હું જેમ તેમ કરી મારો નિર્વાહ ચલાવવા લાગ્યો. આજે મને સત્તાવીશ વર્ષ થયાં છે, પણ મારી શી અવસ્થા છે તે જણાવતાં મારી આંખોમાં આંસુ ભરાઈ આવે છે. મને ત્રણ પુત્રીઓ અને એક પુત્ર છે અને તે સઘળાં માંદાં રહેતાં હોવાથી સૌને માટે ઔષધો લાવવાં પડે છે. મારાથી હવે વધારે મહેનતનું કામ થઇ શકતું નથી, કમરે વા આવ્યો છે, પગમાં કળતર થયાં કરે છે, ખાવાનું ભાવતું નથી અને અજીર્ણતાના ઓડકાર આખો દિવસ આવ્યાં કરે છે ! ટૂંકા પગારમાં આખા કુટુંબનું ખર્ચ પૂરૂં થતું નથી અને તેથી મારી સ્ત્રી મને રોજ કહ્યાં કરે છે કે કાંઇક વધુ ઉદ્યમ કરો. પણ હુ કેવી રીતે ઉદ્યમ કરૂં ? નોકરી ઉપરાંત કશું વધુ કામ કરવાની હવે મારા શરીરમાં ચેતના રહી નથી ! ઓસડ ખાઉ છું પણ તેથી રોગ નાશ પામતા

નથી અને નવું ચૈતન્ય આવતું નથી ! જો આવી જ સ્થિતિ ચાલુ રહેશે તો મને લાગે છે કે મારી ત્રીશ વર્ષની ઉમર થયા પહેલાં હું આ દુનિયામાંથી હતો–ન હતો થઈ જઇશ, અને મારાં બાળબચ્ચાંને રોગિષ્ઠ, દુઃખી તથા નિર્ધન મૂકતો જઇશ !" આ આત્મકથન જ બાળલગ્નથી થતી હાનિનું દિગ્દર્શન કરાવવા માટે બસ છે. ( ૮૫–૮૬ )

[ બાળલગ્નથી ભવિષ્યની પ્રજાને જે હાનિ થાય છે તે હવે દર્શાવે છે. ]

बाललग्नतो भविष्यत्संततिहानिः । ८७ ॥

यस्माद्बालविवाहितस्य तनुजाः स्वल्पायुषो रोगिणो ।
मन्दोत्साहबलाः प्रमादबहुला हीना भवन्त्योजसा ॥
नातो बालविवाहपद्धतिरियं स्वानिष्टकृत्केवलं ।
दत्तेऽनिष्टफलं ततोऽधिकतरं किन्त्वत्र तत्सन्ततौ ॥

**બાળવિવાહથી ભવિષ્યની પ્રજાને થતી હાનિ.**

**ભાવાર્થ તથા વિવેચન**—બાળલગ્નની પદ્ધતિ કેવળ તે વર કન્યાના યુગલને જ ભયંકર હાનિ પહોંચાડીને અટકતી નથી, કિન્તુ તેટલી જ હાનિ યા તેના કરતાં પણ વધારે હાનિ તો તેનાથી ઉત્પન્ન થતી તેની સંતતિને થાય છે, કેમકે બાળલગ્નથી નાની ઉમરમાં થએલી સંતતિનું આયુષ્ય લાંબું હોઈ શકતું નથી, એટલે તેના જીવનનો તરત અંત આવે છે. કદાચ જીવે તો શરીરમાં રોગની પરંપરા ચાલુ જ રહે છે, ઉત્સાહ અને મનોબળનુ તો નામ જ ન મળે, આળસ અને પ્રમાદ તો તેનામાં નિવાસ કરીને રહે છે, અને તેજ કે કાંતિ તો દગ્ધ થયેલી હોય છે. આવી રીતે બાળલગ્નથી પોતાને અને પોતાની સંતતિને અનેક પ્રકારે હાનિ પહોંચે છે, તે વાત કલ્પના માત્ર નહીં પણ અનેક સ્થળે અનુભવસિદ્ધ પ્રતીત થાય છે, તો આવી ભયંકર રૂઢિને કયો સુજ્ઞ પુરૂષ તિલાંજલિ નહીં આપે ? અપરિપક્વ વીર્યથી ઉત્પન્ન થએલી પ્રજા નિર્બળ અને અલ્પાયુષી નીવડે તેમાં કાંઈ જ નવાઇ લેખાય નહિ. વૈદ્યક શાસ્ત્ર કહે છે કે :

पूर्णषोडशवर्षा स्त्री पंचविंशेन संगता ।

*　　　*　　　*

वीर्यवंतं सुतं सूते ततो न्यूनाब्दयोः पुनः ॥

रोग्यल्पायुरधन्यो वा गर्भो भवति नैव वा ॥

અર્થાત્—પચીશ વર્ષનો પુરૂષ હોય અને સોળ વર્ષની સ્ત્રી હોય તો તેમનાથી બળવાન પુત્ર થાય, પણ તેથી ઓછાં વર્ષનાં સ્ત્રી પુરૂષ હોય તો તેમને ગર્ભ રોગી, થોડા આયુષ્યવાળો તથા કદરૂપો થાય અથવા તો થાય જ નહિ. એ પ્રમાણે એક બાળલગ્નથી ભવિષ્યની સઘળી પ્રજાને કેવો ખરાબ વારસો મળે છે તે સહેલાઇથી સમજી શકાશે. તેટલા માટે જ કવિ દલપતરામે પોકારી પોકારીને કહ્યું છે કે :

બાળલગ્નના ચાલથી, થાય ઘણાં નુકસાન,
પ્રજા બધી નિર્બળ બને, થઈ ન શકે વિદ્વાન. (૮૭)

## षष्ठ परिच्छेद.

### આરોગ્ય અને મિતાહાર.

[ હવે મુખ્ય ઐહિક સુખ 'આરોગ્ય' વિષય ઉપર વિવેચના ચાલે છે ]

आरोग्यम् । ८८ ॥

**आरोग्यं प्रथमं सुखं निगदितं शारीरिकं सर्वथा ।**
**न स्याच्चेत्तदनर्थकं हि सकलं राज्यादिकं मन्यते ॥**
**तत्सत्त्वे परवैभवो भवतु वा मा नो तथापि क्षती-**
**रक्ष्यं तत्सकलैर्विशेषविधया विद्यार्थिभिस्तूत्कटम् ॥**

#### આરોગ્યની આવશ્યકતા.

**ભાવાર્થ**—"પહેલું સુખ તે જાતે નર્યા" આ એક સામાન્ય કહેવત ખરેખરી છે. દુનિયાદારીનાં સર્વ સુખોમાં પહેલી પદવી સર્વ પ્રકારે શારીરિક

આરોગ્ય યા સ્વાસ્થ્ય જ રોકે છે, અર્થાત્ શરીરે આરોગ્ય એ જ પ્રથમ સુખ છે. તે એક સુખ જો માણુસની પાસે ન હોય તો બીજી સંપત્તિ અને સામર્થ્ય ગમે તેટલાં હોય પણ તે બધાં વ્યર્થ છે. આરોગ્ય વિના તે કશામાં મનને ચેન પડતું નથી, તેથી ઉલટું એક આરોગ્ય હોય અને મેડી, મ્હોલાત, ધન, કુટુંબ વગેરે બીજી સંપત્તિ હોય ચાહે ન હોય તોપણ તેની ગેરહાજરી માણુસને તેટલું દુઃખ ઉપજાવતી નથી, કે જેટલું દુઃખ આરોગ્યની ગેરહાજરી ઉપજાવે છે. માટે સર્વ મનુષ્યોએ આરોગ્યનું રક્ષણ કરવું જોઇએ; તેમાં પણ વિદ્યાર્થીઓએ તો ખાસ કરીને શરીરનું આરોગ્ય જાળવવુ જોઇએ. ( ૮૮ )

**વિવેચન**—આત્માને આશ્રય આપનાર સ્થૂળ દેહ છે અને તેથી દેહની યોગ્ય રીતે જાળવણી કરવી તે આત્મા તરફની એક મોટી ફરજ બજાવી લેખાય છે, અને તેથી પંડિત જનોએ આરોગ્યને પ્રથમ ઐહિક સુખ લેખ્યુ છે. ધનસંપત્તિ, ધર્મ્ય કાર્યો પરોપકાર અને ઉપભોગને અર્થે છે પરન્તુ એ સઘળું જો શરીર નીરોગી હોય તો જ બની શકે છે, માટે પ્રત્યેક મનુષ્યે નીરોગી રહેવાને પ્રયત્ન કરવો આવશ્યક છે. આરોગ્ય તો સર્વ અવસ્થાઓમા એકસરખુ ઉપયોગી છે, પરન્તુ તેમાંએ વિદ્યાર્થીઓએ વિશેષે કરીને આરોગ્ય જાળવવું એવો જે ઉપદેશ આ શ્લોકમાં કરવામાં આવ્યો છે તે અકારણ નથી. વિદ્યાર્થી અવસ્થા શરીરની અત્યંત કોમળ અવસ્થા છે. એ અવસ્થામાં શરીર પ્રત્યેની ફરજો બરાબર રીતે બજાવવામાં ન આવી હોય તો પછી યુવાવસ્થામાં અને વૃદ્ધાવસ્થામા પશ્ચાત્તાપ કરવાનો જ વખત આવી લાગે છે, કારણકે બાલ્યાવસ્થાની નાની નાની ભૂલો શરીરમાં પોષણ પામીને એટલી મોટી બની ગઈ હોય છે કે ઉતરતી અવસ્થામાં તેની ઉદ્વેગજનક અસર થયા વિના રહેતી નથી. જેઓ બાલ્યાવસ્થામાં આરોગ્ય જાળવવાની ટેવવાળા બન્યા હોય છે, તેઓ ભવિષ્યમાં તેવી ટેવો જ ધારણ કરી રહેતા હોવાથી તેઓના આરોગ્ય ઉપર માઠી અસર થતી નથી અને તેથી પ્રથમ અવસ્થામાં પ્રત્યેક વિદ્યાર્થીએ એવી રીતે વર્તવું જોઇએ કે જેથી પાછળની અવસ્થાઓમાં પસ્તાવાનો વખત આવે નહિ. **સ્કોપનહેઅર** ના-

મના એક વિદ્વાને કહ્યું છે કે "આરોગ્ય એ એટલો મોટો આશીર્વાદ છે કે એક નીરોગી ભિખારી એક પીડા પામતા રાજા કરતાં પણ વધારે સુખી મનાય છે." કોલ્ટન નામનો એક વિદ્વાન્ કહે છે કે " એક માણસ માંદો થાય છે ત્યારે તેને તેના ધનથી કશો આનંદ થતો નથી કારણકે તેનો સોનાનો મુકુટ તેનું મસ્તકશૂળ મટાડી શકતો નથી, તેના મખમલના જોડા તેના પગનો વા મટાડી શકતા નથી કે તેનાં સુંદર કસબી વસ્ત્રો તેનો તાવ ઉતારી શકતાં નથી!" આરોગ્ય આટલું બધું મૂલ્યવાન્ છે અને તે એટલા માટે મૂલ્યવાન્ છે કે તેથી મનુષ્યત્વની સફળતાને અર્થે જે કાર્યો કરવાનાં હોય છે તે કાર્યો કરવામાં સરલતા પ્રાપ્ત થાય છે. ગમે તેવા સારા સંયોગો હોવા છતાં રોગી મનુષ્ય ઇષ્ટ સત્કાર્યોને પૂરાં કરી શકતો નથી. જે કાર્ય પોતાના નીરોગી શરીરવડે બની શકે છે, તે કાર્ય બીજાઓને હાથે ગમે તેટલા ધનવડે પણ કરી શકાતું નથી અને તેથી જ Health is wealth અર્થાત્ 'આરોગ્ય એ જ ધન છે' એમ કહેવાય છે. ( ૮૮ )

आरोग्यप्रकारौ । ८९ ॥

**आरोग्यं द्विविधं मतं सुखकरं स्वाभाविकं कृत्रिमं ।**
**रोगा[illegible]द्रवनोपचारजनितं तत्राद्यमस्त्युत्तमम् ॥**
**रोगोत्पत्तिरभूत्पुरा पुनरहो भैषज्यपानाशनं ।**
**[illegible]स्माज्जातमनामयं तदपरं नूनं मतं मध्यमम् ॥**

**આરોગ્યના બે પ્રકાર.**

**ભાવાર્થ**—પ્રથમથી જ એવી રીતે નિયમિતપણે વર્તવામાં આવે કે જેથી શરીરમાં કોઈ પણ જાતના રોગનો ઉપદ્રવ થાય જ નહીં અને આ-રોગ્ય બરાબર જળવાઇ રહે તો એ આરોગ્યને આપણે સ્વાભાવિક આરોગ્ય કહીશું. બે પ્રકારના આરોગ્યમાં આ પહેલા પ્રકારનું આરોગ્ય ઉત્તમ છે. પ્ર-થમ ખાનપાન વગેરેમાં ગફલત રાખવાથી રોગનો ઉપદ્રવ થાય, પછી તેની દવાઓ કરવામાં આવે તેથી જે શાંતિ થાય અને શરીર નીરોગી થાય તે

કૃત્રિમ–બનાવટી આરોગ્ય સમજવું. આ આરોગ્ય બીજા પ્રકારનું–મધ્યમ ગણાય છે. ( ૮૫ )

**વિવેચન**—સ્વાભાવિક આરોગ્ય અને કૃત્રિમ આરોગ્ય એવા બે પ્રકારનાં આરોગ્ય વૈદ્યક શાસ્ત્રે કહેલાં છે. સ્વાભાવિક આરોગ્ય પહેલી પદવી ધરાવે છે અને કૃત્રિમ આરોગ્ય બીજી પદવી ધરાવે છે. વૈદ્ય **ભાવ**મિશ્રે પોતાના **ભાવ**પ્રકાશ નામક ગ્રંથમાં પહેલી પદવીના આરોગ્યને આ પ્રમાણે ઓળખાવ્યું છે.

समदोषः समाग्निश्च समधातु मलक्रियः ।
प्रसन्नात्मेन्द्रियमनाः स्वस्थ इत्यभिधीयते ॥

અર્થાત્–જેના શરીરમાં વાતાદિ દોષ, જઠરાગ્નિ, રસાદિ ધાતુ તથા મળમૂત્રની ક્રિયા સમાન હોય અર્થાત્ કોપ પામ્યા ન હોય અને આત્મા, ઇંદ્રિય તથા મન પ્રસન્ન હોય તે માણુસ નીરોગી કહેવાય. જો એ સઘળાં અસમાન સ્થિતિને પામ્યાં હોય તો શરીરમાં રોગ ઉત્પન્ન થાય છે અને એ રોગને શમાવવાને માટે ઔષધોનું સેવન કરવું પડે છે. ઔષધોનું સેવન કરવાથી જે આરોગ્ય પ્રાપ્ત થાય તે આરોગ્યને કૃત્રિમ આરોગ્ય સમજવું. સ્વાભાવિક આરોગ્યને જાળવી રાખવું એ જેટલું સહેલું છે તેટલું જ કઠીણુ રોગ થયા પછી કૃત્રિમ આરોગ્યને સંપાદન કરવું એ છે; છતાં મનુષ્યો કૃત્રિમ આરોગ્યને માટે ફાંફાં મારે છે અને સ્વાભાવિક આરોગ્ય જાળવવાને પ્રયત્ન કરતા નથી એ એક મોટું આશ્ચર્ય છે. સ્વાભાવિક આરોગ્ય જાળવી રાખવાની રીતિ વૈદ્યક શાસ્ત્રમાં આ પ્રમાણે કહી છે:

दिनचर्यां निशाचर्यां ऋतुचर्यां यथोदिताम् ।
आचरन्पुरुषः स्वस्थः सदा तिष्ठति नान्यथा ॥

અર્થાત્—વૈદ્યક શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે દિનચર્યા, રાત્રિચર્યા, તથા ઋતુચર્યાને આચરવાથી મનુષ્ય સદા નીરોગી રહે છે–બીજી રીતે નહિ. આ માર્ગ આટલો સરળ છે, ત્યારે કૃત્રિમ આરોગ્ય પ્રાપ્ત કરવાની કઠીનતા જુઓ. દિનચર્યા, રાત્રિચર્યા અને ઋતુચર્યામાં નિયમિત નહિ રહેવાથી અર્થાત્ ખાનપાનમાં ગફલત રાખવાથી, નિદ્રા–વિહારાદિમાં ભાન નહિ રાખવાથી અને

ઋતુઓને પ્રતિકૂળ પદાર્થોનું સેવન કરવાથી પ્રથમ રોગ થાય છે. એ રોગનું શમન કરવાને ઔષધનું સેવન કરવાની જરૂર પડતાં 'યમરાજના સહોદર' વૈદ્યની પાસે જવાની જરૂર પડે છે. ઉંટવૈદ્યોને હાથે આરોગ્યને જે હાનિ થાય છે તેનો વિચાર મૂકી દઇએ, તોપણ વૈદ્યક શાસ્ત્ર એટલું અપૂર્ણ છે કે તેનો લાભ લેવાથી અવશ્ય આરોગ્ય પ્રાપ્ત થશે જ તેની કશી જામીનગીરી મળી શકતી નથી. એડ્રિયન પાદશાહ જ્યારે મરવા પડ્યો ત્યારે તે કહેતો હતો કે મારૂં મોત એક વાર વૈદ્યોના પાપમાં જ થવાનુ છે! પ્લેટોએ એક સ્થળે જણાવ્યું છે કે વૈદ્યોના મિથ્યાભિમાન અને વચનકાપટ્ય ઉપર આપણા આરોગ્યનો આધાર રહેલો છે. આ કારણથી તેમ જ શરીરમાં ઉત્પન્ન થએલા એક પ્રકારના વિષનું શમન કરવાને ઔષધરૂપી બીજા વિષને દાખલ કરવું એ રીતિ ભયંકર હોવાથી ઘણા વિદ્વાનોએ વૈદ્યક વિદ્યાની મદદથી આરોગ્ય સંપાદન કરવાની રીતિને ધિક્કારી કાઢી છે. અનવરે સુહેલીમાં કહ્યું છે કે એક રોગ ઉત્પન્ન થયા પહેલાં જ તેનું નિવારણ કરવું એ જ સારૂં છે અને તે ઉત્પન્ન થયા પછી તેનું નિવારણ કરવું એ દુઃખજનક છે. આ કારણથી હમેશાં સ્વાભાવિક આરોગ્ય જાળવી રાખવાને પ્રયત્નશીલ રહેવું, પરન્તુ આરોગ્ય મેળવવાના કૃત્રિમ ઉપાયોથી તો દૂર જ રહેવું. (૮૯)

[ એ સ્વાભાવિક આરોગ્ય કેવી રીતે જાળવવું તેનો ઉપાય હવે દર્શાવવામાં આવે છે. ]

आरोग्यं किं स्वायत्तम्? । ९० ॥

यद्या[चा]रविहारसर्वविषयो द्रव्येण कालेन वा ।
रक्ष्यन्ते किल सर्वदा नियमिताः क्षेत्रेण भावेन यैः ॥
यत्त[ै]षजमश्यते न विषये नासज्[य]ते भूयसा ।
रोग[ा]णां न हि सम्भवोस्ति वपुषि प्रायस्तदीये क्वचित् ॥

## આરોગ્ય જાળવવું શું આપણા હાથમાં છે?

**ભાવાર્થ**—જે માણુસ દ્રવ્ય ક્ષેત્ર કાળના ગુણો અને પોતાના શરીરની તાસીરને બરાબર જાણીને તદનુકૂળ થઇ વર્તે, અને ખાનપાન ગમનાગમન વગેરે સર્વે શારીરિક વિધિઓમાં હમેશ નિયમિતપણે વર્તે, તેમ જ જે તે દવાઓ કે જે તે અજાણી વસ્તુ મ્હોંમાં નાંખે નહીં, જીભને વશ રાખે, કામભોગમાં અત્યંત આસક્તિ ન રાખે, નિયમનું ઉલ્લંઘન ન કરે તો ઘણે ભાગે તેના શરીરમાં રોગોની ઉત્પત્તિનો સંભવ ન રહે અર્થાત્ ખાનપાન વગેરેમાં નિયમિત રહેવાનું આપણા હાથમાં રાખીએ તો આરોગ્ય જાળવવું આપણા હાથમાં જ છે. (૯૦)

**વિવેચન**—સ્વાભાવિક રીતે પ્રથમ પંક્તિનું આરોગ્ય જાળવી રાખવું એ પોતાના હાથમાં જ છે, પરંતુ અનારોગ્ય પ્રાપ્ત થયા પછી આરોગ્ય સંપાદન કરવું તે પારકા આધાર ઉપર જ છે. તાત્પર્ય એ છે કે આરોગ્ય જાળવી રાખવામાં સ્વતંત્રતા છે ત્યારે અનારોગ્ય થયા પછી આરોગ્ય સંપાદન કરવામાં પરતંત્રતા રહેલી છે; તે જ કારણથી અંગ્રેજીમાં એક એવું કહેવત પ્રચલિત છે કે An ounce of prevention is worth a pound of cure અર્થાત્ રોગને આવતો અટકાવવાના આરોગ્યનો એક આઉંસ (રાા તોલા), ઔષધોવડે રોગી શરીરને સાજા કરવાના આરોગ્યના એક શેરની બરાબર છે! જેવી રીતે એક શેર એક આઉંસ કરતાં ૧૬ ગણો વજનદાર છે તેવી રીતે સ્વાભાવિક આરોગ્ય ઔષધોવડે મેળવેલા આરોગ્ય કરતાં ૧૬ ગણું ઉત્તમ છે એમ માનવામાં કશો વાંધો નથી. ત્યારે હવે વિચારવાનું એ છે કે અનારોગ્યને ઉત્પન્ન કરનારા કારણો શામાંથી જન્મ પામે છે? '**માધવનિદાન**' નામક ગ્રંથમાં કહ્યું છે કે:—

> सर्वेषामेव रोगाणां निदानं कुपिता मलाः ।
> तत्प्रकोपस्य तु प्रोक्तं विविधाहितसेवनम् ॥

અર્થાત્—ઘણું કરીને સર્વ રોગનું કારણ કોપ પામેલા મળ જ છે, ને તેના પ્રકોપનું કારણ વિવિધ પ્રકારના અહિતનું સેવન કહેલું છે. શરીરમાં મળનો પ્રકોપ થવાથી અનારોગ્ય આવે છે અને વિવિધ પ્રકારના અહિતનું

સેવન કરવાથી શરીરમાંહેના મળ પ્રકોપને પામે છે. જો એ વિવિધ પ્રકારના અહિતનું સેવન ન કરવામાં આવે, તો આરોગ્યને ટકાવી રાખવાને હરકોઈ માણસ સમર્થ થઈ શકે. પોતાની જાતે અહિતનું સેવન ન કરવું તેમાં કાંઈ પરતંત્રતા રહેલી નથી–સ્વતંત્રતા જ છે અને તેથી તેમ કરવાને હરકોઈ માણસ સ્વતંત્ર હોઈ પોતાનું કુદરતી આરોગ્ય જાળવી રાખવામાં પણ તે માણસ સ્વતંત્ર જ છે. આહાર અને વિહારમાં જિતેન્દ્રિય રહેવું એ હિતમાર્ગ છે, અને સ્વેચ્છ આહાર વિહાર કરવા તે અજિતેન્દ્રિયતા છે. ખાવાપીવામાં નિયમિત રહેવું, પોતાને ન પચે તેવા પદાર્થોને અહિતરૂપ માનીને તેમનો ત્યાગ કરવો, અત્યાહારીપણું ત્યજવું, જિહ્વાલૌલ્યને વશ રાખવું, વિહારમાં–વિષયાસક્તિમાં નિયમિત અને અલ્પસેવી થવું: એ સઘળો હિતમાર્ગ છે સુશ્રુતે કહ્યું છે કે–

व्याधिमिन्द्रियदौर्बल्यम् मरणं चाधिगच्छति ।
विरुद्धरसवीर्यादीन् भुंजानो नात्मवान्नरः ॥

અર્થાત્—પોતાને ન સદે તેવા રસ તથા વીર્યવાન્ પદાર્થોને ખાનાર અજિતેન્દ્રિય મનુષ્ય વ્યાધિ, ઇંદ્રિયોની દુર્બળતા તથા મરણને પામે છે. આ ઉપરથી હિતનો માર્ગ સમજવાનું સરળ થઈ પડે છે અને તે હિતમાર્ગનું અવલંબન કરવાનું પણ સરળ છે એમ જણાઈ આવે છે. જો શારીરિક સ્વાસ્થ્ય માટેનો મુખ્ય હિતમાર્ગ સરળ જણાય છે તો પછી સ્વાસ્થ્ય જાળવવું કે ન જાળવવું તે સઘળું આપણા જ હાથમાં છે–તેમાં પરતંત્રતા કશી નથી: પરતંત્રતા તો અનારોગ્ય પ્રાપ્ત થયા પછી આરોગ્ય મેળવવામાં જ રહેલી હોય છે કારણકે તે વખતે સઘળો આધાર વૈદ્ય અને તેમનાં ઔષધો ઉપર રહ્યો હોય છે. (૯૦)

[મિતાહારના લાભો તરફ વાચકોનું ધ્યાન ખેંચવા માટે નીચેનો શ્લોક છે.]

मिताहारः । ९१ ॥

कालो यो नियतोऽशनस्य सम , तस्मिन्मितं भोजनं
कार्यं नाधिकमंशतोपि भवतु स्वादिष्ठमिष्टाशनम् ।

# भुक्तं यत्प्रथमं समस्तमशनं जीर्णं न यावच्च त-त्तावत्स्वल्पमपि द्वितीयमशनं कार्यं न विद्यार्थिना ॥

## મિતાહાર.

**ભાવાર્થ**—ભોજન કરવાનો જે સમય હમેશનો નિયમિત હોય તે સમય ઉલ્લંઘીને પરિમાણુ ઉપરાંત આહાર કરવો એ પણુ આરોગ્યને હાનિ પહોંચાડનારૂં છે, માટે વિદ્યાર્થીએ (તેમ જ દરેક માણુસે) પોતાનો જે ખોરાક હોય તેના કરતાં કંઇક ઓછું ખાવું તે હિતકર છે, પણુ વધારે તો એક અંશ માત્ર પણુ ખાવું નહીં. ભોજન ગમે તેવું સ્વાદિષ્ટ અને મ્હોંને ભાવતું હોય તો શું થયું ? પણુ અધિક આહાર તો ન જ કરવો; તેમ જ એક વાર જમ્યા પછી તે જમણુ સર્વથા પચી ગયું ન હોય, અને પૂરે-પૂરી ભૂખ લાગી ન હોય ત્યાંસુધી બીજી વારનું થોડું પણુ ભોજન કરવું નહીં, તેમ જ ભોજનના વખત સિવાય વચ્ચેના વખતમાં કોઇ પણુ ખોરા-કની વસ્તુ મ્હોંમાં નાંખવી નહીં. હમેશ મિતાહારી રહેવાથી શરીરનું આરોગ્ય બરાબર જળવાઈ રહે છે. (૯૧)

**વિવેચન**—'મિત આહાર' એટલે 'પરિમિત–માપેલો આહાર–આહારનું માપ એક રીતે કરવામાં આવતું નથી. આપણે અમુક વજન પ્રમાણે આહાર લેઇએ તેથી જ આપણે 'મિતાહાર' ના નિયમો પાળી ચૂક્યા એમ સમજવાનું નથી. નિયમિત વખતે અને નિયમિત પ્રમાણુમાં જિ-હ્વાના હિતનો–આનંદનો વિચાર છોડી દઈને શરીરના હિતના વિચારપૂર્વક આહાર કરવો એ જ ખરેખરો 'મિતાહાર' કહેવાય. અનિયમિત વખતે અને અનિયમિત પ્રમાણુમાં ભોજન લેવાથી શુ પરિણામ થાય છે, તે વિષે સુશ્રુત કહે છે કે–" ભૂખ લાગ્યા વિના જમનાર દૃઢ શરીરવાળો મનુષ્ય પણુ અનેક વ્યાધિને વા મરણુને પામે છે; તેમ ભૂખ મારીને જમનાર મનુષ્ય બીજી વાર જમવા ઇચ્છતો નથી, કેમકે વાયુવડે હણાયલા જઠરાગ્નિ સમયે ખાધેલું અન્ન કષ્ટથી પચે છે. " આ પ્રમાણે ભૂખ વિના વધારે ખાવાથી વ્યાધિ અને મરણુનો ભય રહે છે, તથા અનિયમિત વખતે ભૂખને મારીને

જમવાથી 'અપચો' નામનું દરદ લાગુ પડવાનો ભય રહે છે, એ કારણથી આરોગ્ય જાળવી રાખનારે 'મિતાહાર'નો વાજબી અર્થ કરીને 'મિતાહારી' બનવું જોઇએ. પુનઃ સુશ્રુત કહે છે કે—

हीनमात्रमसन्तोषं करोति च बलक्षयम् ।
आलस्यगौरवाटोपसादांश्च कुरुतेऽधिकम् ॥

અર્થાત્—રૂચિ છતાં થોડું ભોજન તૃપ્તિ કરતું નથી અને બળનો ક્ષય કરે છે; અને રૂચિ ઉપરાંત ખાધેલું ભોજન આળસ, જડતા, પેટમાં ગરબડાટ તથા થાક ઉત્પન્ન કરે છે. આ ઉપરથી પરિમિત પ્રમાણમાં આહાર લેવો—ન્યૂનાધિક ન લેવો એવું તાત્પર્ય નીકળે છે અને આરોગ્ય ટકાવી રાખવાને એ જ ઉચિત માર્ગ છે. પરન્તુ તેમાંએ 'રૂચિ છતાં થોડું ભોજન કરવું' એ શરીરનું જે કાંઇ અહિત કરે છે તેના કરતાં સેંકડોગણું વધારે અહિત 'રૂચિ કરતાં વધારે ભોજન' કરવાથી થાય છે. રૂચિ કરતાં ઓછું ખાનાર–અલ્પાહારી મનુષ્ય એક પ્રકારનું તપ કરે છે અને તે તપ 'ઉણોદરી' તપને નામે ઓળખાય છે, તેથી તેના બળનો ક્ષય થાય છે એમ કહેવામાં કાંઇક અતિશયોક્તિ છે. શરીરમાં ઉત્પન્ન થએલો મળ–કચરો અને રોગ એ સર્વનો નાશ કરવાને અમેરિકામાં ઘણાં દર્દીઓને ત્યાંના ડાક્ટરો 'ઉણોદરી' તપ આદરવાનું ફરમાન કરે છે–ઓછું ખાવાનુ અથવા ઉપવાસ કરવાનું કહે છે. ટેવ પાડયા વિના રોજ ને રોજ બહુ જ ઓછો આહાર કરવાથી શરીરને ઓછું પોષણ મળવાને પરિણામે શારીરિક બળનો ક્ષય થવાનો સંભવ છે ખરો; પરન્તુ એક દિવસ પણ રૂચિ કરતાં વધારે ઠાંસવાથી અનેક રોગ અને છેવટે મરણ થયાના બનાવો પણ બનતા જોવામાં આવે છે ! તાત્પર્ય એ છે કે અલ્પાહાર કરતાં અત્યાહાર ઘણો જ ભયંકર છે અને તેથી 'મિતાહાર'ના નિયમનો ભંગ કરવાનો પ્રસંગ કોઈ વાર આવી લાગે તો 'અલ્પાહાર' કરવો પણ કદાપિ 'અત્યાહાર' તો ન જ કરવો. (૯૧)

[ કેવા પ્રકારના ભોજનથી શરીરનું હિત થાય તે હવે કહેવામાં આવે છે : ]

आरोग्यरक्षकं किं भोजनम् ? । ९२ ॥

# न स्याच्छीततरं न चातिविकृतं नोन्मादतन्द्राकरं ।

**ना[illegible]र्थं कफवातपित्तजनकं नो जन्तुयोन्यात्मकम् ॥**
**शास्त्रे यन्न निषि[illegible]मेवममलं नो तामसं राजसं ।**
**तद्भोज्यं समयोचितं सुखकरं विद्यार्थिनां सर्वथा ॥**

### આરોગ્યરક્ષક ભોજન કયું ?

**ભાવાર્થ**—જે ભોજન અતિશય ઠંડું થઇ ગયું ન હોય, તેમ જ વર્ણ ગંધ રસ ચલિત થઇ જવાથી વિકાર પામેલું ન હોય, શરીરમાં ઉન્માદ કરનાર અને આળસ વધારનાર પણ ન હોય, વાયુ પિત્ત અને કફની વૃદ્ધિ કરનાર કે તેમાં ફેરફાર કરનાર ન હોય, વળી શાસ્ત્રમાં જેનો નિષેધ કરેલ ન હોય, શરીર અને મનની જડતા વધારનાર તમોગુણી ન હોય, અને ચિત્તને ચંચળ બનાવનાર જે ભોજન રજોગુણી પણ ન હોય, તેવા પ્રકારનું દ્રવ્ય ક્ષેત્ર અને સમયને ઉચિત જે ભોજન હોય તે જ ભોજન આરોગ્યરક્ષક હોવાથી વિદ્યાર્થીઓને માટે હિતકારક મનાયુ છે; માટે તે સિવાયનું ભોજન વિદ્યાર્થીઓએ હમેશાં વર્જવું જોઈએ. (૯૨)

**વિવેચન**—જે મ્હોંને ભાવે છે તે શરીરને પણ ભાવે છે એમ કદાપિ માનવું નહિ. જિહ્વા ઇંદ્રિય હંમેશાં લોલુપી હોય છે, તે પોતાના ક્ષણિક આનંદને માટે જ મનને જુદા જુદા પદાર્થો તરફ ખેંચી જાય છે, પરંતુ શરીરનું હિત તે વિચારતી નથી. એ અગ્રેજ લેખક મી. આર. ચેમ્બર્સે હોજરીની ફરિયાદ વિષે એક રમુજી પણ બોધાત્મક લેખ લખ્યો છે. તેમાં હોજરી કહે છે કે: "મારો માલેક પોતાના મ્હોંના સ્વાદનો દર વખતે વિચાર કરે છે અને તે જે મનમાં આવ્યું તે આરોગે છે, પણ તેને લીધે મારે કેટલું સહન કરવું પડે છે તેનો તે વિચાર પણ કરતો નથી. આ કારણથી દિવસના ૨૪ કલાક મને આકુળ વ્યાકુળ રહીને પસાર કરવા પડે છે!" આ ફરિયાદ ખરી છે. જો હોજરીની એ ફરિયાદને લક્ષમાં લઇને મ્હોંના સ્વાદનો વિચાર ન કરતાં આરોગ્યરક્ષક ભોજન કરવા તરફ જ જનસમાજની પ્રવૃત્તિ થાય તો હોજરીને ફરિયાદ કરવી ન પડે અને હોજ-

રીરૂપી દાસી ઉપર આધાર રાખતી તંદુરસ્તી દેવીને બિછાને પડવાની જરૂર ન રહે. ત્યારે ભોજન કેવું જોઈએ? 'ભાવપ્રકાશ'માં કહ્યું છે કેઃ—

अत्युष्णान्नं बलं हन्ति शीतं शुष्कं च दुर्जरम् ।
अतिक्लिन्नं ग्लानिकरं युक्तियुक्तं हि भोजनम् ॥

અર્થાત્—અતિ ગરમ અન્ન બળનો નાશ કરે છે, ઠંડું તથા સૂકું અન્ન તુરત પચતું નથી અને અતિ ભિનાશવાળું અન્ન સુસ્તી કરનારૂં છે, માટે ભોજન યુક્તિયુક્ત જોઇએ. શરીરમાં ત્રણ પ્રકારનાં તત્ત્વો રહેલાં છે: વાત, પિત્ત અને કફ. વાગ્ભટ્ટે કહ્યું છે કે विकृताऽविकृता देहं घ्नंति ते वर्तयन्ति च ॥ અર્થાત્—ત્રણે તત્ત્વો જો વિકાર પામે છે તો દેહને હણે છે અને અવિકારી રહેતાં દેહને નિભાવે છે; માટે આહાર એવો લેવો જોઇએ કે જેથી એ ત્રણે તત્ત્વો સમતોલનતામાં રહે અને તેઓના વિકારને પરિણામે શરીરને વિકારી બનાવે નહિ. માંસ, મત્સ્ય, કંદ, મદિરા, ભારે અને ન પચે તેવા તથા શરીરને હિતકારી ન થઈ પડે તેવા પદાર્થોનો આહાર નહિ કરવાનું શાસ્ત્રમાં ફરમાવ્યું છે તેથી એવા પદાર્થોને બાદ કરીને બાકીના જે પદાર્થો સુસ્તી ઉત્પન્ન કરે અર્થાત્ તમોગુણ વધારનારા હોય અને જે પદાર્થો ચિત્તને વિકારી—ચંચળ બનાવે અર્થાત્ રજોગુણ વધારનારા હોય તે પદાર્થોને ત્યજીને સત્ત્વગુણને ઉત્તેજક થઇ પડે તેવા પદાર્થોનો હમેશાં આહાર કરવો અને એ જ આહાર દેહનું હિત કરનારો લેખાય છે. (૯૨)

[ કદાચ ભૂલથી અથવા આહારની વિષમતાથી શરીર રોગવાળું બને તો તે રોગનું નિવારણ કરવાને તાત્કાળિક ઉપાય શો લેવો જોઇએ? તે નીચેના શ્લોકમાં જણાવવામાં આવે છે. ]

आरोग्यप्राथमिकोपायः । ९३ ॥

**यत्किञ्चित्स्खलनादिना यदि भवेत्कश्चिद्गदो जाठरः ।**
**संशुद्धं लघुभोजनं तदपि वा न्यूनं विधेयं रुचेः ॥**
**यद्वोत्साहपुरःसरोपवसनं कार्यं यथाशक्तितो ।**
**यावच्चैतदुपागतो गदलयस्तावद्धितं नौषधम् ॥**

## રોગનિવારણનો પ્રાથમિક ઉપાય.

**ભાવાર્થ**—ખાનપાન વગેરેમાં સાવચેતી રાખતાં પણ કદાચ કોઈ સમયે રસલોલુપતાને લીધે કંઈ પણ ભૂલ થઈ અને તેને પરિણામે અજીર્ણતા વગેરે કંઇ પણ રોગની ઉત્પત્તિ થઈ તો તેના નિવારણ માટે પ્રથમ ઉપાય એ છે કે ત્યારથી ભારે ખોરાક તદ્દન ન લેવો, હલકો ખોરાક પણ રૂચિ હોય તેના કરતાં ઓછો લેવો, પણ વધારે ન ખાવો; અથવા અષ્ટમી–પક્ષિકા વગેરે અમુક દિવસે મનમાં ઉત્સાહ રહે તેવી રીતે યથાશક્તિ ઉપવાસ કરવો. તે ન બને તો એકાશન કરવું. જ્યાંસુધી ઉપલા ઉપાયોથી અજીર્ણતા વગેરે જઠરના દર્દોની નિવૃત્તિ થાય ત્યાંસુધી બીજી કોઈ પણ જાતની દવા પેટમાં નાંખવી ઉચિત નથી. નિયમિત રહેનારને ઘણે ભાગે ઉપલા ઉપાયોથી જ રોગની નિવૃત્તિ થઇ જશે. ( ૯૩ )

**વિવેચન**—જરા શરીર લથડ્યું કે તુરત જ વૈદ્યની પાસે દોડી જનારાઓએ આ શ્લોકમાં કહેલી બાબત ઉપર ખાસ લક્ષ આપવું જોઇએ છે. શરીર રોગવાળું થાય તેને રોગથી મુક્ત કરવાનો કુદરતી માર્ગ ઔષધ ખાવાનો નથી. ડાયોકલીઝનો એવો મત છે કે “ આપણું શરીર જે જે તત્ત્વોનું બનેલુ છે, તે તે તત્ત્વોમાં રહેલા વૈષમ્ય અને જે હવા આપણે અંદર લઇએ છીએ તે હવાના ગુણાવગુણના પ્રમાણમાં આપણામાં રોગો આવે છે અને જાય છે.” આ જ મત આર્ય વૈદ્યો પણ ધરાવે છે. જો શરીરના મુખ્ય તત્ત્વોનું વૈષમ્ય દૂર કરવામાં આવે તો રોગથી મુક્ત થવાય એ સમજવું સહેલુ છે. મોન્તેન કહે છે કે “ વધારે દવા ખાનારા જે જે લોકો મારા પરિચયમાં આવેલા છે તે સર્વના સંબંધમા મારા જાણવામાં એવું આવેલું છે કે તેઓ દવા ખાઇને સાજા થાય છે તે પહેલા પાછા એકદમ માંદા પડી જાય છે, એટલું જ નહિ પણ તેમની બિમારી લાંબા વખત સુધી ટકે છે. હું અવારનવાર માંદો પડેલો છુ અને જો કે હું બધા પ્રકારના ઉપચારો કરી ચૂકેલો છું તોપણ કહું છું કે કોઇ પણ વૈદ્યની મદદ લીધા વિના કે તેમની બદસ્વાદવાળી માત્રાઓ ખાધા વિના હું મારી બધી બિમારીઓ સુખેથી સહન કરી શકયો છું, એટલું જ નહિ પરન્તુ તે

સર્વને ટુંકામાં પતાવી પણ શક્યો છું. જ્યાંસુધી કુદરતી ઉપાયોદ્વારા રોગની શાન્તિ થઈ શકતી હોય ત્યાંસુધી દવારૂપી વિષ શરીરમાં ન નાંખવું એ જ હિતકારક છે. શરીરમાં મળના પ્રકોપથી રોગ થાય છે તેથી મળનો નાશ કરવાને ઉણોદરી તપ આદરવો અર્થાત્ રૂચિ કરતાં ઓછું ખાવું અને તુરતમાં પચી શકે તેવુ હલકુ ભોજન લેવું એ વધારે સલાહભરેલું છે. આથી સહજ સહજમાં ઉત્પન્ન થઇ આવતા નાના રોગો જલ્દી શમી જાય છે. જો શક્તિ હોય તો માસમાં બે અથવા ચાર ઉપવાસ કરવા કિંવા એકાશન કરવાં, એ પણ શરીરમાં એકઠા થએલા મળને સાફ કરવાનો સારો ઇલાજ છે.

આ સંબંધે લુઈ કોરોનર નામના એક વિદ્વાન્નું દૃષ્ટાંત વધારે ઉપયોગી છે. બહુ મસાલાદાર અને મીઠા મીઠા ખોરાક ખાવાથી એની તંદુરસ્તી બગડવા પામી હતી, અને તે એટલેસુધી કે તેને જીવવાની પણ આશા રહી નહોતી. ત્યારપછી તે માત્ર અર્ધો શેર તદ્દન સાદો ખોરાક લેવા લાગ્યો અને તે એવો તંદુરસ્ત બની ગયો કે તે નેવુ વર્ષની વયનો થયો ત્યાંસુધી તેને જરા પણ રોગ થવા પામ્યો નહોતો! ત્યારપછી તેણે પોતાના ખોરાકમાં માત્ર પાંચ રૂપિયાભારનો વધારો કર્યો અને તેથી તેની તંદુરસ્તી લથડી. વારંવાર તે માંદો થઈ જવા લાગ્યો તેથી તેણે પોતાના અસલ પ્રમાણમા ખોરાક લેવા માડયો. પંચાણું વર્ષની ઉમરે તેણે એમ લખ્યુ હતું કે મારૂ જીવન મને આનંદમય અને શાન્તિયુક્ત ભાસે છે. સો વર્ષની ઉમર સુધી તેણે એવી જ તરેહની તંદુરસ્તી ભોગવી હતી અને તે વખતે તે હમેશાં સાત–આઠ કલાક તો લખતો, અને તે સિવાય નિયમિત રીતે વ્યાવહારિક કાર્યોમાં ભાગ લીધા કરતો. તેના સંબધમાં તેની ભત્રીજી લખે છે કે, તેની સો વર્ષની ઉમરે પણ તે શરીરમાં નીરોગી અને બળવાન્ હતો. તેની મનોવૃત્તિ શુદ્ધ હતી અને સ્મૃતિ તાજી ને તાજી જ રહેલી હતી. આંખે ચશ્મા પહેરવાની તેને જરૂર પડતી નહિ. કર્ણેન્દ્રિય પણ જુવાનીના સરખી ચપળ હતી. તેનો કંઠ એટલો બળવાન્ અને મધુર રહ્યો હતો કે તે જ્યારે વીસ વર્ષનો હતો ત્યારે જે ઉત્સાહથી અને બળથી ગાતો, તેવા જ ઉત્સાહ અને બળથી તે સો વર્ષની ઉમર થઇ ત્યારે પણ ગાતો! (૯૩)

[ છેવટે ઔષધ વિના રોગનો નાશ ન થાય તેમ લાગતું હોય ત્યારે કેમ કરવું ? તે સંબંધી હવે કહેવામાં આવે છે. ]

कीदृशमौषधं न ग्राह्यम् ? । ९४ ॥

**दुःसाधा हि भवन्ति भेषजशतै रोगास्तु वृद्धिङ्गता-**
**स्तेषां स्याच्च कथं पुनः समुचितं शत्रोरिवोपेक्षणम् ॥**
**कार्यं तत्प्रतिनोदनं परिचितैः ख्यातैः स्वदेशौषधै-**
**र्धर्मभ्रंशकरौषधन्तु मनसा नेष्टव्यमिष्टार्थिभिः ॥**

**પ્રાથમિક ઉપાયથી ન મટે ત્યારે શું કરવું ?**

**ભાવાર્થ**—જેમ બળવાન્ શત્રુને પહેલેથી દાબી દેવામાં ન આવ્યો હોય તો પાછળથી વધારે બલિષ્ઠ થતાં તેને દબાવવાનું કામ મુશ્કેલ થાય છે, તેવી રીતે સાધારણ ઉપાયથી રોગોની નિવૃત્તિ ન થતાં કદાચ તે રોગો વૃદ્ધિ પામી ગયા તો પછી ઘણી દવાઓથી પણ તે રોગોને દાબવા મુશ્કેલ થઇ પડે છે; માટે શત્રુની પેઠે પ્રથમથી જ તે રોગોને દબાવવાની ઉપેક્ષા કરવી ઉચિત નથી; આમ માનીને કદાચ ઔષધીઓનો ઉપચાર કરવામાં આવે તો તેમાં પણ એટલુ તો ખાસ ધ્યાનમાં રાખવું કે જ્યાસુધી પરિચિત અને પ્રસિદ્ધ પોતાના દેશની ઔષધીઓથી કામ સરે ત્યાસુધી ધર્મથી ભ્રષ્ટ કરનારી દારૂ માંસના મિશ્રણવાળી અપરિચિત પરદેશી ઔષધીઓ વાપરવાની મનમા ચાહના પણ ન કરવી. શ્રેયઃ ઇચ્છનાર વિદ્યાર્થીઓનુ આ કર્ત્તવ્ય છે. ( ૯૪ )

**વિવેચન**—પથ્ય પાળવામા અને આહારવિહારમા ભૂલ થવાથી ઉત્પન્ન થતા રોગો અલ્પાહાર, ઉપવાસ અથવા હલકા સાત્વિક અન્નાહારથી મટાડી શકાય છે, તેમ આગળ કહેવાઇ ગયુ. કદાચિત્ એ રીતે રોગનો નાશ ન થાય તો પછી તુરત જ વૈદ્યને શરણે જવું. ઘરગથ્થુ દવાઓ અથવા તો ઉટવૈદ્યોના નુસખાઓનો અનુભવ લીધા પછી હુશિયાર વૈદ્ય પાસે જવાથી રોગ વધારે બળવાન્ થતો જાય છે, માટે જો ઔષધ ખાવાની જરૂર જ પડે તેવું હોય તો પહેલેથી જ વિદ્વાન્ વૈદ્યની પાસે જવું અને

ઔષધોપચાર શરૂ કરવો. ઔષધ ખાધા પહેલાં એટલું ખાસ ધ્યાનમાં રાખવું કે કોઈ પણ રોગીના રોગનો નાશ કરવાને સ્વદેશી વૈદક જેટલું અસરકારક નીવડે છે તેટલું પરદેશી વૈદક અસરકારક નીવડી શકતું નથી અને તેથી જાણીતાં અને ધર્મથી ભ્રષ્ટ ન કરે તેવાં ઔષધોનો જ ઉપયોગ કરવો. કેટલાક પાખંડી વૈદ્યો પોતાના ઔષધોપચારની મહત્તા વધારવાને ચિત્રવિચિત્ર પ્રકારનાં ઔષધો બતાવે છે. મોન્તેન કહે છેઃ "તે લોકો જે જે ઔષધીઓની પસંદગી કરે છે તેમાં પણ અમુક અંશે ગૂઢતા અને પાખંડ જેવું કંઇનું કંઈ રહેલું હોય છે. કાચબાનો ડાબો પગ, મગરમચ્છનું મૂત્ર, હાથીની લાદ, છછુંદરોનું કલેજું, ધોળા કબૂતરની જમણી પાંખ નીચેથી ખેંચી કાઢેલું લોહી અને પથરીના રોગથી પીડાતા માણસોને માટે તો મારી મારીને લોટ કરી નાંખેલા ઉંદરોનુ ઉચ્છિષ્ટ અને એવી અનેક વાંદરાનાં નખરાંના જેવી કોઇ પણ પ્રકારની શાસ્ત્રીયતા વિનાની અને કેવળ જાદૂઈ વાતોથી ભરેલી હોય તેવી તેવી દવાઓ તેઓ આપણને બતાવે છે !" આવા ભયંકર, પાખંડી અને ઉંટવૈદ્યોના ઘાતકી અને ધર્મભ્રષ્ટતાવાળા ઔષધોપચારથી હમેશા સાવધ રહીને વર્તવું એવી સલાહ પ્રત્યેક રોગીને માટે હિતકારક છે. ( ૯૪ )

[ આરોગ્યનું સામાન્ય જ્ઞાન ધરાવવામાં આવે અને તદનુસાર વર્તવામા આવે તો દરેક માણસ પોતે પોતાનો વૈદ્ય બની શકે, તે આશયનુ કથન હવે કરવામાં આવે છે. ]

आरोग्यसामान्यज्ञानम् । ९५ ॥

**सामान्येन शरीररक्षणविधिर्व्याधेर्निदानं तथो-**
**पायाः के सुलभा द्रुतं हितकरा रोगस्य विद्रावणे ॥**
**एतत्सर्वमनामयार्थमुदितं वृद्धैश्च शास्त्रे यथा ।**
**ज्ञेयं तत्सकलैर्जनैः प्रथमतः स्वारोग्यरक्षाकृते ॥**

## આરોગ્યનું સામાન્ય જ્ઞાન.

**ભાવાર્થ**—શરીરનું રક્ષણ કરવાના સામાન્ય નિયમો શું શું છે ? મોટા મોટા સાધારણ રોગો કયા કયા અને તે રોગો શાથી થાય છે? અને તેમના સુલભ ઉપાયો સાધારણ રીતે ક્યા કયા છે ? આ બધા સવાલોની સામાન્ય હકીકત આરોગ્યના રક્ષણ માટે વૃદ્ધ અનુભવી પુરૂષોએ જે જે શાસ્ત્રમાં કહેલ હોય તે તે હકીકત દરેક વિદ્યાર્થીએ યા દરેક માણસે પોતાનુ આરોગ્ય જાળવવાને માટે પ્રથમથી જ જાણવી જોઇએ, યાતો અપાતી કેળવણીની સાથે શરીરરક્ષણની કેળવણીનું પણ મિશ્રણ થવું જોઇએ, કે જેથી દરેક માણસ પોતે પોતાનો વૈદ્ય બની શકે અને શરીરના રક્ષણના નિયમો જાળવી પોતાનું સ્વાભાવિક આરોગ્ય સાચવી શકે. (૯૫)

**વિવેચન**—લોકો આહારવિહારમાં નિયમિત રહેતા નથી અને તેથી તેઓ રોગના ભોગ થઇ પડે છે તેનુ મુખ્ય કારણ આરોગ્ય અને તેના નિયમો સંબંધી જ્ઞાનનો અભાવ જ છે. જો તે સંબંધી સત્ય અને સુદૃઢ જ્ઞાનનો ફેલાવો થાય તો લોકો પોતાને ન પચે તેવા અને અહિતકારક પદાર્થો ખાવામાંથી નિવૃત્ત રહે. ભૂખ્યે પેટે બહુ પાણી પીવું નહિ, કુદરતી હાજતોને દબાવવી નહિ, વસ્ત્ર ઓઢયા વિના સૂવું નહિ, ખાઇને કસરત કરવી નહિ કે દોડવું નહિ વગેરે આરોગ્યના સામાન્ય નિયમો આપણા વૃદ્ધ જનો સેંકડોની સંખ્યામાં જાણે છે અને જેઓ તે પ્રમાણે વર્તે છે તેઓ રોગિષ્ઠ થતા નથી, પરન્તુ આરોગ્ય સંબંધી તેવું ઉપલક અને સ્વાભાવિક જ્ઞાન નહિ ધરાવનારા માણસો જ આહારવિહારમાં અનિયમિત બની રોગનો ભોગ થઇ પડે છે. તેટલા માટે પ્રત્યેક માણસે આરોગ્ય જાળવવાના એ સામાન્ય નિયમો જાણવા જોઇએ અને તદનુસાર વર્તવું જોઇએ. **હોમર** અને **પ્લેટો** લખી ગયા છે કે ઇજીપ્તના બધા રહેવાશીઓ વૈદ્ય રૂપે જ હતા. તેનો અર્થ એવો જ છે કે તેઓ આરોગ્ય સંબંધી એવું જ્ઞાન ધરાવતા હતા કે તેમને રોગ જ થતો નહિ. અને જો થતો તો તેનો ઉપચાર તેઓ પોતાની મેળે જ કરી શકતા હતા. તેવી રીતે પ્રત્યેક માણસે પોતે પોતાના વૈદ્ય બનવાનો પ્રયત્ન કરવો જોઈએ. (૯૫)



# सप्तम परिच्छेद.

## આજ્ઞાધીનતા.

आज्ञाधीनता । ९६ ॥

**पित्राज्ञा शिरसा सदा हितधिया धार्या सुविद्यार्थिना।
योग्यस्यापि च शिक्षकस्य वचनं नोल्लङ्घनीयं तथा ॥
शिक्षा धर्मगुरोः शुभाशयजुषश्चित्ते निधेया स्थिरं।
नैतद्भङ्गविचिन्तनं सुखकरं विद्यार्थिनां सर्वथा ॥**

### આજ્ઞાંકિતપણું.

**ભાવાર્થ**—પુત્રનું ઐહિક અને અલૌકિક હિત હૃદયમાં ધરનારાં મા-બાપની આજ્ઞા દરેક સુજ્ઞ વિદ્યાર્થીએ મસ્તકે ચડાવવી જોઇએ; તેમ જ વિ-દ્યાર્થીઓનું ભલું ઇચ્છનાર લાયક શિક્ષકનું હિતવચન પણ પૂર્ણ પ્રેમથી માન્ય રાખવું જોઇએ. સર્વ જીવોનું શ્રેયઃ કરનાર ઉચ્ચ આશયવાળા અને દેશ કા-ળને જાણનાર ધર્મગુરૂનાં શિક્ષાવચનો પણ અમૂલ્ય રત્નની પેઠે હૃદયમાં ધરી રાખવાં, અને તદનુસાર વર્તન કરવું જોઇએ. માબાપ શિક્ષક અને ધર્મગુરૂ એ ત્રણેના હુકમનો ભંગ કરવાનો યા અનાદર કરવાનો સંકલ્પ સરખો ક-રવો પણ વિદ્યાર્થીઓને હિતકર નથી. (૯૬)

**વિવેચન**—વિદ્યાર્થીના ધર્મોમાંનો એક મુખ્ય ધર્મ વડીલોની અને લાયક માણસોની આજ્ઞા પ્રમાણે વર્તવાનો છે. જે યુવકો માતાપિતા, ગુરૂ કે બીજા ડાહ્યા માણસોની આજ્ઞા નહિ માનતાં મનસ્વીપણે વર્તે છે તેઓને પાછળથી બહુ જ પશ્ચાત્તાપ કરવાનો સમય આવી લાગે છે. કેટલાક ઉચ્છૃ-ખલ અને પંડિતંમન્યો એમ માને છે કે પોતાનાથી ઓછું ભણેલા વડીલો કરતાં પોતે વધારે ભણેલા હોઇ પોતે તેઓનાથી વધારે ડાહ્યા છે, પરન્તુ તેમ માનવામાં તેઓ ભયંકર ભૂલ કરે છે. સંસારમાં સફળ રીતે વિચરવાને

પુસ્તકમાંથી શીખેલી વિદ્યાઓની જેટલી જરૂર પડતી નથી તેટલી અનુભવના પરિપાકથી મેળવેલા ડહાપણની જરૂર પડે છે, અને એવું ડહાપણ યુવકો કરતાં તેમના વડીલોમાં વિશેષ હોવાથી વડીલોની આજ્ઞા પ્રમાણે વર્તવું એ યુવકોના હિતમાં જ લાભકારક છે. ચાણાક્યનીતિમાં કહ્યું છે કે—

जनिता च विनेता च यस्तु विद्यां प्रयच्छति ।
अन्नदाता भयत्राता पंचैते पितरः स्मृताः ॥

અર્થાત્—જન્મ આપનાર પિતા, નિયમમાં રાખનાર રાજા, વિદ્યા દેનાર ગુરૂ, અન્ન આપનાર તથા ભયથી રક્ષા કરનાર એ પાંચને પિતા કહેલા છે. વળી માતાપિતા તરફના પુત્રના ધર્મના સંબંધમાં ઔશનસ સ્મૃતિમાં કહ્યું છે કેઃ—

नास्ति मातृसमं दैवं नास्ति तातसमो गुरुः ।
न ताभ्यामननुज्ञातो धर्ममेकं समाचरेत् ॥

અર્થાત્—માતા સમાન કોઇ દેવ તથા પિતા સમાન કોઇ વડીલ નથી માટે તેમની આજ્ઞા વિના કાંઈ કાર્ય કરવું નહિ.

જેવી રીતે માતાપિતાની આજ્ઞામાં રહેવાનો વિદ્વાનોનો ઉપદેશ છે તેવી જ રીતે રાજા, ગુરૂ ઈત્યાદિ પણ પિતારૂપ જ હોઇ તેમની આજ્ઞામાં પણ રહેવું એ વિદ્યાર્થીઓનો પરમ ધર્મ છે. બુદ્ધે પણ પોતાની નૈતિક આજ્ઞાઓમાં એવો ઉપદેશ કર્યો છે કે—"મૂર્ખોને ન સેવવા, ડાહ્યા માણસોની સેવા કરવી, લાયકને લાયક માન આપવું અને માતપિતાનું પોષણ કરવું એ મોટામાં મોટો આશીર્વાદ છે."* માતાપિતા, ગુરૂ, રાજા ઉપરાંત કોઇ પણ લાયક માણુસ શ્રેયઃની વાત કરતો હોય તો તેને પણ પિતારૂપ માની તેના હિતવચનને શ્રવણ કરી તદનુસાર વિદ્યાર્થીએ વર્તવું જોઇએ.

એક ગુરૂની પાસે જ્ઞાનચંદ્ર અને વિજ્ઞાનચંદ્ર નામના બે શિષ્યો વિદ્યાભ્યાસ કરતા હતા. જ્ઞાનચંદ્ર કરતાં વિજ્ઞાનચંદ્ર બુદ્ધિમાં, સ્મરણશક્તિમાં અને અભ્યાસમાં સારી પેઠે આગળ વધેલો રહેતો હતો. બન્ને શિષ્યો ગુરૂની સારી રીતે આજ્ઞા પાળતા અને તેમનો બોલ ઉથાપતા નહિ, છતાં ગુરૂ રોજ

---

* Not to serve the foolish, but to serve the wise,
To honour those worthy of honour: This is the greatest blessing,
To support father and mother......................

એકાદ બે વાર વિજ્ઞાનચંદ્રને કાંઇ ને કાંઇ બ્હાનું કિંવા દોષ કાઢીને ઠપકો આપતા. જ્ઞાનચંદ્ર પોતા કરતાં અભ્યાસમાં નબળો હોવા છતાં ગુરૂ તેના પ્રત્યે વધારે મમતા ધરાવે છે એ પક્ષપાત જોઇને વિજ્ઞાનચંદ્રને બહુ ક્રોધ ચડ્યો અને ગુરૂના એ અન્યાયનો બદલો તેમને આપવાનો ઠરાવ કર્યો. આ હેતુથી એક વાર મધરાતે પોતાના ઘેરથી તલવાર લઇને વિજ્ઞાનચંદ્ર ગુરૂનો ઘાત કરવાને તેમને ઘેર ગયો. એ વખતે ગુરૂ પોતાની સ્ત્રીની સાથે ઘરના આંગણામાં બેસી વાર્તાલાપ કરતા હતા. પ્રસંગોપાત સ્ત્રીએ પૂછ્યું: "સ્વામિન્! મનુષ્ય કેવા યત્નથી ઉચ્ચ પ્રકારના દેવત્વને પામી શકતા હશે ?" પતિએ ઉત્તર આપ્યો: "અનેક પ્રકારના ઉત્તમ ચારિત્ર અને જ્ઞાનવડે મનુષ્ય ઉચ્ચા દેવત્વને પામે." સ્ત્રીએ પૂછ્યું: "ત્યારે આપણાં પરિચિત જનોમાંથી કોણ એવું દેવત્વ પામશે એ તમે કહી શકો ?" પતિએ કહ્યું: "હા, વિજ્ઞાનચંદ્ર જેવો બુદ્ધિશાળી, વિદ્વાન્ અને આજ્ઞાંકિત તથા વિનયી મનુષ્ય અવશ્ય એવું દેવત્વ પામે." સ્ત્રીએ કહ્યું: "વિજ્ઞાનચંદ્ર એવો આજ્ઞાંકિત અને બુદ્ધિમાન્ છે ત્યારે તમે રોજ એનો દોષ કાઢીને ઠપકો કેમ આપો છો ?" પતિએ કહ્યું: "હજી તેણે મારી આજ્ઞા લોપી નથી, પરન્તુ અતિ વિદ્યા ગર્વને જન્મ આપે છે તેથી ભવિષ્યમાં તે આજ્ઞાંકિત ન રહેતાં અવિનયી બને એવો મને ભય રહે છે, તે કારણથી તેનો દોષ દર્શાવીને હું તેની અપૂર્ણતા તેના મગજમાં ઠસાવું છું કે જેથી તે ગર્વિષ્ઠ બને નહિ." આ વાર્તાલાપ વિજ્ઞાનચંદ્ર બહાર ઊભો ઊભો સાંભળતો હતો તે એ સાંભળીને ચકિત થયો અને ગુરૂનો પોતા પરનો પ્રેમ સમજી ગયો તથા તે જ ક્ષણે ખુલ્લા પડીને તેણે ગુરૂના ચરણમાં મસ્તક નમાવી ક્ષમા માંગી. સદ્‌ગુરૂઓ હમેશાં શિષ્યોનું હિતજ ચિંતવે છે માટે તેમની આજ્ઞા કદાપિ ઉથાપવી જોઈએ નહિ એવો પ્રબોધ આ દૃષ્ટાંત ઉપરથી મળે છે. (૯૬)

[ વિદ્યાર્થીઓમાં આજ્ઞાંકિતપણા ઉપરાત વિનયનો ગુણ હોવાની આવશ્યકતા હવે દર્શાવવામાં આવે છે : ]

विनयः । ९७ ॥

पूज्या ये जनकादयो गुरुजना ज्येष्ठाश्च सद्बान्धवाः।

प्रातस्ते गुरुभावतोऽमलधिया नित्यं प्रणम्या जनैः ॥
तत्पार्श्वे हसनासन-लपनं दुश्चेष्टिताशङ्कनं ।
त्वङ्कारादि च सर्वथैव सुजनैस्त्याज्यं सदा श्रेयसे ॥

**વડીલો પ્રત્યે વિનય.**

**ભાવાર્થ** તથા **વિવેચન**—માબાપ, બાપનાં માબાપ, વડીલ જનો, મોટા ભાઇઓ અને બીજા પણ જે માનનીય હોય તે સર્વની પ્રત્યે વિદ્યાર્થીઓએ માનનીયપણે પૂજ્ય ભાવ અને ગુરૂભાવ રાખવો જોઇએ. ઉપર કહેલા વડીલ જનો સવારના પહોરમાં પ્રણામ કરવા યોગ્ય છે, તેમની સમક્ષ કદી પણ હાંસી–મશ્કરી કરવી નહીં, આસનપર બેસવું નહીં, રમતગમત કે કુચેષ્ટાદિ કરવાં નહીં, આડું અવળું બોલવું નહીં, તેમ જ વડીલોને કદી તુંકારે–હુંકારે બોલાવવાં નહીં; કોઈ પણ ઠેકાણે તેમનું અપમાન કરવું નહીં, તેમની સમક્ષ કોઇને ગાળ દેવી નહીં, તેમ જ અસભ્ય વચનો બોલવાં નહીં. વડીલો પ્રત્યે સામાન્ય પ્રકારનો વિનય દર્શાવવાનું બોધકથન આ શ્લોકમાં કરવામાં આવ્યું છે. विद्या विनयेन शोभते અર્થાત્ વિનયવડે જ વિદ્યા શોભે છે, એ કથનાનુસાર વિદ્યાર્થીઓએ વિનયના ગુણને યોગ્ય રીતે આશ્રય આપવો જોઇએ. જેટલા પ્રમાણમાં એક વિદ્યાર્થી પોતાનાં વડીલો પ્રત્યે પૂજ્ય ભાવ દર્શાવે છે અથવા તો તેમની આમન્યા રાખે છે, તેટલા પ્રમાણમાં વડીલ જનોની તેમના પર વિશેષ પ્રીતિ બંધાય છે અને એ પ્રીતિનું ફળ તેમને એ મળે છે કે જ્યારે તે વિદ્યાર્થીઓને ભવિષ્યમાં સંતાનો થાય છે ત્યારે તે સંતાનો પણ પોતાનાં વડીલો પ્રત્યે તેવો જ ઉચિત વિનય દર્શાવીને દેવતુલ્ય વડીલોને સંતુષ્ટ રાખે છે. ( ૯૭ )

गुरुजनान्तिक आसनविधिः । ९८ ॥

तेषामासनतो न चोन्नततरं स्थाप्यं कदाप्यासनं ।
दत्त्वा 'छमनासित०' मथवा पादौ प्रसार्य क्वचित् ॥
पल्यं ासनमारचय्य विधिना ्त्वा च ्स्ताञ्जलिं ।

# स्थेयं गुरुजनान्तिके विनयतो विद्यार्थिभिः सन्ततम् ॥

## વડીલોની સમક્ષ બેસવાનો વિધિ.

**ભાવાર્થ**—ઉપર કહેલા વડીલોની સમક્ષ વિદ્યાર્થીઓએ બેસવું હોય તો તેનો વિધિ આ પ્રમાણે છે. તે વડીલો જે આસને બેઠા હોય તેના કરતાં ઉંચે આસને બેસવું નહિ, તેમની સામે પોતાની પુઠ આવે તેવી રીતે પણ બેસવું નહીં, તેમની સામે પગ લાંબા કરીને પણ બેસવું નહીં, હાથવડે પલાઠી બાંધી પણ બેસવું નહીં, પગ ઉપર પગ ચઢાવી અભિમાનદર્શક આસને પણ બેસવું નહીં, કિન્તુ હાથ જોડી, પલાંઠી વાળી, વિનયપૂર્વક તેમની સમક્ષ વિદ્યાર્થીઓએ બેસવાનો અધિકાર છે, પણ અવિનયથી બેસવાનો અધિકાર નથી. ( ૯૮ )

**વિવેચન**—વિદ્યાર્થીઓએ અનુસરવાયોગ્ય વિનયમાર્ગમાં ગુરૂજનો પ્રત્યેનો વિનય પ્રથમ પદે વિરાજે છે. વિદ્યા આપે તે જ ગુરૂ કહેવાય એમ સમજવાનુ નથી, પરન્તુ પોતાના હિતાર્થે જે જે વડીલ પુરૂષો કાંઈ આચરણ કરે તે સર્વ ગુરૂજનો વિદ્યાર્થીના માનને પાત્ર છે. તેવા સર્વ વડીલો પ્રત્યેનો વિનય કેવો હોવો જોઇએ તે આ શ્લોકમાં દર્શાવવામાં આવ્યું છે. વડીલો કરતાં નીચા આસનપર પગને સુવ્યવસ્થિત રાખીને, હસ્તદ્વય જોડી આજ્ઞા ઉઠાવવામાં તત્પરતા દર્શાવનારી રીતિથી બેસવું એ વડીલોની સમક્ષ બેસવાનો ઉચિત પ્રકાર છે. આ વિધિ પ્રાચીન હોઇને ઉત્તમ છે, પરન્તુ આજકાલના જમાનામા તેનું અનુસરણ થતું જોવામાં આવતું નથી; તોપણ ગુરૂજનોની સમક્ષ વિનયપૂર્વક વર્તવા ઇચ્છતા વિદ્યાર્થીઓ કોઈ પ્રકારની અમર્યાદા દર્શાવ્યા વિના સૌને સંતોષ આપે તેવી રીતે વર્તે છે. પૂર્વે ગુરૂની સમક્ષ શિષ્ય કેવી રીતે આવતો અને વર્તતો તે વિષે માનવધર્મશાસ્ત્રમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

नित्यमुद्धृतपाणिः स्यात्साध्वाचारः सुसंयतः ।
आस्यतामिति चोक्तः सन्नासीताभिमुखं गुरोः ॥
नीचमेवासनं चास्य सर्वदा गुरुसन्निधौ ।
गुरोस्तु चक्षुर्विषये न यथेष्टासनो भवेत् ॥

અર્થાત્—શિષ્ય શુભાચારવાળો તથા જીતેન્દ્રિય થઈ, નિત્ય હાથ જોડી ઊભો રહે, ને જ્યારે ગુરૂ બેસવાનું કહે ત્યારે તેની સન્મુખ બેસે; પણ ગુરૂની પાસે એનું આસન સદા નીચું હોવું જોઇએ, ને એણે ગુરૂના દેખતાં મર્યાદા મૂકી બેસવું નહિ.

ગુરૂ કરતાં ઉચ્ચ આસને બેસવાથી વિદ્યા પ્રાપ્ત થતી નથી તે વિષે એક દૃષ્ટાન્ત છે. એક ભિલ્લ આકાશગામિની વિદ્યા જાણતો હતો તે વાત તેના ગામના રાજાએ જાણી એટલે ભિલ્લને રાજાએ કચેરીમાં બોલાવ્યો અને પોતાને આકાશગામિની વિદ્યા શિખવવા માટે રાજાએ તે ભિલ્લને આજ્ઞા કરી. ભિલ્લે કહ્યું. "મહારાજ! આવતી કાલે સ્હવારે જ્યારે હું જંગલમાં જવા માટે મારા ઘોડા ઉપર ચડયો હોઉં ત્યારે આપ મારી ઝુંપડીમાં પધારજો એટલે હું આપને એ વિદ્યા શિખવીશ." રાજાએ કહ્યું: "શું હું રાજા થઇને તારી ઝુપડીમાં આવું? અને વળી તું ઘોડે ચડીને મને એ વિદ્યા શિખવે? એ કદાપિ બનવાનું નથી. અહીં અત્યારે ને અત્યારે તું મને એ વિદ્યા શિખવ." आज्ञाभंगो नरेन्द्राणामशस्त्रवधमुच्यते અર્થાત્—રાજાની આજ્ઞાનો ભંગ કર્યો હોય તો તે તેને શસ્ત્ર વિનાના ઘાતની બરાબર આકરો લાગે છે. રાજાજ્ઞાને વશ થઇને ભિલ્લે રાજાને વિદ્યા શિખવવા માંડી. એક દિવસે ન આવડી એટલે બે, ત્રણ, ચાર દિવસસુધી ભિલ્લ કચેરીમાં ગયો અને રાજાને વિદ્યા શિખવવાને મથન કરવા લાગ્યો પણ રાજાને વિદ્યા આવડી નહિ! છેવટે રાજા કંટાળ્યો અને ભિલ્લને ધમકાવીને બોલ્યો: "તું મને બરાબર શિખવતો નથી તેથી મને તુરત આવડતું નથી, માટે બરાબર શિખવ." ભિલ્લે છેવટે જવાબ આપ્યો કે "મહારાજ! સિંહાસને ચડીને વિદ્યા શિખાય નહિ, ગુરૂને ઉંચે આસને બેસાડો, આપ નીચે બેસો અને પછી વિદ્યા શીખો એટલે આવડશે. મારાથી સિંહાસને બેસવાનું ન કહેવાય તેથી હું ઘોડાપર ચડયો હોઉં ત્યારે આપને મારી ઝુંપડીએ આવવાનું કહ્યું હતું." છેવટે રાજાએ ભિલ્લને સિંહાસને બેસાડી પોતે નીચે બેઠો એટલે તેને તે વિદ્યા તુરત આવડી. ગુરૂ જનોનો વિનય એ વિદ્યાર્થીનો પ્રથમ ધર્મ છે. (૯૮)

# अष्टम परिच्छेद.

## સહાધ્યાયીઓ સાથેનું વર્તન.

सहाध्यायिनः प्रति प्रेमभावः । ९९ ॥

**शालायां स वर्तिनः सहृदया ये स्युः सहाध्यायिनो ।**
**मान्यास्तेपि सहोदरा इव सदा [illegible] प्रमोदेन वा ॥**
**कार्यो नैव कदापि तैस्तु कलहो नेर्ष्यालवे मानसे ।**
**चित्ते नो परिचिन्तनीयमशुभं तेषाञ्च विद्यार्थिना ॥**

### સહાધ્યાયીઓ પ્રત્યેનો પ્રેમ.

**ભાવાર્થ** તથા **વિવેચન**—એક શાળામાં અથવા એક ધોરણમાં સાથે સાથે અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ સહાધ્યાયી કહેવાય છે. તેમનો શાળામાં તેમ જ શાળા બહાર સાથે સાથે રહેવાનો સહવાસરૂપ સંબંધ હોય છે. આ સંબંધ સારી રીતે નિર્મળ અને સુદૃઢ રહે તેટલા માટે દરેક વિદ્યાર્થીએ પોતાના સુશીલ સહાધ્યાયીને પુરતા પ્રેમભાવથી યા પ્રમોદભાવથી જાણે સગા–સહોદર ભાઇ હોય તેમ માનવા જોઇએ. તેઓની સાથે નજીવી બાબત સારૂ કદી પણ ક્લેશ કે કજીઓ કરવો નહીં. તેમાંના કોઇ પોતાના કરતાં હુશિયારીમાં આગળ પડતા હોય તો તેમના ઉપર લેશ માત્ર પણ ઇર્ષ્યાભાવ ન લાવતાં તેમની હુશિઆરીથી પ્રસન્ન થવું જોઇએ; પણ તેઓનું અનિષ્ટ યા અશુભ તો મનમાં પણ ચિંતવવું નહીં. સહાધ્યાયીઓ સાથેની મિત્રાચારીથી વિદ્યાર્થીને અનેક પ્રકારના લાભ થાય છે, અને એ લાભ વિદ્યાર્થી અવસ્થામાં જ થાય છે એમ સમજવાનું નથી. કૃષ્ણ અને સુદામા ગુરૂને ઘેર અભ્યાસ કરતા હતા ત્યારે તે બન્ને વચ્ચે મિત્રાચારી હતી, તેથી જ્યારે કૃષ્ણને દ્વારિકાનું રાજ્ય મળ્યું ત્યારે તેણે સુદામાની દરિદ્રતા ટાળી નાંખી હતી, અને તે વખતે સુદામા પ્રતિ સહોદર

ભાવ–સગા ભાઈ સરખું વર્તન કૃષ્ણે બતાવી આપ્યું હતું. સહાધ્યાયીઓ સાથેની મિત્રતાથી અભ્યાસમાં પણ અનેકવિધ લાભ થાય છે. વિદ્યાર્થીઓને સદ્બોધ આપતાં આપસ્તંબ ધર્મસૂત્રમાં પણ કહ્યું છે કે दृढधृतिः । अग्लैंस्नुः । अक्रोधनः । अनसूयुः ॥ અર્થાત્–વિદ્યાર્થીએ દઢ ધૈર્ય રાખવું, કાયર થવું નહિ, ક્રોધ કરવો નહિ અને કોઈની પણ ઇર્ષ્યા કરવી નહિ. (૯૯)

[ સહાધ્યાયીઓ સાથેના માયાળુ વર્તનથી થતા લાભો નીચેના શ્લોકમા દર્શાવ્યા છે. ]

गुणानामादानप्रतिदाने । १०० ॥

**स्युर्ये तेषु गुणोत्तमाः कथमपि ग्राह्यास्तदीया गुणा।**
**ये स्युर्न्यूनगुणाः स्वतो हितधिया देयाश्च तेभ्यः स्वके॥**
**एवं स्वीकरणं तथा वितरणं कार्यं सहाध्यायिषु।**
**दोषाणान्तु बहिष्क्रिया व्यवहृता वस्यां विधेया ध्रुवम्॥**

**ગુણોની આપ લે.**

**ભાવાર્થ**—સહાધ્યાયીઓના સહવાસમાં રહીને દરેક વિદ્યાર્થીએ ગુણોની લેતી દેતીનો વ્યાપાર ચાલુ રાખવો જોઇએ, એટલે કે સહાધ્યાયીઓ પૈકી જેઓ પોતા કરતાં ગુણોમાં, હુશિઆરીમાં, સુજનતામાં ચડતા હોય, અને તે ગુણો પોતાનામાં ન હોય તો તે ગુણોનો પાઠ તેમની પાસેથી શીખી લેવો અને ગમે તેટલો પ્રયાસ કરીને તે ગુણો ગ્રહણ કરી લેવા; તેમજ જે સહાધ્યાયીઓ પોતાના કરતાં ગુણે કરી હીન હોય, તો પોતામાં રહેલા તે તે ગુણો ન્યૂન ગુણવાળાને હિતબુદ્ધિપૂર્વક અર્પવા જોઇએ, યા શિખવવા જોઈએ. આવી રીતે શાળામાં અથવા શાળા બહાર દરેક સહાધ્યાયી વિદ્યાર્થીએ પોતાના અને પરના ગુણોની પરસ્પર આપ લે કરી સહાધ્યાયીઓમાં સદ્ગુણોનો પ્રચાર કરવો જોઇએ. પણ આ લેતી દેતીના વ્યવહારમાં હમેશ એટલું તો ખાસ ધ્યાનમાં રાખવું કે " સહાધ્યાયીઓ પૈકી કોઈનામાં કાંઈ પણ કુટેવ કે કંઇ દોષ હોય તેનું પોતાનામાં સંક્રમણ થઈ

ન જાય અને પોતાની કુટેવનું બીજામાં સંક્રમણ ન થાય." જ્યાં ત્યાંથી પણ કુટેવ યા દોષોને તો પ્રહાર મારીને બહાર જ કાઢવા. (૧૦૦)

**વિવેચન**—પોતાની સાથે અભ્યાસ કરનારાઓ—સહાધ્યાયીઓમાંથી પોતાને યોગ્ય અને સદ્દગુણી મિત્રો ચુંટી કાઢવા અને સદ્દગુણી મિત્રોની સાથે પરિચય રાખવો એ બાબત તરફ પ્રત્યેક વિદ્યાર્થીએ પૂરી કાળજી રાખવી. પોતાના મિત્રમાં ડહાપણનો ગુણ હોવો જોઈએ એટલું હમેશાં લક્ષમાં રાખવું. જેવો આપણો મિત્ર આપણે શોધીએ તેવા જ આપણે સામાના મિત્ર પણ હોવા જોઇએ, એટલે કે આપણે સદ્દગુણી મિત્રની શોધ કરીએ તો સામાના સદ્દગુણી મિત્ર આપણે પણ બનવું જોઇએ. સમાન સદ્દગુણોવાળા મિત્રોની મૈત્રી વિશેષ સુખપ્રદ નીવડે છે એ ખરૂ છે; તથાપિ એક અંગ્રેજ લેખક કહે છે તે પણ ઉચિત જ છે કે "સાચી મૈત્રીને માટે પરસ્પર ગુણની સમાનતા જોઇએ એ અવશ્યનું જણાતું નથી. જે ગુણ આપણામાં હોતા નથી તે ગુણ સામા માણુસમાં હોય છે તો તેથી આપણે સાનંદાશ્ચર્ય પામીએ છીએ. તે ગુણ આપણા મનને નવીન લાગે છે અને તેમાંથી આપણે આપણી પોતાની ખામી સુધારી શકીશું એવું આપણને આનંદયુક્ત ભાન થાય છે." આ પ્રમાણે અસમાન ગુણોના મિત્રોની મૈત્રીથી પણ લાભ થઈ શકે છે: પરન્તુ તે લાભ ત્યારે જ થાય કે જ્યારે આપણે આપણા દોષો દૂર કરીને તેને સ્થાને આપણા મિત્રના ગુણોને ગ્રહણ કરીએ અથવા તો મિત્રના દોષ દૂર કરીને તેને સ્થાને આપણે આપણા ગુણોનું અર્પણ કરીએ. જો તેમ ન કરીએ અને તેથી ઉલટી જ રીતે વર્તીએ, તો સદ્દગુણીને દુર્ગુણીનો 'કુસંગરંગ' લાગે છે, અને

असत्संगाद् गुणज्ञोऽपि विषयासक्तमानसः ।
अकस्मात्प्रलयं याति गीतरक्तो यथा मृगः ॥

અર્થાત્—દુર્જનના સંસર્ગથી ગુણને જાણનારા પુરૂષનુ ચિત્ત પણ વિષયાસક્ત બને છે, જેમ ગાયનમાં રાગી થએલો મૃગ અકસ્માત્ પ્રલયને પામે છે. માટે પ્રત્યેક વિદ્યાર્થીએ પોતાના સહાધ્યાયી મિત્રોના ગુણોની આપ લેનો વ્યાપાર ચલાવવો, પરન્તુ દુર્ગુણોને દૂર કરવાનો જ યત્ન કરવો. (૧૦૦)

# नवम परिच्छेद.

## સમયવહન.

समयोपयोगः । १०१ ॥

वस्त्राभूषणवित्तरत्नमणितः कालो महार्घो यतः ।
प्राप्यन्ते विगतानि तानि च पुनः कालो गतो नाप्यते ॥
मत्वैवं व्यसने प्रमादकरणे यत्तत्प्रलापेऽथवा ।
शोके वा समयोपि निष्फलतया क्षेप्यो न विद्यार्थिभिः ॥

### કાળની કિંમત.

**ભાવાર્થ**—જરિયાન વસ્ત્રો, સોના રૂપાનાં આભૂષણો, સોના મહોરો, રત્નો અને મણિઓ એ બધાં કરતાં સમયની કિંમત ઘણી વધારે છે, તે એટલા માટે કે બીજી વસ્તુઓ ખોવાઈ જાય કે લુંટાઇ જાય તો પણ ફરી મળી શકે છે, અને મળેલ ઉત્તમ જીવનનો ઉપયોગી સમય જે પસાર થઈ ગયો તે લાખોનું દ્રવ્ય ખરચતાં પણ ફરી મળી શકવાનો નથી; માટે મોઘામાં મોંઘો કાળ છે. આમ માનીને દરેક વિદ્યાર્થીએ ચ્હા, બીડી, જુગાર વગેરે વ્યસનોમાં કે આળસ-પ્રમાદ સેવવામાં કે ગપાટા મારવામાં કે કોઈ પણ જાતની મનની તંગીનાં રોદણાં રોવામાં જરા પણ વખત ગુમાવી નાંખવો નહીં, કિન્તુ પુરતી કાળજીથી વખતને સાચવી તેને ઉપયોગી કાર્યોમાં યોજવો. (૧૦૧)

**વિવેચન**—વિદ્યાર્થીઓને માટે સમય ઘણો જ મૂલ્યવાન્ છે અને તેના મૂલ્યની સરખામણી દુનિયાની કોઈ પણ કીંમતી વસ્તુ સાથે કરવી તે સમયની ઉપયોગિતા અને મહત્તા ઓછી કરવા બરાબર છે: તાત્પર્ય એ છે કે સમય સર્વથી વધારેથી મૂલ્યવાન્ છે. વસ્ત્રાભૂષણો, સોનારૂપાના અલંકારો અને મણિમુક્તા કરતાં પણ તે વધારે મૂલ્યવાન્ છે અને તેનો તે ગુણ

આ શ્લોકમાં દર્શાવવામાં આવ્યો છે. આપણે મનુષ્યાવતારને અથવા કોઇ પણ પ્રાણીના જીવને કરોડો રૂપિયાના દ્રવ્ય કરતાં પણ વધારે કીંમતી ગણીએ છીએ તેનું કારણ એ છે કે જો મનુષ્યાવતાર અથવા જીવ એક વાર ચાલી જાય છે તો પછી કરોડો રૂપિયા ખર્ચતાં છતાં પણ તે પાછો મળી શકતો નથી અને તેથી તે અમૂલ્ય લેખાય છે, તેવી જ રીતે આ શ્લોકમાં કહેવામાં આવ્યું છે કે कालो गतो नाप्यते અર્થાત્ જે કાળ જાય છે તે ફરીથી પ્રાપ્ત થતો નથી અને તેથી તે અમૂલ્ય છે. વસ્ત્રાભૂષણ, ઘરેણાં, રત્નો, મણિ વગેરે વસ્તુઓનો અગ્નિથી કે બીજી કોઇ રીતે નાશ થઇ જાય તો તે પુરૂષપ્રયત્ને પુનઃ પ્રાપ્ત કરી શકાય છે, પરન્તુ સમય વહી ગયા પછી તેને પાછો પ્રાપ્ત કરી શકાતો નથી. સાઉથવેલ નામના એક અંગ્રેજ કવિએ 'વખત' ને કપાળમાં વાળના ગુચ્છાવાળા અને માથામાં ટાલવાળા વૃદ્ધ પુરૂષરૂપે કલ્પીને લખ્યું છે કે:—

Time wears all his locks before,
Take thy hold on his forehead;
When he flies he turns no more,
And behind his scalp's nacked.

અર્થાત્—વખતના વાળનો ગુચ્છો તેના કપાળમાં રહેલો છે, તેથી તેને પકડી લેવો હોય તો તે આવી પહોંચે તે પહેલાં તૈયાર રહીને તે કપાળમાંનો ગુચ્છો પકડી લેવો જોઇએ, પરન્તુ જો તે એક વાર આપણી પાસેથી પસાર થઇ જાય છે તો તેને પકડી શકાતો નથી, કારણકે તેના માથામાં ટાલ હોવાથી તેને પકડી લેવાનું કશું સાધન આપણા હાથમાં આવી શકતું નથી! એવી જ રીતે જો આવતા વખતને જ પકડી લેવામાં આવે તો તે અમૂલ્ય છે અને તે ચાલી ગયા પછી તદ્દન નિર્મૂલ્ય છે. આ કારણથી વિદ્યાર્થીઓએ પોતાના અભ્યાસી જીવનના કાળની એક મિનિટ પણ નકામી ગુમાવવી જોઇએ નહિ. ઉંઘમાં, સુસ્તીમાં, સરખે સરખા મિત્રો મળીને ગપાટા મારવામાં કે મોજશોખ કરવામાં વખત ગાળનારા વિદ્યાર્થીઓ જ્યારે અભણ રહીને જુવાન બને છે, ત્યારે વહી ગએલા વખત ઉપર વિલાપ કરે

છે એવું બહુ જોવામાં આવે છે. તેઓના વિલાપમાંથી પ્રત્યેક વિદ્યાર્થીએ એવો બોધ લેવાનો છે કે તેઓને પણ અત્યારે વખત ગુમાવ્યા પછી ભવિષ્યમાં તેવો વિલાપ કરવાનો વખત આવે નહિ. જર્મનીના વિદ્યાર્થીઓ સમયનો જરા પણ દુરૂપયોગ કરતા નથી. તેઓ રોજ સોળ કલાક સુધી અભ્યાસ કરે છે! એક વિષય વાંચતાં કંટાળો આવે તો તેઓ બીજો વિષય વાંચવા માંડે છે. એ પ્રમાણે મનને કે શરીરને થાક લાગવા દીધા વિના તેઓ પોતાની વિદ્યાર્થી જીંદગીની પ્રત્યેક પળનો ઉપયોગ કરવામાં એકચિત્ત રહે છે. (૧૦૧)

[ વખતનો ઉપયોગ કેવી રીતે કરવાથી થોડા વખતમાં ઘણું કામ થઈ શકે અને પોતાનું કાંઇ પણ ઈષ્ટ કાર્ય બાકી ન રહે ? આ પ્રશ્નોનો વિસ્તૃત ઉત્તર બે શ્લોકમાં આપેલો છે. ]

कया रीत्या समयरक्षणं कार्यं ? । १०२ ॥

यत्कार्यं नियतश्च यत्र समये प्रासङ्गिकं दैनिकं ।
तत्रैव क्रियते क्षणे यदि च तत्कार्यं व्यवस्थायुतः ॥
सिध्येत्कार्यपरंपरापि सकला चैवं यथेष्टं क्रमा-
द्धर्मायाप्यवशिष्यते सहजतः कालो हि विद्यार्थिनाम् ॥

समयव्यये नियतत्वम् । १०३ ॥

आस्तां कार्यभरस्तथापि वद नो धर्माय कालो न मे ।
तस्मै नास्ति यदाल्पशोपि समयो व्यर्थं तदा जीवनम् ॥
कृत्वा हस्तगतं क्षणं कथमपि श्रेयःपथप्राप्तये ।
सेव्यो धर्मविधिः शुभः प्रतिदिनं प्रेम्णा हिताकाङ्क्षिणा ॥

**વખતનો બચાવ કેવી રીતે કરવો ?**

**ભાવાર્થ**—વિદ્યાર્થીએ દૈનિક અને પ્રાસંગિક જે જે કાર્યો હમેશ અને પ્રસંગે કરવાનાં હોય, તે તે કાર્યોના વિભાગ પાડી સગવડ પ્રમાણે કાળક્રમ

નિયત કરવો, એટલે અમુક સમયે અમુક કામ કરવું અને અમુક સમયે અમુક કામ કરવું, એવી રીતે હમેશની સગવડ પ્રમાણે જે જે કાર્યક્રમ અને કાળક્રમ ગોઠવ્યો હોય, તે તે કાર્ય તે તે નિયમિત સમયે જ કરવામાં આવે, તેમાં ગફલત અને આળસ કે અન્ય કાંઈ અવ્યવસ્થાથી બીલકુલ ફેરફાર કરવામાં ન આવે તો હમેશનું બધું કાર્ય પૂર્ણ રીતે તૈયાર થઈ જવા ઉપરાંત ધર્મને માટે કે તેવા જ કોઈ આવશ્યક પરમાર્થી કાર્યને માટે પણ થોડો વખત સહેજે બચવા પામશે. માટે ખંતીલા વિદ્યાર્થીઓએ નિયત કરેલ કાર્યક્રમ અને કાળક્રમને અવ્યવસ્થિત કરી નાંખવા નહિ. (૧૦૨)

## વખતની કરકસર.

**ભાવાર્થ**—હે મિત્ર! અભ્યાસ કે વ્યવહારના કાર્યનો બોજો ગમે તેટલો હોય તોપણ "ધર્મ કરવાને ફુરસદ નથી" એમ કદી બોલીશ નહિ. જો ધર્મને માટે દરરોજ થોડો પણ વખત બચાવવામાં ન આવે તો આ જીવન વ્યર્થ જ ગણાય. માટે ગમે તેમ કરકસર કરી ઘડી અધઘડી પા ઘડી જેટલો વખત બચાવી લઇ શ્રેયના માર્ગની પ્રાપ્તિ અર્થે પોતાનું હિત ઇચ્છનારાએ પ્રેમપૂર્વક કંઇ ને કંઈ પણ ધર્માનુષ્ઠાન દરરોજ કરવું જ જોઇએ. (૧૦૩)

**વિવેચન**—અંગ્રેજીમાં એક કહેવત છે કે Where there is a will, there is a way—અર્થાત્ 'જ્યાં મરજી છે ત્યાં માર્ગ પણ મોકળો છે.' ગુજરાતીમાં તેને મળતું એવું કહેવત છે કે 'મન હોય તો માળવે પણ જવાય.' તાત્પર્ય એ છે કે જેઓ ઉદ્યોગી અને ખંતીલા હોય છે અને ચોક્કસ કાર્ય કરવાની દૃઢ ઇચ્છા રાખે છે, તેઓ તે કાર્ય કરવાને વખત પણ મેળવી શકે છે. જેઓ વખત નહિ મેળવી શકવાનાં બ્હાનાં કાઢે છે તેઓ વસ્તુતઃ આળસુ હોવાથી જ તેમ કરે છે. ઘણા વિદ્યાર્થીઓ એવી બૂમ મારે છે કે અમોને જેટલો અભ્યાસ કરવો પડે છે, તેટલા પુરતો વખત અમને મળી શકતો નથી! આ માત્ર એક બ્હાનું જ છે. વખતનો સદુપયોગ કેવી રીતે કરવો તે તેઓ જાણતા નથી, તેઓ અનિયમિતપણામાં અને આળસમાં વખત ગાળી નાંખે છે અને પછી અભ્યાસને માટે પૂરતો વખત નહિ મળતો હોવાની ફરિયાદ કરે છે! સ્માઇલ્સે એક સ્થળે કહ્યું છે

કે "એદી માણુસને બ્હાનાંની ખોટ નથી. ઉધ્ધણસી જો કે કામ કરવે નારાજ હોય છે, પણ સબબોની દલીલો કરવામાં હમેશાં ચાલાક હોય છે." એટલે જેઓ વખત નહિ હોવાનાં બ્હાનાં કાઢે છે તેઓને હમેશાં એદી સમજવા જોઇએ. વિદ્યાર્થીઓને માટે નિયમિતપણે કામ કરવું એ સૌથી વધારે સલાહભરેલું છે. નિશાળમાં જવાના અથવા ગુરૂને ત્યાં અભ્યાસ કરવા જવાના કલાકોને બાદ કરતાં બાકીના દિવસ અને રાત્રિના કલાકોમાં પોતે શું શું કામ કરવું અને તે પ્રત્યેક કામ કયે કયે વખતે કરવું તેવું ચોક્કસ રીતે ઠરાવી રાખે અર્થાત્ કાળક્રમ ( Time Table ) અને કાર્યક્રમ નક્કી કરી રાખે અને પછી તદનુસાર જરા પણ ક્ષતિ આવવા દીધા વિના ઉદ્યોગીપણે કામ કરે, તો કોઈ પણ ઉપયોગી કાર્યને માટે તેને વખત નહિ મળી શકતો હોવાની ફરિયાદ કરવાની જરૂર રહે નહિ. કૉલરીજે પણ કહ્યું છે કે "આળસુ માણસો કાળને ગમે તેમ કરીને કચડી નાખે છે, તો પદ્ધતિપૂર્વક કામ કરવાવાળો પુરૂષ મૂએલા કાળને પાછો સજીવન કરીને ઉપયોગમાં લાવે છે, એટલુ જ નહિ પણ તે કાળ ચાલ્યો જાય છે, એવું નિરંતર સ્પષ્ટ ભાન રાખે છે."

વિદ્યાર્થીઓએ પોતાના ચિત્તને અભ્યાસમાં ગોંધી રાખવા ઉપરાત સ્વધર્મને અનુસરતા નિત્યકર્મમાં પણ સારી પેઠે ધ્યાન આપવું જોઇએ. કોઇ પણ અવસ્થા—બાલ્ય યુવા કે વૃદ્ધ—માં ધર્મનો વિષય દેહ કે આત્માથી અલગ ન જ રહેવો જોઇએ. મીસીસ બીસાંટ કહે છે "ધર્મની મુખ્ય રૂપરેષાઓનું જ્ઞાન પ્રત્યેક છોકરાને તેના માબાપના ધર્માનુસારે આપવામાં આવવું જોઇએ. સ્વધર્મના મુખ્ય મુખ્ય તત્ત્વોના જ્ઞાન કરતાં વધારે અગત્યનું જ્ઞાન વિદ્યાર્થીને માટે બીજું એક પણ નથી......જો વિદ્યાર્થી જીવન દર્મિયાન વિદ્યાર્થીને ધર્મનું જ્ઞાન આપવામાં આવ્યું હોય છે, તો જ્યારે તે મોટો થાય છે અને જગતના વ્યવહારમાં પડે છે, ત્યારે પોતાના ધર્મને લગતા શિક્ષણમાં તેને જે સદ્‌ગુણોનુ શિક્ષણ મળ્યું હોય છે, તે સદ્‌ગુણોને તે ધારણ કરે છે." આ પ્રમાણે ધર્મ વિષયને વિદ્યાર્થી અવસ્થાથી જરા પણ દૂર રાખવામાં આવવો જોઇએ નહિ. જો વધુ સમય

ન મળે તો માત્ર થોડો જ સમય સ્વધર્મના નિત્ય આવશ્યક કર્મ માટે તથા ધાર્મિક જ્ઞાન માટે તો મેળવવો જ જોઇએ. જે વિદ્યાર્થીઓ એવું બ્હાનું કાઢે કે 'અમને વખત મળી શકતો નથી' તેઓ કાંતો જૂઠાબોલા હોવા જોઇએ, અથવા તો આળસુ, અનિયમિત અને કાળક્રમ તથા કાર્યક્રમ પ્રમાણે કામ નહિ કરનારા હોવા જોઇએ. નિયમપૂર્વક અને પદ્ધતિપૂર્વક કામ કરનારા ઉદ્યોગી માણસને કોઇ પણ કાર્યને (પછી તે નિત્યકર્મને લગતું હોય કે બીજું કાંઇ હોય) સારૂ વખત મેળવવો એ મુશ્કેલ નથી. નીચેના દૃષ્ટાન્તો ઉપરથી એ બીના સમજી શકાશે.

વેલિંગ્ટન નામના એક લશ્કરી અમલદારની કામ કરવાની શક્તિ પાર વિનાની હતી. તે જ્યુ અને ફ્રેંચ લશ્કરોની સામે લડવા માટે પોતાના લશ્કર સહિત બહાર પડયો હતો. મોનડીગો નદીના મુખ આગળ તે શત્રુના લશ્કરની રાહ જોતો હતો. લડવા માટે નીકળેલા લશ્કરી અમલદારને યુદ્ધ સિવાય બીજી કશી બાબત તરફ ધ્યાન ન હોય તે સ્વાભાવિક હતું, પરન્તુ વેલિંગ્ટન એક નિયમિત માણસ હતો અને થોડો પણ વખત તે નકામો ગાળતો નહિ. તે સ્થળે તેને જે કાંઈ વખત મળવા લાગ્યો તે વખતમાં તેણે ડબ્લીનની પોલીસનો કાયદો ઘડવાને માટે મુખ્ય મુખ્ય બાબતો લખી કાઢી અને પાછળથી એ બાબતો ઘણી ઉપયોગી થઇ પડી. તેવી જ રીતે **સીઝર** જ્યારે પોતાના લશ્કર સહિત **આલ્પ્સ** પર્વત ઓળંગી જતો હતો, ત્યારે તેણે લૅટીન ભાષાના રસ અલંકાર વિષે એક નિબંધ લખ્યો હતો. એક વાર જ્યારે તે ૬૦૦૦૦ સિપાહીઓનો ઉપરી સરદાર હતો અને શત્રુઓની ઉપર હલ્લાઓ કરતો હતો, ત્યારે પોતાના નિયમિતપણાથી તેણે મુરઘા મુરઘીઓની બિમારી વખતે શી દવા કરવી તે વિષે એક મોટો લેખ લખાવ્યો હતો! વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસ કરતાં ધર્મકાર્યમાં વખત ન મળે અને **સીઝર**ને લડતાં લડતાં તથા મુસાફરી કરતાં પુસ્તકો લખવાનો વખત મળે એ કેવું આશ્ચર્ય છે? નિયમિતપણું અને ઉદ્યોગનું એ મિશ્રિત પરિણામ છે અને વિદ્યાર્થીઓએ તેવા બનવાને યત્ન કરવો જોઇએ. (૧૦૨-૧૦૩)

# दशम परिच्छेद.

## વ્યસનનિષેધ-દ્યૂત.

व्यसनपरिहारः ॥ १०४ ॥

सर्वाणि व्यसनानि दोषनिकराऽऽ गणानि सन्ति स्फुट-
मेतान्यत्र हठाद्ध रन्ति समयं स्तेना यथा सम्पदः ॥
द्यूतादीनि च तानि सत्कृतिपथे विघ्नप्रदान्यञ्जसा ।
नेष्टव्यानि कदापि सेवितु मधःपातीनि विद्यार्थिभिः ॥

### વ્યસનનો પરિહાર.

**ભાવાર્થ**—જુગાર, માંસ, મદિરા, વેશ્યા, શિકાર, ચોરી અને પરદારાગમન: એ સાત વ્યસનો અને અફીણ, ભાંગ, ગાંજો, ચડસ, કોકેન, ચિરૂટ, તમાખુ વિગેરે ઉપવ્યસનો પૈકી કોઈ પણ વ્યસન એવું નથી કે જેમાં અનેક હાનિઓ અને બદીઓ સમાયેલી ન હોય, અર્થાત્ વ્યસન માત્ર માણસની દુર્દશા કરનારાં છે, અને જેમ ચોર તથા લુંટારાઓ માણસોની સંપત્તિને હરી લે છે તેવી રીતે તે બધાં વ્યસનો વિદ્યાર્થીઓના કિંમતી કાળને લૂંટી લે છે, એટલુ જ નહીં પણ તેના ઉપયોગી કામમા મોટો ધક્કો લગાડે છે, અરે! તેમનું જીવન બરબાદ કરી નાંખે છે. આ બધાં વ્યસનો ધર્મ અને સત્કાર્યના તો ખરેખર દુશ્મન જ છે. તે શ્રેયના માર્ગમાં કંટકરૂપ થઈ વિઘ્નો નાંખે છે. માટે અધોગતિએ પહોંચાડનારાં ઉપલાં વ્યસનો પૈકી કોઈ પણ વ્યસનને આવકાર આપવા કે સેવવા સુજ્ઞ વિદ્યાર્થીઓએ મનમાં ઇચ્છા પણ ન રાખવી. (૧૦૪)

**વિવેચન**—द्यूतं च मांसं च सुरा च वेश्या पापर्द्धिः चौर्यं परदारसेवा—અર્થાત્ જુગાર, માંસાહાર, મદિરાપાન, વેશ્યાગમન, પારધીપણું—શિકાર, ચોરી અને પરસ્ત્રીગમન: એ સાતને શાસ્ત્રકારે 'સપ્ત મહાવ્યસન' લેખ્યાં છે. એ મહાવ્યસનમાંથી આજે અનેકાનેક નવી શાખાઓ નીકળી છે. જુ-

ગારની અનેક પદ્ધતિઓ નીકળી છે. પાનાંનો જુગાર, ઘોડદોડની શરતનો જુગાર, બીલીયર્ડનો જુગાર, સટ્ટાનો જુગાર, વરસાદનો જુગાર, સોર્ટીનો જુગાર ઇત્યાદિ અનેકાનેક પ્રકારનો જુગાર આજકાલ ચાલી રહ્યો છે. માંસાહાર અને મદિરાપાનના પણ અનેક પ્રકાર ચાલી રહ્યા છે. હિંસા કરીને માંસ નહિ ખાનારાઓ પણ વિલાયતનું આવેલું માંસ ખાવામાં પાછું વળી જોતા નથી, માછલીનું તેલ પીવામાં લેતાં તેને દવા લેખીને ચલાવી લે છે, દવામાં દારૂના ભેગને મનની ઉદારતાપૂર્વક ચલાવી લે છે, અને માંસને બદલે માંસનો સત્ત્વ ( Meat Juice ) પીવામાં બહારી આવતી નથી ! કેટલાકો દવાઓના નિત્યના પરિચયથી એવા તો પરવશ બની જાય છે કે તે ચોક્કસ પ્રકારની દવા પીધા વિના તેમને ચેન પડી શકતું નથી ! આ પરિણામ ધીમે ધીમે દવાઓમાં મદિરા આદિ અનિષ્ટ વસ્તુઓના પાનથી ચોંટી ગએલા વ્યસનનું જ સમજવું. આ સઘળી બાબતોને જૂદા જૂદા પ્રકારનો ઢોળ ચડાવીને ગમ તેવી રીતે ચલાવી લેવામા આવે, તથાપિ વસ્તુતઃ તે મહાદુર્વ્યસનો જ છે અને દેહને તથા આત્માને અહિતકર થઇ પડે છે. આ વ્યસનો શરીરનો તથા આત્માની ઉચ્ચ ભાવનાઓનો એવી રીતે દાટ વાળે છે કે તેથી વ્યસની પોતે કશુ સમજતો નથી. જુગારી એમ સમજે છે કે હું દ્રવ્યવાન થતો જઉં છું અને જે કાંઇ ગુમાવુ છું તે થોડા સમયમાં પાછું પ્રાપ્ત કરી લઇશ, પરન્તુ વસ્તુતઃ તે દરિદ્ર બનતો જાય છે જેનું તેને ભાન રહેતું નથી અને છેવટે તે જ વ્યસનમાં તે ખુહાર થાય છે. માંસાહારી અને મદ્યપી એમ માને છે કે એ વસ્તુઓના ઉપયોગથી મારૂં શરીર પુષ્ટ અને નીરોગી બનતું જાય છે, પરન્તુ વસ્તુતઃ તેથી નાના પ્રકારના રોગો જન્મ પામીને શરીર અકાળે મરણનો ભોગ થઈ પડે છે. આ પ્રમાણે સઘળાં વ્યસનો વ્યસનીઓને ખબર પડવા દીધા વિના તેમની ખુહારી મેળવે છે. આ કારણથી ગ્રંથકારે સ્તેના યથા સમ્પદમ્ એ પદ યોજ્યું છે; એટલે કે ચોરો જેવી રીતે ઘરધણીને ખબર પડવા દીધા વિના સંપત્તિને હરી જાય છે તેવી જ રીતે આ વ્યસનરૂપી ચોરો વ્યસનીને ખબર પડવા દીધા વિના તેની શારીરિક, આર્થિક અને આત્મિક સંપત્તિનું હરણ કરી જાય છે.

देशाटनं पंडितमित्रता च वारांगना राजसभाप्रवेशः ।
अनेकशास्त्राणि विलोकितानि चातुर्यमूलानि भवंति पंच ॥

અર્થાત્—દેશાટન, પંડિત જનોની મિત્રતા, વારાંગના, રાજસભામાં જવું આવવું અને અનેક શાસ્ત્રોનું અવલોકન કરવું : એ પાંચ ચાતુર્ય મેળવવાનાં મૂળ છે. આ શ્લોકનો કેટલાકો તરફથી બહુ જ ખોટો અર્થ કરવામાં આવે છે. વારાંગના અથવા વેશ્યા—ગણિકાઓની સોબતથી ચાતુર્ય આવે છે એમ માનીને કેટલાક વેશ્યાના સંગીઓ સ્વયમેવ સંતોષ માની લે છે કે પોતે શાસ્ત્રાધારે ચાતુર્ય મેળવવાનો માર્ગ ગ્રહણ કરે છે! વસ્તુતઃ વેશ્યાગામીઓ ચતુર થઇ શકતા નથી, પરંતુ દુરાચારી અને ધનનો દુરૂપયોગ કરનારા જ બને છે. વેશ્યાગામી જનો જુગાર, મદિરાપાન, ચોરી ઇત્યાદિ અનેક બીજા દુર્ગુણો શીખીને કુળાંગાર નીવડેલા જોવામાં આવે છે, કારણકે વેશ્યાગામી જનો ધીમે ધીમે વ્યસનમાં જ ફસાતા રહે છે. ચાતુર્યના મૂળ રૂપ 'વારાંગના'ને જણાવવામાં આવી છે, તે પ્રાચીન સમય કે જ્યારે વારાંગનાઓ નૃત્યાંગનાઓનો જ ધંધો કરતી હતી અને યાવજ્જીવન પવિત્રતા સાચવતી હતી તે સમયે રાજકુમારોને સંગીત નૃત્યાદિ લલિત કળાઓ શિખવવાનું સ્થળ વારાંગનાનું ગૃહ માનવામાં આવતું, તે કારણથી વારાંગનાને તેવી જણાવવામાં આવી છે; આધુનિક વારાંગનાઓ તો નેત્રોવડે અવલોકવાયોગ્ય પણ હોતી નથી અને તેથી તેનો સંગ 'ચાતુર્યમૂલક' થઇ પડતો નથી પરંતુ 'સર્વનાશક' થઇ પડે છે. શિકારનુ વ્યસન પણ અત્યંત હાનિકારક છે. એ વ્યસન જેને પકડે છે તેને સારાસારનો વિચાર કરવાનું ગમતું જ નથી. શિકારને રમત તુલ્ય માનીને સેંકડો પશુપક્ષીઓનો નાશ કરવામાં નિમગ્ન રહેનાર શિકારી એટલો નિર્દય હૃદયનો બની જાય છે કે વસ્તુતઃ તે મનુષ્ય જ રહેવા પામતો નથી. માનુષીય લાગણીઓનો તેના હૃદયમાં ટકાવ જ થઇ શકતો નથી. મરતાં પશુપક્ષીઓની ચીસો સાંભળવામાં તેને આનંદ મળે છે. તેમને તરફડતાં જોઇને તેનું મન મલકાય છે. તેમને અવયવહીન બનેલાં જોઇને તેને ગમત મળે છે. અને તેમને મરણ પામીને ભૂમિપર પડેલાં જોઈ પોતાને વિજયશાળી માની ગર્વિષ્ઠ બને છે! આ રીતે આ વ્યસન સર્વ માનુષીય ગુણોનો ધ્વંસ કરનારૂં

અને મનુષ્યને પશુ બનાવનારૂં થઇ પડે છે. ચોરી કરવાના વ્યસનમાં પડે-લાઓ છેવટે બંદીખાનામાં જ મરણ પામે છે, એવું બહુ જોવામાં આવે છે. ચોર વૃદ્ધ થાય છે તોપણ તેને પુનઃ પુનઃ ચોરી કરવાનું જ મન થાય છે. તે કોઇ પણ ઉદ્યમમાં લાગી શકતો નથી અને અનેકાનેક વાર બંદીખાને જઈ આવે છે છતાં પુનઃ તે ચોરીમાં જ લપટાય છે તથા પોતાના છેલ્લા દિવસો આર્ત્તરૌદ્ર ધ્યાન ધ્યાતાં બંદીખાનામાં જ પૂરા કરે છે. પરદારાગામી જનોનું વ્યસન ઉક્ત છએ વ્યસનોના જેટલું જ ભયંકર છે કારણકે તેથી તે પોતાના ચિત્તવિત્ત ઉભયનો નાશ કરે છે. પોતાની સ્ત્રીમાં સંતોષ નહિ માની રહેનારાઓ પરદારાપરની આસક્તિથી તન મન અને ધનની ખુહારી મેળવી અકાળે મરણશરણ થએલા જોવામાં આવે છે. આ સપ્ત વ્યસનો ઐહિક તેમ જ પારલૌકિક અશ્રેય કરનારા હોઈ દરેક મનુષ્યે બાલ્ય વયથી જ તેનાથી દૂર રહેવાનો પ્રયત્ન કરવો જોઇએ. વિદ્યાર્થી અવસ્થાથી જ એ વ્યસનરૂપી રાક્ષસોથી ચેતી ચાલવું જોઇએ. અફીણ, ભાંગ, ગાંજો ઇત્યાદિ વસ્તુઓ મદિરાના જેવી જ કેફી હોવાથી તેનો સમાવેશ મદિરાના એક અંગ તરીકે કરી લેવો ઉચિત છે. (૧૦૪)

[હવે પ્રત્યેક વ્યસન વિષે સવિસ્તાર પૃથક્ પૃથક્ વર્ણન કરવામાં આવે છે.]

द्यूतम् । १०५ ॥

**निःशेषव्यसनाग्रिमं सुचरितद्वारेर्गलो निश्चलो ।**
**योग्यायोग्यविवेकदृष्टितिमिरं सद्धर्मविध्वंसकम् ॥**
**चित्तव्याकुलताकरं शमहरं दुष्टाशयप्रेरकं ।**
**त्याज्यं दुर्गुणमात्रमूलमफलं द्यूतं हिताकाङ्क्षिभिः ॥**

**પ્રથમ વ્યસન–જુગાર.**

**ભાવાર્થ**—જુગારનું વ્યસન બધાં વ્યસનોમાં અગ્રેસર છે. તે ચારિ-ત્ર્ય–સદ્‌વર્તનનાં બારણાં બંધ કરવાને અર્ગલા–ભોગળની ગરજ સારે છે, યોગ્ય અયોગ્ય વસ્તુને જુદી પાડનાર વિવેકદષ્ટિને બંધ કરી દેવા અંધકા-

રનું કામ કરે છે, સદ્ધર્મનો વિનાશ કરે છે, ચિત્તને હમેશ આકુળ વ્યાકુળ સ્થિતિમાં રાખે છે, સુખ અને શાંતિનો સર્વથા ઉચ્છેદ કરે છે, વિચારોમાં મલિનતા અને બુદ્ધિમાં દુષ્ટતા ઉત્પન્ન કરે છે, અસત્ય ચોરી, વગેરે દુર્ગુણ માત્રને આમંત્રણ આપી બોલાવે છે, કારણકે કેટલાએક દુર્ગુણો તો હમેશને માટે તેની સાથે જોડાએલા યા બંધાએલા છે; જે વ્યસનમાં એકે જાતનો ફાયદો તો છે જ નહીં, અને ગેરફાયદા તો પાર વગરના છે, તે જુગારનું વ્યસન પોતાનું હિત ઇચ્છનાર વિદ્યાર્થીઓએ કદી પણ સેવવું નહીં. (૧૦૫)

**વિવેચન**—આ શ્લોકમાં જુગારથી થતાં પરિણામોનું નિદર્શન કરવામાં આવ્યુ છે. પૂર્વ શ્લોકપરના વિવેચનમાં બતાવી આપવામાં આવ્યું છે કે જુગારની અનેક પદ્ધતિઓ આ બુદ્ધિ અને તર્કના જમાનામાં નીકળી છે, પછી ભલે તે પદ્ધતિઓ ઉપર વેપારનો કે રમતગમતનો ઢોળ ચડાવવામાં આવ્યો હોય, તોપણ વસ્તુતઃ તે પ્રકારનો જુગાર એક દુર્વ્યસન જ છે અને તેનો નિષેધ કરવો જ ઉચિત છે. ' સદ્વર્તનનાં દ્વાર બંધ કરનાર' તરીકે જુગારને લેખવામાં આવ્યો છે તે સર્વથા ઉચિત છે, કારણકે એ એક એવો દુર્ગુણ છે કે જે બીજા સર્વ ગુણોનો નાશ કરી નાંખે છે. જુગારીઓ હમેશાં કેફી, વ્યભિચારી અને અસત્યવાદી તો હોય છે જ. સુભાષિતકારે કહ્યું છે કે काके शौचं द्यूतकारे च सत्यं सर्पे क्षान्तिः स्त्रीषु कामोपशान्तिः અર્થાત્ કાગડામાં ચોખ્ખાઇ, જુગારીમાં સત્યવાદિત્વ, સર્પમાં ક્ષમા અને સ્ત્રીમાં કામની શાન્તિ એટલાં વાનાં કદાપિ હોતાં જ નથી. કહેવત પણ એવું છે કે હાર્યો જુગારી બમણું રમે છે; શામાટે? ફરીથી જીત મેળવીને પૈસા પેદા કરવા માટે. હારી ગએલો માણસ આ પ્રમાણે ફરીથી રમવા–ધન મેળવવાને અનેકાનેક પ્રયાસ કરે છે. તે ઘરબાર વેચે છે, સ્ત્રીને સતાવી તેનાં વસ્ત્રાભૂષણો વેચે છે, કરજ કરે છે અને છેવટે કશું હાથ ન લાગે તો ચોરી પણ કરે છે! આ પ્રમાણે એકમાંથી અનેક દુર્ગુણો સ્વયંભૂ રીતે પેદા થાય છે અને જુગારીને સર્વતોભ્રષ્ટ બનાવી મૂકે છે.

દુર્ગુણોની પરંપરા કેવી રીતે જાગે છે તેનું અત્ર એક દૃષ્ટાન્ત આપીશું. વિલાયતની એક ધનવાન્ જુવાન સ્ત્રી ખરેખરી સુશીલ અને પતિવ્રતા હતી.

એક વાર તેને એક સોર્ટીમાં પોતાનું નસીબ અજમાવવાની ઇચ્છા થઇ, અને તેણે પાંચ પાઉંડની કીંમતની સોર્ટીની ટીકિટ લીધી. ઇનામની વહેંચણી થવાની હતી તે દિવસે તે ઘેર આતુર થઇને બેઠી અને હમણાં પોતાને ઇનામ મળે તેનો તાર આવે એવી આશાથી ઉત્સુક બની પણ તેને ઇનામ મળ્યું નહિ ! પાંચ પાઉંડ ગુમાવવા બદલ હવે તેને પસ્તાવો થયો, પરન્તુ ગુમાવેલા પાંચ પાઉડ ફરીથી મેળવવાને બીજી વાર તેણે ૧૦ પાઉંડની બે ટીકેટો લીધી અને તેમાં પણ કશું ઇનામ મળ્યું નહિ ! એકંદર ૧૫ પાઉંડ ગુમાવ્યા તે ૧૫ પાઉંડ મળી જાય તેટલા સારૂ યાહોમ કરીને તેણે ૫૦ પાઉંડની ૧૦ ટીકીટો ખરીદી અને એ રકમ તેણે પોતાની એક સખી પાસેથી ઉછીની મેળવી। દુર્ભાગ્યે એ દશ ટીકીટો પણ નિષ્ફળ ગઈ અને કશું મળ્યું નહિ ! તે સ્રીનો પતિ ધનવાન્ હતો અને દર માસે પોતાની સ્રીની ખીસ્સાખર્ચીને માટે તે અમુક રકમ આપતો હતો, તે રકમમાંથી થોડું થોડું બચાવીને તેણે ૫૦ પાઉડ એકઠા કર્યા. આ રકમ પોતે કરજ કરેલું તે ભરી દેવા માટે તેણે એકઠી કરી હતી, પરંતુ એક વાર ફરીથી તેને નસીબ અજમાવવાની ઇચ્છા થઈ અને તેણે તે ૫૦ પાઉડની સોર્ટીની ટીકીટો લીધી ! દુર્ભાગ્યે તેમાં પણ તેને કશું મળ્યુ નહિ અને જેની પાસેની રકમ ઉછીની લીધેલી તેની તરફથી તે રકમ માટે વારંવાર ઉઘરાણી થવા લાગી. પતિને પોતાની આ વાત કહેવાનું તે સ્રીએ ઉચિત માન્યું નહિ, કારણકે તેમ થવાથી તે ગુસ્સે થાય એવો સંભવ હતો. બીજી કોઈ રીતે પૈસા મેળવવાનું સાધન નહોતું. આથી તેણે એક ખોટું કામ કરવાની હામ ભીડી. ઘરમાંથી એક હીરાની વીંટી તેણે ચોરી લીધી અને તે વેચી નાંખીને પોતાની સખીને તેની રકમ પાછી આપી દીધી. ઘરમાંથી જ્યારે વીંટી ગુમ થયાની તેના પતિને ખબર પડી ત્યારે તેને પોતાના ઘરના નોકર ચાકર ઉપર વહેમ આવવા લાગ્યો, તેણે નોકરોને સમજાવ્યા અને ધમકાવ્યા પણ ખરા પણ તેઓએ વીંટી લીધી હોવાની ખુલ્લી ના કહી. આથી સઘળા જૂના નોકરોને રજા આપીને નવા નોકરો રાખવામાં આવ્યા. તે સ્રીને તેના પતિએ કહ્યું: “ આ વીંટી તું પહેરીને ગઇ હોઇશ અને તેં ક્યાંય

ખોઈ નાંખી હશે એમ મને લાગે છે; માટે જો એમ થયું હોય તો કહી દે; હું તને ઠપકો નહિ આપું; પણ આ બિચારા નોકરોના પેટ ઉપર લાત મારવા જેવું ન થાય." તે સ્ત્રી જૂઠું બોલી: "ના, હું પહેરી ગઈ જ નથી, અને જો ખોઈ આવી હોઉં તો મારા વ્હાલા પતિથી મારી એ ગફ્-લત મારે શામાટે છુપાવવી જોઈએ?" જુગાર, ચોરી અને અસત્ય એ ત્રણ દોષો તે સ્ત્રીને હાથે થયા. કેટલાક દિવસ પછી એક નવી વીંટી ખ-રીદવાને તે ગૃહસ્થે એક ઝવેરીને વીંટીઓના કેટલાક નમૂનાઓ લેઈને પો-તાને ઘેર બોલાવ્યો. નમૂનાઓમાં પેલી ખોવાએલી વીંટી તેના જોવામાં આવી! તે ચમક્યો. તેણે પૂછ્યું: "આ વીંટી તમારી પાસે ક્યાથી આવી છે?" ઝવેરીએ જવાબ આપ્યો: "સાહેબ! તે વીંટી તમારા પડોશી મીસીસ ફીલીપે થોડા માસ પહેલાં મને વેચાતી આપી હતી." મીસીસ ફીલીપને બોલાવવામાં આવી અને તેણે પોતે ચોર ગણાશે એ ધાસ્તીથી પોતાની સખીની સઘળી વાત કહી દીધી! તે દિવસથી તે ગૃહસ્થે પોતાની જૂઠાબોલી, ચોર અને જુગારી સ્ત્રીનો ત્યાગ કર્યો. તે સ્ત્રીનું ચોર તરીકે નામ ગવાયાથી તેના બીજા ગુણો પણ દુર્ગુણોરૂપ લેખાવા લાગ્યા અને તેને અનાથાશ્રમમાં જ આશ્રય લેવાની જરૂર પડી. ત્યાં પણ કોઈ અનાથની કાંઇ વસ્તુ ગુમ થતી, તો તે સ્ત્રીએ જ તે ચોરી હશે એવો તેનાપર વહેમ લેઇ જવામાં આવતો અને કોઇ કોઇ વાર માર પણ પડતો. એ જ દશામાં તેણે પોતાના દુઃખી દિવસો પૂરા કર્યા!! (૧૦૫)

[ નીચેના શ્લોકમાં જુગારથી થતા ગેરલાભનું દિગ્દર્શન કરેલું છે ]

द्यूतस्य दुष्टपरिणामः । १०६ ॥

**विद्या तस्य विलीयते वरतरा प्रज्ञा पराभूयते ।**
**नैपुण्यं नितरां विनाशपदवीं प्राप्नोति नीत्या सह ॥**
**उद्योगास्तमुपैति नश्यति यशः पुण्यप्रभावोद्भवं ।**
**द्यूते दारुणदुःखमूलजनके यस्य प्रसक्तं मनः ॥**

## જુગારથી થતા ગેરફાયદા.

**ભાવાર્થ**—અનેક પ્રકારનાં દારૂણ દુઃખના મૂલને સિંચનાર અને વિવિધ વિપત્તિઓને જન્મ આપનાર જુગારના વ્યસનની લત જે માણસને લાગે છે, તે માણસની લાયકાતનો નાશ જ થઇ ગએલો સમજવો. ઘણા પ્રયાસથી મેળવેલી તેની શ્રેષ્ઠ વિદ્યા વિલય પામી જાય છે, તેની પ્રજ્ઞા–બુદ્ધિનો પરાભવ થાય છે, તેની નિપુણતા તો ચલિત થઈ વિનાશનો રસ્તો પકડે છે, નીતિ–રીતિ નિદ્રાદેવીને અધીન થાય છે, તેના ઉદ્યોગ–હુન્નરની દિશાનો તરત અંત આવે છે, વડીલોના પુણ્યપ્રભાવથી સંચિત થયેલ યશ અને કુળની પ્રતિષ્ઠાનો પ્રલય થઈ જાય છે, કિંબહુના એકંદર તેની સમૃદ્ધિનો સદંતર નાશ થાય છે. ( ૧૦૬ )

**વિવેચન**—જ્યાં એક દુર્ગુણ અનેક દુર્ગુણોને જન્મ આપનાર થઇ પડે છે, ત્યાં એ દુર્ગુણોની પ્રબળતાથી સદ્‌ગુણોનો નાશ થઈ જાય એમાં શું આશ્ચર્ય છે? વિદ્યા, બુદ્ધિ, કળાકુશળતા, ઉદ્યમરૂચિ ઇત્યાદિ સર્વ ગુણોનો તેનાથી નાશ થાય છે. જુગારની લતથી આ સર્વ ગુણો નાશ પામે છે તેનું એક કારણ છે. જુગારીઓ માત્ર એક જ દાવમાં થોડી મહેનતથી સેંકડો રૂપિયા મેળવી શકે છે અથવાતો એક ક્ષણમાં સેંકડો રૂપિયા ગુમાવે છે પણ ખરા. આ કારણથી ઉદ્યોગ, હુન્નર, વ્યાપાર કે નોકરીવડે થોડે થોડે દ્રવ્ય મેળવવું એ સેંકડોની હારજીતના સંગીઓને ગમતું નથી! આથી જુગારીને ઉદ્યમ કરીને પૈસો પેદા કરવાની કદાપિ રૂચિ જ થતી નથી. જ્યાં ઉદ્યમ છે ત્યાં કષ્ટ પણ છે અને કષ્ટ હોય તો જ પૈસા મળે છે, તેમ જ કષ્ટપૂર્વક મેળવેલા પૈસાનો દુરૂપયોગ કરવાની ઇચ્છા તેને કદાપિ થતી નથી; તેથી ઉલટું જુગારી પોતાના થોડી મહેનતે મેળવેલા પૈસા ગમે તેવા ખોટા માર્ગે વાપરી નાંખવાની હિંમત ચલાવી શકે છે! આ પ્રમાણે એક ઉદ્યમી નર બહુધા સદ્‌ગુણી બને છે, ત્યારે જુગારી જેવો નિરૂદ્યમી નર દુર્ગુણી બને છે. દુર્ગુણી મનુષ્યમાંથી યોગ્યતા અને વિદ્યાદિ પલાયન કરી જાય છે અને એ રીતે દુર્ગુણોની પરંપરાથી તે પોતાના જ નાશનો માર્ગ મોકળો કરે છે; તેટલા માટે જે વિદ્યાર્થીઓ પોતાના હિતનો માર્ગ શોધતા હોય તેમણે કદાપિ જુગારને આળે ચડવું નહિ. ૧૦૬ )

शार्दूलविक्रीडितम् । १०७ ॥

दारिद्र्यं दुरतिक्रमं सहचरं यस्यास्ति मित्रं परं ।
दौर्भाग्यं दुरितोद्भवं त्वनुचरं दासी बुभुक्षा परा ॥
धिग्धिक्त्वामिति तर्जना जनकृता यस्यास्ति निर्घोषणा ।
तद्द्यूतं ह्यधिकारलक्षणयुतं त्यक्तुं कथं शक्यते ॥

### જુગારની સાહેબી.

**ભાવાર્થ**—અહો ! જુગારની સાહેબી તો વળી જુદા જ પ્રકારની છે. મુશ્કેલીથી જીતી શકાય તેવું દારિદ્રય તો જેનો સહચારી પરમમિત્ર છે, પાપકારી કૃત્યથી ઉત્પન્ન થતું દુર્ભાગ્ય તો જેનો ખાસ નોકર છે, ચારે તરફથી વીંટાઇ વળેલી બુભુક્ષા-ભૂખ જેની મોટી દાસી છે. "સર્વ સંપત્તિ ખોઈબેસનાર જુગારીને ધિક્કાર હો, અરે એને હજાર વાર ધિક્કાર હો" આવી રીતે લોકોના તરફથી અપાતા ધિક્કાર અને ફિટ્કારો યા તો આંગળી ચિંધીને લોકોના તરફથી કરવામાં આવતી તર્જના જેનો નિર્ઘોષ પટહ-ઢંઢેરો છે; એક અધિકારીને છાજે એવી સામગ્રી અને અધિકાર વિશિષ્ટ જે જુગારનું વ્યસન, તે જેને પલ્લે પડ્યું તે તેનાથી કેમ મૂકી શકાય ? (૧૦૭)

**વિવેચન**—આ શ્લોકમાં જુગારને એક મોટો રાજ્યાધિકારી લેખીને તેની અને એક ખરા રાજ્યાધિકારીની સમૃદ્ધિની તુલના કરવામાં આવી છે. અધિકારીની સાથે અનેક સહચરો હોય છે, તેવી રીતે જુગારનો સહચર અને મિત્ર દારિદ્રય છે, નોકર દુર્ભાગ્ય છે અને દાસી બુભુક્ષા છે; જેવી રીતે અધિકારીની જયઘોષણા આખા પ્રજાવર્ગમાં ગવાતી હોય છે, તેવી રીતે આ જુગારની જયઘોષણારૂપે ધિક્કાર અને ફિટ્કારના ઉચ્ચ નાદ સંભળાય છે અને તે જ તેના ઢંઢેરારૂપ છે. આવા અધિકારવાળો મોટો રાજ્યાધિકારી સરખો જુગાર છે, તેના અંકુશ હેઠળ જે કોઇ નાગરિક સપડાયો હોય તે ખુવાર થયા વિના ન રહે તેમાં શું નવાઈ છે ? જુગારરૂપ અધિકારીના સહચરોની જે કલ્પના આ શ્લોકમાં ગ્રંથકારે કરી છે તે યથોચિત જ છે.

જુગાર રમનાર જુગારી જો કે ધનવાન્ થવાને માટે જુગાર ખેલે છે, તથાપિ જુગારનો પરમ મિત્ર દારિદ્રય હોવાથી જુગારરૂપ અધિકારી સાથે તે દારિદ્રયરૂપ તેના મિત્રના પંજામાં પણ જુગારી સપડાયા વિના રહેતો નથી. તેવી જ રીતે દુર્ભાગ્ય એ જુગારનો દાસ છે અને બુભુક્ષા દાસી છે કે જે જોકે પણ જુગારની સેવા કરનારૂં હોવાથી પોતાના માલેકના શિકારપર પોતાનો હાથ અજમાવવાને ચૂકતું નથી. (૧૦૭)

[ જુગારના પરમ મિત્ર દારિદ્રયના અન્ય કયા મિત્રો છે અને તેઓનો નિવાસ કયે સ્થળે હોય છે તેનું નિદર્શન નિમ્ન શ્લોકમા સંવાદરૂપે કરવામા આવ્યું છે.]

द्यूतमित्राणि दारिद्र्यादीनि । १०८ ॥

रे दारिद्र्य ! निरीक्षते किमु भवत्पश्यामि मित्राणि मे ।
क स्युस्तानि च कानि भो शृणु तदा दुःखं पुनर्दुर्दशा ॥
दौर्भाग्यं दुरितञ्च दैन्यसहितं वर्णस्य साधर्म्यत-
स्तानि द्यूतगृहे वसन्ति सततं तत्रैव यायामहम् ॥

### જુગારીનું ઘર અને દારિદ્રય.

**ભાવાર્થ**—એકદા એક માણસને દારિદ્રયની સાથે નીચે પ્રમાણે સંવાદ થયો.

**માણસ**—હે દારિદ્રય ! ચારે તરફ ફાંફાં મારતાં તું કોને જુએ છે ?

**દારિદ્રય**—અરે ભાઇ ! હું મારા મિત્રોની શોધમાં ફરૂં છુ.

**માણસ**—તારા મિત્રો કોણ કોણ છે ?

દારિદ્રય—અરે ભાઇ ! તને એટલી પણ ખબર નથી ? ત્યારે સાંભળ, હું તેમનાં નામ કહું છું. એક તો દુઃખ, બીજી દુર્દશા, ત્રીજું દુર્ભાગ્ય, ચોથું દુરિત એટલે પાપ અને પાંચમુ દૈન્ય એટલે દીનતા-ગરીબાઇ, આ પાંચ મારા દીલોજાન દોસ્ત છે. અમારા બધાના નામની શરૂઆત 'દ' અક્ષરથી જ થાય છે, એટલે અક્ષરમાં પણ અમે સદશ છીએ; અને પ્રાયે અમે જ્યાં જઇએ ત્યાં સાથે જ રહીએ છીએ.

**માણસ**—તારા મિત્રો તને કયાં મળી શકશે, એ કાંઇ જાણે છે ?

દારિદ્રય—હા, હું જાણું છું. આ બધા મારા મિત્રો પ્રાયે જ્યાં કુસંપ હોય, કુટુંબનાં માણસો એક એકનું કાપી નાંખતાં હોય અથવા જે ઘરમાં જુગારનું છંદ-વ્યસન લાગ્યું હોય ત્યાં મારા મિત્રો અને હું રહીએ છીએ. આ કોઇ જુગારીનું ઘર લાગે છે, ત્યાં મારા મિત્રો હશે, એટલે હું પણ ત્યાં જઉં. (૧૦૮)

**સારાંશ**—એક જુગારી દારિદ્રયની સાથે તેના મિત્રોરૂપ દુઃખ, દુર્દશા, દુર્ભાગ્ય, દુરિત અને દીનતાનો પણ ભોગ થઇ પડે છે અને છએ મિત્રો સંગાથે જ રહેતા હોવાથી તેમના કબજામાંથી છૂટવા માટે પ્રત્યેકે કુસંપનો અને જુગારના વ્યસનનો ત્યાગ કરવો જોઇએ. (૧૦૮)

[ નીચેના શ્લોકમા જુગારથી ખુહાર થએલા મોટા માણસોનાં દૃષ્ટાંતો આપ્યા છે ]

तान्महतामपि विपत्तिः । १०९ ॥

**द्रौपद्याः पतिसन्निधौ नृपसभामध्ये पटाकर्षणं।**
**यच्चाभूदधिकारतो निपतनं तस्याः पतीनां पुनः॥**
**राज्याद्यत्स्खलनं वने च गमनं पत्न्या नलस्याऽभव-**
**त्तत्सर्वं तव लीलयैव विहितं रे द्यूत वाच्यं कियत्॥**

**જુગારથી થએલી પાયમાલી.**

**ભાવાર્થ**—દુર્યોધનની ભરસભામાં યુધિષ્ઠિર અને અર્જુન જેવા પોતાના પતિની નજર આગળ દ્રૌપદી જેવી મહાસતીનાં પટકૂલ—ચીર ખેંચાયાં અને પાંચ પાંડવોનું રાજ્યાધિકારથી પતન થયુ, વસતી છોડી વનવાસ ભોગવવો પડયો; તેમ જ પ્રસિદ્ધ મહારાજા નળને રાજ્યપદથી ભ્રષ્ટ થઇ પોતાની પત્ની દમયંતી સાથે પગપાળા, કોઈ પણ જાતનાં સાધન વગર વનમાં ભટકવું પડયુંઃ હે જુગાર! આવા પ્રાભાવિક મોટા પુરૂષોની પાયમાલી કરી તેમને વિપત્તિ અને વિટંબનામાં વગોવનાર તારા વિના બીજું કોણ છે? તારી લીલાનું જ આ બધું પરિણામ છે. અનેક પુરૂષોને સંકટમાં ઉતારનાર તારી લીલા અપાર જ છે. તેનું વર્ણન કેટલું થઇ શકે? (૧૦૯)

**વિવેચન**—દ્યૂતથી—જુગારથી થએલી મહાહાનિનાં બે મોટાં જગપ્રસિદ્ધ દૃષ્ટાન્તો આ શ્લોકમાં આપવામાં આવ્યાં છે. વિદર્ભ દેશના રાજા નળની અવદશાનું મુખ્ય કારણ જુગાર હતું. પોતાના ભાઇ પુષ્કરની સાથે જુગાર રમતાં નળ પોતાનું રાજ્યપાટ ગુમાવી બેઠો હતો અને તેથી માત્ર પોતાની સ્ત્રી દમયતીને સાથે લઇને વનમાં નીકળી જવું પડ્યું હતું. વનમાં પણ અનેકાનેક પ્રકારનાં સંકટો વેઠવા પડ્યાં. પતિપત્ની છૂટાં પડી ગયાં. વસ્ત્રહીન, ક્ષુધાતુર અને અત્યંત હીન દશામાં જંગલે જંગલે રવડતાં નળને છેવટે એક રાજાની અશ્વપાળ તરીકેની નોકરી કરવાનો વખત આવ્યો અને દમયંતીને દાસત્વ કરીને પેટ ભરવાની જરૂર પડી. આ સઘળું જો નળ જુગાર ન રમ્યો હોત તો સહેવું પડત નહિ. તેવી જ રીતે યુધિષ્ઠિર કૌરવોની સાથે જુગાર રમ્યો અને તેમાં તે સર્વ કાંઇ હારી ગયો. ધન, જમીન, પશુ, ઇત્યાદિ સર્વ મિલકત હારી ગયો, પછી 'હાર્યો જુગારી બમણું રમે' એ ન્યાયે યુધિષ્ઠિરે પોતાના સૌથી નાના ભાઈ સહદેવને, પછી નકુળને પણ જુગારમાં ગુમાવ્યા. સામા પક્ષ તરફથી દાવ માંડનાર શકુનિએ મ્હેણું માર્યું: " તમારા બે સાવકા ભાઇઓને તમે મૂઠમાં મૂકીને ગુમાવ્યા, પણ તમારા સગા ભાઇઓ તમને વધારે વ્હાલા હોય તેમ જણાય છે." આ ઉપરથી યુધિષ્ઠિરે અર્જુન, ભીમ અને છેવટે પોતાની જાતને પણ મૂઠમાં મૂકીને તે સઘળું ગુમાવ્યું ! પાંચે પાંડવો કૌરવોના દાસ બની રહ્યા. હવે માત્ર એકલી દ્રૌપદી અવશેષ રહી. જ્યારે વિનાશનો કાળ આવે છે ત્યારે વિપરીત બુદ્ધિ સૂઝે છે તે પ્રમાણે યુધિષ્ઠિરે દ્રૌપદીને પણ મૂઠમાં મૂકી અને હારી ગયો ! એ પ્રમાણે પાંડવો પોતાનું સર્વસ્વ ગુમાવી બેઠા એટલે એકદમ દુર્યોધને દ્રૌપદી રજસ્વલા સ્થિતિમાં એક વસ્ત્ર પહેરીને અંતઃપુરમાં બેઠી હતી ત્યાંથી તેને તે જ સ્થિતિમાં બોલાવી મંગાવી. દુઃશાસન તેનો ચોટલો પકડીને અમર્યાદ રીતે સભામાં લાવ્યો, અને તેનું એકનું એક વસ્ત્ર પણ ખેંચી લેવા લાગ્યો. છેવટે ધૃતરાષ્ટ્રે આપેલા વરદાનથી દ્રૌપદીએ પોતાના પાંચ પતિઓને દાસત્વમાંથી મુક્ત કર્યા અને તેઓ બાર વરસ સુધી વનવાસ ભોગવવા માટે ચાલ્યા ગયા. આવી આવી લીલાઓ જુગારના પરિણામરૂપે થાય છે અને

તેની હાનિનું વિસ્તારથી વર્ણન કરવા બેસીએ તો એક મોટું પુસ્તક લખાય. (૧૦૯)

[ દ્યૂતના દુષ્પરિણામનું દર્શન કરાવનાર એક અસરકારક સંવાદને નીચેના શ્લોકમાં યોજવામાં આવ્યો છે. ]

द्यूतसेविनां मण्डलम् । ११० ॥

युष्माकं ▯तमा महानहमहं चेत्यक्षधूर्ता जगुः ।
कोटिद्रव्यपतिः पिताऽहमधुना भिक्षाचरोतोमहान् ॥
तातो मे सचिवः पणे ▯मभवम् चार्णी ततोहं महान् ।
रेन्यस्तं सह भार्ययाखिलधनं द्यूते ततोहं महान् ॥

જુગારી મંડળ.

**ભાવાર્થ તથા વિવેચન**—એક શાહુકારે જુગારના ઉમેદવાર પોતાના દીકરાને જુગારનું સ્વરૂપ અને તેનાથી થતી પાયમાલી સમજાવવાને એક જુગારી મંડળને પોતાને ઘેર બોલાવી પૂછવા માંડયું કે, બોલો, તમારામાં સૌથી મોટો જુગારી કોણ છે? જે મોટો હોય તેને મારા દીકરાનો ગુરૂ સ્થાપવો છે, અને અમુક બક્ષીસ આપવાની છે. આ સાંભળી મંડળમાંનો એેજ જણ બોલ્યો કે સૌથી મોટો હું છું માટે મારે પગે બક્ષીસ ધરવી જોઇએ.

શાહુકાર—તું મોટો કેવી રીતે થયો છે?

પ્રથમ જુગારી—હું મોટો એટલા માટે કે આટલા બધામા સૌથી જુનો જુગારી હું છું. મારા બાપ કોટિપતિ શાહુકાર હતા, તેમના મૃત્યુ પછી બધી મીલકત બંદાએ જુગારમાં ગુમાવી છે, અને આજે ભિખારી જેવી સ્થિતિમાં ફરૂં છું.

બીજો જુગારી—અરે, બેસ, બેસ. મારા કરતાં તું મોટો શાનો? સૌથી મોટો તો હું છું.

શાહુકાર—ભાઇ! તું મોટો કેવી રીતે ગણાય છે?

બીજો જુગારી—હું મોટો એટલા માટે કે આના કરતાં મારા પિતા વધારે

દ્રવ્યવાન્ હતા. મારા બાપ રાજાના કારભારી હતા, તેમાં અપાર દ્રવ્ય મેળવ્યું હતું; પણ આ ભાઇસાહેબે તે બધું દ્રવ્ય જુગારમાં હોમ્યું છે, એટલેથી જ અટક્યો નથી, પણ મળ્યું ત્યાંસુધી કરજ કરીને પણ હું જુગાર રમ્યા વગર રહ્યો નથી.

ત્રીજો જુગારી—ઠીક, ઠીક, હવે છાનોમાનો બેસી રહે! તું મોટો શાનો? મોટો તો હું; શેઠસાહેબ! સાંભળો. મારા બાપ રાજાના માનીતા હજુરી હતા, રાજ્યની સારામાં સારી ચીજોનું સંગ્રહસ્થાન અમારે ઘર બન્યું હતું, પણ આ બંદાના હાથમાં કબજો આવતાં તે તમામ મીલકત જુગારમાં ફના કરી, ઉપર કરજ કરી નાંખ્યું છે. એટલુ જ નહિ પણ મારી બાયડીને પણ તેને પીયેર મૂકી આવ્યો છું. મારો ઇરાદો એટલે સુધીનો છે કે વખત પડયે બાયડીને વેચીને પણ જુગાર તો રમવો જ. કહો, ત્યારે હું મોટો ખરો કે નહિ?

શાહુકાર—કેમ, દીકરા! તારે કોના જેવા બનવું છે? જેવા બનવું હોય તેને ગુરૂ કરી માન અને બક્ષીસ આપ.

દીકરો—પિતાજી! પાયમાલ થવાનો આ ધંધો મારે જોઇતો નથી. મારે જુગારી નથી બનવું. એ સર્વને રજા આપી દ્યો.

**સારાંશ**—લાજ, આબરૂ, ધન, કુટુંબ એ સર્વને ધક્કો લગાડનાર જુગારનું વ્યસન ખરાબમાં ખરાબ છે, માટે દરેક માણસે અને ખાસ કરીને વિદ્યાર્થીએ તેથી દૂર રહેવું. (૧૧૦)

---

# एकादश परिच्छेद.

---

## વ્યસનનિષેધ-માંસાહાર.

मांसाहारपरिहारः । १११ ॥

[illegible] द्विविधा जगत्यसुभृतोऽन्ना[illegible]ाश्च मांसाशना ।
[illegible]न्तस्वदन[illegible] ज्वरादिविधिषु स्पष्टोऽस्ति भेदोऽनयोः ॥

# साम्यं तत्र फलाशिभिः सह नृणां मांसाशिभिर्नो पुन-स्तस्माद्बुद्धिमतां नृणां समुचितं नास्त्येव मांसाशनम्॥

## માંસાહારનો પરિહાર.

**ભાવાર્થ**—જગતમાં પ્રાણીઓ બે પ્રકારના દેખાય છે. એક માંસ ખાનારા અને બીજા વનસ્પતિ, ફળફુલ અથવા અન્ન ખાનારા. માંસભક્ષી અને વનસ્પતિભક્ષીઓમાં દાંત, પરસેવો, તાવ આવવાની રીતિ, જઠર, નખ, વગેરેની ભિન્નતા સ્પષ્ટ જણાય છે. અર્થાત્–માંસાહારી સિંહ વાઘ વગેરેના દાંત નખ દાઢાઓ જનાવરોને ફાડી શકે તેવાં હોય છે. વનસ્પત્યાહારીઓના તેવા નથી હોતા. માંસાહારીઓમાં તાવ આવતાં પ્રસ્વેદ વળે છે, ત્યારે વનસ્પત્યાહારીઓમાં તેથી વિપરીત હોય છે. બે વર્ગ પૈકી માંસાહારી વર્ગમાં માણસ જાતની ગણના થઇ શકે તેમ નથી, કેમકે માંસાહારીના અવયવો માણસમાં નથી, કિન્તુ વનસ્પત્યાહારીને લગતા અવયવો જ તેમાં છે માટે વિચારશીલ મનુષ્યોએ માંસાહાર કરવો બિલકુલ ઉચિત નથી. (૧૧૧)

**વિવેચન**—'માંસાહાર' ને એક વ્યસનરૂપ લેખવામાં આવ્યું છે તેનું કારણ એ છે કે મનુષ્ય કુદરતથી માંસાહારી નહિ હોવા છતાં માત્ર શોખની ખાતર માંસાહાર કરે છે અને પછી જેવી રીતે બીજાં વ્યસનોમાં સપડાએલાઓ તેમાંથી મુક્ત થઇ શકતા નથી, તેવી રીતે માંસાહારના ઘાતકી સ્વાદમાં પડેલાઓ પણ તેમાં એવા આસક્ત રહે છે કે તેનો તેઓ ત્યાગ કરી શકતા નથી. મનુષ્યે માંસાહાર ન કરવો જોઇએ તેનાં કારણો ઘણાં જ સ્વાભાવિક છે. આમાંનાં મુખ્ય કારણો ગ્રંથકારે આ શ્લોકમાં દર્શાવેલાં છે. મનુષ્યની દેહ–રચના વાઘ સિંહ જેવાં માંસાહારી પ્રાણીઓની દેહરચના જેવી નથી કિન્તુ તેથી કેવળ ભિન્ન છે. તેના દાંત જઠર વગેરે સર્વ માંસાહારીઓનાં જેવાં નથી અને તેથી તે માંસાહારી હોઇ શકે નહિ. આ કારણો દેહરચનાને લગતાં ગણાવ્યાં. બીજી ભિન્નતા એ દર્શાવવામાં આવી છે કે માંસાહારીઓ જીભથી ચાટીને પાણી પીએ છે અને વનસ્પત્યાહારીઓ મ્હોં અથવા હોઠવડે પાણી પીએ છે. મનુષ્ય, વાનર,

ભેંસ, ગાય ઇત્યાદિ સર્વ પ્રાણીઓ માંસાહારી નથી તેથી તે મ્હોંથી પાણી પીએ છે; અને એક વિશેષ ભિન્નતા એ છે કે મનુષ્યોને તાવ ન હોય ત્યારે પરસેવો વળે છે, પરન્તુ માંસાહારી પ્રાણીઓને તાવ ચડે છે ત્યારે પરસેવો વળે છે. આ સર્વ કારણો માંસાહારી પ્રાણીઓ અને મનુષ્ય પ્રાણીમાં રહેલી દેહરચના અને આચારાદિને લગતી ભિન્નતાને લગતાં છે, અને તેથી સિદ્ધ થાય છે કે મનુષ્યોને માંસાહારી પ્રાણીની વર્ગણામાં ગણવાં જોઇતાં નથી, કારણકે કુદરતે તેને માંસાહારી પ્રાણીનું એક પણ લક્ષણ આપ્યું નથી. પાશ્ચાત્ય વિદ્વાનો પણ એ જ નિશ્ચયપર આવ્યા છે કે મનુષ્ય માંસાહારી નથી પણ વનસ્પત્યાહારી અથવા ફલાહારી છે. આના કીંગ્સફર્ડ પોતાના " The Perfect Way in Diet " નામના પુસ્તકમાં મનુષ્યની દેહરચના અને તેના શરીરના જૂદા જૂદા ભાગોનું અવલોકન તથા સરખામણી કરીને એવા નિશ્ચય ઉપર આવે છે કે મનુષ્ય કદાપિ માંસાહારી હોઇ શકે જ નહિ. પોચેટ નામનો એક વિદ્વાન્ કહે છે કે " મનુષ્યના જઠરની રચના ઉપરથી તે કુદરતી ફલાહારી પંક્તિનો છે એમ દર્શાવનારી ઘણી સાબીતીઓ મળે છે." પ્રો. ઓવન પણ એમ જ કહે છે અને વધારામાં ઉમેરે છે કે એન્થ્રોપોડીસ અને બીજાં ચોપગાં પશુઓ પોતાનું જીવન અનાજ, ફળ અને બીજી પોષક તત્ત્વવાળી વનસ્પતિઓવડે જ ચલાવે છે અને તેઓની દેહરચના તથા મનુષ્યની દેહરચના વચ્ચે જે સામ્ય રહેલું છે તે ઉપરથી સિદ્ધ થાય છે મનુષ્ય કુદરતથી જ વનસ્પત્યાહારી છે. ફ્લોરેન્સ નામનો વિદ્વાન્ કહે છે કે "મનુષ્ય માંસાહારી પણ નથી અને વનસ્પત્યાહારી–તૃણાહારી પણ નથી. ઘાસ ખાનારાં પ્રાણીઓના જેવા દાંત, તેમના જેવી ચાર હોજરી વગેરે કશું માણસમાં નથી. જો આપણે આ સઘળી ઇંદ્રિયો ઉપરથી વિચાર કરીએ તો જણાય છે કે મનુષ્ય વાનરની પેઠે ફલાહારી છે." આ જ પ્રમાણે મનુષ્ય કુદરતથી માંસાહારી નથી જ તેની સાબીતીમાં સેંકડો વિદ્વાનોના અભિપ્રાયો દર્શાવી શકાય તેમ છે. આ કારણથી માંસાહારને એક પ્રકારનું દુર્વ્યસન લેખ્યું છે અને માંસાહાર નિમિત્તે જીવહિંસા કરવામાં વિદ્વાનોએ મોટું પાપ જણાવ્યું છે. ( ૧૧૧ )

[ માંસાહારમાં પાપ સમાએલું છે તે ઉપરાંત તેથી આરોગ્યને પણ હાનિ થાય છે જેનું કારણ હવે પછીના શ્લોકમાં દર્શાવવામાં આવે છે. ]

मांसाहारपरिणामः । ११२ ॥

व्यक्तं मानसवेदनास्ति विपुला येषां त्रसप्राणिनां।
तेषां च्छेदनभेदनात्मकमहाक्लेशेन यज्जायते ॥
संस्कारैः पशुदुर्दशासमयजैः श्लिष्टश्च यद्वर्तते ।
तन्मांसं विकृतिं गतं गदकरं भक्ष्यं कथं स्यान्नृणाम् ॥

માંસાહારના ગેરફાયદા.

**ભાવાર્થ**—જે પ્રાણીઓના વધથી માંસ નિપજે છે, તે પ્રાણીઓ ત્રસ જાતિનાં છે એટલે સ્પષ્ટ લાગણીવાળાં છે. માણસને કોઈ તલવાર મારે ત્યારે જેટલી વેદના થાય છે તેટલી જ શારીરિક અને માનસિક વેદના તે પ્રાણીઓને થાય છે. તેવી લાગણીવાળાં પ્રાણીઓને કાપવા–છેદવા–ભેદવાથી જ્યારે તેમનું માંસ કાઢવામાં આવે છે, ત્યારે તેમને અપાર વેદના થાય છે અને તે દુર્દશાના વખતમાં તેમના મનમાં જે ક્લિષ્ટ પરિણામ થાય છે તેના સંસ્કાર તેના માંસમાં પડ્યા વિના રહેતા નથી, એટલે ક્લિષ્ટ અને દુષ્ટ સંસ્કારવાળું માંસ તેના ખાનારમાં પણ તેવી જ ક્લિષ્ટ વૃત્તિ ઉત્પન્ન કરે છે, એટલું જ નહીં પણ તે માંસમાં તે પ્રાણીઓના રોગનો વારસો પણ ઉતરે છે. વળી તે સડી જાય છે, વિકાર પામે છે ત્યારે પણ અનેક રોગોનું સ્થાન થાય છે. બીજા પણ અનેક ત્રસ જીવોની ઉત્પત્તિનું તે સ્થાન છે. દેખીતી રીતે ગંદકીવાળા આવા માંસાહારનુ દુષ્ટ પરિણામ જાણ્યા છતાં કયો ડાહ્યો માણસ માંસને મનુષ્યનો ખોરાક હોવાનુ સાબીત કરવાને પોતાની બુદ્ધિનો દુરૂપયોગ કરશે ?

**વિવેચન**—માંસાહારીઓને આધ્યાત્મિક ગેરલાભ કેવી રીતે થાય છે તેનુ આ શ્લોકમાં વર્ણન કરવામાં આવ્યું છે. એ તો સિદ્ધ વાર્તા છે કે પ્રત્યેક ક્રિયાના સંસ્કાર પ્રત્યેક વસ્તુ ઉપર પડે છે. મન, વચન અને કા-

ત્માની ગતિ કિંવા ક્રિયા જે કાંઇ થાય છે તેની છાપ અનુક્રમે મન, વચન અને કાયા ઉપર પડે છે. કાયાની ક્રિયાની છાપ કાયા ઉપર પડે છે એ તો મનુષ્યની દૃષ્ટિનો વિષય છે, પરન્તુ મન અને વચનની છાપ પડે છે એ દૃષ્ટિનો વિ-ષય નહિ હોવાથી તે સમજી શકાય તેવું નથી. આત્મા અને તેની શક્તિને યથાર્થ સમજનારાઓ તો દૃઢપણે માને છે કે મનની અને વચનની ક્રિયાની અસર સ્થૂલરૂપે પરિણમે છે. મનને દુષ્ટ વિચારરૂપ ક્રિયાવાળું બનાવ્યું હોય છે તેની અસર શરીર ઉપર અનિષ્ટ થાય છે અને સુવિચારમાં મગ્ન રાખ્યું હોય છે તો શરીર ઉપર તેની સારી અસર થાય છે. ક્રોધથી વિહ્વળ બની જનાર મનુષ્ય મસ્તકશૂળ અથવા તો જ્વરની પીડામાં એકાએક આવી પડે છે એ શું ઘણી વાર જોવામાં નથી આવતું ? 'ક્રોધ' એ મનનો વ્યાપાર છે—શરીરનો નથી, છતાં તેની અસર શરીર ઉપર થાય છે અને તેનું કારણ એ છે કે ક્રોધનાં આંદોલનોની અસર શરીરના સ્નાયુ ઉપર થાય છે. તેવી જ રીતે વચનની અસર પણ સ્થૂલરૂપે પરિણમે છે. પ્રખ્યાત વિદ્યુત્શાસ્ત્રી એડી-સને અવાજના ફોટાગ્રાફદ્વારા ફોનોગ્રાફ બનાવ્યાં છે અને તેની ક્રિયાવડે સ્પષ્ટતઃ અવાજ શ્રુતિગોચર થાય છે. આ ફોટાગ્રાફ ચક્ષુવડે જોઇ શકાતા નથી છતાં શ્રુતિ તો ખાત્રી આપે છે કે એ ફોટાગ્રાફ પડેલા છે અને તેની ઉપર યંત્રનું ઘર્ષણ થવાથી તે પુનઃ શ્રુતિગોચર થાય છે. વેઇસ બ્રુકર નામનો એક ગૃહસ્થ કહે છે કે "એક નળી કે જેના બીજા છેડાપર અવાજનાં આંદોલનો ગ્રહણ કરે તેવો નરમ પદાર્થ ચોપડેલી તથા તે કામને માટે ખાસ તૈયાર કરેલી તખતી રાખવામાં આવી હોય, તે નળીમાં મ્હોં રાખી બોલવાથી અવાજનાં આંદોલનોનાં ચિત્રો પડે છે. આ કામને માટે કરેલા જૂદા જૂદા પ્રયોગોથી નક્કી થાય છે કે ક્રોધના, ઇર્ષ્યાના, અને સ્વાર્થ વગે-રેના અવાજો માંકણ, કીડા અને બીજાં અપ્રિય પ્રાણીઓ જેઓ કંટાળા-રૂપ લાગે છે તેમની આકૃતિઓ પાડે છે; પ્રેમથી ભરેલા અવાજોથી—માયા, પરોપકાર અને એવા બીજા પ્રિય ગુણવાળા અવાજોથી સુંદર ફૂલોની આકૃતિઓ પડે છે અને આ રીતે એક ખરેખરા ગુલાબના ફૂલની આકૃતિ પડેલી મેં જોઈ છે." આ શોધોથી તેમજ મન અને વચનના વ્યાપારની આધ્યાત્મિક શક્તિ વિષે પ્રાચીન સમયના વિદ્વાનો જે કાંઇ કહી ગયા છે

તે ઉપરથી સિદ્ધ થાય છે કે જે પ્રાણીઓનો માંસને માટે વધ કરવામાં આવે છે તે પ્રાણીઓના માંસમાં તેઓની તત્સમયની લાગણીઓની અને આર્તનાદની છાપ પડયા વિના રહેતી નથી. જે સમયે પશુઓને કાપવામાં આવે તે સમયે તેની શારીરિક પીડા કેવા પ્રકારની હશે તેની કલ્પના તેના જેવી જ સ્થિતિમાં મેલાયા વિના મનુષ્યને આવી શકવી દુષ્કર છે; તોપણ સામાન્ય રીતે એટલું અનુમાન તો કરી શકાય કે અત્યંત ત્રાસજનક વેદનાથી તેમનો આત્મા અનેક પ્રકારની વ્યાકુળતા અને દુઃખી લાગણીઓથી આવૃત્ત થઇ જતો હશે, અનેક પ્રકારના આર્ત્ત નાદ તેમના મુખમાંથી નીકળતા હશે અને અસહ્ય સંકષ્ટ તેમના દેહને સહન કરવું પડતું હોવાથી નિઃશ્વાસ અને શાપની જ્વાળાઓ તેમના ઉષ્ણ-અંતીમ શ્વાસોચ્છ્વાસમાંથી નીકળતી હશે. કોણ કહેશે કે મન અને વચનની એ ક્રિયા તે પ્રાણીના માંસ ઉપર 'ફોટોગ્રાફી'-છાપો પાડતી નહિ હોય ? અને તેવા પ્રકારના માંસને ઉદરમાં પધરાવનારાઓ તેવી જ અનિષ્ટ લાગણીઓથી ભરપૂર બને તેમાં શું આશ્ચર્ય છે ? આ આધ્યાત્મિક અસરને કદાચ સ્થૂલ દૃષ્ટિનાં મનુષ્યો માત્ર કલ્પનાનું જ પરિણામ માનશે, પરન્તુ વિદ્વાનો જે કાંઈ માને છે અને અધ્યાત્મ શક્તિ જે કાંઇ સંભવિત લેખે છે તે જ અત્ર દર્શાવ્યું છે. મનુસ્મૃતિમાં પણ માંસાહારનો વર્જ્ય લેખતાં જણાવ્યું છે કે—

नाकृत्वा प्राणिनां हिंसां मांसमुत्पद्यते क्वचित् ।
न च प्राणिवधः स्वर्ग्यस्तस्मान्मांसं विवर्जयेत् ॥

અર્થાત્—પ્રાણીઓની હિંસા કર્યા વિના માંસ પેદા થતું નથી અને પ્રાણીનો વધ સ્વર્ગસુખ આપતો નથી, માટે માંસનો સર્વથા ત્યાગ કરવો જ ઉચિત છે. ( ૧૧૨ )

[ માંસ કરતાં વધારે પુષ્ટિકારક બીજા અનેક નિર્દોષ પદાર્થો છે તેથી પુષ્ટિને અર્થે માંસ ખાવું તે પણ નિરર્થક છે. આવા પુષ્ટિકારક પદાર્થો કયા છે તે હવે દર્શાવે છે. ]

मांसाद् दुग्धादिकेऽधिकं पुष्टितत्त्वम् । ११३ ॥

तत्त्वं पुष्टिकरं यदस्ति सुलभे दुग्धादिके सात्त्विके ।

मांसे नास्ति च दुर्लभेपि तदिदं दुग्धान्महार्घे पुनः ॥
दुग्धाद्युद्भवनेऽङ्गिनां न मरणं त्रासोपि नोत्पद्यते ।
मांसोत्पत्तिरनल्पदुःखजनिका त्याज्यं ततस्तन्नृणाम् ॥

**માંસ કરતાં દૂધમાં વધારે પૌષ્ટિક તત્ત્વ.**

**ભાવાર્થ**—જે લોકો એમ કહે છે કે માંસમાં શરીરને પુષ્ટિ આપનારૂં જે તત્ત્વ છે તે બીજા ખોરાકમાં નથી તેમની માન્યતા પણ સત્ય નથી. હાલ ઘણા પ્રયોગોથી અને રાસાયણ વિદ્યાથી સિદ્ધ થયું છે કે માંસમાં જે પૌષ્ટિક તત્ત્વ છે તેના કરતાં પણ વધારે પુષ્ટિ આપનાર તત્ત્વો દૂધ વગેરે પદાર્થોમાં રહેલાં છે. વળી દૂધ-ઘીના ખોરાકમાં કોઈ નિર્દોષ પ્રાણીઓના પ્રાણ પણ લેવાતા નથી. એ ખોરાક માંસના જેટલો મોંઘો નહિ પણ માંસથી સસ્તો અને સુલભ છે. માંસનો ખોરાક જ્યારે માણસની વૃત્તિઓને ક્રૂર બનાવે છે, દયાની લાગણીનો ઉચ્છેદ કરે છે અને ત્રસ પ્રાણીઓને મહા-વ્યથા-દુ:ખ ઉપજાવે છે, ત્યારે દૂધ વગેરે વનસ્પતિ અને અન્નનો ખોરાક સાત્વિક વૃત્તિ ઉત્પન્ન કરે છે. મનુષ્યને માટે સાત્વિક અને નિર્દોષ ખોરાક જ ઉચિત છે. માંસાહાર તો જોવાલાયક કે સ્પર્શ કરવાલાયક પણ નથી. તો પછી ખાવાલાયક હોવાની તો વાત જ શી કરવી ? (૧૧૩)

**વિવેચન**—હવે પુષ્ટિ આપનાર તત્ત્વ તરીકે માંસમાં શા શા ગુણાવ-ગુણો રહેલા છે તેનું આપણે પૃથક્કરણ કરીશું. વિદ્વાનોએ રસાયનના પ્રયોગો-દ્વારા સિદ્ધ કર્યું છે કે માસ કરતાં પણ વધારે પૌષ્ટિક પદાર્થો વનસ્પતિમાં જોવામાં આવે છે. નાઇટ્રોજન નામનુ એક તત્ત્વ મનુષ્યદેહને વિશેષ પુષ્ટિ આપનારૂં છે એમ પાશ્ચાત્ય વૈદ્યો માને છે. આ નાઇટ્રોજન માંસની અંદર સેંકડે ૧૨ થી ૨૦ ટકા જેટલો જોવામા આવે છે, એટલે કે જૂદા જૂદા પ્રકારના માંસમાં એ તત્ત્વનું જૂદું જૂદું પ્રમાણ હોય છે. સૌથી વધારે નાઇટ્રોજન ૨૦.૪ ટકા જેટલો ઇંડાની સફેદીમાં રહેલો માનવામાં આવે છે. હવે જો આપણે દૂધ, ઘઉં, વટાણા વગેરેનુ પૃથક્કરણ કરીએ તો જણાય છે કે માંસ કરતાં વધુ પ્રમાણમાં તેમાં નાઇટ્રોજન વગેરે તત્ત્વો

રહેલાં છે. દૂધમાં નાઇટ્રોજન તો માત્ર ૪·૧ ટકા જેટલો જ હોય છે પરન્તુ તેમાં ૫·૨ ટકા જેટલો 'લેકટાઇન' નામનો એક પદાર્થ હોય છે તે અત્યંત પુષ્ટિકારક છે અને તેથી જો કોઇ મનુષ્ય માત્ર એકલા દૂધના આહાર ઉ-પર જ જીવવા માંગે તો તે જીવી શકે છે. સુકા વટાણામાં ૨૩·૮ ટકા જેટલો નાઇટ્રોજન હોય છે, ઘઉંમાં ૨૨·૭૫ ટકા જેટલો, મકાઇમાં ૧૨·૫૦ ટકા જેટલો, અને સૌથી વધારે મગફળીમાં ૨૪·૫ ટકા જેટલો નાઇટ્રોજન રહેલો હોય છે. આ ઉપરથી સહેલાઇથી સમજી શકાશે કે માંસ કરતાં વ-ધારે પુષ્ટિકારક તત્ત્વો, દૂધ, ઘઉં, વટાણા, મકાઈ, મગફળી વગેરેમાં છે અને તેથી વનસ્પતિનો આહાર કરનાર મનુષ્ય માંસાહારી કરતાં વધારે પુષ્ટિકારક તત્ત્વો ધરાવતો હોવાનો દાવો કરી શકે તેમ છે. આ તો પુષ્ટિકારક તત્ત્વની દૃષ્ટિથી આપણે અવલોકન કર્યું. હવે એ આહાર કેટલો મોંઘો છે તે જો-ઇએ. યુરોપી વિદ્વાનોએ માંસાહારની મોંઘવારી આંકડાઓમાં સિદ્ધ કરી બતાવી છે, પણ એ દેશના ભાવોની સરખામણી આપણા દેશના ભાવોની સાથે કરવી ઉચિત નહિ હોવાથી આપણે આપણા દેશના ભાવોનો જ વિચાર કરીએ. એક શેર એટલે ૪૦ તોલા નાઇટ્રોજન ઉત્પન્ન કરવા માટે ૧૭૫ તોલા ઘઉં, અથવા ૧૬૦ તોલા મગફળી, અથવા ૧૭૦ તોલા વ-ટાણાના આહારની જરૂર પડે છે. તેટલો જ નાઇટ્રોજન મેળવવાને ૨૪૦ તોલા માંસાહારની જરૂર પડે. ૧૭૫ તોલા ઘઉંની કીંમત ૪ આના થાય, ૧૬૦ તોલા મગફળીની કીંમત ૬ આના થાય અને ૧૭૦ તોલા વટા-ણાની કીંમત ૫ આના થાય, ત્યારે ૨૪૦ તોલા માંસની કીંમત ૧૬ થી ૧૮ આના થાય છે. આટલો મોંઘો, ઓછો પુષ્ટિકારક અને ક્રૂરતા અથવા નિર્દયતાદ્વારા મેળવેલો માંસનો ખોરાક શારીરિક કે આત્મિક હિતની ઇચ્છા-વાળાએ તો સર્વથા ત્યજી દેવો જ ઉચિત છે. ( ૧૧૩ )

[ માસનો આહાર તરીકે ઉપયોગ થવાથી તેમા જે જીવોનો વધ થાય છે તેથી દેશને કેટલું નુકસાન થાય છે તે નીચેના શ્લોકમાં દર્શાવી આપ્યું છે.]

मांसनिमित्तं म्रियमाणानां गवामुपयोगिता । ११४ ॥

**या दुग्धं वितरन्ति तक्रदधिनी आज्यञ्च नृभ्यो भृशं ।**

यासां सन्तानमन्तरेण न भवेत्कृष्यादिकार्यं क्वचित् ॥
यद्वत्सा जनभारवाहकतया ख्याता धरामण्डले ।
मांसाहारनिमित्ततो भवति हा तासां गवां घातनम् ॥

**માંસાહાર નિમિત્તે મરતી ગાયોની ઉપયોગિતા.**

**ભાવાર્થ**—જે ગાયો માણુસના શરીરને પોષણુ આપનાર દૂધ જેવો ઉત્તમ પદાર્થ આપે છે, કે જેમાંથી દહીં, છાશ, માખણુ, ઘી, મિઠાઈ અને પકવાનો નીપજે છે, તે બધી વસ્તુઓ મનુષ્યોને જે પ્રાણીઓ પૂરી પાડે છે, તેમ જ આ પૃથ્વી ઉપર કરોડો મનુષ્યોને માટે જે અનાજ નિપજે છે, તેનો આધાર પણુ જેની સંતતિ ઉપર રહેલો છે, એટલે તેના વગર થોડું પણુ ખેતીનું કામ થઈ શકતું નથી, એટલું જ નહીં પણુ એક ગામથી બીજે ગામે યા એક સ્થળેથી બીજે સ્થળે કંઈ પણુ ભાર લઈ જવો હોય યા માણુસોને જવું હોય તો તે બધો બોજો જેનાં બચ્ચાંઓ ઉપાડી જાય છે, અને ઇષ્ટ સ્થળે પહોંચાડે છે, તેવી અત્યંત ઉપયોગી હજારો નહીં પણુ લાખો ગાયોનો વિનાશ માંસાહારને નિમિત્તે થાય છે. આ નુકસાનીનો એકંદર હિસાબ કરીએ તો જણુાય છે કે આવાં કારણોથી જ ભારતવર્ષ આજે દરિદ્રાવસ્થા ભોગવે છે, અને મોંઘવારીમાં માણુસોનું શારીરિક બળ અને આયુઃ કમ થઈ ગયાં છે. (૧૧૪)

**વિવેચન**—પ્રાણીઓના વધ સિવાય માંસાહાર નીપજી શકતો નથી અને તેથી અનેક ઉપયોગી પ્રાણીઓને ખાસ માંસાહારને માટે જ મારી નાંખવામાં આવે છે. આ પ્રાણીઓમાં ગાયો, બળદ, આખલા, ભેંસો, પાડા વગેરે જાનવરો મુખ્ય હોય છે. આ જાનવરો મનુષ્યોને કેટલાં ઉપયોગી છે તે વિષે વિશેષ વિવેચન કરવાની આવશ્યકતા નથી. આપણા દેશમાં મનુષ્યના જીવનરૂપ અનાજની ખેતીનો મુખ્ય આધાર ગાયોના પુત્રો—બળદો ઉપર રહેલો છે. તેમ જ સૌથી ઉત્તમ પુષ્ટિ આપનાર દૂધ અને ઘીની પેદાશનો આધાર ગાયો અને ભેંસો ઉપર રહેલો છે. આ જાનવરો હજારોની સંખ્યામાં ખાટકીઓને હાથે પડતાં હોવાથી આપણા દેશનું કરોડોની કીંમ-

તનું જીવતું ધન ફક્ત માંસાહારને માટે નાશ પામે છે અને દિવસે દિવસે દેશ દરિદ્ર થતો જાય છે. એવો હિસાબ કાઢવામાં આવ્યો છે કે એક ગાયને મારી નાંખવાથી સરેરાશ ૬ માણસોની આજીવિકા અટકી પડે છે. તો જે દેશમાં હમેશાં સેંકડો ગાયો કપાતી હોય તે દેશ દરિદ્ર દશામાં આવી પડે તેમાં શું આશ્ચર્ય છે? ગાયોની સંખ્યા ઘટવાથી ખેતીમાં ઉપયોગી થતા બળદો પણ ઓછી સંખ્યામાં નીપજે છે અને પરિણામે ખેતીને ધક્કો લાગે છે. આ પ્રમાણે માંસાહારથી થતા અનર્થોની પરંપરાની તપાસ લેતાં આપણા દેશને આર્થિક અવનતિમાં ડુબાડનાર તરીકે નિર્દય મનુષ્યોનું એ એક વ્યસન જ કારણીભૂત જણાય છે. આ વિષય એટલો અગત્યનો છે કે વિદ્વજ્જનોએ તે વિષે મોટાં મોટાં પુસ્તકો લખ્યાં છે. આ રીતે પ્રાણીઓના વધને સર્વ ધર્મવાળાઓએ અધર્મરૂપ લેખ્યાં છે તેનું કારણ એ છે કે જેવી રીતે તે માનવ હૃદયને નિર્દય બનાવે છે અને આત્માને અધઃપતિત કરે છે તેવી જ રીતે દેશનું પણ આર્થિક અહિત કરે છે. મહાભારતમાં સત્ય જ કહ્યું છે કે—

अहिंसालक्षणो धर्मो ह्यधर्मः प्राणिनां वधः ।
तस्माद्धर्मार्थिभिर्लोकैः कर्त्तव्या प्राणिनां दया ॥

અર્થાત્—અહિંસા એ જ ધર્મ છે અને પ્રાણીઓનો વધ કરવો એ અધર્મ છે, તેટલા માટે ધાર્મિક પુરૂષોએ સર્વદા પ્રાણીઓ ઉપર દયા રાખવી જોઈએ. ( ૧૧૪ )

# द्वादश परिच्छेद.

## વ્યસનનિષેધ-મદ્યપાન.

मदिरा । ११५ ॥

योन्मा[illegible] विदधाति वि[illegible]रयति स्वीयान्यदीयान्तरं
[illegible]ष्कं भ्रमितं विवे[illegible]गं व[illegible]लं चित्तं करोति क्षणात् ॥

**दारिद्र्यं ददते तथा वित[illegible]ते लज्जाप्रतिष्ठाक्षयं ।**
**सा या[illegible] न हि लेशतोपि मा[illegible]रा स्पर्शाय पानाय वा ॥**

## મદિરા.

**ભાવાર્થ**—મદિરા-દારૂનું વ્યસન પણ મનુષ્યની જીંદગી યા માનવ-તત્ત્વને બરબાદ કરી નાંખનારી એક દુષ્ટ આદત છે. તે પ્રથમ તો પીનારૂને ઉન્મત્ત બનાવે છે, પોતાના માણસો કોણ અને પરના કોણ તેનું ભાન ભુલાવી દે છે, મગજને ભ્રમિત કરે છે, ચિત્તને એક ક્ષણ વારમાં વિવેકશૂન્ય બનાવી દે છે, ગમે તેવા શ્રીમંતને દરિદ્ર કરી નાંખે છે અને કુળની લાજ-આબરૂ તથા પ્રતિષ્ઠા ઉપર પાણી ફેરવી દે છે. તે મદિરાનું પાન કરવું તો શું પણ તેનો સ્પર્શ કરવોએ ઉચિત નથી. (૧૧૫)

**વિવેચન**—મદિરાપાન-દારૂનું વ્યસન જેટલું હાનિકારક છે તેટલો હાનિકારક દુશ્મન મનુષ્યને ભાગ્યે જ બીજો કોઈ હશે. એ વ્યસનમાં મુગ્ધ રહેનારાઓ પોતાના દેહનું, આત્માનું, કુટુંબનું અને સમસ્ત દેશનું અહિત કરનારા તરીકે જગતમાં જાણીતા થએલા છે. એ દુષ્ટ આદત મનુષ્યને ઉન્મત્ત બનાવે છે, ચિત્તને વિકળ બનાવે છે, કીર્તિમાનને અપકીર્તિત કરે છે અને ધનવાનને નિર્ધન બનાવે છે. કહ્યું છે કે—

वैकल्यं धरणीपातमयथोचितजल्पनम् ।
संनिपातस्य चिह्नानि मद्यं सर्वाणि दर्शयेत् ॥

અર્થાત્—જે પુરૂષે મદ્યપાન કર્યું હોય તેને વિકલપણું પ્રાપ્ત થાય છે, તે પૃથ્વીપર પડી જાય છે અને અયોગ્ય પ્રકારે બડબડે છે તથા બધાં સંનિપાતનાં ચિહ્ન બતાવે છે.

अयुक्तं बहु भाषन्ते यत्रकुत्रापि शेरते ।
नग्ना विक्षिप्य गात्राणि बालका इव मद्यपाः ॥

અર્થાત્—મદ્યપાન કરનાર પુરૂષો નહિ બોલવા જેવું બોલે છે અને બાળકોની પેઠે પોતાનાં ગાત્ર બધાં ઉઘાડાં નાંખીને જ્યાં ત્યાં સુએ છે. **પ્લીની** નામનો અંગ્રેજ લેખક કહે છે કે મદ્યપી માણસના હાથ ધ્રુજે છે,

આંખમાં વારેવારે પાણી આવે છે, રાતમાં બેચેન બને છે, ભયંકર સ્વપ્ન-વશ થાય છે અને યાદદાસ્તને ગુમાવી નાંખે છે. આ પ્રમાણે મદિરાપાન મનુષ્યને ઘેલો બનાવી મૂકે છે અને તેનું પરિણામ તેને અત્યંત હાનિ કર-નારૂં થઈ પડે છે.

રેવરન્ડ **વીલીયમ્સ** કહે છે કે—દારૂ શરીરને અને આત્માને ઝેર જેવો છે. એક માણસ જે લગભગ ૭ ફુટ ઉંચો હતો, તે જ્યારે દારૂ પીતો ત્યારે તેને જો કોઇ ખીજવતું તો તે ભાલો કટારી કે જે કાંઈ હથિયાર હાથમાં આવે તે લેઇને શત્રુ કે મિત્ર હરકોઇને મારવા જતો, ને તે પ્રમાણે એણે ઘણાને માર્યા છે. જ્યારે દારૂ નહિ પીવાના તેણે નક્કી સોગંદ લીધા ત્યારે તેની જૂની ટેવ તેણે મૂકી દીધી ! મદ્યપાનથી આવતી ઘેલછા કેટલે સુધી નાશકારક થઈ પડે છે તે આ ઉપરથી જોઇ શકાશે. ( ૧૧૫ )

[ નીચેના બે શ્લોકોમા મદ્યપાનથી થતી દુરવસ્થાનાં ચિત્રો આપ્યા છે. ગરીબ અને હલકા લોકો જેઓ છચોક મદ્ય પીએ છે તેઓની તથા મોટા અને શ્રીમંત લોકો ઘરમાં બેસી ગુપ્ત રીતે મદ્ય પીએ છે તેઓની કેવી કેવી સ્થિતિ થાય છે તે અનુક્રમે દર્શાવીને વિદ્યાર્થીઓનું તે તરફ ધ્યાન ખેંચી બોધ આપવામા આવ્યો છે ]

मद्यसेविनां दुर्दशा । ११६ ॥

**एषां पश्यत रे सुराव्यसनिनां दुःखान्वितां दुर्दशां ।**
**गच्छन्तोपि पतन्ति लक्ष्यविकला मार्गे किलेतस्ततः ॥**
**अज्ञानात्प्रलपन्त्यसङ्गतमथाऽव्यक्तञ्च तुच्छं वचो ।**
**दण्डादण्डि परस्परं विदधते निष्कारणं बालिशाः ॥**

मदिरातो दक्षाणामपि वैकल्यम् । ११७ ॥

**दक्षा अप्यधुना हि शून्यहृदयाः स्वं रक्षितुं न क्षमा ।**
**दृश्यन्ते परतन्त्रतामुपगता मद्यप्रभावादिमे ॥**
**छिन्दन्तो वसनानि कं विकलवत्ते वञ्च्यमानाः परैः ।**

# क्लिश्यन्ते मदिरामदाहतधियो हा हा वराका नराः ॥

## મદિરાથી થતી દુર્દશા.

**ભાવાર્થ**—અહો, વિદ્યાર્થીઓ ! જુઓ, નજર કરો, પેલા દારૂડીઆઓની દુર્દશા કેવી દુઃખજનક છે ? તેઓ માર્ગમાં ચાલ્યા આવે છે પણ લક્ષશૂન્ય છે, એટલે ક્યાં જવું છે તેનું તેમને ભાન નથી જેથી અહીં તહીં ભટક્યાં કરે છે અને ચાલતાં ચાલતાં રસ્તામાં પડી જાય છે. સાંભળો, તેઓ શું બકવાદ કરે છે ? તેઓના બોલવાનું કંઈ ઠેકાણું નથી. અસંબદ્ધ અને નિરર્થક વચનો બોલે છે. અંદર અંદર તેઓ સંબંધીઓ છે તથાપિ એક બીજા પ્રત્યે કેવું ગલીચ બોલે છે, અને ગાળો આપે છે ? એટલું જ નહીં પણ જુઓ, હવે તે મૂર્ખાઓ વગરકારણે માંહોમાંહે મારામારી ઉપર આવી ગયા છે, અને એક બીજાને લાકડીઓના પ્રહાર મારે છે ! અહો ! મદિરાથી આ લોકોની કેવી દુર્દશા થઇ છે ? (૧૧૬)

## મદિરાથી ડાહ્યા માણસોની ગાંડાઇ.

અહો વિદ્યાર્થીઓ, આ તો તમે પામર અને મૂર્ખ માણસોની દુર્દશા જોઈ, પણ જુઓ, હવે ડાહ્યા માણસોની પણ મદિરાપાનથી થએલી દુર્દશા ! આ પહેલાં ડાહી ડાહી વાતો કરનારા વિદ્વાન્ અમલદારો—મોટા માણસો હમણાં મદિરાપાનથી કેવા શૂન્ય હૃદયવાળા બની ગયા છે ? જેઓ સ્વસ્થ હોય તો બીજાઓનુ રક્ષણ કરી શકે, તેઓ હમણાં પોતાનું પણ રક્ષણ કરવાને શક્તિમાન્ નથી. મદિરાપાનથી તદ્દન પરતંત્ર અને ગાંડા ઘેલા બની ગયા છે. ગાંડાની પેઠે પોતાનાં વસ્ત્રો ફાડવા મંડી ગયા છે, કોઇક તો લુગડાં ઉતારી દૂર ફેંકી દઇ નાચવા મંડી ગયા છે ! લુચ્ચા લોકો તેના ખીસામાંથી પૈસા કાઢી લે છે, યા લૂંટી લે છે, તોપણ તેમને ખબર નથી પડતી. કોઇ તેને છેતરે છે તો છેતરાઈ જાય છે, રસ્તામાં પડે આખડે છે, વાગી જાય છે, લોહી નીકળે છે, અને તેથી ક્લેશ પામે છે. તોપણ તે બાપડાને ભાન નથી રહેતું, કારણકે તેમની અક્કલ મદિરાના કેફથી મારી ગએલી છે ! તેથી બુદ્ધિમાન્—અક્કલમંદ પુરૂષો પણ ગમાર જેવા થઇ જાય છે, માટે વિદ્યાર્થીઓએ કદી પણ મદિરાનું સેવન કરવું નહિ. (૧૧૭)

**વિવેચન**—આ બે શ્લોકમાં બે પ્રકારનાં મનુષ્યો ઉપર મદિરાપાન કેવી અસર કરે છે તેનું ચિત્ર આપવામાં આવ્યું છે. મજુરો, કારીગરો અને તેમના જેવા જ બીજા સામાન્ય પંક્તિના લોકો મદિરાપાનથી કેવી દશા ભોગવે છે અને ડાહ્યા તથા ચતુર માણસો કેવા બને છે તે તેમાં દર્શાવવામાં આવ્યુ છે. દારૂના પીઠામાંથી છાકટા બનીને ઘર તરફ ચાલ્યા જતા દારૂડીયાઓ બેભાન અવસ્થામાં માંહોમાંહે ગમે તેવી અશ્લીલ ભાષામાં વાતચીત કરતા અને લડતા-ઝગડતા તથા ક્વચિત્ મારામારીપર આવતા કોના જોવામાં નહિ આવ્યા હોય? સામાન્ય પંક્તિના માણસો દારૂ પીને રસ્તામાં આળોટી પોતાની આબરૂના કાંકરા કરે છે, તેવી રીતે વિદ્વાન્, ચતુર અને અધિકારી લેખાતા જનો છાકટા બનીને ઘરમાં તથા પડોશીઓમાં પોતાની કીંમત કરાવે છે! જે વિદ્વાનો મદિરાપાન ન કર્યું હોય ત્યારે બીજાઓને સદુપદેશ આપે છે, મોટા અધિકાર ડહાપણપૂર્વક ચલાવે છે અને ડાહી ડાહી વાતો કરે છે તેઓ દારૂ પીધા પછી માંકડાની સ્થિતિને જ પામી નાચવા ખુંદવા મંડી જાય છે! તે સમયે તેમના ડહાપણ ઉપર, તેમની વિદ્વત્તા ઉપર અને તેમના અધિકાર પર ધિક્કારનો વર્ષાદ વર્ષી રહે છે. ગરીબ લોકો મદિરાપાનથી પોતાનું દ્રવ્ય ગુમાવે છે અને તેથી પોતાનાં બૈરાં છોકરાંને ભૂખે મારે છે, ત્યારે ઉંચી પંક્તિના લોકો પોતાના ડહાપણનું, કીર્તિનું, હૃદયની દયાળુતાનું અને કુટુંબવાત્સલ્યનું સત્યાનાશ વાળે છે.

મદ્યપાનથી ડાહ્યા જનોએ પોતાનું ડહાપણ ગુમાવીને અનર્થો કર્યાના અનેક દૃષ્ટાંતો ઇતિહાસમાંથી મળી આવે છે. દિલ્હીનો બાદશાહ જહાંગીર હદપાર દારૂ પીતો હતો. તે સુશિક્ષિત અને ચતુર હતો તેમ જ તેના પિતા મહાન્ અકબરે ભારતખંડનું અખિલ સામ્રાજ્ય તેના હાથમાં સોંપ્યું હતું, પરન્તુ મદિરાપાનની મત્તતામાં તે એટલો ઘેલો રહ્યાં કરતો હતો કે તેની બેગમ નૂરજહાંના મહેલમાંથી તે બહાર પણ નીકળતો નહોતો. રાજ્યકાર્ય ઉપર બરાબર લક્ષ નહિ આપવાને લીધે તેના રાજ્યમાં બહુ બંડો થયાં અને ખંડિયા રાજાઓ સ્વતંત્ર થઇ ગયા. અકબરે ચણેલી ઇમારતમાંથી તેના પુત્ર જહાંગીરના વખતમાંથી ઈંટો ખળભળીને પડવા લાગી હતી અને ઔરંગઝેબના વખત

પછી તો આખી ઈમારત નબળી પડી ગઈ હતી.

બીજું એક દૃષ્ટાંત ગુજરાતના રાજા સામંતસિંહનું છે. સામંતસિંહ ચાપોત્કટ વંશનો છેલ્લો રાજા હતો. એક વાર દારૂ પીને બેભાન અવસ્થામાં તેણે પોતાના ભાણેજ મૂળરાજને ગુજરાતનું રાજ્ય આપી દીધું. જ્યારે તે ભાનમાં આવ્યો ત્યારે તેણે રાજ્ય પાછું માંગ્યું પણ મૂળરાજે એક વાર ગાદીપર બેઠા પછી ઉઠવાની ના કહી અને પરિણામે મામા-ભાણેજ વચ્ચે ભયંકર યુદ્ધ મચ્યું જેમાં સામંતસિંહ માર્યો ગયો તથા મૂળરાજના હાથમાં ગુજરાતની ગાદી આવી. ત્યારથી ગુજરાતનું રાજ્ય ચાપોત્કટ વંશમાંથી ચૌલુક્ય વંશના હાથમાં આવ્યુ. ખરૂ છે કે चित्ते भ्रान्तिर्जायते मद्यपानात् ॥ ( ૧૧૬-૧૧૭ )

[ મદ્યપાનથી દ્વારિકા અને યદુકુળનો કેવી રીતે નાશ થયો તે હવે દર્શાવવામાં આવે છે. ]

मदिरातो द्वारिकायदुकुलयोर्विनाशः । ११८ ॥

**ख्यातं भारतमण्डले यदुकुलं श्रेष्ठं विशालं परं ।**
**साक्षाद्देवविनिर्मिता वसुमतीभूषा पुरी द्वारिका ॥**
**एतद्युग्मविनाशनञ्च युगपज्जातं क्षणात्सर्वथा ।**
**तन्मूलं मदिरास्ति दोषजननी सर्वस्वसंहारिणी ॥**

### દ્વારિકા, યદુકુળ અને મદિરા.

**ભાવાર્થ**—ભારતવર્ષમાં યાદવોનું કુળ કોઇથી અજાણ્યું નહીં હોય, કેમકે યદુકુળ પરમવિશાળ શ્રેષ્ઠ અને ચારે તરફ પ્રખ્યાતિ પામેલું છે. વળી યાદવોની નગરી દ્વારિકા પણ દેવતાની બનાવેલી, સાક્ષાત્ દેવપુરી જેવી, પૃથ્વીના ભૂષણરૂપ હતી. અહો વિદ્યાર્થીઓ ! તમને ખબર છે કે આ બંને શ્રેષ્ઠ ચીજોનો વિનાશ શાથી થયો ? જો ખબર ન હોય તો સાંભળો. યાદવકુળ અને દ્વારિકા નગરી આ બન્નેનો એકી સાથે જે વિનાશ થયો તેનું પણ મુખ્ય કારણ મદિરા-દારૂ સિવાય બીજું કશું નથી. માટે મદિરા તો

સર્વસ્વનો સંહાર કરનાર અનેક દોષોને જન્મ આપનારી છે. તેનો સ્પર્શ સરખો પણ મનુષ્યને ઉચિત નથી. ( ૧૧૮ )

**વિવેચન**—પુરાણમાં એક એવી કથા છે કે એક ચંદ્રગ્રહણને દહાડે બધા યાદવોને સહકુટુંબ લેઈને કૃષ્ણ દ્વારિકામાંથી પ્રભાસ યાત્રાર્થે ગયા. ત્યાં સઘળા યાદવોએ મદ્યપાન કર્યું અને તેના કેફમાં પ્રથમ તો કેટલાક મુખ્ય યાદવોમાં બોલાચાલી થઈ. બોલાચાલી ઉપરથી વાત મારામારી ઉપર અને છેવટે કાપાકાપી ઉપર આવી અને ઘણા યાદવો એક બીજાને હાથે મરાયા. આ લડાઇને પુરાણમાં 'યાદવાસ્થળી' કહી છે. કૃષ્ણ પોતાના હાથમાં લોખંડનું મૂશળ લઇને જેને તેને મારતા. તેમણે પોતાના છોકરાને પણ બાકી રાખ્યા નહિ, બળદેવ જંગલ તરફ નાસી ગયા અને ત્યાં મરણ પામ્યા. કૃષ્ણ થાક અને શોકથી એક તળાવ ઉપર પીંપળાના ઝાડ તળે સૂતા હતા તેવામાં જંગલના એક પારધીએ તેમને દૂરથી શિકારનું જાનવર જાણીને તીર માર્યું અને તેથી કરીને તે તે સ્થળે મરણ પામ્યા. છેવટે યાદવોની વિધવા સ્ત્રીઓ નિરાધાર અવસ્થામાં આવી પડવાથી અર્જુન તેમને લઈ ઇંદ્રપ્રસ્થ તેડી જતો હતો એવામાં ઉત્તરના આભીર લોકોએ તેનાપર હુમલો કર્યો અને સઘળી વિધવાઓનું હરણ કરી ગયા. આ બાજુએ દ્વારિકાને નિર્જન બનાવીને અર્જુન દ્વારિકા છોડી ગયો કે તુરત જ દ્વારિકા ઉપર દરિયો ફરી વળ્યો. જૈન શાસ્ત્રમાં પણ મદિરાપાનના નિસ્શાથી કુમારોએ કરેલી ઋષિની છેડથી દ્વારિકા અને યાદવકુળનો વિનાશ વર્ણવ્યો છે. આ પ્રમાણે માત્ર મદિરાપાનને જ પરિણામે યાદવોનો, તેમના કુટુંબનો અને છેવટે દ્વારિકા નગરીનો પણ વિનાશ થઈ ગયો. ( ૧૧૮ )

[ મદ્યપાનથી થતી બીજી હાનિઓનું વર્ણન નિમ્ન શ્લોકમાં કરવામાં આવ્યું છે. ]

राज्यभ्रष्टतादिरूपा मदिरापरिणतिः । ११९ ॥

**भ्रष्टा भूपतयोपि राज्यपदतो मद्यस्य पाने रताः ।**
**केचिद्राज्यपदे स्थिता अपि पराधीनत्वमापुस्तराम् ॥**
**केचित्सत्त्वपराभवात्प्रतिदिनं क्लिश्नन्ति मद्याशिनः ।**

# केचिन्मृतत्पदं क्षयामयहता हा हा लभन्ते द्रुतम् ॥

## મદિરાથી પદભ્રષ્ટતા અને ક્ષયરોગ.

**ભાવાર્થ**—પૂર્વે મદિરાના વ્યસનમાં તલ્લીન થએલા કેટલાએક રાજાઓ રાજ્યપદથી ભ્રષ્ટ થએલા સાંભળીએ છીએ અને વર્તમાનમાં તેવા દાખલાઓ નજરે પણ જોવામાં આવે છે. અરે ! કેટલાએક તો રાજ્યાધિકાર ઉપર રહ્યા છતાં પણ મદિરાના વ્યસનથી તદ્દન પરાધીન થઈ ગએલા–સત્તા વગરના એવા તો નિર્માલ્યય થઇ જાય છે કે જાણે તે જીવતાં છતાં પણ મરી ગયા જ ન હોય ! કેટલાએક દારૂડીઆ તો શરીરને સત્ત્વહીન બનાવી આખો દિવસ અને રાત અનેક રોગોનો ભોગ થઇ પડી પારાવાર ક્લેશ ભોગવે છે, એટલું જ નહીં, પણ કેટલાએક તો દારૂના વ્યસનમાં ક્ષય જેવા ભયંકર રોગનો ભોગ થતાં જુવાનીમાં મરણની પથારીએ પડે છે. મદિરાના વ્યસનથી આવું ભયંકર પરિણામ જાણવામાં આવ્યા પછી કોઈ પણ સુજ્ઞ વિદ્યાર્થી શું એક ક્ષણભર પણ આ વ્યસનને આવકાર આપવા કદી લલચાશે ? નહીં જ. ( ૧૧૯ )

**વિવેચન**—મદિરાપાનથી થતાં અનેક નુકસાનોમાં એક વધુ નુકસાનની ગણત્રી કરી બતાવતાં ગ્રંથકાર આ શ્લોકમાં કહે છે કે મદ્યપાન કરનારા રાજાઓ પણ પદભ્રષ્ટ થાય છે અને જો રાજ્યાધિકાર પર રહે છે તો મરણ પામ્યા હોય તેના જેવા જ નિઃસત્ત્વ જોવામાં આવે છે. વિશેષમાં મદ્યપાનથી અનેક રોગો પણ જન્મ પામે છે અને શરીરના સ્નાયુઓ ક્ષય પામતાં પામતાં છેવટે મરણની અણીપર લાવી મૂકે છે. કેફ કરનારા રાજાઓએ પૂર્વે પોતાના રાજ્યો ગુમાવ્યાનાં અનેક દૃષ્ટાંતો ઇતિહાસમાંથી મળી આવે છે, તેમ જ તેવા વ્યસની અધિકારીઓ–અમલદારોને પણ સરકાર કદાપિ અધિકારભ્રષ્ટ કર્યા વિના રહેતી નથી. પૂર્વે ગુજરાતના રાજા **સામંતસિંહે** દારૂના કેફમાં પોતાનું રાજ્ય ગુમાવ્યું હતું એ દૃષ્ટાન્ત અપાઈ ગયું છે. એક વિશેષ દૃષ્ટાન્ત **લખનૌના** છેલ્લા નવ્વાબ **વાજીદઅલી શાહ**નું છે. એ નવ્વાબ એક જબરો દારૂડીયો હતો. તેણે સેંકડો વેશ્યાઓને માસિક પગાર આપીને રાખી હતી અને રૂપિયા એંશી લાખને

ખર્ચે બંધાવેલા "કેસર બાગ" નામના એક મહેલમાં તે વેશ્યાઓની સાથે દારૂ પીને નવ્વાબ નાચતો તથા ઇંદ્રસભાનું નાટક ભજવતો ! 'ઇંદ્રસભા'નું સુપ્રસિદ્ધ ઉર્દૂ નાટક એ નવ્વાબે રચેલું જ કહેવાય છે. આખી રાત એ પ્રમાણે દારૂના પાનમાં અને નાચની મોજમજાહમાં વ્યતીત થતાં જ્યારે સ્હવાર પડતું ત્યારે તે સૂઈ જતો અને મધ્યાહ્નને જાગી, જમી, બગીચામાં આમ તેમ ફરી પુનઃ રાત્રિ પડતી કે શરાબનો દોર ચાલતો ! આ પ્રમાણે લખનૌની કરોડોની સંપત્તિ તેણે મોજમજાહમાં અને વેશ્યાઓને ખવડાવવામાં ઉડાવી દીધી હતી. એવું કહેવાય છે કે નવ્વાબની વેશ્યાઓ જ્યારે અલંકારો સજીને બગીચામાં ફરતી ત્યારે તેમનાં વસ્ત્રો વગેરેમાંથી જે સતારા, મોતી, કસબ વગેરે ખરી પડતું તે શોધીને તેને વેચી ખાવાના ધંધા ઉપર પણ સેંકડો માણસોની રોજી ચાલતી હતી ! આ શરાબખોર નવ્વાબનું રાજ્ય છેવટે અંધાધુંધીનું મુખ્ય સ્થળ થઈ પડયું અને તેનું પરિણામ એ આવ્યું કે ૧૮૫૭ ના બળવાના વખતમાં અંગ્રેજ સરકારે નવ્વાબને કેદ કરીને કલકત્તામાં રાખ્યો, જે મરણ સુધી કેદમાં રહ્યો !

મદ્યપાનથી થતા રોગના સંબધમાં તો પાશ્ચાત્ય ડાકટરો પણ અનેક પુરાવા આપે છે. ડા. ડબલ્યુ. એ. એફ. બ્રાઉન કહે છે કે દારૂથી શરીરને હાનિ થાય છે અને અશક્તિ આવે છે એટલું જ નહિ પણ તેથી ભવિષ્યની પ્રજાને માનસિક રોગ લાગુ પડે છે. એક ડાક્તર કહે છે કે દારૂમાં 'આલ્કોહોલ' નામનુ એક પ્રકારનું ઝેર રહેલું છે, એ ઝેર જો બહુ લેવાય તો મરણ પમાય છે અને ઓછુ લેવાય તો અર્ધમૃતાવસ્થામાં આવી પડાય છે. વળી કેટલાક ડાક્તરો દવામાં પણ દારૂ વાપરવાથી નુકસાન થાય છે એમ કહે છે. કેલિનિટ નામનો એક અનુભવી ડાકટર કહે છે કે "મેં મારા ધંધામાં ૩ લાખ માણસોને લગભગ દારૂ વિનાની દવા આપી હશે ને તે બધા દારૂ આપ્યાથી સાજા થાત તે કરતાં જલ્દીથી સાજા થયા હતા. સને ૧૮૪૯ માં બર્ન્સી બેટમાં કોલેરા ચાલ્યો હતો તે વખતે ઘણું કરીને બધા દારૂ પીનારાઓ મરી ગયા પણ દારૂ નહિ પીનારામાંનો એક પણ મરણ પામ્યો નહોતો. ડાક્તર મનરો કહે છે કે "એક માણસે પોતાને કોઇ પણ રીતે

ઉગારવા મને કહ્યું. મારો વિચાર પહેલાં તો તેને દારૂ આપવાનો હતો, પરન્તુ પછીથી મેં વિચાર કર્યો કે એ માણસ દારૂ પીને મરે તે કરતાં દારૂ પીધા વિના મરે તો ભલે. પછી મેં તેને દારૂ પીવાની મના કરી. મારી દેખરેખ નીચે તેની દવા મેં ચાલુ કરી પણ દરરોજ તે લેવાતો ચાલ્યો. આખરે તેની સ્ત્રીએ, તેનાં છોકરાંએ અને દોસ્તોએ તેને કાલાવાલા કરી દારૂ પીવાનુ કહ્યું. પેલા દર્દીએ મારાપર વિશ્વાસ રાખીને દારૂ પીવાની ના કહી અને જણાવ્યું કે હું દારૂ પીને મરૂં તે કરતાં પીધા વિના જ મરૂં તો ભલે. આખરે તે મરવાની અણી ઉપર આવ્યો ત્યારે મેં તેને કહ્યું કે "હવે તું મરવાની અણીપર છે." તેણે હજી પણ મારાપર અને ઇશ્વરપર વિશ્વાસ રાખ્યો હતો અને તેનું તેને એ ફળ મળ્યું કે તે મરતો મરતો ઉગર્યો!" વિદ્યાર્થી મિત્રો! મદ્યપાનને ત્યજવાથી આટલા આટલા લાભ છે અને મદ્યપાનથી આટલી હાનિ છે; મનમાં દૃઢ રીતે સમજી રાખજો કે तस्मान्मद्यं नैव पेयं न पेयम् ॥ (११९)

# त्रयोदश परिच्छेद.

## વ્યસનનિષેધ–વેશ્યાગમન.

वेश्यागमनप्रतिषेधः । १२० ॥

यूनो वञ्चयितुं सदा प्रयतते या स्वार्थमग्ना सती।
मायापाशनिपातनेन कुरुते मुग्धानधीनान्स्वयम् ॥
हृत्वैषां विपुलं धनं पुनरियं स्वार्थे हते द्वेष्टि तान्।
संसर्गः सुखनाशकोऽस्ति नियतस्तस्या हि वारस्त्रियाः ॥

વેશ્યાગમનનિષેધ.

ભાવાર્થ—જે વેશ્યા જુવાનીઆઓને કેમ મોહપાશમાં પાડવા

અને તેમની પાસેથી ધન કેમ મેળવવું, કેવી રીતે તેમને છેતરવા એવા સ્વાર્થી વ્યાપારની ચિન્તામાં જ રાતદિવસ મશગુલ રહે છે, જે વિષય-લંપટ મુગ્ધ પુરૂષોને કટાક્ષબાણુથી વિંધી નાંખી માયાકપટના ફાંસલામાં ફસાવી પોતાના તાબેદાર—ગુલામ બનાવી દે છે, અને મુગ્ધ પુરૂષો પણ વિષયાન્ધ થઈ મૂર્ખ બની પોતાની સર્વ સંપત્તિ અને છેવટે પોતાની સ્ત્રીનાં આભૂષણો સુદ્ધાં તેને અર્પણ કરે છે, તે સર્વ મીલકત પોતાના કબજામા લઈ અંતે નિર્ધન થએલા પોતાના યારને ધક્કો મારી બહાર કાઢે છે, અને જેમને એકદા પૂર્ણ પ્રેમદૃષ્ટિથી જોતી હતી, તેમને સ્વાર્થ સરી રહેતા તિરસ્કારની નજરથી જે જુવે છે, તેવી સ્વાર્થસાધક વેશ્યાનો સંસર્ગ કરવો પણ મનુષ્યને હિતાવહ નથી. માટે સુખનો નાશ કરનાર જે તેનો સસર્ગ તેનાથી દરેક માણસે દૂર રહેવુ. ( ૧૨૦ )

**વિવેચન**—ઉછરતી યુવાન વયના વિદ્યાર્થીઓ કે જેઓ સસારની કપટજાળથી અનભિજ્ઞ હોય છે અને જેઓ દુરાચારિણી સ્ત્રીઓના દુષ્ટ ભાવને સમજતા પણ હોતા નથી, તેઓએ વેશ્યાઓના હાથમાં ગફલતથી ફસાઇ જતાં બહુ જ ચેતીને ચાલવુ જોઇએ. देशाटनं पंडितमित्रता च वारांगना राजसभाप्रवेशः એ શ્લોકનો દુરૂપયોગ કરીને વેશ્યાગામી થવાથી ચતુર થવાય છે એવી ભ્રમણામાં પડીને કદાપિ તેવી સ્ત્રીઓનો સંગ કરવાની લાલચમાં પડવુ ન જોઇએ. વેશ્યાગમન હમેશાં ધન અને તેજને હરનારૂ જ હોય છે. સ્વસ્ત્રીમાં અસંતુષ્ટ રહીને જેઓ વેસ્યાઓમા રક્ત રહી આનદ મેળવવા માંગે છે તેઓ ઉભયભ્રષ્ટ થાય છે. કહ્યુ છે કે वेश्याना च कुतः स्नेह ? વેશ્યાઓમાં સ્નેહની આશા રાખવી એ વ્યર્થ છે અને જ્યા સ્નેહ નથી ત્યાં સસારનું સાફલ્ય તો શુ પણ વાસ્તવિક આનંદ પણ રહેતો નથી. વેસ્યાઓ હમેશાં નિર્લજ્જ અને ધનની સગી હોય છે. જ્યારે ધનથી તેનું મુખ ભરવામાં આવતું નથી ત્યારે તે ભૂખી સિંહણની પેઠે છંછેડાઇને પુરૂષનો તિરસ્કાર કરે છે. આ પ્રમાણે કામી નર તેનાથી ભ્રષ્ટ થાય છે અને વેસ્યાગામી થવાથી પોતાની સ્ત્રીનો સ્નેહ પણ તે ઘણો વહેલો ગુમાવી ચૂકયો હોય છે ! આ રીતે વેસ્યાગામી નર કાંતા, કાંચન અને કીર્તિ એ સર્વથી ભ્રષ્ટ થાય

છે અને વિશેષમાં પાપનો ભારવાહી થાય છે. આ વ્યસન એટલું ભયંકર છે કે તે અન્ય વસ્તુઓની સાથે પુરૂષના દેહનો પણ ઉતાવળે અંત લાવનાર થઈ પડે છે. સુભાષિતકારે ખરૂં જ કહ્યું છે કે—

ध्यानशस्त्रं बकानां च वेश्यानां मोहशस्त्रकम् ।

साधुत्वं शस्त्रमैन्दानां परप्राणार्थहारकम् ॥

અર્થાત્—બગલાઓનું શસ્ત્ર ધ્યાન છે, વેશ્યાઓનું શસ્ત્ર મોહ છે અને અસુરોનું શસ્ત્ર સાધુત્વ છે! એ શસ્ત્રો પારકાં પ્રાણ અને ધનને હરણ કરનારાં જાણવાં. (૧૨૦)

[ વેશ્યાગમનથી થતી હાનિનું વિવેચન નીચેના શ્લોકમાં કરવામાં આવ્યું છે. ]

वेश्यासङ्गतिपरिणामः । १२१ ॥

**वेश्यासङ्गतितो विनश्यति यशो नृणां प्रतिष्ठान्वतां ।**
**लज्जापि प्रविलीयते तनुबलं स्वास्थ्यञ्च संक्षीयते ॥**
**मानख्यातिधनं प्रणश्यति तथा प्राणैश्च सन्त्यज्यते ।**
**धर्मो ध्वंसमुपैति नश्यति नयस्तस्मादसौ हीयताम् ॥**

**વેશ્યાસંગતિનું પરિણામ.**

**ભાવાર્થ**—વેશ્યાની સોબતથી ગમે તેવી પ્રતિષ્ઠાવાળા માણસોની પ્રતિષ્ઠાનો ભંગ અને કીર્તિનો નાશ થાય છે. તેમની આબરૂ ઉપર પાણી ફરી જાય છે. ઉપદંશ, પ્રમેહ જેવા રોગ લાગુ પડવાથી શરીરનું આરોગ્ય અને બળ ક્ષીણ થઈ જાય છે. ધનમાલની ખુહારી થાય છે. વેશ્યાની સોબતમાં રહેનાર વ્યભિચારી માણસોની પ્રતીતિ અને ભરોસો લોકોમાથી જતો રહે છે. તેમનાં ધર્મકર્મનો વિધ્વંસ થાય છે, અને તેઓ નીતિથી તદ્દન ભ્રષ્ટ થાય છે. માટે પોતાનું હિત ઇચ્છનારાઓએ કદી પણ વેશ્યાની સોબત કરવી નહીં. (૧૨૧)

**વિવેચન**—આ શ્લોકમાં સામાન્ય રીતે વેશ્યાના સંગથી નીપજતાં માઠાં પરિણામોનું દિગ્દર્શન કરવામાં આવ્યું છે. વેશ્યાનો સંગ કરનારા જનો

હમેશાં ઇંદ્રિયોના ગુલામ હોવાથી તેઓ પોતાના અંતઃકરણને વેચી બેઠા હોય છે તે કારણથી અંતઃકરણ વિનાના બનેલા વિષયપિપાસુ જનોની કીર્તિનો લોપ થાય એ સ્વાભાવિક જ છે. કીર્તિ સાથે ધન અને આરોગ્યનો પણ નાશ થાય છે. વેશ્યા 'અનેકભર્તૃકા' હોય છે અને અનેક પુરૂષોના સેવનથી તે અનેક રોગોનો ભોગ થઇ પડી હોય છે. એવી સ્ત્રીના સેવનથી નીરોગી માણસ પણ રોગનો ભોગ થઈ પડે તેમાં કશું જ આશ્ચર્ય નથી. વેશ્યાંઓ પ્રેમને અર્થે અનેક પુરૂષોનું સેવન કરતી નથી. અલબત્ત, પ્રત્યેક જારને તે પોતાનો પ્રેમ દર્શાવે છે પરન્તુ વસ્તુતઃ તે ધનને અર્થે ધંધો લેઈ બેઠેલી કુલટા હોય છે અને તેથી તેના સંગી પુરૂષને તેને વારંવાર ધનવડે સંતુષ્ટ કર્યા વિના ચાલતું નથી. આ પ્રમાણે વેશ્યાના સંગથી કીર્તિ, આરોગ્ય અને ધર્મ તથા તે સાથે નીતિ અને પ્રતીતિનો ધ્વંસ થાય છે. કોઇ પણ અવસ્થામાં મનુષ્યે એવી કુલટાઓનો સંગ કરવો જોઇએ નહિ, પરન્તુ આ પ્રકારનો બોધ મુખ્યત્વે કરીને વિદ્યાર્થીઓને આપવાની આવશ્યકતા એટલી જ છે કે તેઓ ઉગતી તરૂણાવસ્થાવાળા હોઇને ઓછા અનુભવ તથા અપરિપકવ બુદ્ધિવડે દુષ્ટ લાલચમાં ફસાઈ જવાની વિશેષ ભીતિ રહે છે. ( ૧૨૧ )

## चतुर्दश परिच्छेद.

### વ્યસનનિષેધ–પરસ્ત્રીગમન.

परदारगमनपरिहारः । १२२ ॥

वेश्यावत्परकीयदारगमनं शास्त्रे निषिद्धं भृशं ।
यस्मात्तद् वितनोति दुःखमनिशं शारीरिकं मानसम्॥
शुद्धे चापि कुले कलङ्कनिकरं विस्तारयत्यञ्जसा ।
वैरं वर्द्धयते भयं च कुरुते हन्त्यात्मनः सद्गतिम् ॥

## પરસ્ત્રીગમનનો પરિહાર.

**ભાવાર્થ**—વેશ્યાગમનની માફક પરસ્ત્રીગમન પણ એક અધમમાં અધમ વ્યસન છે. એટલા માટે શાસ્ત્રકારોએ ખાસ ભાર દઇને તે વ્યસનને મહાપાતકનું કારણ બતાવી તેનો નિષેધ કરેલો છે, કેમકે તે દેખીતી રીતે અનેક સંકટોને જન્મ આપે છે. નિયમિત રીતે ઇચ્છા પાર ન પડવાથી મનમાં અનેક પ્રકારે ચિન્તાઓ ઉદ્ભવે છે, શરીર પણ ક્ષીણ થાય છે અને શુદ્ધ કુળમાં અનેક કલંકો ચોંટે છે. તેની આબરૂ કમ થાય છે, એટલુ જ નહીં પણ જે કુટુંબની સ્ત્રીના મોહમાં લપટાય છે, તે આખા કુટુંબની સાથે તેને વૈરભાવ બંધાય છે, અને તે કુટુંબનાં માણસો એ દુરાચારીને મારવાની તક શોધે છે; એટલે વ્યભિચારીને ચારે તરફથી ભય ઉપસ્થિત થાય છે, અને વખતપર તેથી મોત પણ નીપજે છે. તે કમોતે મરીને મનુષ્યભવ હારી જઈ દુર્ગતિમાં ભ્રમણ કરે છે, અને તેનો પાપી આત્મા પાપનો બદલો ત્યાં ભોગવે છે. માટે આ બદીથી હમેશાં દૂર રહેવું. ( ૧૨૨ )

**વિવેચન**—વેશ્યાગમન અને પરસ્ત્રીગમન ઉભય એકસરખા પાપનાં કાર્યો જ લેખાય છે, કારણકે પુરૂષના સંબંધમાં તો પોતાની સ્ત્રીથી અસતુષ્ટ રહીને વિપરીત માર્ગે જવું તે સર્વદા વ્યભિચાર જ કહેવાય છે. ઉભય પ્રકારનાં પાપોનુ રહસ્ય એકસરખું હોવા છતા પરસ્ત્રીગમનમાં ફસાએલાઓને શિરે કેટલોક વિશેષ ભય પણ રહેલો હોય છે. પ્રત્યેક પુરૂષ પોતે ગમે તેવો દુરાચરણી હોવા છતાં પોતાની સ્ત્રી શીલવતી સતીના જેવું સદ્વર્તન રાખે એવી ઇચ્છા રાખતો હોય છે અને તેથી જે પરાયા પુરૂષની સ્ત્રી સાથે કોઇ દુરાચાર સેવે છે તે જ્યારે પોતાની સ્ત્રીની દુષ્ટતા જાણે છે ત્યારે પોતાની સ્ત્રી ઉપર તેમજ પરપુરૂષ ઉપર એક સરખો ક્રુદ્ધ થાય છે, અને બન્નેમાંની અથવા બેમાથી એકની હત્યા કરવા તરફ ઉશ્કેરાઇ જાય છે. આ પ્રકારનો ભય ઘણી વાર સત્ય પણ નીવડે છે. કહ્યું છે કે—

परदारा न गंतव्या पुरुषेण विपश्चिता ।
यतो भवंति दुःखानि नृणा नास्त्यत्र संशयः ॥

અર્થાત્—બુદ્ધિમાન્ પુરૂષે પારકી સ્ત્રી પ્રત્યે ગમન કરવું નહિ કારણ-

કે એથી દુઃખો ઉત્પન્ન થાય છે એમાં સંશય નથી. ઘણા માણસો એમ સમજે છે કે પોતાનુ એ કાર્ય પ્રસિદ્ધ થશે નહિ અને તેથી પોતાની આબરૂને કે પોતાના જીવને કશા જોખમમાં પડવું પડશે નહિ, પરન્તુ આ પ્રકારની સમજણ કેવળ અજ્ઞતાભરેલી છે. કહ્યું છે કે–रहसि रचितमेतज्जारकर्मात्र नीचैः । लशुनमिव सुभुक्तं याति लोके प्रसिद्धिम् ॥ અર્થાત્—નીચ મનુષ્યોએ એકાન્તમાં કરેલું જારકર્મ, ખાધેલા લસણની પેઠે લોકોમાં પ્રસિદ્ધ થયા વિના રહેતું નથી. આ ઉપરથી સજ્જનોએ હમેશાં એ માર્ગથી દૂર રહેવું એ જ તેમના ધર્મ, કીર્તિ અને આરોગ્યના રક્ષણને અર્થે ઉચિત છે. પરસ્ત્રીમાં લપટાએલાઓ પોતાના સર્વસ્વનો નાશ કરીને આ જગત્માં સર્વનો તિરસ્કાર પામી ગયા છે તેના દૃષ્ટાંતોનો તોટો નથી. तस्मात्कदापि परदाररतिं न कुर्यात् ॥ (१२२)

[હવે પરદારાસેવનથી ખુહાર થએલાઓના થોડા દૃષ્ટાંતો આપવામા આવે છે]

परदारगमनपरिणामः । १२३ ॥

**हा नष्टः सह लङ्कयाजितबलः सीतारतो रावणो ।**
**द्रौपद्या हरणेन दुःखमधिकं प्राप्तश्च पद्मोत्तरः ॥**
**भ्रातृस्त्रीनिरतो मृतो मणिरथो हत्वा निजं भ्रातर-**
**मन्यस्त्रीरमणोद्यता हतनया ध्वस्ता महान्तो न के ॥**

### પરદારાગમનનું પરિણામ.

**ભાવાર્થ** તથા **વિવેચન**—રાક્ષસ કુળનો અગ્રણી **રાવણ** કે જે એક મહાબળવાન્ રાજા હતો, પણ તે **રામચંદ્રજી**નાં પત્ની સતી **સીતા**માં આસક્ત થયો અને વિષયાંધ બની અવિચારી પગલે ચાલ્યો, તો થોડા વખતમાં **રામ** અને **લક્ષ્મણ**ને હાથે **લંકાનગરી**ની સાથે પોતાના પ્રાણ ગુમાવી દુર્ગતિમાં ચાલ્યો ગયો. **દ્રૌપદી**નું હરણ કરવાથી ધાતકી ખંડનો **પદ્મોત્તર** રાજા **કૃષ્ણ વાસુદેવ**ને હાથે અતિ દુઃખ પામી પાયમાલ થઇ ગયો. **યુગબાહુ**ની સ્ત્રી **મદનરેખા** ઉપર મોહ પામેલો **મણિરથ** રાજા વિષયાન્ધ

ભની પોતાના ભાઇ યુગબાહુની હત્યા કરી મદનરેખાને લેવા જતાં પોતે જ મરણુશરણુ થઇ મનુષ્યભવ હારી ગયો. આવા તો શાસ્ત્રોમાં અનેક દાખલાઓ છે. જેઓ નીતિ અને સદાચારને એક બાજુએ મૂકી પરસ્ત્રીના પ્રેમમાં અને તેની સાથે રમણુ કરવામાં લપટાયા, તેઓમાંના કયા માણુસો ગમે તેવા મોટા હોવા છતા પણુ પૂરેપૂરા પાયમાલ થયા નથી?' આ પ્રમાણે રાવણુ, પદ્મોત્તર, મણિરથ જેવા મોટા રાજાઓ પરસ્ત્રીની અભિલાષામાં ખુહાર થઈ ગયા છે તો સામાન્ય મનુષ્યો ઇહિલોક અને પરલોકની સારી કમાણી ગુમાવીને અધોગતિના ભાગી થાય એમાં શુ આશ્ચર્ય છે? માટે સ્વપ્નમાં પણુ પરસ્ત્રીની વાંચ્છના રાખવી નહિ એ જ સર્વ પુરૂષોના હિતનો માર્ગ છે: અને સ્ત્રીઓએ પરપુરૂષની વાંચ્છના કરવી નહિ એ તેમના હિતનો માર્ગ છે. (૧૨૩)

---

# पंचदश परिच्छेद.

---

## વ્યસનનિષેધ-ચોરી અને શિકાર.

चौर्यम् ॥ १२४ ॥

**निर्मूल्यं ब॒ मूल्यमल्पमधिकं वस्त्वन्यदीयं क्वचि-**
**देकान्ते पतितं भवेत्तदपि नो ग्राह्यं विना सम्मतिम् ॥**
**ज्ञेयं प्रस्तरवत्सदा परधनं स्वीकर्तुमेताद्विधं ।**
**नैष्टव्यं मनसापि तस्करधिया श्रेयोऽर्थिभिः सर्वदा ॥**

**ચોરી.**

**ભાવાર્થ**—જાહેર રસ્તામાં યા ખાનગી જગ્યાએ કોઈ પણુ સ્થળે કોઇ માણુસની કંઇ પણુ ચીજ પડેલી હોય તે ચીજ નજીવી હોય, અથવા કિંમતવાળી હોય, નાની ચીજ હોય, ચાહે મોટી ચીજ હોય, ત્યાં કોઇ માણુસની નજર પડતી હોય યા ન પડતી હોય, તથાપિ તે પારકી વસ્તુ ધણીની

સંમતિ વગર કદી પણ લેવાની ઇચ્છા કરવી નહીં, પારકું ધન યા પારકી ચીજ ગમે તેવી ઉત્તમ હોય તથાપિ તે સુજ્ઞ પુરૂષોએ પત્થરતુલ્ય ગણવી. હરામનો માલ ઉડાવવાની વૃત્તિ સ્વપ્ને પણ ન રાખવી. જેના ઉપર આપણો હક ન હોય તેવી વસ્તુ, ચોરવાની બુદ્ધિથી, ચોરી લેવાને યા બીજો કોઇ ચોરેલી વસ્તુ આપતો હોય તો તે સ્વીકારવાને પોતાનું શ્રેય ઇચ્છિનારાએ કદી પણ લલચાવું નહીં, અને તેવો સંકલ્પ સરખો પણ મનમાં કરવો નહિ. કદાચ ભૂલથી પારકી વસ્તુ આવી ગઇ હોય, તો તેના ધણીની શોધ કરી તેને તે વસ્તુ સોંપી દેવી, પણ ઘરમાં રાખવી ન જોઇએ. ( ૧૨૪ )

**વિવેચન**—' સપ્ત વ્યસન' માંનું 'ચોરી' એ પણ એક પ્રકારનું વ્યસન છે કારણકે જેઓને તે વ્યસન લાગુ પડયું હોય છે તેઓ ગમે તેટલી સજા પામ્યા છતાં પણ ચોરી કરવાની બુદ્ધિનો ત્યાગ કરતા નથી. નિર્જીવ કે મૂલ્યવાન્ હરકોઇ ચીજ તેના માલીકની પરવાનગી વિના લેવી અથવા તો જે વસ્તુ ઉપર નીતિની દૃષ્ટિથી આપણો કોઈ પણ પ્રકારનો હક ન હોય છતાં તે લેવી તે 'ચોરી' જ કહેવાય છે. ઘણી વાર રસ્તામાં પડેલી વસ્તુ નધણીયાતી જાણીને ઉપાડી લેવામાં કેટલાકો ચોરીનું કાર્ય કરેલું માનતા નથી, પરન્તુ વસ્તુતઃ તે પણ ' ચોરી ' છે. સરકારે તેને કાયદામાં ' ચોરી ' ઠરાવી છે અને કોઇને તેવી નધણીયાતી વસ્તુ જડે તો તેને તે સરકારના કબજામા સોંપવાનો તેણે હુકમ કર્યો છે. આ કારણથી પોતાની મહેનતવડે મેળવાયું ન હોય પરન્તુ અનીતિમાન્ યુક્તિ પ્રયુક્તિવડે મેળવાયું હોય તેવું સર્વ પ્રકારનું પરધન નીતિમાન્ પુરૂષોએ પત્થર જેવું ગણીને તે મેળવવાની ઇચ્છા પણ કરવી જોઇએ નહિ. અત્ર એક બાબત ઉપર ખાસ ધ્યાન રાખવાનુ છે. ' ચોરી ' ની સામાન્ય વ્યાખ્યામાં જે કાંઈ અપૂર્ણતા રહે છે તે ગ્રંથકારે આ શ્લોકમાં तस्करधिया એ શબ્દ વાપરી પૂરી કરી છે. જે કાંઈ પરવસ્તુ ' ચોરી કરવાની બુદ્ધિ ' થી ઉપાડી લેવામાં આવી હોય તે જ કાર્ય ' ચોરી ' કહેવાય અને ધણીની પરવાનગી વિના પણ ચોરી કરવાની ઇચ્છા સિવાય નિર્દોષ મનથી કાંઈ નજીવી વસ્તુ લીધી હોય તો તે ' ચોરી ' કહેવાય નહિ. કોઇ એક પુસ્તક એક મિત્ર બીજા મિત્રના

ઘરમાં જઇને પરવાનગી વિના વાંચવા માટે લેઇ આવે અને તેમ કરવામાં તેણે પોતાનો કશો વિશિષ્ટ સ્વાર્થ સાધવાનો કે પોતાના મિત્રને નુકસાન કરવાનો ઇરાદો ન રાખ્યો હોય તો તે કાર્ય ' ચોર બુદ્ધિપૂર્વક ' નહિ કરવામાં આવેલુ હોઇને 'ચોરી' કહેવાય નહિ. આ સૂક્ષ્મ ભેદ સમજુ પુરૂષોને માટે છે—ચોરી કર્યા છતા પોતાને નિર્દોષ સાબીત કરવા માટેની કાંઈ ચાવી નથી '

ચોરીનુ વ્યસન બહુધા નાનપણુમાંથી છોકરાઓને લાગુ પડે છે. નાનપણમાં નાની ચોરીઓ કરનાર છોકરાઓ મોટપણે-મોટા ચોર નીવડે છે અને તેથી ચોરીની દુષ્પ્રવૃત્તિમાંથી વિદ્યાર્થીઓને નાનપણથી બચાવી લેવાની જરૂર છે. બાળકોની નાની ચોરીઓ તરફ બેદરકારી રાખવાથી મોટપણે તેનાં કેવાં ખરાબ પરિણામો નીવડે છે તે દર્શાવવાને અત્ર આપણે એક દષ્ટાંત લેઇશુ. એક છોકરો નાનપણમાં પોતાનાં પડોશીનાં ઘરમાથી કાંઇ નાની નાની ચીજો અને રમકડા ચોરી લાવતો અને પછી તે તેની માને આપતો. તેની મા પોતાના ઘરમાં એવી ચીજો અનાયાસે આવતી જોઇને રાજી થતી અને છોકરાને એવી ચોરી કરવા માટે કશું કહેતી નહિ. દિવસે દિવસે એ છોકરાની ચોરીઓ કરવાની ટેવ વધવા લાગી અને જેમ જેમ તે મોટો થતો ગયો તેમ તેમ મોટી અને કીંમતી વસ્તુઓની ચોરીઓ કરતાં શીખ્યો. નિશાળમાંથી પોતાના સહાધ્યાયીઓની ચોપડીઓ કે બીજી હરકોઇ વસ્તુ ચોરી લેવી એ તો તેને મન સહજ કામ હતું. છોકરાની આ ટેવમાં રહેલું નુકસાન તેની માતાના સમજવામા બીલકુલ આવ્યું નહિ. જ્યારે તે છોકરો મોટી ઉમરનો થયો ત્યારે એક મોટો ચોર બન્યો. કોઇનું ઘર ફાડીને ચોરી કરી આવવામાં તે કુશળ નીવડચો અને તેમાં પકડાતાં અનેક વાર કેદમાં પણ ગયો. એક વાર કોઇ એક ધનવાનના ઘરમાં રાત્રિએ તે ચોરી કરવા પેઠો. ઘરમાં એક ચાકર જાગતો હતો તે ચોરની સામે થયો. ચોરે તે ચાકરને એવા જોરથી પોતાનું હથિયાર માર્યું કે બિચારો ચાકર મરી ગયો, પણ તે સાથે ઘરનાં બધાં માણસો જાગી ગયાં અને ચોર પકડાયો. ન્યાયની કચેરીમાં તે ખૂન કરવાના તથા ચોરી કરવા માટે પારકા ઘરમાં પેસવાના ગુન્હા માટે ગુન્હેગાર ઠર્યો અને તેને

ફાંસીની સજા થઈ. જે વખતે તેને ફાંસીએ ચડાવવા માટે લેઈ જવામાં આવ્યો ત્યારે કાયદા પ્રમાણે તેને પૂછવામાં આવ્યુ કે "તારે કાંઈ જોઇએ છે?" તેના જવાબમાં તે ચોરે કહ્યું કે "મને મારી મા સાથે થોડી વાતચીત કરવા દો." ચોરની માને તેની પાસે બોલાવી અને પોતાના છોકરાની આ દશા જોઇને તે રોઈ પડી. ચોરે કહ્યું "મા, તું મારાપર બહુ હેત રાખતી હતી માટે મરણ પહેલા જો તું તારી જીભ મારા મ્હોંમાં મૂક તો મારી સદ્ગતિ થાય." માએ પોતાની જીભ પોતાના પુત્રના મ્હોંમાં મૂકી કે તુરત જ પુત્રે માની જીભને કરડીને તેનો કૂચો કરી નાંખ્યો અને તે સાથે કહ્યુઃ "મા, જ્યારે નાનપણમા હું નાની ચોરીઓ કરતો હતો, ત્યારે તારી આ જીભે મને શિખામણ આપીને અટકાવ્યો હોત, તો હું મોટો ચોર બનત નહિ અને મારી આ દશા થાત નહિ, માટે મારૂ મોત લાવનાર તું અને તારી જીભ છે, તેથી તારી જીભને હું આટલી સજા કરૂ છું:" એમ કહેતો તે ફાંસીપર ચડીને મરી ગયો. સારાંશ એ છે કે બચપણમાંથી માતાપિતા જો પોતાનાં બાળકોને નાની ચોરી કરતા અટકાવતાં નથી, તો ભવિષ્યમા બાળકો ચોરીના વ્યસની બની જાય છે. (૧૨૪)

[સાતમું વ્યસન શિકાર છે, જેનો નિષેધ નીચેના શ્લોકમાં પ્રબોધ્યો છે.]

मृगया । १२५ ॥

**निर्दोषाः पशवो मृगप्रभृतयः क्रीडन्ति ये कानने।**
**तेषां प्राणहरी किलास्ति मृगया क्रीडा कथं सा भवेत्॥**
**यत्रैकस्य महाव्यथा भवति किं चान्यस्य तत्कौतुकं।**
**नृणां तद् व्यसनं कथं हि घटते प्राणिव्यथाकारकम्॥**

શિકાર.

**ભાવાર્થ**—હરિણ, રોઝ જેવાં ગરીબ પશુઓ કે જેઓ કોઇને નુકસાન પહોંચાડ્યા વગર જંગલમાં નિર્દોષ ક્રીડા કરે છે, અને પોતાનાં બાળબચ્ચાંઓની સાથે ચારો ચરતાં આનંદમાં રહે છે, તેમનો મૃગયા-શિ-

કારનું વ્યસન વિના અપરાધે પ્રાણ હરી લે છે. આશ્ચર્યની વાત તો એ છે કે કેટલાએક ક્રૂર મનુષ્યો આવા ઘાતકી વ્યસનને પોતાની રમત ગમત યા ક્રીડાની વસ્તુ માને છે?! અરે, માનવો! તમને ઉત્તમ બુદ્ધિનો વારસો મળ્યો છે, તેનો ઉપયોગ નિર્દોષ પ્રાણીઓના જાન લેવાની ક્રૂર ચેષ્ટાને રમત-ગમત માનવામાં જ કરશો કે? અરે, જેમાં પશુ અને પક્ષીઓને મહાવ્યથા ઉપજે છે, અને તેમનાં મોત નીપજે છે, તેવી ક્રીડાને તમો રમતગમત યા ક્રીડાનું સ્થાન માનો તે શું ઉચિત ગણાય? નિર્દોષ પ્રાણીઓને દુઃખ ઉપ-જાવનાર તેવી ક્રીડાનું વ્યસન કરવું તે મનુષ્ય જાતને શું લાજીમ છે? નહીંજ. (૧૨૫)

**વિવેચન**—મૃગ+યા અર્થાત્ મૃગાદિ વનચરોની પાછળ પાછળ દોડીને તેમને પકડવાં તેને વાસ્તવિક 'મૃગયા' કહેવામાં આવે છે, પરન્તુ આજકાલ તો મૃગની પાછળ દોડયા વિના દૂરથી ગોળીનો પ્રહાર કરી તેનો પ્રાણ હરી લેવામાં જ મૃગયા મનાય છે અને તેથી આધુનિક મૃગયામાં 'શિકાર' નો પણ સમાવેશ થાય છે. જે રાજા–મહારાજાઓ અમલદારો કિંવા હલકા કોળી વાઘરી લોકો શિકારની લીજતમાં પડયા હોય છે તેઓને તે એક વ્યસનરૂપ જ થઇ પડે છે. સૃષ્ટિ–સૌંદર્યની સંપત્તિરૂપ એ નિર્દોષ વનચરો-ને મારી નાંખવાં એ કુદરતને 'વાઝણી' બનાવી મેલવા બરાબર છે, એટલું જ નહિ પણ એક પ્રકારનું દારૂણ ઘાતકીપણું છે. વનચર પશુ પક્ષી-ઓનો શિકાર કરવો એ જેવી રીતે એક પાપ છે તેવી જ રીતે કુદરતી સંપત્તિનો નાશ કરવાનો અનર્થ પણ છે. હિંદુસ્તાનનાં તથા યુરોપ અમે-રિકા વગેરે મોટા દેશોનાં જંગલોમાં હજારો અને લાખો જાતનાં ચિત્રવિ-ચિત્ર પશુપક્ષીઓ વસે છે. શિકારીઓએ પોતાની ક્રીડાની ખાતર એ નિર્દોષ પ્રાણીઓનો મોટા પ્રમાણમાં ઘાત કરી નાંખ્યો હોવાથી આજકાલ સેંકડો પશુપક્ષીઓની જાતોનો બિલકુલ નાશ જ થઈ ગયો છે. સૃષ્ટિસૌંદર્યની આ સંપત્તિનો આ રીતે નાશ થાય એ અનિષ્ટ હોવાથી હિંદુસ્તાનની તેમ જ દેશ પરદેશોની સરકારોએ કેટલાંક જંગલોમાં કોઇને શિકાર ન કરવા દેવો એવો કાયદો કર્યો છે. નિર્દોષ પ્રાણીઓના પ્રાણ હરવામાં રમત માનવી તે

અમાનુષીયત્વ જ છે. મનુષ્યને બુદ્ધિ અને વિચારશક્તિ મળેલાં છે તેટલા માટે તે પશુઓ કરતાં ઉત્તમ મનાય છે. બુદ્ધિ અને વિચારશક્તિને યોગે કરીને મનુષ્યને પારકું દુઃખ જોઇને દુઃખ ઉત્પન્ન થવું જ જોઇએ. થોમ્સન કહે છે કે—

The generous heart
Should scorn a pleasure which gives others pain

અર્થાત્—જે ગમતથી બીજાઓને દુઃખ થાય તે ગમતને ઉદાર અંતઃકરણવાળાએ ધિક્કારી કાઢવી જોઇએ. સારાંશ એ છે કે શિકારનું વ્યસન મનુષ્યોને શોભતું જ નથી તેથી જેઓ એ વ્યસનમાં પડેલા હોય તેઓ 'મનુષ્ય' શબ્દને સાર્થક કરે તેવા મનુષ્યો નથી. (૧૨૫)

## षोडश परिच्छेद.

### વ્યસનનિષેધ–પ્રકીર્ણ વ્યસનો.

[ સપ્ત વ્યસન સંબંધી વિવેચન સમાપ્ત થયું, અને વિદ્યાર્થીઓને માટે તે વ્યસનો અત્યંત હાનિકર છે તે દર્શાવી આપ્યું. હવે 'મદ્યપાન' ના મિત્રરૂપ ગણાતાં અફીણ, ગાંજો, ચરસ, તમાકુ ઈત્યાદિ ઉપવ્યસનો વિષેની વિવેચનાનો આરંભ થાય છે ]

अहिफेनम् । १२६ । १२७ । १२८ ॥

गात्रं मे तदिदं गतिं स्थितिमहो सोढुं न शक्तं मनाक्।
शुष्के मांसवसे बलं विगलितं नेत्रे च निद्रापरे ॥
रे किं रोगसमुद्भवा स्थितिरियं मित्रास्ति रोगो न मे।
किन्त्वाफूकवशाद्दशेयमधुना जज्ञे विषादप्रदा ॥
मा खिद्यस्व सखे दशां मम शृणु त्वत्तो विशिष्टामिमां।
देहे दुर्बलतादिकञ्च यदिदं तत्तु स्वयं पश्यसि ॥

भूमिर्भूरिफला धनञ्च विपुलं पार्श्वे ममासीत्पुरा।
तत्सर्वं त्वहिफेनतो व्यपगतं नान्नं गृहे लभ्यते॥
एतस्याभ्यसनं कृतं बहु मया सौख्याशया प्रत्युत।
प्राप्तं दुःखमनेकधाऽभिलषितं सौख्यं तु दूरे गतम्॥
तत्त्यागाभिरुचिर्भवत्यपि पुनस्त्यक्तुं न तच्छक्यते।
यत्पूर्वं न विचिन्तितं फलमिदं तस्यैव हा भुज्यते॥

અફીણ.

**ભાવાર્થ**—(બે મિત્રોનો પરસ્પર સંવાદ.)

પ્રથમ મિત્ર—અરે, મિત્ર! તારૂં શરીર આટલું બધું ક્ષીણ થઇ ગયું છે, બેસવા ઉઠવા કે ચાલવાનો પરિશ્રમ સહન કરવા જેટલી પણ શક્તિ જણાતી નથી, માંસ અને ચરબી સુકાઇ ગએલાં જણાય છે, શરીરનુ બળ ગળી ગયું લાગે છે, આંખો નિદ્રાથી ભરેલી જણાય છે, અને બેઠાં બેઠાં પણ ઝોકાં ખવાય છે તો શું તને કોઇ જાતનો રોગ થઇ આવ્યો છે, અને તેને લીધે આવી સ્થિતિ થઇ ગઈ છે?

બીજો મિત્ર—નહીં, નહીં, રોગ તો કોઇ જાતનો નથી, પણ અફીણના વ્યસનની આદત પડી ગઇ છે, તેથી મારા શરીરની આ પાયમાલીભરેલી સ્થિતિ થઇ ગઇ છે. શરૂઆતમાં તો હોસે હોસે અફીણ લેવા માંડયું, પણ હવે તો આ પાયમાલીથી ઘણોએ ખેદ થાય છે, પણ લાગેલી લત હવે કયાથી છૂટે? (૧૨૬)

પ્રથમ મિત્ર—હે, સખે! તું ખેદ શાને કરે છે? મારી તરફ તો નજર કર. ખેદ કરવા જેવી તારી સ્થિતિ છે કે મારી? તારા શરીરમાં દુર્બળતા, ક્ષીણતા, આળસ, લોહી માંસની ન્યૂનતા, ચ્હેરાની ફીકાશ વગેરે જે જે ખામીઓ છે, તેના કરતાં મારા શરીરમાં વધારે દુર્બળતા અને ક્ષીણતા છે, તે તો તું નજરે જુએ છે; એટલે વિશેષ વર્ણન કરવાની કંઇ જરૂર નથી.

હે મિત્ર ! મારી પાયમાલીના સંબંધમાં વધારે શોચનીય સ્થિતિ તો આ-ર્થિક વિષયની છે. જ્યારે અફીણની લત નહોતી લાગી ત્યારે મારી પાસે ઘણો ગીરાસ હતો, અને પૈસો પણ પુષ્કળ હતો, પણ જ્યારથી અફીણની કુટેવ પડી ત્યારથી આળસ—એદીપણામાં અને ખર્ચાળ સ્થિતિમાં બધું ગુમાવ્યુ, પૈસો ચાલ્યો ગયો અને ગીરાસ પણ ગીરો મૂકાઇ ગયો. આજે અન્નના પણ સાંસા થઈ પડ્યા છે. આ બધો પ્રભાવ અફીણનો છે. કહે હવે તારો શૌચ કરૂ કે મારો ? ( ૧૨૭ )

હે પ્રિય સખે ! તનદુરસ્તી અને સુખની આશા રાખી અફીણ ખા-વાની આદત પાડી, પણ પરિણામ તો જૂદું જ આવ્યુ. શરીર અને પૈસો એ બન્નેની પુરતી પાયમાલી કરી અત્યંત દુઃખ ઉપજાવ્યું છે. સુખ તો દૂર જતું રહ્યું. હવે તેને છોડવાની પ્રબળ ઇચ્છા થાય છે પણ તે એવો તો વળગ્યો છે કે છોડયો છૂટતો નથી. અફીણે આપણને પૂરેપૂરા પરવશ કરી દીધા છે. પશ્ચાત્તાપ ઘણો થાય છે, પણ શું કામ આવે ? પ્રથમ જ વિચાર ન કર્યો કે આનું પરિણામ શું આવશે ? એ જ મોટી મોટી મૂર્ખતા. એ મૂર્ખતા માટે જેટલો અફસોસ કરૂ તેટલો થોડો. ( ૧૨૮ )

**વિવેચન**—એ અફીણીયા મિત્રોના સવાદદ્વારા આ ત્રણ શ્લોકમા અફીણના વ્યસનથી થતી હાનિનુ ચિત્ર આલેખવામાં આવ્યુ છે. અફીણ ખાનારાઓ તન, મન અને ધનથી ખુહાર થઈ જાય છે અને છેવટે જ્યારે તે ખુહારીનું પોતાની જ આંખોએ દર્શન કરે છે ત્યારે પશ્ચાત્તાપના અગ્નિમા સ્નાન કરે છે તે ગ્રંથકારે સ્પષ્ટ દર્શાવી આપ્યુ છે. અફીણનુ વ્યસન પણ બીજાં વ્યસનોની પેઠે સોબતીઓ અને મિત્રોની મારફતે વળગે છે. શરૂ-આતમાં તો અફીણ મુફતમા ખવરાવનારા ઘણાએ મળી આવે છે અને તે વખતે તે મુફતનો માલ બહુ આકરો લાગતો નથી, પરન્તુ પછીથી અ-ફીણનું વ્યસન લાગતાં પદરના પૈસા ખર્ચીને પણ વ્યસનની તૃપ્તિ કર્યા વિના ચાલતું નથી. अहिफेनप्रमुखाश्च जनमोहकराः सदा અર્થાત્ અફીણ વગેરે કેફી વસ્તુઓ માણસોને મોહ પમાડનારી હોય છે. વ્યસનપરના મોહને લીધે પાછળથી પોતાના અફીણીયા મિત્રોને પોતે પહેલાં મુફત ખાતો હતો

તેમ મુફત ખવરાવવું પડે છે. આ પ્રમાણે ધનનો નાશ થાય છે. અફીણમાં રહેલું ઝેર શરીરમાં રહેલા જ્ઞાનતંતુઓને ક્ષણિક ઉત્તેજન આપનારૂં હોવાથી જ્યારે તેનો કેફ ચડે છે ત્યારે શરીરમાં કૃત્રિમ જુસ્સો વ્યાપી રહે છે, પરન્તુ જ્યારે કેફ ઉતરી જાય છે ત્યારે શરીર તદ્દન નિર્માલ્ય બની જાય છે. અ-ફીણીયા ગીરાસીયા, રજપૂતો, ચારણો તદ્દન ફીક્કા અને બળહીન બની ગ-એલા કોના જોવામાં નહિ આવ્યા હોય? અફીણીયાઓ માત્ર અફીણના અમલમાં જ લીન રહેતા હોવાથી તેઓ પોતાની મીલકતની સંભાળ બરાબર રાખી શકતા નથી અને તેથી તેઓ પોતાની આવક ગુમાવી બેસે છે અને ખર્ચ વધતું જવાથી પાયમાલ થઈ જાય છે. રાજપૂતાના, ગુજરાત અને કા-ઠિયાવાડનાં ઘણાં નાનાં મોટાં રાજ્યો અફીણના વ્યસનમાં તારાજ થઇ ગયાં છે. અફીણનો વ્યસની જ્યારે ચોમેરથી ઘેરાઈ જાય છે ત્યારે તેની આંખો ઉઘડે છે ખરી, પરન્તુ તે વખતે ઘણું મોડું થઇ ગયું હોય છે, કારણકે ઘણાં વર્ષોની ટેવ છૂટી શકતી નથી અને પશ્ચાત્તાપથી હૃદય બળ્યાં કરે છે. નાનપણમા માત્ર થોડુ થોડુ અફીણ બીજા અફીણીયા મિત્રોની સાથે ખાતી વખતે જે દુર્દશાનું સ્વપ્ન પણ હોતું નથી તે દુર્દશા જ્યારે આવી પહોંચે છે ત્યારે અફીણીયાઓ એક તરણાનો મેરૂ બની ગએલો જુએ છે! એક અંગ્રેજ કવિએ ખરૂ કહ્યું છે કે—

A *little*–'tis a little word,
But much may in it dwell.

અર્થાત્—'થોડું' એ ઘણો નાનો શબ્દ છે, પરન્તુ જ્યારે 'થોડા' માંથી 'ઘણું' બની જાય છે, ત્યારે જ 'થોડું' માં સમાએલુ 'ઘણું' નજરે આવે છે! આ પ્રમાણે જે જુવાનીયાઓ જુવાન અવસ્થાથી 'થોડું' પણ અફીણ ખાવાની ટેવ પાડે છે તેઓ ભવિષ્યમાં મોટા અફીણીયા બને છે અને પોતાના તન–મન–ધનની ખુહારી કરે છે.

અત્ર એક અફીણીયાનું દૃષ્ટાન્ત અપ્રાસંગિક લેખાશે નહિ. એ રજ-પૂત ઠાકોરને પોતાની જાહોજલાલીના દિવસોમાં અફીણ ખાવાની ટેવ પડી ગઇ. ઘેર હજારો રૂપિયાની આવક હતી એટલે તે વખતે બાર મહીને બસો-

પાંચસોનું અફીણ કશા હિસાબમાં લેખાતું નહિ. એ ઠાકોર જ્યારે ઘોડા ઉપર ચડીને પરગામ જતા ત્યારે તેમને તેમના અફીણીઆ મિત્રો કસુંબો તૈયાર કરીને પાતા. આવા બનાવ બહુ વાર બનવાથી એ ઠાકોરને ઘોડા ઉપર બેસીને અફીણ પીવાની ટેવ પડી ગઇ અને જો ઘોડા ઉપર ચડીને ઘોડાની લગામ હાથમાં લઇ ખોંખારો કર્યા વિના ન પીએ તો અમલ ચડે જ નહિ જેથી કસુંબો બીજી વાર પીવાની જરૂર પડે ! જયાંસુધી ઠાકોરની આર્થિક સ્થિતિ સારી રહી ત્યાંસુધી તો આ સઘળું બનતું રહ્યું, પણ પાછળથી પોતાનો ગીરાસ કરજદાર થઇ ગયો, આવક ઘટી ગઇ, સરકારની જપ્તી બેઠી અને એ પ્રમાણે મોટા દુઃખનો વખત આવી લાગ્યો, છતાં અફીણની ટેવ તો મુકાઈ નહિ. અફીણીયા મિત્રો પણ ઠાકોરના પડતીના દિવસોમા તેમને છોડી ગયા. કસુંબો ઘોળી આપનાર કોઇ નોકર ચાકર કે અસ્વાર થવા માટે ઘોડો પણ રહ્યો નહિ. વૃદ્ધાવસ્થામાં આ દુઃખ બહુ આકરૂં લાગતું પણ વ્યસન વળગ્યુ તે કેમ છૂટે ? પછી બિચારો ઠાકોર પોતાને હાથે કસુંબો તૈયાર કરતો અને તેની વાડકી પોતાની સ્ત્રીના હાથમાં આપી પોતે એક લાકડાના ઘોડાપર અસ્વાર થઇ તેની લગામ પકડી, ખોખારો કરી, 'ચાલ બેટા' કહી ઘોડાને એડી મારતો અને કસુંબો પોતાની સ્ત્રીના હાથમાંથી લેઇને પીતો એટલે ઠાકોરને અફીણનો અમલ ચડતો ! ઠાકોરને બહુએ પસ્તાવો થતો કે જુવાન અવસ્થામાં વ્યસન ન વળગાડયું હોત તો સારૂ હતું, પણ વખત વીતી ગયા પછી અરણ્યરૂદન કરવું એ શા કામનું ? ( ૧૨૬-૧૨૭-૧૨૮ )

एतस्माद्विद्यार्थिभिर्ग्राह्यो बोधः । १२९ ॥

**श्रुत्वैतद्व्यसनं विनाशसदनं दृष्ट्वैतदीयां क्षतिं ।**
**किं वांच्छेत्कुशलो हि कश्चन जनःस्वीकर्तुमेतत्स्वयम् ॥**
**ज्ञात्वाप्येवमिदं समाश्रयति यो नीचः परं दुर्मति-**
**राकृत्या स नरोपि दुर्भगतरो ज्ञेयः खरः पामरः ॥**

## વિદ્યાર્થીઓએ લેવાનો બોધ.

**ભાવાર્થ તથા વિવેચન**—અહો ! વિદ્યાર્થીઓ ! ઉપરના સંવાદમાં અફીણની બદી અને તેનું દુષ્ટ પરિણામ તમારા ખ્યાલમાં આવ્યાં હશે. અરે ! અફીણની ખરાબી હજી તેના કરતાં પણ વધારે છે. અફીણી માણસ તદ્દન પરવશ થઇ ધર્મ અને કર્મથી કેટલેક અંશે બાતલ થાય છે. તેની લત લાગ્યા પછી મરણપર્યંત પણ મૂકી શકાતી નથી. આવું અફીણનું ભયંકર પરિણામ સાંભળી અથવા નજરેનજર જોઇ શું કોઇ ડાહ્યો માણસ અફીણનું વ્યસન કરવાને કદી પણ ઇચ્છા કરશે ? આવી ભયંકરતા જાણ્યા છતાં પણ કદાચ કોઈ દુર્મતિને લીધે કુટેવને વશ થઇ અફીણ ખાવાની આદતને અધીન થાય તો સમજવું કે તે હીનભાગી દેખાવનો માણસ છે પણ ખરી રીતે તો તે પામર પશુ કરતાં પણ હલકો છે. તેને નર નહીં પણ ખર જ સમજવો. અફીણની લત નાનપણથી જ લાગતી હોવાથી અને ઘણી વાર બાળકોને તેમની માતાઓ બાલ્યાવસ્થામાંથી અફીણની આદત પાડતી હોવાથી તથા મોટપણામાં તે આદત ચાલુ રાખવામાં આવવાથી વિદ્યાર્થીઓએ અફીણથી બહુ જ ચેતીને ચાલવાની જરૂર છે. જેઓએ ઢંગધડા વિનાનાં વસ્ત્રો પહેરીને ઝોકાં ખાતા તથા કમરમાંથી વળી ગએલા વૃદ્ધ ગીરાસીયા, રજપૂતો કે અફીણીઓને જોયા હશે તેઓ સહેલાઇથી સમજી શકશે કે અફીણીયાઓ બુદ્ધિહીન બની જવાથી પશુવત્ જીવન ગાળે છે ! ( ૧૨૯ )

[ બીડી પીવી, તમાખુ ખાવી ઈત્યાદિ વ્યસનોમા ઘણા વિદ્યાર્થીઓ નાનપણથી પડેલા જોવામા આવે છે. વિદ્યાર્થી અવસ્થાની ખરાબીનુ મૂળ એ જ વ્યસન છે અને તેથી એ વ્યસનથી દૂર રહેવાને ગ્રંથકાર વિદ્યાર્થીને સવિસ્તાર વાણીમા પ્રબોધે છે ]

तमाखु. । १३० ॥

**कासश्वासविवर्द्धको विषमयो दुर्गन्धभारोत्कट ।**
**श्चक्षूरोगविधायकोऽपि च शिरोभ्रम्यादिकोत्पादकः ॥**
**द्रव्यापव्ययकारकश्च हृदये मालिन्यसम्पादकः ।**

# श्रेयःकार्यविघातको हितधिया त्याज्य तमाखुः सदा ॥

## તમાખુનો ત્યાગ.

**ભાવાર્થ**—તમાખુનું વ્યસન પણ કંઇ થોડું ભયંકર નથી. તેની અંદર એક જાતનું ઝેરી તત્ત્વ રહેલું છે, તેથી કેટલીક વાર તેનાથી પીનારનું મોત ઊભું થાય છે. તેની ગંધ પણ સારી નથી. પીનારનાં મ્હોં હમેશ ગંધાતાં જ રહે છે. કેટલાએકને તેથી ઉધરસ અને શ્વાસનો રોગ થઇ આવે છે, અને તે રોગ કાયમનો થઇ પડે છે. કેટલાએકને તેથી આંખનો દુખાવો થાય છે, મગજ ભમે છે અને મન ફરે છે. પૈસાનો દુર્વ્યય થાય છે, છતાં તેથી પેટ ભરાતું નથી, કે બીજો કોઈ લાભ મળતો નથી. હૃદયમાં અને મગજમાં ખરાબ ડાઘ પડી જાય છે, તેથી ધર્મશ્રદ્ધા અને વિચારશુદ્ધિને મોટો ધક્કો લાગે છે. દિવસ ને રાત માણસનું મન તેમાં જ લાગેલું રહેવાથી ધર્મ પરમાર્થ કે શ્રેયના કાર્યમાં ખલેલ પડે છે. આવી રીતે તમાખુમાં અનેક દોષો સમાયેલા હોવાથી હિતચિંતક વિદ્યાર્થીઓએ પોતાના હિતને માટે તમાખુના વ્યસનથી સદા દૂર રહેવું. ( ૧૩૦ )

**વિવેચન**—' તમાખુ ' અથવા ' તંબાકુ ' એ એક પ્રકારની વનસ્પતિ છે અને તેનો ઉપયોગ ત્રણ રીતે થાય છેઃ ( ૧ ) ખાવામાં, (૨) પીવામાં અને ( ૩ ) સુંઘવામાં. તંબાકુને ઉપયોગમાં લેનારાઓ તેનાં ઘણાં ઘણાં વખાણ કરે છે પરન્તુ વસ્તુતઃ તે અત્યંત હાનિકારક છે. મી. પાર્સન નામનો એક અંગ્રેજ લેખક કહે છે કે તંબાકુમાં એક જાતનો કેફ રહેલો છે અને કોઈ પણ તરેહનો કેફ શરીરના સ્નાયુઓને હમેશાં નિર્બળ બનાવી મૂકનારો જ હોય છે. તંબાકુમાં 'નીકોટાઇન' નામનુ એક પ્રકારનું ઝેર રહેલુ છે અને રસાયનશાસ્ત્રીઓએ એવું સિદ્ધ કર્યું છે કે એ ઝેરનું માત્ર એક ટીપું જો સર્પની જીભ ઉપર મૂકવામાં આવે છે તો તે સર્પ તત્કાળ મરણ પામે છે! જે ઝેર સર્પ જેવા ઝેરી પ્રાણીને મારી નાંખવા જેટલું પ્રબળ હોય, તે ઝેરવાળી તંબાકુ ખાવાથી, પીવાથી કે સુંઘવાથી શરીરના રૂધિરને ઝેરી બનાવે તેમાં શું નવાઇ છે? તંબાકુ ખાનારાઓ તથા અજીર્ણવિકારને મટાડવામાં

તે અકસીર છે એવી દલીલ કરે છે અને સુંઘનારાઓ માથાનો રોગ દૂર કરવામાં તંબાકુનું અકસીરપણું દર્શાવે છે; પરન્તુ અનુભવે પૂરવાર કરી બતાવ્યું છે કે તંબાકુ પીનારની આંખોમાં ધુણી ગયાથી આંખોને નુકસાન થાય છે, તે ઉપરાંત તે પીનારાના કાળજામાં ચાંદી પડે છે અને તેથી ક્ષય રોગ ઉત્પન્ન થાય છે. હોકો પીનારને મોડી, બીડી પીનારને વહેલી અને ચલમ પીનારને તેથી પણ વહેલી ચાંદી પડે છે અને રોગનો ભોગ થઇ પડે છે. તંબાકુ ખાનારાના દાંત સૌથી વહેલા નબળા પડી જાય છે તથા તેનો રસ પેટમાં ઉતરવાથી ઉધરસ અને પરિણામે ક્ષય ઉત્પન્ન થાય છે. તંબાકુ-છીંકણી સુંઘનારની ઘ્રાણેંદ્રિય અર્થાત્ સુગંધ-દુર્ગંધ પારખવાની શક્તિ નાશ પામે છે અને ઘણી વાર મગજ ખરાબ થઈ જાય છે. વિશેષમાં તંબાકુ ખાનાર, પીનાર અને સુંઘનાર હમેશાં એટલા ગંદા રહે છે કે કોઇ સારી સભામાં બેસતાં તેમને પોતાને જ શરમ આવે છે. તંબાકુ ખાનારને વારંવાર થુંકવું પડતું હોવાથી ક્ષણે ક્ષણે તેને સભામાંથી ઉઠીને બહાર જવું પડે છે, પીનારને પોતાની તલબ પૂરી કરવા માટે કોઇ ખૂણો શોધી ત્યાં જઇ ધુમાડા કાઢવા પડે છે અને સુંઘનાર તો આસપાસ બેઠેલા સજ્જનોને પણ કંટાળો આપનાર થઇ પડે છે ! ખરૂ છે કે—

ખાય તેનો ખૂણો ને પીએ તેનું ઘર,
સુંઘે તેનાં લુગડા એ ત્રણે બરાબર !

અર્થાત્—તંબાકુ ખાનાર, પીનાર અને સુંઘનાર એ ત્રણે એકસરખા ગંદા માણસ જ હોય છે. બીડી કે હુક્કા પીવાની લેહમા નાનપણથી પડનાર વિદ્યાર્થીઓએ બહુ જ ચેતીને ચાલવાની જરૂર છે. ( ૧૩૦ )

तमाखुः पशूनामपि त्याज्यः । १३१ ॥

**पत्राण्यस्य गवादयोपि पशवो जिघ्रन्ति नो लेशतो।**
**नाश्नन्ति क्षुधयापि पीडिततरा भोज्येच्छया क्वापि वा ॥**
**हा त्याज्यं पशुभिः सदापि मनुजा बुद्ध्या प्रकर्षं गता।**
**वांच्छन्तः किमु तं कथंचि[illegible]शितुं घ्रातुञ्च पातुं पुनः ॥**

## તમાખુ તરફ પશુઓનો પણ તિરસ્કાર.

**ભાવાર્થ** તથા **વિવેચન**—ગાય, ભેંસ, બળદ, ઘોડા, ઊંટ, વગેરે કોઇ પણ જાતનાં જાનવરો તેનાં પાંદડાંને કદી પણ સુંઘતાં નથી, તેમ જ ગમે તેટલી ભૂખથી પીડાતાં હોય, તથાપિ તે જનાવરો તેનાં પાંદડાંને ખોરાક તરીકે સ્વીકારતા નથી. કેટલીક એવી કડવી અને અપ્રિય લાગે તેવી વનસ્પતિઓ જોવામાં આવે છે કે જેને પણ કેટલાંક પશુઓ અડકતાં નથી, તોપણ કેટલીક જાતનાં પશુઓ તો તેવી વનસ્પતિઓનો આહાર કરે છે, પરન્તુ તમાખુ એક એવી ઝેરી વનસ્પતિ છે કે જેનો કોઈ પણ જાતનાં પશુઓ આહાર તરીકે સ્વીકાર કરતાં નથી. મનુષ્ય કરતાં ઉતરતા દરજ્જાનાં પશુઓએ પણ જે ચીજનો હમેશને માટે ત્યાગ કરેલો છે, તે ચીજ—તમાખુને બુદ્ધિબળમાં આગળ વધેલા મનુષ્યો ખાવામાં પીવામાં અને સુંઘવામાં વાપરવા માંડે એ શું મનુષ્યની ઉત્કૃષ્ટ બુદ્ધિનો સદુપયોગ થયો ગણાય? નહીં જ. ( ૧૩૧ )

तमाखौ भ्रष्टता । १३२ ॥

**यत्स्पर्शोऽपि विधीयते न सुजनैः शास्त्रे निषिद्धो बुधै-**
**र्यत्पत्राणि च तादृशोधमजनाः सिञ्चन्ति गण्डूषया ॥**
**तं भ्रष्टत्वकरं तमाखुमधमं सेवध्व आर्या अरे।**
**काऽऽर्यत्वं विहृतं क्व चाभिजनता नष्टा क्व नीतिर्गता ॥**

## તમાખુની ભ્રષ્ટતા.

**ભાવાર્થ** તથા **વિવેચન**—આર્ય મનુષ્યો ! જે કોમનાં માણસોનો સ્પર્શ કરતાં અભડાય છે, અને જેનો સ્પર્શ કરવા કેટલાંએક આર્ય શાસ્ત્રો પણ મના કરે છે, તેવી હલકી કોમના લોકો જેવા કે ઢેડ, ભંગી તેવા લોકો મ્હોંમાં પાણી લઇ તે પાણીના કોગળા જેનાં પાંદડાં ઉપર છાંટે છે, અને તે લોકો જ જેના પુડા બાંધે છે, તે ભ્રષ્ટતાવાળી હલકી વસ્તુ—તમાખુને, હે આર્યો ! તમો હાથમાં લઇ મ્હોંમાં નાંખો છો—પીઓ છો અને

સુંઘો છો, તેમાં કંઈ તમને આભડછેટ લાગતી નથી ? અરે, આ વખતે તમારૂં આર્યત્વ ક્યાં ચાલ્યું ગયું ? તમારી કુલીનતા ક્યાં જતી રહી ? અને તમારી નીતિ રીતિ ક્યાં નાસી ગઈ ? અથવાતો શું આવી ભ્રષ્ટ ચીજ વાપરવામાં જ તમારી આર્યતા અને કુલીનતા આવી ભરાઇ ? તમાખુ પીનારા ખાનારા અને સુંઘનારાઓ જો પોતે તમાખુ તૈયાર કરવાની ગંદી રીતિ પહેલેથી છેલ્લેસુધી જુએ તો તેઓ સ્વાભાવિક રીતે જ તેના તરફ સૂગ ધરાવ્યા વિના રહે નહિ. આ પ્રમાણે પશુઓથી તિરસ્કાર પામેલી, હલકા લોકોવડે તૈયાર કરાએલી અને વ્યસન સિવાય બીજો કશો લાભ નહિ કરી આપનારી તમાખુ આટલી હાનિ કરે છે, છતાં—दारिद्र्यशीलोऽपि नरः तमाखुं नैव मुञ्चति અર્થાત્ માણસ અત્યંત દરિદ્ર થઈ જાય છે છતાં તમાખુને છોડતો નથી, તે આર્યાવર્તને અધમ દશામાં આણવાનો માર્ગ મોકળો કરે છે તેમાં શું આશ્ચર્ય છે ? ( ૧૩૨ )

द्रव्यस्य दुर्व्ययः । १३३ ॥

**पुण्यार्थन्तु वराटिकापि सहसा दीनाय नो दीयते।**
**दत्ता चेज्जनलज्जया मनसि तत्तापः पुनर्जायते ॥**
**तादृक्षाः कृपणा अपि प्रतिदिनं कार्षापणानि द्रुतं।**
**भञ्जन्त्यत्र तमाखवे फलमृते हा वैपरीत्यं कियत् ॥**

तमाखुनिमित्तं वात्सरिको व्यय । १३४ ॥

**व्यक्तेर्वात्सरिकोस्ति पञ्चदश वा मुद्रास्तमाखोर्व्ययः।**
**सामस्त्येन तु भारते भवति हा कोटेः परस्तद्व्ययः॥**
**तज्जातादनलादितो धनक्षतिर्या जायते साऽमिता।**
**राष्ट्रीयार्थिकदृष्टितोप्यहितकृत्सेव्यस्तमाखुः कथम् ॥**

## તમાખુમાં પૈસાનો દુરૂપયોગ.

**ભાવાર્થ**—અહો ! તમાખુ એ માણુસને કેવી લલચાવનારી ચીજ છે ? અને માણુસો પણુ તેની પાછળ કેવા અંધ બની જાય છે ? જે માણુસોની પાસે ગરીબ ભિક્ષુ કરગરતો કરગરતો કંઈ આશ્રય માંગે તો તેને પુણ્યને અર્થે એક બદામ પણુ આપવી હોય તો તાવ ચઢે, કદાચ શરમાશરમી કે કોઇના કહેવાથી એક પાઈ પણુ અપાઇ જાય તો કેટલાએક દિવસ સુધી તો તેમા માટે મનમાં પશ્ચાત્તાપ થયાં કરે, એવા કંજુસ લોકો પણુ તમાખુના માટે દરરોજ બે ચાર પૈસા ખર્ચવા હોય તો ખર્ચી નાંખે છે ! અહા ! આ કેટલી બધી વિપરીતતા, કે જ્યાં પુણ્ય અને શુભ કર્મનો સંચય થાય ત્યાં એક પાઇ આપતાં તાવ ચઢી આવે છે, અને જ્યાં કાંઇ પણુ ફળ કે લાભ નથી, ત્યાં આંખો મીંચીને પૈસાનો ધુમાડો કરી દેવામાં આવે છે ! ખરેખર તમાખુ, ફુંકી ફુંકીને માણુસોએ પોતાની વિવેકદષ્ટિ ગુમાવી નાંખી છે અને તેથી જ આ વિપરીતતા પ્રતીત થાય છે. ( ૧૩૩ )

## તમાખુના વ્યર્થ ખર્ચનો અડસટો.

જેનાં બાયડી છોકરાંઓ ભલે ભૂખે મરતાં હોય તેવો એક મજુર પણુ તમાખુના વ્યસનને વશ થઇ ભૂખે મરતાં પણુ તમાખુ વાપર્યા વગર રહી શકતો નથી. તેવા એક માણુસને તમાખુ ખાતે ઓછામાં ઓછા રોજના બે ત્રણુ પૈસા, મહીને રૂપિયો દોઢ રૂપિયો અને વરસ દહાડે ૧૫ થી ૨૦ રૂપિયાનુ ખર્ચ તો સ્હેજે સ્હેજે લાગતું હશે. ભારતવાસીઓમાં તમાખુ વાપરનારાઓનું એકંદર વાર્ષિક ખર્ચ ગણીએ તો કરોડ રૂપિયા ઉપર તમાખુ અને દીવાસળીનું ખર્ચ થવા જાય છે. તમાખુ નિમિત્તે જે આગો લાગે છે તેમાં લાખો અને કરોડોનો માલ અને વખતે માણુસોના જાનની પણુ ખુહારી થાય છે. ધાર્મિક દૃષ્ટિથી જોતાં પાપનો હિસાબ તો એક બાજુએ રહ્યો, પણુ આર્થિક અને રાષ્ટ્રિય દૃષ્ટિથી જોતાં તમાખુ દેશના પૈસાને મોટો ધક્કો લગાડે છે. તો આટલી બધી નુકસાનવાળી ચીજ–તમાખુ વાપરવી શું મનુષ્યને લાજીમ છે ? નહીં જ. ( ૧૩૪ )

**વિવેચન**—મન અને શરીર ઉપર તંબાકુ કેવી ખરાબ અસર કરે છે

તે દર્શાવાઈ ગયા પછી આ બે શ્લોકમાં તેથી ધન સંબંધી દેશને કેટલું નુકસાન થાય છે તે દર્શાવવામાં આવ્યુ છે. એ તો ખરૂ છે કે અત્યંત લોભી મનુષ્યો પણ વ્યસનની તૃપ્તિને માટે ઉદાર બની જાય છે, અને દરિદ્ર મનુષ્યો તો કરજ કરીને પણ વ્યસનને પૂરૂં કરે છે. પણ શોખીન જીવડાઓ રોજ આઠ આના રૂપિયાની સીગાર કે તંબાકુ ફુંકી જાય છે તો કેટલાક ગરીબ અથવા કંજુસ રોજ એકાદ પાઇમાં પણ ચલાવી લેતા હશે. પરન્તુ એકંદરે હિંદુસ્તાનને તેથી થતી આર્થિક હાનિ સંબંધે વિચાર કરીએ તો તે આંકડો કરોડો રૂપિયાનો થવા જાય છે. હિંદની ૩૨ કરોડ માણસોની વસતિમાંનો ૮ મો ભાગ તંબાકુના વ્યસનવાળો હોય એ અડસટો તો ઘણો જ ઓછો છે અને તે સરેરાશે તે દરેક વ્યસની રોજની એક પાઈ ખર્ચે તોપણ તે હિસાબે વર્ષે દહાડે ૮ કરોડ રૂપિઆનો ધુમાડો એ ધુમ્રપાન કરનારાઓ કરી નાંખે છે! ગ્રંથકાર વાર્ષિક ૫ દરેક રૂપિયાનુ સરેરાશ દરેક વ્યસની દીઠ ખર્ચ થાય એમ લેખે છે અને એ અનુમાન ઘણું વાજબી છે, અને તે હિસાબે તો ૬૦ કરોડ રૂપિયાનો ધુમાડો થઈ જાય છે!! હિંદી સરકારને તંબાકુ પાછળના કરમાં લાખો રૂપિયાની પેદાશ થાય છે તે જ બતાવી આપે છે કે આપણા વ્યસનીઓ પોતાની સંપત્તિનો ધુમાડો કરીને દરિદ્ર બનવાનું જ પસંદ કરે છે! શોક! અફસોસ! (૧૩૩-૧૩૪)

भो के गुणा अत्र प्रतीयन्ते ?। १३५॥

**किं स्वादोस्ति कषायपत्रबिटके द्राक्षासिताम्रेष्विव।**
**जातीकुन्दलतादिपुष्पसदृशो गन्धोस्ति किं तत्र भो॥**
**किंवा शैत्यगुणश्चमत्कृतिकरो रूपं मनोज्ञं किमु।**
**नो चेदन्धतया गतानुगतिके कस्माद्वृथा गच्छथ॥**

**તમાખુ વાપરનારાઓને પૂછવાના પ્રશ્નો.**

**ભાવાર્થ**—અહો, તમાખુ વાપરનારાઓ! તમને બીડી કે તમાખુમાં દ્રાક્ષ-સાકર કે કેરીના રસ જેવો સ્વાદ લાગે છે? કે જાઇ, ડોલર, મોગરા

જેવી સુગંધ આવે છે ? કે ચંદનના જેવી ચમત્કારજનક ઠંડક લાગે છે ? કે તેમાં મનને હરનાર અનુપમ રૂપ જોવામાં આવે છે ? કે તમાખુ કોઈ રોગને મટાડે છે ? તેમાં કયા પ્રકારનો ફાયદો જાણવામાં આવ્યો ? છતાં દેખાદેખી ગાડરીયા પ્રવાહમાં અંધ થઇ શામાટે તણાઓ છો ? (૧૩૫)

**વિવેચન**—તંબાકુ વાપરનારાઓને અત્ર જે પ્રશ્નો પૂછવામાં આવ્યા છે તેના ઉત્તરરૂપે કોઇ સુભાષિતકારનો એક શ્લોક બરાબર બંધ બેસતો આવે છે. તેમાં કહ્યું છે કે—

न स्वादु नौषधमिदं न च वा सुगन्धि । नाक्षिप्रियं किमपि शुष्कतमाखुचूर्णम् ॥
किं चाक्षिरोगजनकं च तदस्य भोगे । बीजं नृणां नहि नहि व्यसनं विनान्यत् ॥

અર્થાત્—કાંઇક સૂકું એવું આ તંબાકુનું ચૂર્ણ કાંઇ સ્વાદિષ્ટ નથી, તેમ ઔષધ નથી, તેમાં કશી સુગંધિ પણ નથી, અને આખને પણ પ્રીતિકર નથી; પરન્તુ ઉલટું આંખના રોગને ઉત્પન્ન કરનાર છે; માટે એ ભક્ષણ કરવામાં મનુષ્યોને વ્યસન સિવાય બીજું કશું કારણ નથી. (૧૩૫)

क्षुद्रव्यसनानां परिहारः । १३६ ॥

च्हागाञ्जोचरसेतिगुर्जरगिरा ख्यातश्च भङ्गादिकं ।
तत्सर्वं किल पानभक्षणविधौ वर्ज्यं सुविद्यार्थिभिः ॥
कृत्वैतस्य पुनः पुनः प्रतिदिनं संसेवनं सादरं ।
को नाभूद्व्यसनी विवेकविकलो मूढो दरिद्रः पुनः ॥

### નાનાં નાનાં વ્યસનોનો પરિહાર.

**ભાવાર્થ**—ચ્હા, ગાંજો, ચરસ, ભાંગ, વગેરે અનેક એવી વસ્તુઓ છે કે જેને લાંબો વખત સેવવાથી વ્યસન પડી જાય છે, માટે વિદ્યાર્થીઓએ પોતાના ખાનપાનમાં તે વસ્તુઓ બિલકુલ વાપરવી નહીં, કેમકે આદરપૂર્વક દરરોજ વારંવાર તે વસ્તુઓનું સેવન કરનાર માણસ તે વસ્તુનો વ્યસની બને છે અને તેથી અંતે વિવેકવિકલ બની મૂર્ખ અને દરિદ્રી બને છે. (૧૩૬)

**વિવેચન**—તંબાકુનાં જેવાં જ હાનિકારક વ્યસનો બીજાં પણ કેટલાંક છે અને તેમાં ભાંગ, ગાંજો, ચાહ, બુંદ વગેરે ચીજોનો સમાવેશ થાય છે. ભાંગ એ શણની જાતના એક ઝાડનાં પાંદડાં છે અને તેનો ઉપયોગ જૂદી જૂદી રીતે થાય છે. કોઇ તેનાં સૂકાં પાંદડાં ચલમમાં નાંખીને પીએ છે, કોઇ તેનાં પાંદડાં ચાવે છે, કોઇ તેનાં ભજીઆં કરીને ખાય છે અને કોઇ તેને સાકર બદામ વગેરેની સાથે ઘુંટીને પીએ છે. એ દરેક રીતે ભાગનો ઉપયોગ કરવાથી તેનો કેફ ચડે છે અને મગજને ભ્રમાવે છે. ક્ષણિક ઉત્તેજક વસ્તુ તરીકે વૈદ્યો પણ તેનો દવાઓમાં ઉપયોગ કરે છે અને તેનો પાક બનાવીને વેચે છે. ભાંગ પીનારા તથા ખાનારાઓની દશા પણ બહુધા દારૂડીયાના જેવી જ થાય છે, કારણકે તેનો કેફ પણ ઘણી વાર સખ્ત ચડે છે. ગાંજો માત્ર તંબાકુની પેઠે ચલમમાં નાંખીને પીવાય છે. ભાંગના ઝાડનાં પાંદડાંમાં જે ગરભ થાય છે તે ગરભ જ ગાંજો કહેવાય છે. ગાંજાખોરીયાઓ ચલમનો દમ વધારે જોરથી ખેંચવામાં બહુ આનંદ માને છે પણ તેમ કરવા જતાં કોઇ વાર ગાંજાની ધુણી મગજમાં પહોંચી જવાથી તે પીનારનું મરણ નીપજે છે. ગાંજો ફુંકનારને નાસુરનું દર્દ ઘણું જ ઉતાવળે થઇ આવે છે. ચાહ એક જાતના છોડવાનાં પાંદડાં છે અને બુંદદાણા બુંદના ઝાડનાં બીજ છે. એ બન્ને ચીજો જો ઉકાળીને પીવામાં આવે તો શરીરમાં ગરમી પેદા કરે છે. આ ચીજો હમેશના પીણા તરીકે વાપરવાથી તેનું પણ વ્યસન પડી જાય છે અને એ વ્યસન ઘણી વાર નુકસાનકારક થઈ પડે છે. મી. પાર્સન કહે છે કે “ચાહને ઘણી સખત બનાવીને વધારે પ્રમાણમાં પીધી હોય તો તેથી કેફ ચડે છે.” ચાહ પીવાની ટેવવાળાઓને જો વખતસર તે મળતી નથી તો તેઓ બેચેન બની જાય છે એવું ઘણી વાર જોવામાં આવે છે. બુંદનો કાવો, કાફી, કોકો વગેરે વસ્તુઓ પણ ધીમો કેફ ચડાવે છે અને જો વધુ પ્રમાણમાં લેવાય તો વધારે કેફ ચડાવે છે. આ ઉપરથી ચાહ, બુંદ, કાફી વગેરેને કેફી ચીજો લેખવામાં કોઇ જાતનો બાધ નથી. ચાહ, બુંદ, કાફી વગેરે પીણાંઓ હમેશાં પીનારાઓનો જઠરાગ્નિ મંદ પડી જાય છે અને તેમને અપચાનો રોગ લાગુ પડે છે એવો આધુનિક

વૈદ્યોનો અભિપ્રાય છે. ઘણા લોકો એવું માને છે કે ઠંડી ઋતુમાં અથવા તો ઠંડી હવાવાળા દેશોમાં ચાહ કે કાફી જેવા ગરમ પીણા વિના ચલાવી શકાતું નથી, પરન્તુ આવી માન્યતા ભૂલભરેલી છે. ડા. બેનેટ એ માન્યતાના સંબંધમાં પોતાનો અભિપ્રાય આપતાં જણાવે છે કે: " છેલ્લાં ૩૦ વર્ષથી મેં ફક્ત ઠંડુ પાણી જ પીધું છે. મેં કોઇ દિવસ ચાહ, કાફી કે બીજી કોઈ પણ કેફી ચીજ પીધી નથી. મારી ગાડીની અંદર, ગરમી અને ટાઢમાં, ઘણી વાર બારથી સોળ કલાક સુધી અને સરાસરી દરરોજ ૪૦ માઇલની મેં મુસાફરી કરી છે અને હું ખરૂં કહું છું કે વરસની સઘળી ઋતુઓમાં હું ફક્ત ઠંડું પાણી પીને જ રહ્યો છું. " એક જાણીતા ડાકટરનો આ અભિપ્રાય જ ચાહ, કાફી જેવા ઘરગથ્થુ થઈ પડેલાં પીણાંની અનાવશ્યકતા દર્શાવવાને પૂરતો છે. શોખની ખાતર એ પીણાના વ્યસનમાં પડી જનારા વિદ્યાર્થીઓએ બહુ જ ચેતીને ચાલવાની જરૂર છે, નહિતો ખરી યુવાવસ્થામાં તેઓને અપચાની ફરીયાદ કરતાં ડાકટરની પાસે દોડી જવું પડે છે ! ( ૧૩૬ )

समयहरा नृत्यनाट्यकेलयः । १३७ ॥

**यन्नृत्यं समयं वृथा हरति वा चित्तं करोत्याकुलं ।**
**यन्नाटचं प्रहिणोत्यनीतिपदवीं स्वं पश्यतो मानवान् ॥**
**यत्केलिः सफलोद्यमे वितनुते विघ्नं मनोव्यग्रता ।**
**तत्सर्वं व्यसनायमानमनिशं नेष्टव्यमिष्टार्थिभिः ॥**

**સમય લૂંટનાર નાટક, નાચ અને રમતગમતો.**

**ભાવાર્થ**—જે વેશ્યાઓના નાચ વિદ્યાર્થીઓનો ઉપયોગી સમય ગુમાવે છે અને મનની વૃત્તિઓમાં વિકાર ઉત્પન્ન કરી ચિત્તને વ્યાકુળ બનાવવાની સાથે ઉન્માર્ગે પણ ચડાવી દે છે, તેમ જ જે નાટકો જનસમાજમાં સ્વચ્છંદતા, ઉદ્ધતાઇ, વિષયવાસના વગેરે ખરાબ વિષયોનો પ્રચાર કરી અનીતિ અને દુરાચારને માર્ગે માણસોને દોરી જાય છે, વળી જે રમત ગમત અને મોજશોખનાં સાધનો અભ્યાસમાં અને ઉદ્યમમાં ખલેલ પહોં-

ચાડે છે, અને મનની વૃત્તિઓમાં વ્યગ્રતા ઉત્પન્ન કરે છે, તેવા નાચ અને નાટકો જોવાનો અને તેવી રમતો રમવાનો વિદ્યાર્થીઓએ શોખ ન રાખવો જોઇએ, કારણકે તેનો વધારે શોખ કરવાથી તેનુ પણ એક વ્યસન પડી જાય છે, અને મન તેમાં ને તેમા જ વળગ્યું રહે છે એટલે પછી અભ્યાસ વગેરે કાર્યો અધવચ્ચે મૂકવાં પડે છે. માટે તેવા મોજશોખથી હમેશાં દૂર રહેવું. ( ૧૩૭ )

**વિવેચન**—જે વસ્તુઓ ખાવાથી અથવા પીવાથી ચિત્ત ભાનરહિત બની જાય, એટલે કે કેફ ચડે તે વસ્તુઓ કેફી કહેવાય છે અને તેનો ઉપભોગ કરનારાઓ વ્યસની કહેવાય છે, પરન્તુ કેટલાક પ્રકારનાં માનસિક વ્યસનો પણ થાય છે કે જે પરિતૃપ્ત થયા વિના વ્યસનીને ચેન પડતું નથી. આ માનસિક વ્યસન એ મોજશોખ કરવાનુ છે. જેઓને જૂદા જૂદા પ્રકારના મોજશોખનું વ્યસન પડી ગયુ હોય છે તેઓ અનેક પ્રકારની હાનિ વેઠતાં છતાં તે વ્યસનની પાછળ જ મંડયા રહે છે. આજકાલ નાટકો જોવાનું વ્યસન મોટાં શહેરોમાં ઘણા માણસોને વળગી ચૂક્યું છે. કેટલાક જુવાનીયાઓ તો ઘરમાંથી પૈસા ચોરીને પણ નાટક જોવાના ચસકાને છોડતા નથી. તે જ પ્રમાણે નાચ, તમાશા, રમતગમત ઇત્યાદિના અતિસેવનથી તેનું વ્યસન જેઓને લાગુ પડે છે તેઓની ભવિષ્યમાં દુર્દશા થયા વિના રહેતી નથી. રોજ નાટકો જોવાનો છંદ લાગ્યો હોય તેવા જુવાનીયાઓ દિવસે ઉંઘીને તથા રાત્રે જાગીને તંદુરસ્તીનું, ઉદ્યમનું અને ધનનું સત્યાનાશ વાળે છે, છતાં તેઓ તન, મન અને ધનથી સંપૂર્ણ રીતે ખુહાર થતા નથી ત્યાંસુધી તે આદતને છોડતા નથી. વિદ્યાર્થીઓએ એ પ્રકારના મોજશોખથી હમેશાં દૂર રહેવું જોઇએ. નાટક, નાચ, રમતગમત વગેરે સાધનો માત્ર આનંદનાં છે અને તેનો ઉપયોગ ઉત્સવના સમયમાં જ કોઇ પ્રસંગે થાય તો ઠીક. કેટલાક એવા શોખીખોર માણસો હોય છે કે જેઓ વખત નહિ જતો હોવાને બ્હાને વખત ગાળવાને ખાતર એવા મોજશોખમાં પડે છે! પરન્તુ 'વખત નહિ જવો' એ એક બ્હાનું છે—ઢોંગ છે. સૌ કોઇને ઉદ્યમમાંથી નવરા પડવા માટે ફુરસદ મળતી નથી, ત્યારે એવા

શોખીનોનો વખત વીતતો નથી એ શું માની શકાશે ? કાઉલી નામનો એક અંગ્રેજ લેખક કહે છે કે " માણસને વખત ગાળવાનું સાધન મળતું નથી એવું સાંભળતાં મારા હૃદયને પારાવાર દુઃખ થાય છે ! " નાટકાદિ તમાશા જોવામાં વખત ગાળવો એ એક પ્રકારનું આળસુપણું છે અથવા તો મનોવિકાર છે. ચિત્તને વ્યાકુળ, વ્યગ્ર અને વિકળ કરી મૂકનાર રમતો અને તમાશાઓ ખરેખર હાનિકર છે અને તેથી વિદ્યાર્થીઓએ તેના માનસિક વ્યસનમાં પડી જવાના ભયથી તેવી રમતો તથા તમાશાઓથી સર્વદા દૂર રહેવું.

નાટક જોવાનુ વ્યસન પડી જવાથી જુવાન છોકરાઓ કેવા ગુન્હા કરતાં શીખે છે તેનુ એક દૃષ્ટાંત આ લેખકે પોતે નજરેનજર જોયું છે. એક વણિક પુત્રને એ વ્યસન વળગ્યું હતું અને તેથી તેના ચિત્તની એટલી બધી પરવશતા થઇ ગઇ હતી કે રાત્રે નાટકમાં જે દૃશ્યો જોયાં હોય તેનાં તેને વારવાર સ્વપ્નમાં આવતા. દિવસે અભ્યાસનું પુસ્તક લેઇને બેસતો તોપણ તેની નજર આગળ નાટકનાં અભિનય કરતાં પાત્રો અને નાટકના પડદા તરવરી રહેતા અને કોઈ કોઇ વાર તાનમાં ને તાનમાં નાટકનાં પાત્રોના મુખમાંથી બહાર પડતા ભાષણો અને ગાયનો નાટકની જ ઢબ છબથી તે બોલતો. ચિત્તની આવી પરવશતામાં તે કંઇ કંઈ બ્હાનાં કાઢીને પિતાની રજા લઇ નાટકો જોવા જતો. પરન્તુ વારંવાર નાટક જોવા માટે પૈસા આપવાની પિતાએ ના કહી એટલે ઘરમાંથી છાના છાના પૈસા ચોરીને તેણે નાટકો જોવા માંડયા. ધીમે ધીમે તેની આ ટેવ પણ ખુલ્લી થઇ એટલે ઘરમાં તેનાપર જાપતો રહેવા માંડયો, છતાં પણ નાટક જોવાનું વ્યસન દૂર થયુ નહિ. બજારમાં બાપને નામે કરજ કરીને નાટક જોવા માંડયાં. તે બાબત જાપતો થયો એટલે તેણે બીજી યુક્તિ કરી. તેના પિતાએ અભ્યાસનાં પુસ્તકો તથા કપડાંની ખરીદીને માટે છૂટ આપી હતી એટલે પુસ્તકો વેચનારને ત્યાંથી અથવા કાપડીયાને ત્યાંથી પોતાના પિતાને નામે પુસ્તકો અથવા કાપડ ખરીદી લાવીને તુરત તે બીજાની દુકાને અરધી કીમતે વેચી નાંખી તે પૈસામાંથી નાટક જોવા માંડયું ! ! અહો ! એક વ્યસનની પરવશતા કેટલા કેટલા ગુન્હા કરાવે છે ? ( ૧૩૭ )

उपसंहारः । १३८ ॥

इत्थं यो विनयं विवेकसहितं धृत्वा शुभाज्ञां गुरो-
र्हत्वा दुर्व्यसनं विहाय विफलां क्रीडां प्रमादं पुनः ॥
आरोग्याय विधाय भोजनादिनियमं सद्ब्रह्मचर्यं तथा ।
विद्यां सञ्चित स एव विजयी कृत्ये द्वितीय भवेत् ॥

## ઉપસંહાર.

**ભાવાર્થ**—જે યુવક ઉપર બતાવેલા ક્રમ પ્રમાણે વિવેકની સાથે વિનયને ધારણ કરી માબાપ વગેરે વડીલ પુરૂષોની આજ્ઞાને મસ્તકે ચડાવી, જુગાર આદિ વ્યસનમાત્રને દૂર કરી, વખત ગુમાવનાર તમાશા અને આલસ્ય-પ્રમાદથી અલગ રહી, આરોગ્ય સચવાય તેવી રીતે ભોજનપ્રભૃતિ સર્વ કાર્યમાં નિયમિત રહી, અભ્યાસ ચાલે ત્યાંસુધી અખંડ બ્રહ્મચર્ય પાળી, એકચિત્તથી વિદ્યાની ઉપાસના કરી, શાસ્ત્રનિપુણતા મેળવી તૈયાર થાય છે, તે જ યુવક ગૃહી ધર્મરૂપ બીજા કર્ત્તવ્યમાં સફળ થવાનેલાયક બને છે. (૧૩૮)

**વિવેચન**—અત્ર દ્વિતીય ખંડની સમાપ્તિ થાય છે તેથી તે ખંડમાં આપેલા ઉપદેશના સારરૂપે ઉપસંહાર કરીને ગ્રંથકાર કહે છે કે એ પ્રમાણે વર્તનાર વિદ્યાર્થી પોતાની પ્રથમ અવસ્થાને પૂરી રીતે સફળ કરે છે અને ત્યારપછી તે જીવનના દ્વિતીય આશ્રમમાં પ્રવેશ કરે છે એટલે કે દ્વિતીય અવસ્થાનુ કર્ત્તવ્ય બજાવવાને યોગ્યતાવાળો થાય છે. પ્રથમ અવસ્થામાં વિદ્યાદિની જે પ્રાપ્તિ ગુરૂ પાસેથી કરી હોય છે તેનો સ્વતંત્ર રીતે ઉપયોગ કરીને બીજાની મદદ વિના પોતાના જ બળથી વિજય મેળવવા જેવું અત્યંત કઠિન દ્વિતીય કર્ત્તવ્ય બજાવવાનું હવે તેને પ્રાપ્ત થાય છે. (૧૩૮)

इति द्वितीय खंड समाप्त.

# ૮_તીય ખण्ड.

ક્રમે કરીને હવે "कर्त्तव्य कौमुदी" ગ્રંથનો તૃતીય ખંડ પ્રારંભાય છે. પ્રથમ ખંડના પ્રારંભમાં જીવનની જૂદી જૂદી અવસ્થાઓ જણાવવામા આવી છે તેમાંની પ્રથમ વિદ્યાર્થી અવસ્થા પરિપૂર્ણ થતાં દ્વિતીય ગૃહસ્થ તરીકેની અવસ્થાનો બહુધા પ્રારંભ થાય છે. શક્તિસંપન્ન સુશીલ અને ધર્મરતિ વિદ્યાર્થીઓ કદાચિત્ ગૃહસ્થાશ્રમમાં પડવાનું પસંદ ન કરે અને તુરત જ તૃતીય કિંવા ચતુર્થ અવસ્થાના કર્ત્તવ્યમાં જ રૂચિ ધરાવે એમ બનવું સંભવિત છે, તથાપિ જીવનની પ્રત્યેક અવસ્થાનાં પૃથક્ પૃથક્ કર્ત્તવ્યનો બોધ થવાના હેતુથી આ ગ્રંથની રચના કરવામાં આવી હોવાથી ગૃહિ ધર્મના જિજ્ઞાસુઓના ઉપયોગને અર્થે આ ખંડ નિર્માયો છે.

સંસારશકટનાં બે ચક્ર સ્ત્રી અને પુરૂષ છે. પ્રથમ અવસ્થામા માણુસને માતા-પિતા-ગુરૂ આદિના સહવાસમાં રહીને એ અવસ્થાનું કર્ત્તવ્ય બજાવવાનું હોય છે, ત્યારે આ બીજી અવસ્થામાં બહુધા સ્ત્રીના સહવાસમાં રહીને એ અવસ્થાના ધર્મો બજાવવાના હોય છે. सार्थ प्रसवतां मित्रं भार्या मित्रं गृहे सतः ॥ અર્થાત્ પ્રવાસમાં પોતાની સાથે ચાલનાર મિત્ર લેખાય છે અને ઘરની અંદર પુરૂષનો મિત્ર એ એની સ્ત્રી છે. સંસારનું શકટ એ બે ચક્રોવડે જ ચાલે છે, અને તેથી આ ખંડમાં સ્ત્રીપુરૂષના પરસ્પર ધર્મો દર્શાવીને "નીતિ" રૂપ દ્વિતીય અવસ્થાનુ કર્ત્તવ્ય બજાવવાનું બોધન કરવામાં આવ્યું છે. પ્રથમ અવસ્થામાં તો કન્યા અને પુત્ર ઉભય વર્ગનુ કર્ત્તવ્ય લગભગ એકસરખું જ હોઇને કન્યાઓના કર્ત્તવ્યનું જૂદું કથન કરવાની આવશ્યકતા માનવામાં આવી નથી, પરન્તુ બીજી અવસ્થામાં પ્રવેશ કરતાં બન્ને વર્ગનાં કર્ત્તવ્યમાં કોઈ કોઇ સ્થળે ભિન્નતા દાખલ થાય છે અથવાતો ઉભય વર્ગને તેમનાં કર્ત્તવ્યવિશેષ વિસ્તારથી સમજાવવાની જરૂર પડે છે અને તેથી આ ખંડમાં સ્ત્રી અને પુરૂષના ધર્મોનું કથન જૂદું જૂદું કરવામાં આવ્યું છે.

## प्रथम परिच्छेद.



### દ્વિતીય અવસ્થામાં પ્રવેશ.

गार्हस्थ्यमर्यादा । १३९ ॥

यावन्नार्थसमर्जने बलमभूद्दारादिनिर्वाहके ।
यावन्नेष्टतरा समाप्तिमगमत्प्रारब्धविद्याकला ॥
यावद् बुद्धिविकाशदेहरचने प्राप्ते दृढत्वं न वा ।
तावन्नो सुखदं प्रवेशनमिहाकाले गृहस्थाश्रमे ॥

अंगविकाशपर्यन्तं गार्हस्थ्यमर्यादा । १४० ॥

कन्यायाः किल गात्रवृद्धिसमगो यावत्समां षोडशीं ।
स्यात्पुत्रस्य तु पञ्चविंशतितमीं स्वाभाविकोयं क्रमः ॥
शास्त्रे सुश्रुतनामके च चरके सूक्ष्मानुभूत्या चिरं ।
गार्हस्थ्ये गदितोवधिः पुनरयं शारीरिकश्रेयसे ॥

**ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાની હદ.**

**ભાવાર્થ**—જ્યાંસુધી ગૃહસ્થાશ્રમના ઉમેદવાર વિદ્યાર્થીમાં પોતાનો અને પોતાની સ્ત્રીનો નિર્વાહ થઈ શકે યા ઘરનું ખર્ચ ઉપડી શકે તેટલા પૈસા પેદા કરવાનું સામર્થ્ય આવ્યું ન હોય, યા તેટલી કુદરત ન હોય તેમ જ જ્યાંસુધી વિદ્યાર્થી અવસ્થામાં ચાલતો અભ્યાસ પૂરો થયો ન હોય, તથા જ્યાંસુધી બુદ્ધિનો વિકાશ અને શરીરનાં અંગોની ખીલવણી પૂરેપૂરી થઈ રહી ન હોય અને તેથી જોઈએ તેવી મજબૂતી શરીરમાં આવી ન હોય ત્યાંસુધીનો કાળ વિદ્યાર્થી અવસ્થાનો જ છે, પણ ગૃહસ્થાશ્રમનો નથી; તેથી તે સમયમાં ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ અકાળપ્રવેશ કહેવાય છે, અને તે

પ્રવેશ બાળકને સુખકર નહિ પણ દુઃખકર નીવડે છે. માટે બાળકનાં મા-બાપોએ સમય પ્રાપ્ત થયા વિના અકાળે પોતાના પુત્રને ગૃહસ્થાશ્રમની ધોંસરીમાં જોડી દેવો ન જોઇએ. (૧૩૯)

## શરીરની ખીલવણીનો સમય અને ગૃહસ્થાશ્રમની હદ.

સુશ્રુત અને ચરક નામનાં શાસ્ત્રો કે જે વૈદકના ઘણા પ્રાચીન ગ્રંથો ગણાય છે, અને જેમાં કહેલી હકીકત પ્રાયે બારીક તપાસથી પ્રયોગસિદ્ધ લખાએલી છે, તે પુસ્તકમાં લખેલું છે કે કન્યાના શરીરનું બંધારણ અને અંગોની ખીલવણી સોળ વરસ સુધી થાય છે, અને પુરૂષના શરીરની રચના યા ખીલવણી પચીસ વરસ સુધી ચાલે છે. આ ક્રમ સ્વાભાવિક છે, અને ત્યાંસુધીના સમયમાં પોતાના અને ભવિષ્યમાં થવાની સંતતિના હિતને માટે કોઇ પણ માણસે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો નહિ; કેમકે તે જ શાસ્ત્રમાં પુરૂષની ઉમર પચીસ વરસની અને કન્યાની ઉમર સોળ વરસની થાય ત્યારપછી જ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાની હદ શારીરિક રક્ષણ માટે બતાવી છે. ( ૧૪૦ )

**વિવેચન**—વયના તથા ગુણના પ્રમાણે કરીને પ્રથમ અવસ્થા પૂરી થએલી જણાય ત્યારપછી એક યુવકે ગૃહસ્થાશ્રમમાં પડવું : એ આ બે શ્લોકનો મુખ્ય સાર છે. પ્રથમ શ્લોકમાં ગૃહસ્થાશ્રમમાં પડવા માટે કયા કયા ગુણો હોવા જોઇએ તે દર્શાવ્યુ છે અને બીજા શ્લોકમાં સામાન્યતઃ એ ગુણો પુરૂષ તથા સ્ત્રીમા કેટલી ઉમરે આવી શકે છે તે દર્શાવનારી વયની મર્યાદા બાધી આપી છે. ગૃહસ્થાશ્રમને માટે ચરક સુશ્રુતાદિ ગ્રંથોમાં વયની હદ બાંધી આપી છે ખરી, તથાપિ તે હદ બાંધી આપવાનો મુખ્ય હેતુ એ છે કે ગૃહસ્થાશ્રમનાં ઉમેદવારોમાં પૂરતી યોગ્યતા આવી હોવી જોઇએ. વયની મર્યાદાના સંબંધમાં જૂદા જૂદા વિદ્વાનોમાં કિંચિત્ મતભેદ જોવામાં આવે છે ખરો. સુશ્રુતમાં કહ્યું છે કે पंचविंशे ततो वर्षे पुमान् नारी तु षोडशे । समत्वागतवीर्यौ तौ जानीयात् कुशलो भिषक् ॥ અર્થાત્ કુશળ વૈદ્યે જન્મથી પચીશમે વર્ષે પુરૂષ તથા સોળમે વર્ષે સ્ત્રી બન્ને સમાન વીર્યને પ્રાપ્ત થાય છે એમ જાણવું. ચરક તથા સુશ્રુતની પેઠે વાગ્ભટ્ટ પણ કહે છેઃ षोडशवर्षायाः पंच-

विंशतिवर्षः पुत्रार्थं यतेत ॥ અર્થાત્—પચીસ વર્ષના પુરૂષે સોળ વર્ષની સ્ત્રીથી પ્રજોત્પત્તિ કરવી. મહાનિર્વાણ તંત્રમાં કહ્યું છે કે: विंशत्यब्धिकान्पुत्रान्प्रेरयेद् गृहकर्मसु અર્થાત્—પુત્રો વીશ વર્ષની વયના થાય ત્યારે તેમને ગૃહકાર્યમાં જોડવા. વયની ચોક્કસ મર્યાદાના સંબંધમાં આ પ્રકારનો મતભેદ હોય તેમ જ જૂદા જૂદા દેશોના લોકોનાં જૂદા જૂદા પ્રકારનાં શારીરિક બંધારણને અનુસરીને પણ ગૃહસ્થાશ્રમને માટે વયની મર્યાદામાં ભેદ હોય, તથાપિ એટલું તો નક્કી છે કે ઉપર્યુક્ત શ્લોકોમાંના પ્રથમ શ્લોકમાં દર્શાવ્યા પ્રમાણેના સર્વે ગુણોનો વિકાસ ગૃહસ્થાશ્રમનાં ઉમેદવારોમાં થએલો હોવો જોઇએ. જ્યાસુધી ગૃહકાર્યને નિભાવવા માટે જોઇતું ધન પ્રાપ્ત કરવાની યોગ્યતા પુત્રમાં આવી ન હોય, વળી વિદ્યાકળાનો અભ્યાસ સંપૂર્ણ થયો ન હોય તેમ જ અંગોપાંગનો પૂરો વિકાસ થઇને દેહરચના દૃઢ થઈ ન હોય ( અને કન્યાના સંબંધમાં ગૃહિણી નીવડવાને યોગ્ય ગુણો આવ્યા ન હોય, જે વિષે આગળ જતાં વિસ્તારથી કહેવામાં આવશે ) ત્યાંસુધી—પછી તેટલી પ્રાપ્તિ ૨૦—૨૫ વર્ષ સુધીમાં ન થઈ હોય તો ભલે ૩૦ વર્ષ સુધીમાં થાય ત્યાંસુધી—પુત્રને પિતાએ ગૃહસ્થાશ્રમમાં જોડવો ઉચિત નથી. પુત્રની વય ૨૫ ની અને પુત્રીની ૧૬ ની હોવી જોઇએ એવો જે ક્રમ દર્શાવ્યો છે તેની સાથે ગ્રંથકારે स्वाभाविकोय क्रमः એ શબ્દો જોડયા છે, તેનું તાત્પર્ય એ છે કે મનુષ્ય જાતિના ‘ સ્વભાવ ’—‘ કુદરત ’ ને અનુસરીને એ ક્રમ બાંધ્યો છે, પરન્તુ કદાચિત્ એટલી વયમાં એ ઉચિત ગુણોની પ્રાપ્તિ થઇ ન હોય તો એ સ્વાભાવિક ક્રમનું ઉલ્લંઘન કરીને ગુણોની પ્રાપ્તિ થતાસુધી ગૃહસ્થાશ્રમને થોભાવી રાખવો એમાં જ ડહાપણ સમાએલું છે. કાચી વયે, અદૃઢ શરીરે, અધૂરે અભ્યાસે તથા ધનોપાર્જન કરવાની ઓછી યોગ્યતાએ જે લગ્ન થાય છે તે લગ્ન પતિ—પત્ની ઉભયને દુઃખકર નીવડે છે. અંગ્રેજીમાં એક કહેવત છે કે— “ તમે પરણો તે પહેલાં તમારે રહેવાને માટે ઘરની જોગવાઈ છે કે નહિ તેનો વિચાર કરજો. ” કહેવાનું તાત્પાર્ય એ છે કે તમારા કુટુંબનું ખર્ચ નિભાવવાની તમારામાં શક્તિ હોય તો જ તમે ગૃહિ ધર્મને અંગીકાર કરજો અને નહિતો કુંવારા જ રહેજો ! જેવી રીતે પોતાનો નિર્વાહ કરવાની અશ-

ક્તિવાળો પુરૂષ સંસારમાં પડીને દુઃખી થાય છે તેવી જ રીતે અધૂરે અભ્યાસે અને શરીરના કાચા બંધારણે સંસારમાં પડનારી બાળાની પણ દુર્દશા થાય છે. [ એ વિષય આગળ વિસ્તારથી સમજાવવામાં આવશે. ] ( ૧૩૯–૧૪૦ )

[ જો આ વય અને યોગ્યતાની મર્યાદાને ગણકારવામાં ન આવે તો શું પરિણામ આવે તેનું ચિત્ર હવે દર્શાવાય છે. ]

वरकन्ययोर्वैषम्ये कुयुगलम् । १४१ ॥

**यत्र स्याद्वरकन्ययोर्विषमता शीले शरीरे पुन-**
**र्विद्यायां प्रकृतौ च रूपवयसोर्धर्मे कुले सद्गुणे ॥**
**सम्बन्धे ह्यनयोर्भवेत्कुयुगलं क्लेशाय सम्बन्धिनां ।**
**व्यर्थं जीवनमनयोः किल ततः सम्पद्यते दुःखदं ॥**

**વરકન્યાનાં કજોડાં.**

**ભાવાર્થ**—જો કન્યા અને વરના આચારમાં, શરીરમાં, જ્ઞાનમાં, સ્વભાવમાં, ઉમરમાં, રૂપમા, ધર્મમાં, કુળમાં અને ધૈર્ય આદિ સદ્‌ગુણોમાં વિષમતા હોય એટલે વર સુશીલ હોય અને કન્યા દુઃશીલ હોય, યા કન્યા ભણેલી હોય અને વર અભણ હોય ઇત્યાદિ, એવી વિષમ સ્થિતિમાં જો સગપણ જોડવામાં આવે યા પતિપત્ની તરીકેનો સંબંધ બાંધવામાં આવે તો તે કજોડું કહેવાય છે. આ કજોડાંના સંબંધથી કન્યા અને વરના સંબંધીઓને અનેક પ્રકારે ક્લેશ ઉત્પન્ન થાય છે, એટલું જ નહીં પણ તેથી તે કન્યા અને વર બન્નેનાં જીવન અતિકટુરસમય દુઃખપ્રદ થઈ નિષ્ફળ નિવડે છે, કિંબહુના તેથી જીંદગી બરબાદ જાય છે. ( ૧૪૧ )

**વિવેચન**—પૂર્વે કહેવાઈ ગયા પ્રમાણે જો યોગ્ય વરનું લગ્ન યોગ્ય કન્યા સાથે ન કરવામાં આવે તો વરકન્યાનાં કજોડાં નીવડે છે. કજોડાં કાંઈ એક પ્રકારનાં થતાં નથી. વય, વિદ્યા, સ્વભાવ, સદ્‌ગુણ, કુળ, રૂપ ઇત્યાદિ અનેક રીતે વર–વધૂનાં કજોડાં નીપજે છે અને જ્યાં તેવાં કજોડાં હોય છે

ત્યાં સંસાર સુખરૂપ નહિ પણ દુઃખની ખાણરૂપ થઇ પડે છે. આપણા લોકો બહુધા વયનાં કજોડાં નહિ થવા દેવાની કાળજી રાખે છે અને કેટલાકો તો કન્યા અથવા વરના બીજા ગુણો તરફ નજર રાખીને વયના કજોડાપણા તરફ નજર પણ કરતા નથી. એ રીતે પણ તેમનો સંસાર દુઃખરૂપ નીવડે છે. વર-કન્યાનાં વેવીશાળ કરતી વખતે ઘણી બાબતની તપાસ કરવાની જરૂર પડે છે. વયનાં કજોડાં તો દુઃખરૂપ નીવડે છે જ, પણ ઘણી વાર ગુણ, સ્વભાવ, ધર્મ ઇત્યાદિને લગતાં કજોડાં પણ અત્યંત ત્રાસદાયક પરિણામ નીપજાવે છે. આ કારણથી વર કન્યાનાં શીલ, શરીર, વિદ્યા, સ્વભાવ, રૂપ, વય, ધર્મ, કુળ ઇત્યાદિ સઘળી બાબતોમાં સરખાપણું જોઈને જ સંબંધ જોડવો જોઈએ. શુક્રનીતિમાં પણ કહ્યું છે કે—

आदौ कुलं परीक्षेत ततो विद्यां ततो वयः ।
शीलं धनं ततो रूपं देशं पश्चाद्विवाहयेत् ॥

અર્થાત્—પ્રથમ કુળની, પછી વિદ્યા, અવસ્થા, સ્વભાવ, ધન, રૂપ, તથા દેશની પરીક્ષા કરી વરકન્યાને પરણાવવાં. વયનાં કજોડાં થવાથી વર-વધૂનાં શરીરને હાનિ થાય છે અને બહુધા તેઓ વંધ્ય રહે છે; અથવા તો જો તેમને સંતતિ થાય છે તો તે અતિનિર્બળ અને જડ સ્વભાવની થાય છે. કુળ, વિદ્યા અને સ્વભાવનાં કજોડાં થવાથી પતિ-પત્નીનાં અંતર્ હમેશાં એક એકથી અલગ રહે છે, કારણકે વિદ્વાન્ પતિની રૂચિને અભણ પત્નીથી કે ભણેલી સ્ત્રીને અભણ પતિથી સંતોષ થતો નથી. સ્વભાવની વિષમતાને પરિણામે પણ તેઓ એક એક પર હમેશાં ગુસ્સો કર્યા કરે છે. કુળની વિષમતાથી ઉચ્ચ કુળવાન્‌નું અભિમાન નીચ કુળવાન્ ઉપર તિરસ્કાર પેદા કરી તેમના સ્વભાવને મળવા દેતું નથી. તેવી જ રીતે ધર્મની વિષમતાથી ઉભય વ્યક્તિને દુઃખ ઉત્પન્ન થયાં કરે છે, અને પતિ પોતાની પત્ની પાસે પોતાનો ધર્મ પાળવાને બળાત્કાર કર્યા કરે છે. આ પ્રમાણે અનેક રીતે પતિપત્નીનાં અંતર્ જૂદાં થવાને લીધે કજોડાં નીપજે છે અને તેથી દુઃખ વિના બીજું કશું પરિણામ આવતું નથી. (૧૪૧)

# द्वितीय परिच्छेद.

## ગૃહિણીનાં કર્ત્તવ્યો.

गृहिणीधर्माः । १४२ ॥

मन्तव्या जननीव साम्प्रतमसौ श्वश्रूः प्रपूज्योत्तमा ।
मन्तव्यः श्वशुरस्तु तातसदृशः पूज्यः कुलीनस्त्रिया ॥
मान्यः स्वीयपतिर्हृदि प्रभुसमः सेव्यैकदृष्ट्या सदा ।
येऽन्येपि स्वजनाः सुधामयदृशा दृश्याः प्रमोदेन ते ॥

### ગૃહિણીના ધર્મો.

**ભાવાર્થ**—ગૃહિણી-વહુએ પરણ્યા પહેલાં પોતાની માતા પ્રત્યે જેવી પૂજ્ય બુદ્ધિ રાખી હતી તેવી પૂજ્ય બુદ્ધિ હવે સાસુ પ્રત્યે રાખવી જોઇએ, એટલે હવેથી સાસુ એ જ જાણે માતા હોયની તેવો ભાવ મનમાં રાખવો, અને પતિના પિતા તેને પોતાના પૂજ્ય પિતા જ છે એમ જાણી સસરાને પિતાતુલ્ય માનવા જોઇએ. તેમ જ પતિ પોતાના દેહમાં પ્રાણ રહે ત્યાંસુધી માનનીય તથા પૂજનીય છે, એમ જાણી પતિને પ્રભુતુલ્ય કુલીન સ્ત્રીએ ગણવો જોઇએ, અને દીયર, જેઠ, નણંદ, દેરાણી, જેઠાણી વગેરે જેટલાં માણસો હોય તે સર્વની સાથે પ્રેમ પ્રમોદ ભાવથી વર્તવું જોઇએ; તથા નાનાં મોટાં સૌ પ્રત્યે કૌટુંબિક સ્નેહથી ભરી અમીદૃષ્ટિથી જોવું કે જેથી ઘરમાં સુલેહ પ્રસરી રહે. (૧૪૨)

**વિવેચન**—એક કન્યા પરણીને શ્વસુરાલયમાં જાય છે એટલે તે ' ગૃહિણી ' અર્થાત્ ' ગૃહવાળી ' કિંવા ' ગૃહિ ધર્મમાં પ્રવેશ કરેલી ' બને છે; પરન્તુ તે ' ગૃહિણી ' નામને સાર્થક કરનારી ત્યારે જ લેખાય કે જ્યારે તે ' જંગલમાં મંગલ ' કરવાના ગુણોને ધરાવનારી જણાય. કહ્યું છે કે—**गृहं तु गृहिणीहीनं कान्तारादतिरिच्यते** અર્થાત્ ગૃહિણી વિનાનું ગૃહ તે ' ગૃહ '

નથી પરન્તુ જંગલ છે! એ જંગલ જેવા શૂન્ય ગૃહને જ્યારે એક સ્ત્રી ખરેખરૂં 'ગૃહ' બનાવે ત્યારે જ તે એક કુશળ ગૃહિણી કહેવાય. ત્યારે ખરેખરૂં 'ગૃહ' બનાવનારી ગૃહિણીમાં કેવા કેવા ગુણોનો નિવાસ હોવો જોઇએ ? જે સ્ત્રીના આગમનથી ઘરમાં આનંદ તથા શાન્તિ પ્રસરી રહે તે સ્ત્રી જ એક કુશળ ગૃહિણી કહેવાય અને તે આનંદ અને શાન્તિને જન્મ આપનાર આગન્તુક સ્ત્રીના ગુણો જ હોય છે. પોતાથી મોટેરાં—વડીલો પ્રત્યે તથા પોતાથી નાનાંઓ પ્રત્યે જેવા જેવા પ્રકારનું વર્તન રાખવું જોઈએ તેવા તેવા પ્રકારનું વર્તન કરીને સ્વજનોને આનંદ આપનારી સ્ત્રી પોતે સુખ પામીને બીજાંઓને પણ સુખ આપી શકે છે, અને જંગલરૂપ ગૃહને પણ મંગલયુક્ત બનાવે છે. યોગ્ય જનોને યોગ્ય માન મળવાથી તેઓ હમેશાં સંતુષ્ટ રહે છે અને માન આપનાર તરફ તેઓનું મમત્વ બંધાય છે. ઋગ્વેદમાં સ્ત્રીને એવી આજ્ઞા કરેલી છે કે—

सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्र्वां भव ।
ननान्दरि सम्राज्ञी भव सम्राज्ञी अधिदेवृषु ॥

અર્થાત્—સાસુ, સસરા, નણંદ તથા દિયર વગેરે વિષે ઘટતાં આચરણથી તેમને વશ કરનારી થા. આ પ્રકારનું વશીકરણ એક ખરેખરી 'ગૃહિણી' જો જાણે તો તે પોતાના સંસારનાં કર્ત્તવ્યોમાં સફળ નીવડે. પોતાને જન્મ આપનાર માતાપિતાના ગૃહનો ત્યાગ કરવાથી પતિનાં માતા-પિતાને પોતાનાં માતાપિતા સમજીને વર્તવું જોઇએ. એ જ રીતે બીજાં વડીલો પ્રત્યે પણ સન્માનબુદ્ધિ રાખવી અને पतिर्हि देवो नारीणां पतिर्बन्धुः पतिर्गतिः અર્થાત્ પોતાના પતિ જ દેવ, સ્નેહી તથા ગતિ છે એમ માનીને યાવજ્જીવન તેમની સેવામાં તત્પર રહેવું એ જ ધર્મો બજાવનારી નવપરિણીતા પતિગૃહમાં આવીને યોગ્ય ગૃહિણીપદને પામે છે. (૧૪૨)

[ આ પ્રકારના ગુણો જે સ્ત્રીમાં હોતા નથી તે સ્ત્રીથી ગૃહમાં કલહ કંકાસને જન્મ મળે છે જેનું ભયંકર પરિણામ નિમ્ન શ્લોકમાં દર્શાવવામાં આવે છે. ]

कुटुम्बक्लेशस्य भयंकरता । १४३ ॥

ल्पोप्यस्ति भयावहः क्षतिकरः क्लेशस्तु कौ

लज्जाग ्रह नाशकः कुलयशःख्यातिद्रु- दा नलः ॥
लेशेनापि तदादरो न गृहिभिः कार्यः कुटुम्बे निजे।
स्यात्त ्गरणमंशतोपि जनितं छेद्यं स- लं द्रुतम् ॥

कलहानुद्भवाय सहिष्णुता । १४४ ॥

यत्किञ्चिद्यदि यातृभिः कृतम ो न्यूनं स्व ाय गृहे।
भुक्तं वाधिकमिष्टभोजनमलं स्वस्मात्तदीयैः सुतैः ॥
मुक्त्वौदार्यसा ्णते कुशलया ताभिः समं तत्कृते।
धार्यो नैव कदापि गौरवहरः क्लेशो गृहिण्ेष्यया ॥

**કુટુંબક્લેશની ભયંકરતા.**

**ભાવાર્થ**—કુટુંબમાં ઉત્પન્ન થતો થોડો પણ ક્લેશ નુકસાન પહોંચાડનાર, દુઃખ આપનાર, અને ભયંકર ગણાય છે. કુટુંબક્લેશથી કુટુંબની લાજ આબરૂમાં ઘટાડો થાય છે, પ્રતિષ્ઠા અને ગૌરવનો નાશ થાય છે, યશકીર્ત્તિરૂપ વૃક્ષસમૂહને બાળી નાંખવામાં કુટુંબક્લેશ દાવાનળની ગરજ સારે છે; કિંબહુના શારીરિક, માનસિક અને આર્થિક અનેક પ્રકારે હાનિ પહોંચાડે છે એટલા માટે સ્વહિતેચ્છુ સ્ત્રીપુરૂષોએ પોતાના કુટુંબમાં લેશ માત્ર પણ ક્લેશને આવકાર આપવો નહીં; એટલું જ નહીં પણ ક્લેશ ઉત્પન્ન થાય તેવા કોઈ કારણનો એક અંશ પણ ઉત્પન્ન થએલો જાણવામાં આવે કે તરતજ તે અંશને મૂળથી છેદી નાંખવો જોઇએ, કારણકે એક અંશ પણ વૃદ્ધિ પામે તો આખરે તે ભયંકર રૂપ ધારણ કરે છે. (૧૪૩)

**ક્લેશનાં કારણો અને સહનશીલતા.**

કેટલીએક વખત દેરાણી જેઠાણીઓમાં ન્યૂનાધિક ગૃહકાર્ય કરવાના કારણથી ઘરમાં ક્લેશ થાય છે અથવા કોઇએ કાંઈ સારી ચીજ ખાધી હોય અથવા તેના દીકરાએ કાંઈ મિષ્ટાન્ન ખાઈ લીધું હોય અને અન્યને તે

ચીજ ન મળી હોય તેથી પણ કદાચ ક્લેશ થાય છે ! આવા નિર્જીવ કારણસર ઉત્પન્ન થતી ઇર્ષ્યાને દબાવવા માટે ઉદારતા અને સહનશીલતાના ગુણની હાજરી હોય તો ઉપરના કારણસર ક્લેશ ઉત્પન્ન થતો નથી. તો કુલવાન્ સુજ્ઞ સ્ત્રીઓની ફરજ છે કે આવા નિર્માલ્ય કારણસર ઘરની અને પોતાની પ્રતિષ્ઠાને હરનાર દેરાણી જેઠાણીઓ સાથેના ક્લેશને સ્વલ્પ પણ આવકાર ન આપતાં કોઈ ઓછું વત્તું કામ કરે કે કોઇ કાંઈ વસ્તુ ખાય તોપણ તે ઉદારતાથી સહન કરી પરસ્પરની પ્રીતિને જાળવી રાખીને કદી પણ ક્લેશ થવા ન દેવો. ( ૧૪૪ )

**વિવેચન**—આધુનિક આર્યસંસારમાં ગૃહકલહ જન્મ પામે છે તેથી એક સુજ્ઞ અંતઃકરણને જેટલું દુઃખ થતું નથી તે કરતાં વિશેષ દુઃખ તે ગૃહકલહ જન્મવાનાં નિર્જીવ કારણો અને કૌટુંબિક સ્વજનોની ક્ષુદ્ર વૃત્તિનુ સ્વરૂપ જોઇને દુઃખ થાય છે. અજ્ઞ સ્ત્રીઓની ક્ષુદ્ર વૃત્તિઓ એટલી બધી પ્રબળ જોવામાં આવે છે કે હરકોઇને એ પ્રકારના સંસાર ઉપર તિરસ્કાર આવ્યા વિના રહે નહિ. ગુરૂજનોનું ગુરૂત્વ અદૃશ્ય થવા લાગ્યું છે અને તે સાથે યુવાન્ વર્ગમાં પાશ્ચાત્ય કેળવણીના પ્રભાવથી સમાનાધિકારનો ઘમંડ પેસવા લાગ્યો છેઃ આ કારણથી એક પુત્રવધૂ સાસુનું માન જાળવવા તરફ કે સાસુની આજ્ઞા પાળવા તરફ બેદરકાર જોવામાં આવે છે, એક દેરાણી પોતાની જેઠાણી તરફ યોગ્ય પૂજ્ય ભાવ દર્શાવવાની અગત્ય જોતી નથી અને તેવી જ રીતે સાસુ પોતાના પુત્રની વહુ ઉપર કે જેઠાણી પોતાના દિયરની સ્ત્રી ઉપર ઉચિત વ્હાલ કિંવા મમત્વ રાખતી જણાતી નથી. આ પ્રકારની અજ્ઞતાને પરિણામે કૌટુંબિક સ્વજનો પોતાની એકમેક પ્રત્યેની ફરજ બજાવવામાં પછાત રહે છે અને પછી કુટુંબકલહને જન્મ મળે છે. જેઠાણી પોતાથી મોટાં છે એવું માનીને દેરાણી થોડું વધારે કામ કરવા જેવી ઉદારતા દર્શાવે અથવા બિચારી દેરાણી હજી બાળક છે એવું માનીને જેઠાણી થોડું વધારે કામ કરી લે, તો—એ પ્રકારની ઉદારતા અને સહિષ્ણુતા રાખવામાં આવે તો—કદાપિ કુટુંબમાં ક્લેશ જન્મવા પામે નહિ, પરન્તુ ક્ષુદ્ર વૃત્તિઓનું પોષણ પામેલી, અભણ અને નજર સમીપે બનતા માઠા બનાં

વોનું સ્વાભાવિક શિક્ષણ મેળવી ચૂકેલી સ્ત્રીઓમાં એ ગુણો આવી શકતા નથી! આ જ કારણને લીધે, આપણા આર્ય સંસારમાં અવિભક્ત કુટુંબ રાખવાની પ્રથા હોવા છતાં, તે પ્રથા પૂરી રીતે સફળ થતી જણાતી નથી. ગૃહિણીઓ પોતાની યોગ્ય પદવીને જાળવી રાખવાના ગુણવાળી નીવડતી નથી તેથી બહુધા કુટુંબકલેશ જન્મે છે અને કુટુંબની જૂદી જૂદી શાખાઓનાં જૂદાં જૂદાં ઝાડ રોપાય છે! એ વખતે એક અવિભક્ત કુટુંબનું માન, મર્યાદા, લાજ—આબરૂ એ સર્વનો નાશ થાય છે. જેવી રીતે અનેક વૃક્ષોના સમૂહમાં એક નિર્બળ—પાતળું ઝાડ પણ લાંબા વખતસુધી ટકી શકે છે પરન્તુ ગમે તેવું બળવાન્ અને ઘટાદાર વૃક્ષ કોઈ જંગલમાં એકલું પડયું હોય છે તો પવનનો ઝપાટો તેને ક્ષણવારમાં મૂળમાંથી ઉખેડીને ફેંકી દે છે, તેવી જ રીતે અવિભક્ત કુટુંબનું અતુલ બળ કલહને લીધે વહેંચાઇ જવાથી તેની પ્રત્યેક શાખારૂપ લઘુ વૃક્ષ નિર્બળ બને છે અને તે સમૂળું ઉખડી જતાં વાર લાગતી નથી. સ્માઇલ્સ કહે છે કે "જો પરણ્યા પછી પુરૂષે ખરી વિશ્રાંતિ અને ખરૂં સુખ ભોગવવું હોય, તો તેની સ્ત્રીએ તેના ગૃહસંસારમાં સહાયક થવું જોઇએ." પરન્તુ જ્યાં પરણ્યા પછી ભાઈઓમાં અને પિતા પુત્રમાં કલહ કરાવનારી ગૃહિણી મળે ત્યાં તેવી આશા રહે જ ક્યાંથી? માટે સુજ્ઞ જનોએ કુટુંબકલહને જન્મ આપનારાં કારણોનો યુક્તિપુરઃસર નાશ કરવો જોઇએ અને સ્ત્રીઓને યોગ્ય કેળવણી આપી સુજ્ઞ બનાવવી જોઇએ. (૧૪૩–૧૪૪)

[કુટુંબમાં કલેશ ન થવા દેવાને સુશીલ સ્ત્રીઓ હમેશાં કેવી ભાવનાથી સંસારમાં વિચરે છે તે નિમ્ન શ્લોકમાં દર્શાવવામાં આવ્યું છે.]

सुशीलस्त्रीणां सद्भावना । १४५ ॥

पाताले प्रविशन्तु तानि रुचिराण्याभूषणानि द्रुतं ।
गर्ते तानि पतन्तु म[illegible]लम[illegible]मूल्यानि वस्त्राण्यपि ॥
सम्पन्नश्यतु सा ध्रुवं भवति यद्द[illegible]ः कुटुम्बे कलि-

# मन्यन्ते हृदि याः सदेत्थमुचितं ता एव साध्व्यः स्त्रियः ॥

## સુશીલ સ્ત્રીઓની ભાવના.

**ભાવાર્થ**—"જો કદાચ અલંકારાદિના કારણથી કુટુંબમાં ક્લેશ થવાનો સંભવ રહેતો હોય તો તે સુંદર અલંકારો ભલે પાતાળમાં પેસી જાઓ; જો સુંદર અને મહામૂલ્યવાન્ વસ્ત્રોના નિમિત્તે ક્લેશ જાગવાનો સંભવ હોય તો તે સુંદર વસ્ત્રો ઉંડી ખાડમાં પડો; જો કદાચ સંપત્તિને માટે કજીઓ થાય તેમ હોય તો તે સંપત્તિ હમેશને માટે ચાલી જાઓ, કારણકે જેનાથી ક્લેશ થાય તેનું મારે કામ નથી; મારે તો એટલું જ જોઇએ છે કે કોઈ રીતે કુટુંબમાં ક્લેશ થવા ન પામે. કુટુંબમાં સુલેહ શાંતિ એ જ આભૂષણો અને અલંકારો છે." જે સ્ત્રીઓના મનમાં આવી ભાવના હમેશ રહ્યાં કરે છે તે જ ખરેખર સાધ્વી અને કુલીન સ્ત્રીઓ ગણાય છે. (૧૪૫)

**વિવેચન**—સ્વભાવથી જ સ્ત્રીઓ સદા અલંકારપ્રિય હોય છે, અને તેથી પોતે અલંકારોથી સુસજ્જિત રહેવામાં આનંદ માને છે. અણસમજુ સ્ત્રીઓ તો અલંકારોને માટે એટલી ઘેલી બની જાય છે કે તે મેળવવાને પતિ, સાસુ કે સસરાની સાથે કંકાસ કરવામાં પણ ઉદ્યુક્ત થાય છે. પોતે પોતાની સખીઓના વૃંદમાં સૌથી વધારે સુંદર આભૂષણો અને અલંકારોમાં સજ્જિત થએલી તથા સંપત્તિવાળી દેખાય, સૌ કરતાં પોતે વધારે માનને પાત્ર લેખાય એવી અભિલાષાઓ કુદરતે સ્ત્રીઓના સ્વભાવમાં જ મૂકેલી હોય છે અને તે કારણથી તે અભિલાષા પૂરી કરવાને તે ગૃહમાં કલહકંકાસને દાખલ કરે છે. પુરૂષોએ પોતાની સંપત્તિના પ્રમાણમાં સ્ત્રીઓને વસ્ત્રાભૂષણોથી શણગારવી એ તેમનો ધર્મ છે, જે વિષે મનુએ કહ્યું છે કે—

तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः ।
भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च ॥
स्त्रियां तु रोचमानायां सर्वं तद्रोचते कुलम् ।
तस्यां त्वरोचमानायां सर्वमेव न रोचते ॥

**અર્થાત્**—સમૃદ્ધિ ઇચ્છનાર પુરૂષોએ સ્ત્રીઓનો સદા ભૂષણ, વસ્ત્ર અને ખાનપાને કરી સત્કાર કરવો, તેમ જ ઉત્સવના દિવસે પણ નિરંતર તેમનો

આદર કરવો; કેમકે સ્ત્રીઓને શોભાવવાથી સર્વે કુળ શોભે છે અને નહિ શોભાવવાથી શોભતું નથી. પરન્તુ જેઓ સંપત્તિહીન અને ગરીબ હોય છે તથા જેઓ સ્ત્રીઓને માટે વસ્ત્રાલંકારો ખરીદવાને ધન બચાવી શકતા નથી તેઓની સ્ત્રીઓએ પોતાના પતિની સ્થિતિનો વિચાર કરીને વસ્ત્રાલંકારને માટે કંકાસ કરવો ઉચિત નથી. પોતાના કુટુંબમાં જે રીતે સુખનો પ્રચાર થાય તે રીતે વર્તવામાં જ સ્ત્રીએ પોતાનું સુખ સમજવું જોઇએ. વસ્ત્રાલંકારને માટે કલહ કરવો અને વડીલોને તથા પતિને ત્રાસ ઉપજાવવો એ તો એક કુલટા સ્ત્રીનું લક્ષણ જ લેખાય, અને સુશીલ સ્ત્રીઓએ એવું જ ઇચ્છવું જોઇએ કે વસ્ત્રાદિ ક્ષુદ્ર વસ્તુઓને ભોગે પણ ભલે ગૃહમાં શાંતિ રહે. જો એવી સુશીલ સ્ત્રીઓ પ્રત્યેક ગૃહમાં હોય તો સૌ કોઈ એડમંડ બર્કની પેઠે એમ કહે કે "હું જે ક્ષણે મારા ઘરમા પગ મૂકું છું, તેજ ક્ષણે મારી સઘળી ફીકર ચિન્તા ઉડી જાય છે!" (૧૪૫)

[ કુલોદ્ધારક સ્ત્રીમાં કેવું નમ્રપણું હોય તેનું ચિત્ર નીચેના શ્લોકમા ગ્રંથકાર દર્શાવે છે. ]

कुलोद्धारिणी स्त्री । १४६ ॥

**मातस्त्वं महती विशालहृदया दक्षासि शिक्षाप्रदा ।**
**क्षुद्राहं स्खलना मम प्रतिपदं हा हा भवत्यञ्जसा ॥**
**आगो मे सपदि क्षमस्व न पुनश्चैवं करिष्याम्यहं ।**
**श्वश्रूं या कुपितामिति प्रशमयेत्सा स्त्री कुलोद्धारिणी ॥**

**કુલોદ્ધારિણી સ્ત્રી.**

**ભાવાર્થ**—જે સ્ત્રીની કદાચ ક્યાંય ભૂલ થાય અને તે ભૂલને માટે તેની સાસુ વગેરે શિખામણ આપે કે ઠપકો આપે તો તે શાંતિથી સાંભળીને એ પ્રમાણે જવાબ આપે કે "હે માતુઃશ્રી ! હે સાસુજી ! તમે ઉદાર મનનાં અમારાં વડીલ છો, તમે શિખામણ આપવાને લાયક છો, દેશકાળ જાણનારાં ડાહ્યાં છો, હું એક બાળક છું, ભૂલને પાત્ર છું, અને તેથી પગલે

પગલે મારી ભૂલ થઇ જાય છે; તમે વખતોવખત મને સુધારવા શિખા- મણ આપો છો, તોપણ આ વખતે મારી ભૂલ થઈ ગઇ છે; માજી! આ વખતનો મારો અપરાધ ખમો અને માફ કરો; હવે બહુ સંભાળથી વર્તીશ અને બનતાંસુધી બીજી વાર આવી ભૂલ નહીં કરૂં." આવાં મિષ્ટ વચનો બોલી શિખામણ યા ઠપકો આપનાર સાસુ વગેરેનો કોપ શાન્ત કરે અને હિત શિખામણ હૃદયમાં ધરે તે સ્ત્રી કુળનો ઉદ્ધાર કરનાર કુલીન ગણાય છે. (૧૪૬)

**વિવેચન**—કુળવાન્ સ્ત્રીનું મુખ્ય લક્ષણ નમ્રતા છે. પરાયા ઘરમાં—સસરાના ઘરમાં આવીને 'ગૃહિણી' પદને પ્રાપ્ત કરવું એ કાંઇ ગર્વ, રૂઆબ કે ઉદ્ધતાઇથી પ્રાપ્ત કરી શકાતું નથી. નમ્રતાના ગુણમાં જે વશીકરણરૂપ મંત્ર રહેલો છે તે મંત્રના જાપથી જ એક નવોઢા પતિ, સસરો, સાસુ ઇ- ત્યાદિ સર્વ કૌટુંબિક જનોને વશ કરી શકે છે. સાસુ, નણંદો, તેમ જ દેરાણી જેઠાણી ઇત્યાદિ સ્ત્રીઓનો સહવાસ ગૃહકાર્યના સંબંધમાં વિશેષ રહેતો હો- વાથી તેઓ તરફથી જે કાંઈ સૂચના, શિખામણ કે ઠપકો આપવામાં આવે તે સર્વ અનુકૂળ સ્વભાવ ધારણ કરીને સાંભળવું અને તેનો મીઠા શબ્દોમાં પ્રત્યુત્તર આપવો: એ પ્રકારની નમ્રતા સામા માણસને સંતોષ આપનારી અને નવવધૂ ઉપરની પ્રીતિને જન્મ આપનારી થઈ પડે છે. **સ્માઇલ્સે** આના સંબંધમાં બહુ જ ઉત્તમ શિખામણ આપી છે. તે કહે છે કે: "પ- રણ્યા પછી આ એક સોના જેવી કહેવત હૈયામાં કોતરી રાખવી કે "ખમો અને ખામોશ કરો." સઘળા ગુણો કરતાં સારો સ્વભાવ એ ગૃહસ્થ—ગૃ- હિણીના ગૃહસ્થાશ્રમમાં બહુ જ નભે છે અને બહુ જ સારાં ફળ આપે છે. તેની સાથે વળી મનને વશ રાખવાની જો આપણામાં શક્તિ અને ટેવ હોય, તો તેથી ધીરજ આવે છે, તેથી આપણે સહન કરી શકીએ છીએ અને ક્ષમાશીલતા રાખી શકીએ છીએ; આપણને જેને જે કહેવું હોય તે મહેણાં મારવાના ચડસ સિવાય આપણે સાંભળી શકીએ છીએ અને ક્રોધનો વિજળીનો ચમકારો ચાલ્યો જાય, ત્યાંસુધી આપણે આપણા મનને વારી શકીએ છીએ. 'મીઠો જવાબ ગુસ્સાને ઉતારી નાંખે છે' એ શાસ્ત્રવચન ગૃહસ્થાશ્રમમાં કેવું સાચું પડે છે!" नमन्ति गुणिनो जनाः ॥ નમ્રતા રાખવી

એ લક્ષણુ ગુણુવાન્ જનોનું છે અને તેથી વડીલોના શબ્દોને નમ્રતાપૂર્વક અનુસરવું એ લક્ષણુ પણુ કુલીન સ્ત્રીઓનું જ લેખાય છે. ( ૧૪૬ )

[ ગૃહિણીપદને યોગ્ય સ્ત્રીનાં લક્ષણો નીચેના શ્લોકમા દર્શાવ્યાં છે. ]

गृहिणीपदयोग्यता । १४७ ॥

**साहाय्यं कुरुतेऽन्यकार्यकरणे कृत्वापि कार्यं निजं।**
**श्रुत्वापि प्रखरं ननान्द्रवचनं ब्रूते प्रशान्तं वचः॥**
**या यात्रादिजनैः सदैक्यमचलं बध्नाति बुद्ध्योत्तमं।**
**सा नूनं गृहिणीपदं समुचितं प्रद्योतयत्युन्नतम् ॥**

### ગૃહિણીપદની યોગ્યતા.

**ભાવાર્થ**—જે સ્ત્રી ઘરની અંદર પોતાને સોંપાયેલું કામકાજ પૂરૂ કરી ઉદારતાથી દેરાણી જેઠાણીઓને તેમના કામકાજમાં મદદ કરે છે, તેમ જ નણુંદ વગેરે કોઈ તેને કઠિન કર્કશ વચન કહે તો તે શાંતિથી સહન કરી શાંત અને મધુર વચનોથી એવી રીતે પ્રત્યુત્તર વાળે કે જે સાંભળતાં કઠોર વચન બોલનારને પોતાની મેળે શરમાવું પડે અને તે વચન પાછાં ખેંચી લેવાની ફરજ પડે, વળી જે સ્ત્રી દેરાણી જેઠાણીઓમાં કોઈ નરમ ગરમ હોય તોપણુ પોતાની અક્કલ અને ડહાપણુથી સૌને પોતાને અનુકૂળ બનાવી પોતે તેઓને અનુકૂળ બની પરસ્પરનો સંપ એવી ઉત્તમ રીતે જાળવી રાખે છે કે તે કોઈની બદસલાહથી પણુ તૂટી શકે નહીં; ખરેખર, તે જ સ્ત્રી ગૃહિણીપદના અધિકારને લાયક બને છે અને તે પદને ઉન્નત સ્થિતિમાં લાવી દીપાવે છે. ( ૧૪૭ )

**વિવેચન**—પૂર્વ શ્લોકના વિશેષ વિવેચનરૂપે આ શ્લોક લખાયો છે. ' ગૃહિણી ' શબ્દની સાર્થકતા કરનારી સ્ત્રીમાં ઉદારતા, શાંતિ, પ્રિયવાદિત્વ, ઐક્યપ્રિયતા ઇત્યાદિ ગુણો હોવા જોઇએ, કારણુકે તે ગુણો વિના એક સ્ત્રી પોતાનું ગૃહ બાંધી શકતી નથી અને યોગ્ય રીતે ગૃહ બાંધ્યા વિના તે ' ગૃહિણી ' પદને યોગ્ય લેખાતી નથી. મધુર શબ્દોમાં જે મોહિની રહેલી છે

તેના યોગે કરીને કૌટુંબિક જનોમાં હમેશાં સંપ—સુલેહ જાળવી રાખવાનું કાર્ય એક યોગ્ય ગૃહિણી કરી શકે છે. મહાભારતમાં એવી સ્ત્રીને ધર્મચારિણી પણ કહી છે કારણકે પોતાનો ધર્મ—કર્તવ્ય સમજીને વર્તનારી સ્ત્રી એ જ વિશેષણને યોગ્ય લેખાય છે.

सुस्वभावा सुवचना सुवृत्ता सुखदर्शना ।
अनन्यचित्ता सुमुखी भर्तुः सा धर्मचारिणी ॥

અર્થાત્—જે સ્ત્રી સારા સ્વભાવવાળી, મધુર બોલનારી, રૂડાં આચરણવાળી, સુખરૂપ દેખાવવાળી, પતિમાં જ ચિત્ત રાખનારી અને પ્રસન્ન મુખવાળી હોય તેને ધર્મચારિણી જાણવી. જે ગૃહમાં આવી ગૃહિણીઓનો નિવાસ હોય તે ગૃહમાં સર્વદા સુખસંપત્તિની વિપુલતા હોય તેમાં શું આશ્ચર્ય છે? આવી સુગૃહિણીઓ જ સંસારની અને ગૃહની શોભારૂપ છે અને તેથી વિદ્વાનોએ તેની પ્રશંસા કરતાં કહ્યું છે કે गृहं तु गृहिणीहीनं कान्तारादतिरिच्यते । અર્થાત્ ગૃહિણી વિનાનું ઘર જંગલ કરતાં પણ વિશેષ કષ્ટકારક છે. કુલટા સ્ત્રી હોય તો તેના વિનાનું શૂન્ય ઘર પણ વિશેષ સુખપ્રદ છે. (૧૪૭)

[ ઉત્તમ સ્ત્રીઓ ઉત્તમ પ્રકારનાં બાહ્યાભૂષણોથી નહિ પરન્તુ શીલરૂપ આંતર આભૂષણોથી શોભે છે તે નીચેના શ્લોકમાં દર્શાવવામાં આવે છે ]

उत्तमस्त्रीणामुत्तमभूषणानि । १४८ ॥

**किं नेत्राञ्जनशोभया शुभतरा यद्यस्ति लज्जा न चे-**
**त्किं वस्त्रैर्मणिभूषणैः सुरचितैः पूज्ये न चेत्पूज्यधीः ।**
**किं रूपेण मनोहरेण वपुषः शीलं न चेत्सर्वथा ।**
**पातिव्रत्यमनुत्तमं हि विदितं स्त्रीणां परं भूषणम् ॥**

**ભાવાર્થ** તથા **વિવેચન**—બાહ્યાલંકારમાં અતિ પ્રીતિ ધરાવતા સ્ત્રીવર્ગે આ શ્લોક મુખપાઠ કરી રાખવાયોગ્ય છે. જેવી રીતે સર્પને મસ્તકે મણિ હોય છે છતાં તેને ઘરમાં રાખવાને કોઈ ઇચ્છતું નથી કારણકે તેના મુખમાં ઝેર રહેલું છે, તેવી રીતે બાહ્યાલંકારોથી શોભતી પરંતુ દુર્ગુણના

ભંડારરૂપ સ્ત્રીનું મુખ જોવા કોઈ પણ ઇચ્છતું નથી. જે સ્ત્રીની આંખમાં લજ્જારૂપી આંતરૂ વિભૂષણ રહેલું નથી તે સ્ત્રી પોતાની આંખમાં અંજન આંજીને આંખની શોભાને વધારે તોપણ તે શોભા શા કામની ? જો વડીલો પ્રત્યે રાખવાની પૂજ્ય બુદ્ધિ એક સ્ત્રીમાં ન હોય તો તેણે ધારણ કરેલાં સુંદર વસ્ત્રો, હીરાના હારો, મોતીની માળાઓ કે સોનાની સાંકળીઓ શા કામની? સર્વ મનુષ્યોને માટે शीलं परं भूषणम् કહેલું છે, પરન્તુ તે સૌથી મોટું ભૂષણ જો એક સ્ત્રીમાં ન હોય તો પછી તેના શરીરની ચામડીનું બાહ્ય સ્વરૂપ શા કામનું? કારણકે સ્વામી સિવાયના સર્વ પુરૂષને ભાઈ અને પિતા સમાન ગણી પતિની આજ્ઞામાં તત્પર રહેવારૂપ જે પાતિવ્રત્ય ધર્મ છે તે જ સ્ત્રીઓનું ઉત્તમમાં ઉત્તમ ભૂષણ છે. તાત્પર્ય એ છે કે આંખમાં લાજ, વડીલો પ્રત્યે પૂજ્ય ભાવ, શીલરૂપી ઉત્તમ ગુણ, અને પતિવ્રતધર્મ એ જ સ્ત્રીવર્ગનાં ઉત્તમ આભૂષણો છે: તે આંતરૂ ભૂષણોથી જ સ્ત્રી ખરેખરી શોભે છે, તો પછી બાહ્યાભૂષણોની તેને શી જરૂર છે? ( ૧૪૮ )

[ ગૃહિણીનાં લક્ષણોનું વિવેચન કર્યા પછી હવે પતિવ્રતા સ્ત્રીએ પોતાના પતિ પ્રત્યે શાં શા કર્તવ્ય બજાવવાનાં હોય છે તે વિષે વિસ્તાર સહિત કહેવામાં આવે છે ]

विपत्तौ साहाय्यम् । १४९ ॥

**यद्योभिर्मम भूषणैश्च व[illegible]ज्जाधुना रक्ष्यते ।**
**गृह्यन्तां खलु भूषणानि कृपया स्वामिंस्तदेमानि भोः ॥**
**एवं या विपदः क्षणे निजपतेर्दत्ते सहायं भृशं ।**
**योषा सैव पतिव्रताप मलं प्राप्नोति शोभास्पदम् ॥**

## વિપત્તિના વખતમાં પતિને સહાય.

**ભાવાર્થ**—" હે સ્વામિન્! આપને આ વખતે વ્યાપાર વગેરેમાં ધક્કો લાગવાથી પૈસાની જરૂર પડી છે, તો જો આ મારા બધા અલંકારો અને સારાં સારાં વસ્ત્રો વેચી તેના ઉપજેલા પૈસાથી લાજ સચવાતી હોય અને પૈસાની તંગી દૂર થતી હોય તો મારા ઉપર કૃપા કરીને આપની ન-

જર આગળ પડેલાં આ મારાં આભૂષણો લ્યો, અને મને કૃતાર્થ કરો." આવી ઉદારતાથી જે સ્ત્રી વિપત્તિના વખતમાં પોતાના પતિને બનતી મદદ આપે છે તે જ સ્ત્રી પતિવ્રતાપદને લાયક બની તે પદની શોભામાં વધારો કરે છે. (૧૪૯)

**વિવેચન**—स्त्रीयाः परीक्षा तु निर्धने पुंसि અર્થાત્—જ્યારે પુરૂષ નિર્ધન થઈ જાય છે ત્યારે જ તેની સ્ત્રીના હૃદયની ખરેખરી પરીક્ષા થાય છે. સંપત્તિના સમયમાં તો સૌ કોઈ સ્ત્રી, મિત્ર કે આપ્ત જન પોતાનો પ્રીતિભાવ દર્શાવે છે, પરંતુ વિપત્તિના સમયમાં, જેવી રીતે ફળ વિનાના વૃક્ષને પક્ષીઓ ત્યજીને ચાલ્યાં જાય છે તેવી રીતે સૌ કોઈ પોતાની પ્રીતિની દોરડીઓને તોડી નાંખે છે. એ વખતે સ્ત્રી પણ જો તે સુશીલ અને સમજુ ન હોય તો પોતાના પતિ ઉપર કંટાળો દર્શાવે છે. ગરીબાઇના વખતમાં ગૃહકાર્યમાં કરકસરથી ચાલવું પડે, વસ્ત્રાલંકારોની તાણ ભોગવવી પડે, પારકી મહેનત મજૂરી કરીને પણ ચલાવવું પડે અને બહુ બારીક સમય આવ્યો હોય તો સ્ત્રીનાં વસ્ત્રાભૂષણો વેચીને પણ ઉદરનિર્વાહ કરવો પડે; આવું સઘળું એક સ્વાર્થલંપટ સ્ત્રીને ન રૂચે અને પતિ ઉપર તે કંટાળો દર્શાવે તેમાં કશું આશ્ચર્ય નથી; પરંતુ ખરેખરી પતિવ્રતા સ્ત્રીનાં લક્ષણો તો કેવળ જૂદાં જ હોય છે. તેને મન પોતાનાં વસ્ત્રાભૂષણો કરતાં પોતાના પતિની લાજઆબરૂ વધારે પ્રિય હોય છે. પોતાનો સ્વામી ચિંતારહિત થઇને પુનઃ ઉદ્યોગમાં પ્રવૃત્ત રહેશે તો પોતાને ભવિષ્યમાં અનેક નવીન વસ્ત્રાભૂષણો મળશે એવી ધીરજ જે સ્ત્રીમાં હોય અને પતિનો વિપત્તિનો સમય તે પોતાને પણ વિપત્તિનો સમય જ છે એવું માનીને જે સ્ત્રી સમયાનુસાર વર્તન રાખે તે જ ખરેખરી પતિવ્રતા સ્ત્રી લેખાય. સ્માઇલ્સ ખરૂં કહે છે કે "ગૃહસ્થાશ્રમની ખરી કસોટી દુઃખ અને વિપત્તિની વેળાએ નીકળે છે." (૧૪૯)

सन्मार्गसंसूचनम् । १५० ॥

**नैते योग्यतरा इमे च कुशला एभिर्वरा मित्रता ।**
**मा[illegible]यं न [illegible]हिताव[illegible] नयम[illegible]श्रायन्तु पन्था इति ॥**

# सन्दिग्धं स्वपतिं निदर्शयति या मन्त्रीव सत्यं पथं।
# योषा सैव पतिव्रतापदमलं प्राप्नोति शोभास्पदम् ॥

## પતિને સાચી સલાહ.

**ભાવાર્થ**—" હે સ્વામિન્ ! અમુક માણસો આપની પાસે આવે છે પણ તેઓ લાયક નથી, તેમની સાથે મિત્રતા બાંધવી ઉચિત નથી, પણ અમુક અમુક માણસો લાયક ખાનદાન અને સદાચારી છે, તેઓની સાથે મિત્રતા બાંધવી ઉચિત છે. અનીતિ અને દુરાચારનો આ માર્ગ છે, તે માર્ગે એક પગલું ભરવું પણ યોગ્ય નથી; આ માર્ગ ન્યાયસંપન્ન નીતિમય છે, માટે તે માર્ગે ચાલવું એ હિતકર છે." જે સ્ત્રી ગુંચવણમાં ગુંચાઇ ગયેલા યા સંશયમાં પડેલા પોતાના પતિને ઉપર પ્રમાણે એક સત્યવાદી મિત્રની પેઠે ઉચ્ચા પ્રકારની સલાહ આપી પતિનો ગુંચવાડો અને સંશય દૂર કરી આપે છે, તે સ્ત્રી જ પતિવ્રતાપદને પૂરી રીતે દીપાવી શકે છે. (૧૫૦)

**વિવેચન**—સંસારમાં પતિવ્રતા સ્ત્રીની યોગ્યતા ઘણી જ મોટી છે, કારણકે પુરૂષનાં સંસારનાં સુખદુઃખનો આધાર બહુધા સ્ત્રી ઉપર જ રહેલો છે. નીતિશાસ્ત્રમાં પતિવ્રતા સ્ત્રીના છ મુખ્ય ગુણો કહેલા છે તેમાંનો એક ગુણ कार्येषु मंत्री નો પણ છે. સંસારને લગતાં કાર્યોમાં પતિને એક મંત્રીની પેઠે યોગ્ય સલાહ આપવી તે પણ સ્ત્રીનું મુખ્ય કર્ત્તવ્ય છે. પતિ કદાચ ભ્રમને વશ થઇને દુરાચારી જનોની સંગત રાખે અથવાતો અનીતિને માર્ગે ગમન કરે તો તેને તે માર્ગથી દૂર રહેવાની નમ્રતાપૂર્વક શિખામણ આપીને સન્માર્ગનું સૂચન કરવુ એ કાર્ય પતિના સંસારી સામ્રાજ્યના અમાત્ય તરીકે સ્ત્રીએ બજાવવાનું છે. મહાભારતમાં પણ એક સ્થળે કહ્યું છે કે धर्मार्थकामकालेषु भार्या पुंसः सहायिनी અર્થાત્, ધર્મ, અર્થ તથા કામના સમયમા પુરૂષને સહાય કરનારી સ્ત્રી છે. ડાહી સ્ત્રી પોતાની સલાહ અને શિખામણથી સ્વામીને સુધારી શકે છે અને એ રીતે પોતાના તથા સ્વામીના જીવનને તેજસ્વી બનાવી શકે છે.

બનિયન નામના એક રંઢીબાજ અંગ્રેજ કંસારાનું દૃષ્ટાંત આ

સ્થળે પ્રાસંગિક થઈ પડશે. બનિયન પિત્તળનાં ભાંગ્યાંતૂટ્યાં વાસણોને સમારવાનો ધંધો કરતો હતો અને અત્યંત દુરાચારી હતો, તેવામાં તે એક સારાં માબાપની, સુપાત્ર અને જુવાન કુમારિકાને પોતાના સારા નસીબના યોગે કરીને પરણ્યો. બનિયન પોતે જ લખે છે કે "એ બાઈનાં માબાપ ધર્મનિષ્ઠાવાળાં હતાં. તેમની એ દિકરી ઉપર પરમેશ્વરની દયાથી મારી નજર ગઈ. એ બાઇ અને હું બન્ને ભેગાં થયાં ત્યારે અમે ગરીબ હાલતમાં હતાં. અમારા બંનેમાંથી કોઇની પાસે ઘરનાં રાચરચીલાંમાં એક થાળી કે ચમચો પણ મળે નહિ! તોપણ એ સ્ત્રીની મિલકતમાં બે ચોપડીઓ હતી. એક તો 'ભલા માણસને સ્વર્ગે જવાનો રસ્તો' અને બીજી 'ધર્મનાં આચરણ' એ નામની હતી જે તેનો બાપ મરતી વેળાએ તેને આપતો ગયો હતો." આ અને એવી બીજી સારી ચોપડીઓ વાંચવાથી, પોતાની સ્ત્રીની હરવખતની ઉમદા સલાહથી અને તેના માયાભર્યા અમલના પ્રતાપથી બનિયન પોતાના દુરાચરણમાંથી ધીમે ધીમે તર્યો અને શાન્તિ તથા સુખના માર્ગ ઉપર ચડ્યો. (૧૫૦)

पत्युरारोग्यरक्षिका । १५१ ॥

**भोज्यं पथ्यमिदं शरीर[illegible]स्वदं म[illegible]स्वामिनोऽस्यामृतौ ।**
**नेदं साम्प्रतमस्ति पथ्यमुचितं नातो विधेयं तथा ॥**
**एवं या पतिदेहरक्षणविधौ यत्नं विधत्ते शुभं ।**
**योषा सैव पतिव्रतापदमलं प्राप्नोति शोभास्पदम् ॥**

### પતિના શરીરનું રક્ષણ.

**ભાવાર્થ**—"આ ઋતુમાં–શરદી કે ગરમીના વખતમાં અમુક પ્રકારનુ ભોજન જ મારા પતિના શરીરને અનુકૂળ પડે છે અને અમુક સમયમાં અમુક વસ્તુનું ભોજન શરીરને અનુકૂળ આવતું નથી, માટે આ ઋતુમાં આવા પ્રકારની જ રસોઈ ઠીક પડશે અને પેલી વસ્તુ ઠીક નહીં પડે." આવી રીતે જે સ્ત્રી પતિના શરીરનું રક્ષણ કરવાની કાળજી રાખવાની સાથે પથ્યાપથ્યની

યોગ્ય વ્યવસ્થા કરે છે અને દેશકાળાનુસાર શરીરરક્ષણના નિયમો જાણી તદનુકૂળ વર્તે છે, તે જ સ્ત્રી પતિવ્રતાપદને પ્રકાશમાં લાવી શકે છે. (૧૫૧)

**વિવેચન**—વિષ્ણુશર્માએ સત્ય જ કહ્યું છે કે भर्ता हि परमं नार्या भूषणं भूषणैर्विना ॥ અર્થાત્—સ્ત્રીઓને ભૂષણ વિના પણ પતિ જ પરમભૂષણ છે અને તેથી પોતાનું એ નિત્યનું ભૂષણ ચિરંજીવી રહે તે માટે એક પતિવ્રતા સ્ત્રી હમેશાં કાળજીવાળી રહે તે તેનું કર્ત્તવ્ય છે. પતિ નીરોગી અને ચિરંજીવી રહેશે તો પોતાનું જીવિત સફળ થશે એવી ઇચ્છાથી પ્રત્યેક સ્ત્રીએ પતિના શરીરને અનુકૂળ અને પથ્ય થાય એવું ભોજન પીરસવું જોઇએ. અત્ર એક બીજી બાબત ઉપર પણ પ્રકાશ નાંખવાની આવશ્યકતા છે. ગ્રંથકારે पतिदेहरक्षणविधौ એમાં विधि શબ્દનો ઉપયોગ કર્યો છે તે ઉપરથી તેમ જ તેની પૂર્વનાં બે પદોમાં પથ્યાપથ્યની વિચારણાવાળા શબ્દો એક પતિવ્રતા સ્ત્રીના મુખમાં મૂકયા છે તે ઉપરથી એવું સંસૂચન થાય છે કે સ્ત્રીઓએ 'રાંધવું' અને 'ખાવું ખવડાવવું' એના કરતાં કાંઇક વિશેષ જ્ઞાન મેળવવાની જરૂર છે. પૃથક્ પૃથક્ ઋતુઓમાં કેવા કેવા પ્રકારનાં ભોજન શરીરને પથ્ય હોય છે અને કેવાં કેવાં અપથ્ય હોય છે તે સંબંધી અને પાકશાસ્ત્ર સંબંધી સર્વ પ્રકારનું જ્ઞાન એક ગૃહિણીએ ધરાવવું જોઇએ. રસોઇ કરવાનું કામ કુદરતે સ્ત્રીઓને જ સોંપેલું છે અને તે કામમાં ઘણા ચાતુર્યની જરૂર પડે છે. ઋતુઓને અનુકૂળ—પ્રતિકૂળ ભોજન સંબંધી તથા પાકશાસ્ત્ર સંબંધી આવશ્યક જ્ઞાન નહિ ધરાવતી સ્ત્રીએ કાચા—પાકા રાંધણાવડે પોતાના તથા પતિ આદિ સ્વજનોના આરોગ્યને નુકસાન પહોંચાડે છે તે વિષે વિસ્તારથી લખવાની કશી જરૂર નથી. પતિના દેહના રક્ષણનો વિધિ પણ તે જ સ્ત્રીઓ સમજી શકે કે જેઓ જૂદી જૂદી ઋતુઓ સંબંધી, તેને અનુકૂળ ખોરાક સંબધી અને પાકશાસ્ત્ર સંબંધી ઉમદા જ્ઞાન ધરાવતી હોય અને 'ગૃહિણી'નું પદ મેળવ્યા પછી તે જ્ઞાનનો સ્વજનોને નિરંતર લાભ આપતી હોય. (૧૫૧)

धर्मसहायिनी । १५२ ॥

## स्वामिन्साम्प्रतमस्ति धर्मसमयः कुर्वे च कार्यन्त्विदं।

नैश्चि[redacted] न विधीयतामभिमता धर्मक्रिया श्रेयसे ॥
एवं या प्रहिणोति योग्यसमये धर्मे पतिं सद्धिया ।
योष सैव पतिव्रतापदमलं प्राप्नोति शोभास्पदम् ॥

**ધર્મકાર્યમાં પતિને મદદ.**

**ભાવાર્થ**—"હે સ્વામિન્! ધર્મક્રિયા કરવાનો સમય થયો છે, યા તો સત્કાર્ય કે પરમાર્થ કરવાનો આ સમય છે માટે બીજું કાર્ય પડતું મૂકીને પ્રથમ આ કાર્ય કરો; કદાચ બીજું વ્યાવહારિક કાર્ય મૂકી શકાય તેમ ન હોય અને તે મારાથી બની શકે તેવું હોય તો મને બતાવો, એટલે તે કાર્ય હું કરીશ. આ સમયે તમો નિશ્ચિંતપણે એક કલાક કે તેથી વધારે આત્માના શ્રેયને માટે આવશ્યક ધર્મકાર્ય કરી લો." એવી રીતે જે સ્ત્રી યોગ્ય વખતે સદ્બુદ્ધિથી પતિને ધર્મકાર્યમાં પ્રેરે છે અને ધર્મની સહાય આપે છે તે જ સ્ત્રી પતિવ્રતા તરીકે પ્રખ્યાતિ મેળવી તે પદને શોભાવી શકે છે. (૧૫૨)

**વિવેચન**—ચાર પુરૂષાર્થમાંનો એક પુરૂષાર્થ 'ધર્મ' છે. ધર્મસાધનમાં પણ એક પતિવ્રતા સ્ત્રીએ સ્વામીને સહાય આપવી જોઇએ. જે પુરૂષાર્થો સાધવાને પુરૂષ સ્ત્રીથી અથવાતો સ્ત્રી પુરૂષથી સંસારમાં જોડાય છે તે પુરૂષાર્થો સાધવામાં ઉભયે પરસ્પર સહાય કરવી તે તેમનાં કર્ત્તવ્યો છે. ધર્મકાર્ય તરફ સ્વામીને પ્રેરણા કરવી અને જે કાંઇ અડચણ હોય તે પોતાથી બનતા પ્રયત્ને દૂર કરીને ધર્મકાર્યમાં સગવડ કરી આપવી તે પુરૂષના સંસારી સોબતી તરીકે એક સ્ત્રીની ફરજ છે. મહાભારતમાં એક સ્થળે કહ્યું છે કે नास्ति भार्यासमो लोके सहायो धर्मसंग्रहे ॥ અર્થાત્ પુરૂષને ધર્મસંગ્રહ કરવામાં સ્ત્રી સમાન કોઈ સહાય કરનાર નથી. સ્વામીને ધર્મકાર્ય આચરવામાં જે કાંઈ પ્રતિકૂળતા હોય તે દૂર કરવાને પોતે અગવડ વેઠીને પણ સ્વામીને અનુકૂળતા કરી આપવી એ જ પતિવ્રતા સ્ત્રીનું ખરૂં લક્ષણ છે.

અત્ર સતી **ભામતી**નું ઉદાહરણ પ્રાસંગિક લેખાશે. **ભામતી વાચસ્પતિ** મિશ્રની પત્ની હતી. **વાચસ્પતિ**એ **ભામતી** સાથે લગ્ન કર્યા પછી **શં**કરાચાર્યના ભાષ્ય ઉપર ટીકા લખવાનું શુભ કાર્ય શરૂ કર્યું હતું અને

**ભામતી** તે કાર્ય કરવામાં સ્વામીને સર્વ પ્રકારની સગવડ કરી આપવામાં પોતાનો સમય ગાળતી હતી. ભાષ્ય લખવામાં **વાચસ્પતિ** એટલા લીન થઇ ગયા હતા કે રાત્રિદિવસ તેમને બીજું કશુ સૂજતું જ નહિ. રાત્રિએ પણ શયનગૃહમાં તે ભાષ્ય લખતા અને **ભામતી** લેખનસાહિત્યો પૂરાં પાડતી અથવા લેખનમાં કાંઇ પ્રશ્ન ઉપસ્થિત થાય તો સ્વામી સાથે વિવાદ ચલાવી પ્રશ્નનું નિરાકરણ કરતી. આ સ્થિતિમાં ઘણાં વર્ષો વીતી ગયાં પણ **વાચસ્પતિને** **ભામતી** સાથે પોતાનું લગ્ન થયું છે, એ વાત સાંભરી જ નહિ ! લેખનકાર્યની ધૂનમાં તે **ભામતીને** પોતાના વિદ્યાર્થી મિત્ર સમજતા, અને **ભામતી** સ્વામીના શુભ કાર્યમાં હરકત નહિ કરવાને મૌન જ રહીને સ્વામીસેવામાં તત્પર રહેતી. આ અવસ્થામાં બન્નેનું યૌવન પૂરૂં થયું. એક વાર રાત્રિએ દીવો દીવેલ ખૂટવાથી નિસ્તેજ થઇ ગયો અને અંધારૂં થયું એટલે **વાચસ્પતિ** મિશ્રની કલમ અટકી અને બાજુએ નજર કરી તો **ભામતીને** નિદ્રામાં જોઇ ! એ વખતે તેમને **ભામતી** સાથેના પોતાના લગ્નનું સ્મરણ થયુ અને યૌવનકાળ વ્યતીત થયા છતાં પોતાના લેખનકાર્યમાં સગવડ કરી આપવાને **ભામતીએ** લગ્નનું સ્મરણ પણ કર્યું નહિ તથા પોતે અગવડો વેઠી તેટલા માટે તેની પ્રશંસા કરીને **વાચસ્પતિએ** પોતાની ટીકાનું નામ '**ભામતી**' રાખ્યું. ( ૧૫૨ )

पतिकोपेपि क्षमाधारिणी । १५३ ॥

**श्रुत्वा या कटुकं वचो निजपतेर्नो तत्क्षणे रुष्यति ॥**
**विज्ञाप्य प्रणिपत्य वा शमयति क्रोधं तदीयं द्रुतम् ॥**
**हत्वैवं प्रकृतौ कटुत्वमधमं माधुर्यमुत्पादये-**
**द्योषा सैव पतिव्रतापदमलं प्राप्नोति शोभास्पदम् ॥**

**પતિની આકરી પ્રકૃતિની સામે ક્ષમા.**

**ભાવાર્થ**—અમુક પ્રકૃતિના પરિણામે કોપાયમાન થએલા પોતાના પતિનાં કટુ વચનો સાંભળીને જે તુરત ક્રોધ કરતી નથી, જે સ્ત્રી વિનતિ

તથા પ્રણિપત કરી વિવિધ યુક્તિથી પતિના ક્રોધને તુરત શાંત કરે છે એટલું જ નહીં પણ ધીમે ધીમે ખુશાલીના વખતમાં પ્રસંગે પ્રસંગે હિતબોધ આપી પતિની પ્રકૃતિમાં રહેલી કડવાશ અને તીક્ષ્ણ પ્રચંડતાને દૂર કરી તેની જગ્યાએ મધુર અને ઇષ્ટ ક્ષમાના તત્ત્વને ઉમેરી પતિની પ્રચંડ પ્રકૃતિને બદલાવી શાંત પ્રકૃતિ બનાવે છે તે સ્ત્રી પતિવ્રતાપદને પરિપૂર્ણ રીતે ખીલવી શકે છે. (૧૫૩)

**વિવેચન**—પતિ–પત્નીના સ્વભાવો એક બીજાને અનુકૂળ નહિ આવવાથી ત્રાસ અને દુઃખમાં દિવસ ગુજારતાં સેંકડો દમ્પતીઓ આર્યાવર્તમાં અસ્તિત્વ ધરાવતાં હશે. કેળવણીની ખામીને લીધે સ્ત્રીઓ પતિના સ્વભાવને અનુકૂળ રહીને કેવી રીતે વર્તવું એ સમજતી નથી અને તેથી જ સાંસારિક દુઃખોનો જન્મ થાય છે. કેટલાક પતિઓ પણ સારા સ્વભાવની સ્ત્રીઓને રંજાડનારા હોય છે ખરા, પરન્તુ કુદરતે સ્ત્રીને માથે પતિરૂપ શિરછત્ર આપ્યું છે તો સ્ત્રીની ફરજ છે કે તેણે બનતાંસુધી સ્વામીના સ્વભાવને અનુકૂળ રહીને પોતાનો સ્વભાવ બદલાવવો અને એ જ રીતે ધીમે ધીમે પતિના આકળા સ્વભાવને સુધારવાને યત્ન કરવો. રશિયન ભાષામાં એક એવું કહેવત છે કે " સ્ત્રી પતિને શિક્ષા કરીને તેના ઉપર રાજ્ય ચલાવી શકતી નથી, પરન્તુ જો તે ધારે તો પોતાના સ્વભાવવડે પતિ ઉપર રાજ્ય ચલાવી શકે ખરી. " આકળા સ્વભાવના સ્વામીને ધીરજથી, ગરીબાઇથી, પોતાનો વાંક કબૂલ કરવા જેવો દેખાવ કરીને શાન્ત પાડયા પછી મધુરા શબ્દોમાં સત્ય વાત કહી સંભળાવી હોય–પોતાનો વાંક ન હોય તો સ્વામીનો કોપ શાંત થાય ત્યારે તેને ખરી વિગત કહી સંભળાવી હોય–તો પતિપત્ની વચ્ચે સ્વભાવની ભિન્નતાથી જ લાંબા ઝગડા જાગે છે તે તુરત અદૃશ્ય થયા વિના રહે નહિ. બેન જોન્સને એક સ્થળે કહ્યું છે કે—

" જે સ્ત્રી પોતાના સ્વામીનો ગુસ્સો શાંત થાય ત્યાંસુધી સામો ઉત્તર આપતી નથી, અથવા જો તે સ્વામી ઉપર કાબૂ ધરાવતી હોય તો તે પોતાના કાબૂને ખુલ્લી રીતે દર્શાવતી નથી તે જ સ્ત્રી પોતાના સ્વામીને મોહમુગ્ધ કરી શકે છે અને પોતાની જાતને પતિને અર્પણ કર્યા છતાં પોતે તેના ઉપર કાબૂ ધરાવી શકે છે." આવી સ્ત્રી પોતાના ધીરા અને ક્ષમાશીલ સ્વભાવવડે

સર્વ કૌટુંબિક જનોમાં પ્રિય થઈ પડે છે એટલું જ નહિ પણ તે જ ખરી પતિવ્રતા સ્ત્રી લેખાય છે. મહાભારતમાં પણ એક સ્થળે એવું જ કહ્યું છેઃ—

परुषाण्यपि चोक्ता या दृष्टा दुष्टेन चक्षुषा।
सुप्रसन्नमुखी भर्तुर्या नारी सा पतिव्रता ॥

અર્થાત્—પતિએ કઠોર વચન કહ્યાં હોય, તથા ક્રોધની દૃષ્ટિએ જોયું હોય, તોપણ તેના પ્રત્યે જે સારી રીતે પ્રસન્નમુખવાળી રહે તે સ્ત્રી પતિવ્રતા કહેવાય છે. ( ૧૫૩ )

[ આર્ય સંસારમાં સ્ત્રીઓને બહુધા ગૃહકાર્યનો બોજો જ વહેંચી આપેલો હોય છે, અને તેથી ભરણપોષણને માટે કમાણી કરવાનું તેમને સોંપવામાં આવતુ નથી; છતાં હીન અવસ્થાવાળા દમ્પતીઓના સંસારમાં એક સ્ત્રીએ કમાણી નહિ કરવા છતાં પતિને કેવી રીતે સહાયભૂત થવું જોઇએ, તે હવે પછીના શ્લોકમાં દર્શાવવામાં આવે છે. )

पत्युर्दैन्ये व्यये नियतत्वम् । १५४ ॥

नोद्योगः प्रचुरो न चास्ति विपुलो द्रव्यागमः साम्प्रतं।
कार्योतो न गृहे व्ययश्च बहुशो नो भूषणादिस्पृहा॥
यैवं प्रेक्ष्य पतिस्थितिं वितनुते स्वायानुसारं व्ययं ।
योषा सैव पतिव्रतापदमलं प्राप्नोति शोभास्पदम् ॥

ગરીબાઈમાં કરકસર.

**ભાવાર્થ**—જે સ્ત્રી વસ્ત્ર આભૂષણ વગેરેનું ખર્ચ કરવામાં પતિની સ્થિતિનો વિચાર કરે છે કે " હાલમાં ઉદ્યોગની જોઇએ તેવી સ્થિતિ નથી તેમ જ પૈસાની આવક પણ જોઇએ તેવી નથી, એટલે મારા પતિ પૈસા સંબંધી તંગી ભોગવે છે માટે હમણાં અલંકારો કે વસ્ત્રોની ચાહના ન રાખવી; તેમ જ ઘરનું ખર્ચ પણ કરકસરથી ચલાવવું; " આવો ખ્યાલ રાખી જે સ્ત્રી પોતાના પતિની સ્થિતિ જાણીને તદનુસાર ખર્ચ રાખી પતિને ચિન્તાથી દૂર રાખે છે તે સ્ત્રી પતિવ્રતા ધર્મના પંથમાં આગળ વધી ગૃહિણીના અધિકારની કિમ્મત વધારે છે. ( ૧૫૪ )

**વિવેચન**—" ત્રેવડ એ ત્રીજો ભાઈ છે " એ કહેવત હમેશાં સ્ત્રીઓના મુખમાં હોય છે ખરૂં, પરન્તુ તેનો અર્થ સમજીને પ્રસંગોપાત તે કહેવતનો વ્યવહારમાં ઉપયોગ કરનારી ડાહી સ્ત્રીઓ આર્ય સંસારમાં ઘણી જ થોડી હશે. જ્યારે સંપત્તિના દિવસો હોય ત્યારે મરજી પ્રમાણે ખર્ચ કરીને છૂટ ભોગવનારી સ્ત્રીઓને માથે જ્યારે આપત્તિના દિવસો આવે છે, પતિની કમાણી ઓછી થઇ જાય છે અથવા તો આવકનાં સાધનો બિલકુલ બંધ પડે છે ત્યારે કરકસરથી ઘરખર્ચ ચલાવવાનું અથવાંતો વસ્ત્રાલંકારોનો સંકોચ ભોગવવાનું બહુ જ આકરૂં લાગે છે. છતાં પણ સુશિક્ષિત સ્ત્રીઓ સમયને ઓળખીને અનેક મુશ્કેલીઓ વેઠીને પણ આપત્તિના દિવસો પસાર કરે છે. સમયને નહિ પિછાણનારી સ્ત્રીઓ એવા દિવસોમાં પતિને પણ શત્રુ જેવી લાગે છે અને સ્ત્રીની કુલીનતા પણ એવા જ વખતે દેખાય છે. દુઃખના દિવસોમાં સ્વામીને ધીરજ આપવાને બદલે વધારે દુઃખદાયક થઇ પડવું એ તો એક કુલટા સ્ત્રીનું જ લક્ષણ ગણાય, તેથી ઉલટું પતિવ્રતા સ્ત્રી પોતાની જાતે અનેક પ્રકારનો સંકોચ વેઠીને ગૃહસંસાર કરકસરથી ચલાવે છે અને એ રીતે ઓછી આવકના દિવસોમાં સ્વામીને મદદ કરનાર જમણા હાથરૂપ થઇ પડે છે.

વખતને ઓળખીને વર્તનાર તરીકે **વિલીયમ કોબેટની** સ્ત્રીનું ઉદાહરણ આ સ્થળે પ્રાસંગિક થઈ પડશે. તેની સ્ત્રી એક લશ્કરી અમલદારની પુત્રી હતી અને જ્યારે તે કુંવારી હતી ત્યારે કોબેટ તેની સાથે પ્યારમાં પડચો હતો. એ સમયે તે તેર વર્ષની ઉમરની હતી. પ્યારમાં પડયા પછી તુરત જ કોબેટને લશ્કરની સાથે પરદેશમાં જવું પડયુ, અને પરદેશમાંથી પાછા ફર્યા પછી બન્નેએ લગ્ન કરવું એવો નિશ્ચય કર્યો. કોબેટ એક ગરીબ માણસ હતો છતાં તેણે નોકરીની આવકમાંથી અઢી હજાર રૂપીઆ બચાવ્યા હતા. પોતે પરદેશ જતી વખતે તેણે તે રકમ પોતાની પ્રિયતમાને આપી દીધી અને કહ્યું કે હું ઇંગ્લાંડમાં પાછો આવું ત્યાંસુધી તું સુખથી રહી શકે તેટલા માટે હું તને આ રકમ આપું છું. ત્યારપછી પાંચ વર્ષ વીતી ગયાં. કોબેટ લશ્કરી નોકરીમાંથી પાછો ફર્યો અને તુરત જ તે પોતાની પ્રિયતમાને

મળ્યો. * કોબેટ લખે છે કે "મારી નાની પ્રિયતમા તો બધું ઘરકામ કરવાને કેપ્ટન બ્રિસાકના મકાનમાં વરસના પોણોસો રૂપિયાના પગારથી ચાકરડી રહીને કઠણુ વૈતરૂં કરતી; એ બાબતનો એક પણ શબ્દ બોલ્યા વિના તેણે મારા હાથમાં પેલા મેં આપેલા અઢી હજાર રૂપીઆની થેલી એક પાઇ પણ તેમાંથી ઓછી કર્યા વિના મારા હાથમાં મેલી." પોતાના પ્રિયતમની ગરીબાઈને સમજનાર અને તેની ખરા પરસેવાની કમાણીની કીંમત સમજનાર એ કુમારિકા જેવી ગૃહિણીઓ આર્યાવર્તમાં કેટલી હશે? (૧૫૪)

• [ સ્ત્રીના પતિપ્રતિના ધર્મોનું ટૂંકમા સૂચન કર્યા પછી હવે સ્ત્રીમાં વિનયાદિ બીજા કયા ગુણો હોવાની અનિવાર્ય આવશ્યકતા છે તે ગ્રંથકાર દર્શાવે છે. ]

गृहशोभासंपादिन्यः स्त्रियः । १५५ ॥

**भो भो स्वागतमद्य पावनमभूद्गेहाङ्गणं वः पदै-**
**र्जातं वः शुभदर्शनं बहुदिनैः स्वास्थ्यं शरीरेस्ति किम्॥**
**एवं या कुरुते समादरमलं प्राघूर्णिकानां मुदा ।**
**दारिद्र्येऽपि हि शोभतेऽधिकतरं गेहं गृहिण्या तया ॥**

**કેવી સ્ત્રીઓ ઘરની શોભા વધારે છે?**

**ભાવાર્થ**—જે સ્ત્રીઓ પોતાને ઘેર આવેલા લાયક ગૃહસ્થ યા મિજમાનોનો પ્રથમ વાણીથી સત્કાર કરે છે કે "તમે ભલે પધાર્યા; આપનાં પગલાંથી આજે અમારા ઘરનુ આંગણું પવિત્ર થયું; કેમ હમણાં ઘણે દિવસે પધાર્યા? કેટલાએક વખતથી રાહ જોતાં ઘણે દિવસે આપનાં દર્શન થયાં; શરીર તો સ્વસ્થ છે? અને સૌ કોઈ રાજીખુશીમાં છે?" આવી રીતે વિનય અને સભ્યતાપૂર્વક ઘણી માનભરી રીતિથી મિજમાનોનો યોગ્ય સત્કાર કરે છે કે જેથી આવનાર માણસ ઘણો જ પ્રસન્ન થાય છે. તેવી કુલીન સ્ત્રીઓવડે ગમે તેવી ગરીબાઇના વખતમાં પણ તેમનું ઘર અધિકાધિક શોભે છે. (૧૫૫)

---

* આ કોબેટે Advice to Young Men નામનું અંગ્રેજી પુસ્તક લખ્યું છે અને તે દરેક જુવાન સ્ત્રી પુરૂષે વાંચવા જેવું છે.

**વિવેચન**—વિનયવાળી સ્ત્રીઓ હમેશાં ઘરના આભૂષણરૂપ લેખાય છે. પોતાનું ઘર ગમે તેવું ગરીબ હોય તથાપિ વિવેકી અને મધુરવાદિની સ્ત્રીઓ બીજાં કુટુંબોમાં પોતાના ઘરની કીર્તિને વધારનારી થઇ પડે છે. પોતાને ત્યાં આવેલા અતિથિઓ—મેમાનોનો મધુર વાણીથી સત્કાર કરી તેમના ખબર અંતર પૂછવા, તેમના ઉપર પોતાની નિર્દોષ ચાહના દર્શાવવી અને પોતાના ઘરને યોગ્ય ભોજનાદિ વસ્તુઓથી તેમનો સત્કાર કરવો, એવા એવા ગુણો જે સ્ત્રીઓમાં હોય છે તેઓ પોતાના સારા સ્વભાવવડે પણ લોકોમાં ખ્યાતિને પામે છે અને તેની ગરીબાઇમાં અનેક જનો તેમને સહાય કરવાને પ્રેરાય છે. સુશીલ જનો તરફ સૌ કોઇની લાગણીઓ ખેંચાયા વિના રહેતી નથી. આ જ કારણથી કહ્યું છે કે—न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते ॥ અર્થાત્—માટી કે પત્થરથી બાંધેલું ઘર એ કાંઇ ઘર નથી પરન્તુ 'ગૃહિણી'—લાયક સ્ત્રી એ પોતે જ ઘર છે. તાત્પર્ય એ છે કે જો એક પુરૂષને કુલીન ગૃહિણી મળે છે તો તે ગમે તેવો ગરીબ હોય છે છતાં તે કુલીન ગૃહિણીના વિનયાદિ ગુણોને લીધે જનસમાજમાં કીર્તિને પામે છે. ગરીબ ઘર પણ એવી ગૃહિણીઓથી દીપી ઉઠે તેમાં શું આશ્ચર્ય છે? (૧૫૫)

गृहशोभाविनाशिन्यः स्त्रियः । १५६ ॥

**हा कैतेतिथयो बुभुक्षिततरा गेहे प्रविष्टाश्च मे ।**
**दृष्टं किं गृहमेव मेऽस्मि किमहं दासी ह्यमीषां नृणाम् ॥**
**एवं यात्र तिरस्करोति नितरां प्राघूर्णिकानुद्धता ।**
**द्रव्ये सत्यपि शोभतेऽल्पमपि नो गेहं तया योषिता ॥**

### કેવી સ્ત્રીઓ ઘરની પ્રતિષ્ઠા ગુમાવે છે?

**ભાવાર્થ તથા વિવેચન**—પૂર્વ શ્લોકમાં ઘરની શોભા વધારનારી સુગૃહિણીઓનાં લક્ષણો બતાવ્યા પછી આ શ્લોકમાં ઘરની શોભાનો નાશ કરનારી કુલટા સ્ત્રીનું ચિત્ર આલેખવામાં આવ્યું છે. જેવી રીતે સુશીલ અને મધુરવાદિની સ્ત્રીના વિવેકથી એક ગરીબ ઘર પણ જનસમાજમાં

કીર્તિ પામે છે તેથી ઉલટું એક ધનવાન્ ઘર કુલટા સ્ત્રીના દુઃશીલ સ્વભાવથી અને ઉદ્ધતાઇથી અપકીર્તિત થાય છે. એવી સ્ત્રીઓ ઘેર આવતા લાયક ગૃહસ્થો તથા મિજમાનોનો પ્રથમ વાણીથી અનાદર કરે છે કે "અરેરે! આ ભૂખ્યા દુકાળીઆ જેવા અતિથિઓ–મિજમાનો આટલા બધા કયાં આવી પડચા? અલ્યા! આ મારા ઘરમાં કયાં પેઠા? શું મારૂં જ ઘર દીઠું છે? હું કાંઇ એમની દાસી નથી કે એમને રસોઇ કરી જમાડું! એ પીટચાંને મ્હોં દીધું તો જશે જ નહિ." આવા શબ્દોથી તેમનો તિરસ્કાર કરે છે." કહેવત છે કે "ભૂડી સ્ત્રીએ બમણો વરો" અર્થાત્ આવી કુલટા સ્ત્રીઓ પોતાના ઘેર અવતા અતિથિઓનો આવો તિરસ્કાર કરે છે અને તેમને ભોજન નહિ આપવા જેટલા ખર્ચનો બચાવ કરે છે પરન્તુ બીજી બાજુએ તેના જ જેવા સ્વભાવનાં બીજાં કુટિલ માણુસો તેનું ફોલી ખાય છે! જ્યાં એકસરખા સ્વભાવનાં માણુસો મળે છે, ત્યાં પ્રત્યેક વ્યક્તિને ગમે છે. તેવી રીતે કુલટા સ્ત્રીઓ સજ્જનોનો અનાદર કરે છે પરન્તુ કુટિલ જનોનો આદર કરીને પોતાના ધનનો કુમાર્ગે વ્યય કરતાં પાછું વાળી જોતી નથી. (૧૫૬)

प्रतिष्ठावर्द्धिन्यः स्त्रियः । १५७ ॥

**वाचा मिष्टतरापि नानृतलवैर्मिश्रास्ति यस्याः स्त्रिया।**
**दृष्टिः स्नेहसुधाभृतापि विकृता नास्त्यन्यपुंसि प्रियात्॥**
**औदार्यं विपुलं हृदस्तदपि नायोग्यव्ययेच्छान्वितं।**
**सा नारी गृहिणीपदस्य तनुते सत्यां प्रतिष्ठां पराम्॥**

**પ્રતિષ્ઠા વધારનારી સન્નારીઓ.**

**ભાવાર્થ**—જે સ્ત્રીની વાણી કટુતાદોષથી રહિત, અત્યન્ત સભ્ય અને મધુર–મીઠી હોય તથાપિ અસત્યદોષથી મિશ્રિત ન હોય, જેની દૃષ્ટિ સ્નેહરૂપ અમૃતથી ભરેલી હોય પણ પોતાના પતિ સિવાય અન્ય પુરૂષ તરફ વિકારભાવથી ખેંચાએલી ન હોય, જેનું હૃદય ઘણા જ ઉદાર ભાવથી પરિપૂર્ણ ભરેલું હોય તથાપિ તે ઔદાર્ય આડા અવળા પૈસા ઉડાવવારૂપ ઉડાઉપણામાં

પરિણત થએલું ન હોય, તે જ સ્ત્રી પોતાના કુટુંબની, ઘરની, પતિની અને પોતાની પ્રતિષ્ઠા વધારે છે, અને ગૃહિણીપદને પણ તે જ શોભાવે છે. (૧૫૭)

**વિવેચન**—કુટુંબની પ્રતિષ્ઠા વધારનારી સ્ત્રીમાં ત્રણ ગુણો ખાસ કરીને અગત્યના છે એવું આ શ્લોકમાં દર્શાવ્યું છે. આ ત્રણ ગુણો મધુર વાણી, સ્નેહયુક્ત દૃષ્ટિ અને હૃદયની ઉદારતા એ છેઃ પરન્તુ એ ત્રણ ગુણો એકાન્ત દૃષ્ટિથી અગત્યના માનવાના નથી. એક સ્ત્રીમાં મધુરવાદિત્વ હોય, પરન્તુ તે સાથે પારકી ખુશામત કરવાના હેતુથી અથવા તો મીઠું મીઠું બોલીને બીજાને છેતરવાની બુદ્ધિથી અસત્ય બોલવામા આવે તો તે મધુરવાદિત્વ એક સદ્‌ગુણ નહિ લેખાતાં દુર્ગુણ લેખાય છે; તેટલા માટે સ્ત્રીઓની વાચા ભલે મિષ્ટ હોય પરન્તુ તે અસત્યમિશ્રિત હોવી જોઇએ નહિ. સ્ત્રીની દૃષ્ટિ હમેશાં આપ્ત જનો અથવા સંબંધીઓ અને અતિથિઓ પ્રતિ સ્નેહયુક્ત હોવી જોઇએ અને તે ગુણે કરીને એવી સ્ત્રી ડાહી તથા વિનયી લેખાય છેઃ પરન્તુ જે સ્નેહ બીજાઓ પ્રત્યે દર્શાવવામાં આવે તે નિર્વિકારી હોવો જોઇએ. જે સ્નેહભાવ પતિ પ્રત્યે દર્શાવવામાં આવે તે ભાવનો એક અણુ પણ પરપુરૂષ પ્રત્યે દર્શાવવામાં આવવો ન જોઈએ. વડીલોનાં કટુ વચનો સહન કરી લેવામાં, નોકર ચાકરો પાસે કામ કરાવવામાં, દીન જનોને દાન આપવામાં અને એવાં બીજાં કાર્યોમાં જો એક સ્ત્રી ઉદાર હોય તો તેનો તે ગુણ પ્રશંસાને પાત્ર લેખાય છે; પરન્તુ નાણું ખર્ચવામાં પોતાના ગજા ઉપરાંત ખર્ચ કરવું અથવા તો ગરીબાઇનો વખત આવી લાગતાં સમયને અનુસરીને નહિ વર્તતાં એકસરખુ ખર્ચ ચાલુ રાખવું તે ઉદારતા નહિ પણ ઉડાઉપણું લેખાય છે. આ પ્રમાણે જો ત્રણ ગુણો—તે ગુણો દુર્ગુણ રૂપ ન થઈ પડે તેવી કાળજી સાથે—એક સ્ત્રીમાં હોય તો તે સ્ત્રી ગૃહિણીની ઉચ્ચ પદવીને શોભાવનારી થઈ પડે છે. સ્ત્રીઓમાં સાત દોષ તો 'સ્વભાવજ' એટલે સ્વભાવથી—કુદરતથી જન્મેલા કહેવાય છેઃ—

अनृतं साहसं माया मूर्खत्वमतिलोभता ।
अशुचित्वं निर्दयत्वं स्त्रीणां दोषाः स्वभावजाः ॥

અર્થાત્—જૂઠું બોલવું, સહસા કામ કરવું, માયા દર્શાવવી, મૂર્ખતા,

અતિલોભીપણું, અશુચિત્વ અને નિર્દયત્વ; એ સાત દોષો સ્ત્રીઓમાં સ્વભાવથી જ જન્મેલા કહેવાય છે. પરન્તુ ઉપર્યુક્ત ત્રણ મુખ્ય ગુણો જો સ્ત્રીમાં હોય છે તો આ સાતે દોષ તે ગુણોના પ્રતાપે કરીને દૂર થઈ જાય છે. (૧૫૭)

[ ગૃહિણી પ્રત્યે સાસુ તથા પતિનો કેવો ભાવ હોવો જોઈએ કે જેથી સંસારશકટ જરા પણ અટકયા વિના સરલતાથી ચાલે તત્સંબંધી બોધ હવે પછીના બે શ્લોકમાં આપેલો છે. ]

वधूं प्रति श्वश्रूकर्त्तव्यम् । १५८ ॥

**या पुत्रीमिव मन्यते सुतवधूं प्रेम्णा प्रमोदान्विता।**
**नो निष्कारणमेव कुप्यति न वा द्विष्टे न चाक्रोशति॥**
**दत्ते चोत्तमशिक्षणं हितधिया प्रासङ्गिकं शान्तितः।**
**सा श्वश्रूपदमर्हति स्वपरयोः सौख्यं विधातुं क्षमा॥**

### વહુ પ્રત્યે સાસુએ કેવી રીતે વર્તવું ?

**ભાવાર્થ**—જે સાસુ પોતાના દીકરાની વહુથી કશી જુદાઇ ન રાખતાં પોતાની પુત્રીના પ્રત્યે જેવો પ્રેમ હોય તેવા જ પ્રેમથી તેને જુએ છે અને તેની સાથે સદા પ્રસન્નતાથી વર્તે છે, વગર કારણે તેના ઉપર કોપ કે દ્વેષ કરતી નથી, તેમ જ તેને વખતો વખત ટોકતી કે પ્રહાર કરતી નથી, કદાચ વહુની ભૂલ હોય તો પ્રસંગે પ્રસંગે શાંતિ અને ધીરજથી હિતબુદ્ધિવડે ઉત્તમ શિખામણ આપે છે, તે પણ એવાં વચનોથી કે જે વચનો સાંભળતાં મીઠાં લાગે અને અસર કર્યા વગર પણ રહે નહીં; આવા ગુણ અને લક્ષણવાળી સ્ત્રી જ સાસુની પદવીને લાયક બને છે, અને પોતાનું તથા વહુનું હિત સાચવતાં વહુ તરફનું માન મેળવી શકે છે. ( ૧૫૮ )

**વિવેચન**—ગૃહકલહના અનેક પ્રકારોમાં એક પ્રકાર સાસુ અને વહુ વચ્ચેના કલહનો પણ છે. એ કલહમાં કેટલીક વાર સાસુ કારણીભૂત હોય છે તો કેટલીક વાર વહુ કારણીભૂત હોય છે. સાસુને મન વહુ દાસી અથવા ગુલામડી હોય છે અને તેથી તેના પ્રત્યે તિરસ્કારથી વર્તે છે, ત્યારે

વહુ જુવાન હોઇને તથા પિતૃગૃહમાં લાડથી ઉછરેલી હોઇને સાસુનું ઉપરીપણું સહન કરતી નથી. આવાં આવાં નિર્જીવ કારણને લીધે સાસુ અને વહુ વચ્ચે બહુધા કલહ ઉત્પન્ન થાય છે. જો બન્નેને ઉચિત કેળવણી મળી હોય છે અને બન્નેમાં પૂર્વોક્ત શ્લોકમાં કહ્યા પ્રમાણેના ગૃહિણીપદને યોગ્ય ગુણો હોય છે તો આ કલહને કદાપિ જન્મ મળતો નથી. પૂર્વે નવવધૂની ફરજો વિષે ઘણું કહેવાઇ ગયું છે અને તેમાં સાસુ પ્રત્યેની વહુની ફરજો વિષે પણ ઉલ્લેખ થઇ ચૂક્યો છે તેથી આ શ્લોકમાં વહુ પ્રત્યેની સાસુની ફરજનું વિવેચન આપવામાં આવ્યું છે. પ્રત્યેક સાસુએ સમજી રાખવું જોઇએ કે પોતાને ત્યાં વહુ તરીકે આવેલી સ્ત્રી તેના પિતાને ઘેર તો પુત્રી જ હતી અને તેથી સાસુ પોતાની પુત્રી પ્રત્યે જેવી રીતે વર્તતી હોય તેવી જ રીતે તેણે પોતાની પુત્રવધૂ પ્રત્યે પણ વર્તવું જોઇએ. વહુને દાસી સમજીને વારંવાર તેના ઉપર કોપ કરવો, તેનો દ્વેષ કરવો, ઠપકો આપવો એ એક સુજ્ઞ સાસુને શોભે નહિ. સાસુને સંસારના લાંબા અનુભવથી જે શિક્ષણ મળ્યું હોય છે તે વહુને મળ્યું હોતું નથી તેથી ઘણી બાબતોમાં વહુને હાથે ભૂલો થવાનો સંભવ હોય છે; પરન્તુ તે ભૂલોને માટે વહુ ઉપર ગુસ્સો નહિ કરતાં હિતબુદ્ધિથી તેને શિખામણ આપવી અને શાન્તિથી તેને તેની ભૂલ બતાવવી એમાં સાસુના ઉંચા પદનું સાર્થક્ય સમાએલું છે; નહિતો સાસુ પુત્રવધૂ પ્રત્યે જેવા પ્રકારનું હલકું વર્તન રાખે છે તેવા જ પ્રકારનું શિક્ષણ પુત્રવધૂને પણ મળે છે અને પરંપરાએ એવા કુટુંબમાં સુગૃહિણીઓ ઉત્પન્ન જ થતી નથી.

અત્ર પ્રસંગાનુસાર એક રમુજી દૃષ્ટાન્ત આપવું ઉચિત થઇ પડશે. એક પ્રૌઢ વયની સ્ત્રી પોતાની વૃદ્ધ સાસુ પ્રત્યે બહુ જ હલકી રીતે વર્તતી હતી. ઘરના એક ગંદા અને અંધારાવાળા ભાગમાં તે પોતાની સાસુને રાખતી અને ઘરમાં જે કાંઇ એઠું જૂઠું વધે તે માટીના એક ચપ્પણમાં નાંખીને તેને ખાવા માટે આપતી. બિચારી વૃદ્ધ સાસુ આથી બહુ દુઃખી થતી તોપણ તે સુખે દુઃખે વૃદ્ધાવસ્થાનાં બે વરસ ગાળી નાંખવાને સંતોષથી એ બધું સહન કરતી હતી. એવામાં એ પ્રૌઢ વયની સ્ત્રીના પુત્રનું લગ્ન થયું અને ઘેર વહુ આવી. વહુ પોતાની સાસુનું પોતાની મોટી

સાસુ પ્રત્યેનું હલકું વર્તન જોઇને બહુ દુઃખ પામી. પોતાની સાસુને ભાનમાં લાવવા માટે પુત્રવધૂએ એક યુક્તિ કરી. જે માટીનાં ચપ્પણમાં પોતાની મોટી સાસુને ખાવાનું આપવામાં આવતું હતું તે સઘળાં ચપ્પણ ફેંકી નહિ દેતાં તેણે એકઠાં કરવા માંડયાં. એક વાર બધાં એઠાં ચપ્પણ તેની સાસુના જોવામાં આવ્યાં એટલે તેણે પુત્રવધૂને એ એઠાં ચપ્પણ ફેંકી દેવા કહ્યું. પુત્રવધૂએ ઉત્તર આપ્યો: "સાસુજી ! તમે તમારાં ઘરડાં સાસુને આવાં ચપ્પણુમાં એઠું જૂઠું ખાવા આપો છો, તેવી રીતે જ્યારે તમે ઘરડાં થાઓ ત્યારે મારે તમને એવાં જ ચપ્પણુમાં ખાવા આપવું જોઇએ કની ? તેટલા માટે હું એ બધાં ચપ્પણ એકઠાં કરી રાખું છું કે જેથી ભવિષ્યમાં તે કામ લાગે !" આ જવાબ સાંભળીને સાસુ તો આશ્ચર્યથી સ્થંભી ગઇ અને સમજી કે પોતે પોતાની સાસુ તરફ હલકાઇથી વર્તે છે એનું શિક્ષણ પોતાની પુત્રવધૂને મળતું હોવાથી ભવિષ્યમાં પોતાને પણ એવું દુઃખ વેઠવું પડશે ! તે દિવસથી સાસુ પોતાની વૃદ્ધ સાસુ પ્રત્યે માનભરી રીતે વર્તવા લાગી. કહેવાનું તાત્પર્ય એ છે કે જેવી સાસુઓ હોય છે તેવી જ વહુઓ થાય છે કારણકે બહુધા સાસુના ગુણો જ વહુમાં દેખાદેખીથી ઉતરે છે. તેટલા માટે પોતાની પુત્રવધૂઓને સુલક્ષણવતી બનાવવાને પ્રત્યેક સાસુએ તેમની તરફ સારૂં વર્તન રાખવું જોઇએ. ( ૧૫૮ )

पत्नी प्रति पत्युर्भावः । १५९ ॥

**दासीयं गृहदास्यकर्म कुरुतां श्वश्र्वेति नालोच्यतां।**
**किन्त्वस्माकमियं वधूः कुलयशःसौख्यप्रदेति स्फुटम् ॥**
**एषा स्त्री मम धर्मकार्यकरणे साहाय्यसंपादिनी।**
**सन्तत्युत्तमशिक्षिकेति सततं पत्यापि संचिंत्यताम् ॥**

### સ્ત્રી પ્રત્યે કેવો ભાવ રાખવો ?

**ભાવાર્થ તથા વિવેચન**—સાસુઓ મનમાં એવો ખ્યાલ ન રાખવો કે "વહુ તો દાસી છે, ઘરમાં ભલે દાસીનું કામ કરે;" કિન્તુ એવો ખ્યાલ રાખવો

જોઈએ કે "એ તો મારા કુળનું યશ અને સુખ વધારનારી, ભવિષ્યની સંતતિને ઉત્તમ શિક્ષણ આપી ઉન્નત બનાવનારી કુલવધૂ છે," તેમ જ પતિએ પણ એમ જ માનવું જોઇએ કે "મારી કાન્તા એ દરેક પ્રસંગમાં મને સહાય કરનારી, સુખમાં વધારો કરનારી, સંતતિને ઉચ્ચ સંસ્કારોનો વારસો આપી તેમનુ સદ્‌ભાગ્ય ખીલવનારી સહધર્મિણી–સહચારિણી એક સન્નારી છે." આ પ્રમાણે જે ઘરમાં ગૃહિણી પ્રત્યે યોગ્ય માનની દૃષ્ટિથી જોવામાં આવે ત્યાં હમેશાં સુખ અને સંપત્તિનો જ નિવાસ હોય છે. મનુએ કહ્યું છે કે यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः અર્થાત્ જ્યાં સ્ત્રીઓની પૂજા થાય છે–તેઓ પ્રતિ યોગ્ય માનની દૃષ્ટિથી જોવામાં આવે છે ત્યાં હમેશાં દેવતાઓનો નિવાસ હોય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે સ્ત્રીરૂપ કુળલક્ષ્મીનું યોગ્ય માન જળવાય ત્યાં દેવોને પણ નિવાસ કરતાં આનંદ થાય છે અને તેથી ઉલટું જ્યાં કલહ થયાં કરે છે ત્યાંથી સંપત્તિ પોતાની મેળે ચાલી જાય છે. શેખસાદીએ પોતાના 'ગુલીસ્તાન'માં ખરૂં જ કહ્યું છે કે "જે ઘરમાંથી સ્ત્રીનો કલહયુક્ત મોટો ઘાંટો સંભળાય છે તે ઘરને માટે સુખના દરવાજા હમેશા બંધ જ હોય છે." (૧૫૯)

---

## तृतीय परिच्छेद.

---

### વિધવાઓનું કર્ત્તવ્ય.

[ દુર્ભાગ્યે ઘણી બાળ અને યુવતી સ્ત્રીઓ વિધવા બને છે અને સધવા સ્ત્રીઓ કરતાં વિધવા સ્ત્રીઓના ધર્મો તથા કર્ત્તવ્ય કેવળ નિરાળા પ્રકારના જ હોઈને આ પરિચ્છેદમાં ગ્રંથકારે તત્સંબંધે વિવેચન કર્યું છે ]

विधवानां कर्त्तव्यम् । १६० ॥

**वैधव्यं स्वकठोरकर्मवशतो यद्यासमार्यास्त्रिया ।**
**निर्वाह्यं सुसतीपवित्रचरितान्यालोच्य सत्प्रज्ञया ॥**

# वैराग्यान्वितशीलमेव परमं तस्या मतं भूषणं ।
# यावज्जीवमखण्डितं [illegible]तकरं धार्यं न चा[illegible]त्ततः ॥

## વિધવાઓનું કર્ત્તવ્ય.

**ભાવાર્થ**—કદાચિત્ કોઇ આર્ય સ્ત્રીને પોતાના કમનસીબના યોગે કરીને વિધવાવસ્થા પ્રાપ્ત થાય તો તે અવસ્થાને પવિત્ર સતી સ્ત્રીઓનાં સુચરિતોનું શ્રવણ મનન કરીને સદ્ભાવપૂર્વક વ્યતીત કરવી. વૈરાગ્યવૃત્તિની સાથે બ્રહ્મચર્ય પાળીને રહેવું એ વિધવા સ્ત્રીઓનું પરમ ભૂષણ છે અને એ ઉત્તમ ભૂષણને તેઓએ રાત્રિદિવસ અખંડપણે જીવનપર્યન્ત પોતાના શરીર ઉપર ધારણ કરી રાખવું. (૧૬૦)

**વિવેચન**—પૂર્વસંચિત કોઇ અશુભ કર્મના ઉદયે કરીને સ્ત્રીઓને તરૂણાવસ્થામાં વૈધવ્ય પ્રાપ્ત થાય છે. પ્રૌઢાવસ્થામાં સ્ત્રીઓને વૈધવ્ય પ્રાપ્ત થતા જે કાંઈ મનોદુઃખ થાય છે તે કરતાં સેંકડોગણું વધારે દુઃખ તરૂણાવસ્થામાં એ સ્થિતિમાં આવી પડવાથી થાય છે અને તેનાં કારણો સ્પષ્ટ જ છે. તારૂણ્યની ઉછળતી ઊર્મિઓમાં અને સંસારમાં લલચાવનારાં અનેક આકર્ષણોની વચમા રહીને પોતાના શીલને ડાઘ ન પડવા દેવો એ અત્યંત ક્લિષ્ટ મનાય છે. આ ક્લિષ્ટ મનાતી અવસ્થા વિધવા સ્ત્રીઓએ ઘણી જ સાવધાનતાથી ગાળવી જોઇએ. પોતાને પ્રાપ્ત થએલી સ્થિતિ ઉપર હમેશાં રોદણાં રડીને સંતાપ નહિ કરતાં सुखस्य दुःखस्य न कोपि दाता । स्वकर्मसूत्रग्रथितो हि लोकः ॥ અર્થાત્—આપણા ઉપર કોઈ સુખ કે દુઃખ લાવીને નાખતું નથી, પરંતુ પોતાનાં પૂર્વકૃત સારાં નરસાં કર્મોનું જ એ પરિણામ છેઃ એમ માનીને સંતોષપૂર્વક વૈરાગ્યમય જીવન ગાળવામાં ચિત્તને લગાડી રાખવું જોઇએ. પોતા કરતા સુખી દેખાતી સૌભાગ્યવતી સ્ત્રીઓને જોઇને તેમના સુખની કલ્પના કરીને પોતાને દુઃખી માની ચિત્તને હંમેશાં સંતપ્ત રાખવાથી 'આર્ત્તધ્યાન' રૂપી નવું પાતક બંધાય છે; તેને બદલે चक्रवत्परिवर्तन्ते दुःखानि च सुखानि च—અર્થાત્ સુખ અને દુઃખ ચક્રની પેઠે ફર્યા કરે છે એવું માનીને વર્તમાન જીવનથી હમેશાં સંતોષ માનતાં શીખવું. વળી

ચિત્તવૃત્તિને પૂર્વે થઈ ગએલી સતી સ્ત્રીઓનાં સુચરિત્રોના સ્મરણમાં પરોવી રાખવી, કે જેથી દુઃખ સહન કરવાને હૃદયને બળ પ્રાપ્ત થાય. પૂર્વે સતી સ્ત્રીઓએ પોતાને શિરે પડેલાં દુઃખો કેવી રીતે સહન કર્યાં હતાં અને શીલ ઉપર હલ્લો થતી વખતે પણ તેઓએ કેવી હિંમત અને બહાદુરીથી પોતાના એ પરમ ભૂષણનું રક્ષણ કર્યું હતું એનું સ્મરણ કરવાથી હૃદયમાં નિરાશા પ્રવર્તતી અટકે છે. શીલ એ સર્વ કોઈનું પરમ ભૂષણ છે, છતાં પણ વિધવાઓએ તો અખંડ બ્રહ્મચર્યરૂપી ભૂષણ ધારણ કરી રાખવું જોઈએ. આ શ્લોકમાં शीलम् શબ્દની પૂર્વે वैराग्यान्वित એવું સામાસિક વિશેષણ મૂકવામાં આવેલું છે. "વૈરાગ્ય" ધારણ કરવુ એ મનનો વ્યાપાર છે અને એ વૈરાગ્યથી યુક્ત એવું શીલરૂપી ભૂષણ ધારણ કરી રાખવાના ઉપદેશમાં એવું અંતઃસૂચન રહેલું છે કે વિધવા સ્ત્રીઓએ મનથી પણ શીલને દૂષિત થવા દેવું નહિ, કારણકે મનના વૈરાગ્ય વિના અપકીર્તિના કે બીજા કોઈ ભયથી માત્ર બાહ્ય શીલનું સંરક્ષણ કરી રાખવામાં આવે તોપણ માનસિક વ્યભિચારનું મહત્ પાતક તો લાગે છે જ અને તેથી વિધવાધર્મનું ખંડન થાય છે. મનુ પણ એવો જ અભિપ્રાય દર્શાવે છેઃ—

पतिं या नाभिचरति मनोवाग्देहसंयता ।
सा भर्तृलोकमाप्नोति सद्भिः साध्वीति चोच्यते ॥

અર્થાત્—જે સ્ત્રી મન, વાણી અને દેહને પોતાને વશ રાખી વ્યભિચાર કરતી નથી, તે આ જન્મમાં તથા જન્માંતરમાં પતિનું સુખ પ્રાપ્ત કરે છે અને સજ્જનોમાં તે 'સાધ્વી' કહેવાય છે. (૧૬૦)

[ માનસિક તેમ જ શારીરિક શીલના રક્ષણને અર્થે વિધવા સ્ત્રીઓએ કેવા બાહ્યાચારપૂર્વક વર્તવું જોઈએ તે નીચેના શ્લોકમાં દર્શાવાય છે. ]

विधवानां बाह्याचारः । १६१ ॥

**तप्ताङ्गारसमः स्त्रियाः पतिमृतौ शृङ्गारभारोखिल-**
**स्त्याज्यः कामकथापि कण्टकसमा शीलं शुभं रक्षितुम् ॥**
**दुःसङ्गो व्रतभङ्गकोस्ति [illegible] तिष्ठेच्च दूरे ततो ।**

# हेयं सूक्ष्मतरां ग्रंकं च नयतं भोज्यं विकारोज्झितम् ॥

## વિધવાઓએ કેવો આચાર રાખવો ?

**ભાવાર્થ**—અંજન, મજ્જન, તિલક, તાંબૂલ, વિલેપન, અલંકાર અને વસ્ત્રછટા વગેરે સધવા સ્ત્રીઓના શૃંગાર છે, પણ વિધવા સ્ત્રીઓએ તો પતિના મરણ પછી તે શૃંગારને તપ્ત અંગારા સમાન ગણવા જોઇએ. તેમને તો પવિત્ર શીલ એ જ શૃંગાર છે. તેનું રક્ષણ કરવાને કામોદ્દીપક દરેક પ્રસંગ અને કથા કંટક સમાન જ તેઓએ ગણવી જોઇએ. દુષ્ટ માણસોનો સંગ અનર્થ કરનાર અને વ્રત ભાંગનાર હોવાથી તેવા સંગથી તેમણે હમેશ દૂર રહેવું જ ઉચિત છે, તેમ જ દરેક બાબતમાં સાદાઇથી વર્તવું, પોષાક પણ સાદો અને મર્યાદિત રાખવો, ભોજન પણ વિકાર કરનાર રાજસી તામસી નહિ પણ સાત્વિક લેવું જોઇએ. (૧૬૧)

**વિવેચન**—સૌભાગ્યવતી સ્ત્રીઓના શરીરના બાહ્ય શૃંગારો કે જે પતિના જીવનને લીધે જ ' શૃંગાર ' ગણાય છે તે પતિના મરણ પછી અસૌભાગ્યવતી સ્ત્રીઓને મન ' અંગાર ' એટલે અગ્નિના સરખા લાગવા જોઇએ, મતલબ કે વિધવા સ્ત્રીઓએ એવા શૃંગારોને અગ્નિરૂપ ગણીને તેને ધારણ કરવા જોઇએ નહિ. જેવી રીતે રાત્રિએ નભોમંડળમાં અનેક તારાઓ ચળકી રહ્યા હોય છે, પરંતુ જો એક ચંદ્ર હોતો નથી તો રાત્રિ શોભતી નથી અને તેથી 'અંધારી' રાત્રિ ગણાય છે, તેવી રીતે એક પતિરૂપ મુખ્ય ભૂષણ મરણ પામતાં એક સ્ત્રી ગમે તેવા અલંકારોથી શરીરને શોભાવે તોપણ તેનું શરીર શોભતું નથી. આ કારણથી એવી સ્ત્રીઓએ શારીરિક ક્ષુદ્ર અલંકારોને ત્યાગીને શીલરૂપ પરમ અલંકારને ધારણ કરવો જોઇએ. તેવી જ રીતે કામોદ્દીપક કથાઓ કે પ્રસંગોનો પણ ત્યાગ કરવો જોઇએ કારણકે તેથી માનસિક આવેગથી શીલ ખંડિત થવા પામે છે. વળી વિધવાધર્મ યથાસ્થિતપણે પાળવો એ વિકટ કાર્ય હોવાથી દુર્જનોની સાથે જરા પણ પરિચય રાખવો નહિ, કારણકે તેથી દુર્જનોની દુષ્ટતાનો પાસ લાગે છે એટલું જ નહિ પણ લોકોમાં અપકીર્તિ થાય છે. વિકારને ઉત્પન્ન કરે તેવાં તમોગુણયુક્ત અને રજોગુણયુક્ત ભોજનનો પણ વિધવાઓએ ત્યાગ કરવો જોઇએ.

વિધવાઓએ આચાચાર પાળવાની જરૂર છે તેનું કારણ એ છે કે એ આચાર અખંડિતપણે પાળવાથી તેઓની ચિત્તવૃત્તિને કુવ્યાપારમાં જોડાવાનો અવકાશ મળતો નથી, તેમ જ એ રીતે કાંઇક તપ સેવાતો હોવાથી ઇંદ્રિયોનો આકસ્મિક આવેગ તેમના ચિત્તને મલિન બનાવતો નથી. વિધવા સ્ત્રીઓએ એ પ્રમાણે વર્તવું એ તેમનો ધર્મ છે ખરો, પરન્તુ તેમના ઉપર કેટલીક વાર બળાત્કાર ગુજારવામાં આવે છે તે ઉચિત નથી. કોઇ તો વિધવાઓના કેશ મુંડાવી નાંખે છે, તો કોઇ તેમને દિવસોના દિવસ સુધી ભૂખી અથવા સૂક્ષ્મ આહાર ઉપર રાખે છે, કોઈ વિધવાઓને ભોંયે કાંઈ પણ પાથર્યા વિના સુવાડી રાખે છે અને એ રીતે બળાત્કારે તેમની પાસે તપ કરાવે છે. વિધવાઓને અત્યંત શારીરિક કષ્ટ આપવું એ તો જીવતા મનુષ્ય પ્રત્યે નિર્દયતા—ક્રૂરતા વાપર્યા બદલ પ્રથમ વ્રતના ભંગરૂપ જ લેખાય. ( ૧૬૧ )

समयनिर्वहनम् । १६२ ॥

**सद्भावे किल सन्ततेः समुचितं तद्रक्षणं सर्वथा।**
**नो चेत् स्थित्युचितं विधायनिलये कृत्यं निजं सादरम्॥**
**त्यक्त्वान्यां विकथां निवृत्तिसमये विद्यार्जनं वाचनं।**
**शास्त्रस्य श्रवणं विचिन्तनमथो धर्मस्य कार्यं पुनः ॥**

### વિધવાઓએ સમય કેવી રીતે ગાળવો ?

**ભાવાર્થ તથા વિવેચન**—વિધવા સ્ત્રીઓએ જો પોતાને કાંઇ સંતતિ હોય તો ગૃહકાર્યની સાથે તે સંતતિનું સર્વ પ્રકારે રક્ષણ કરવું અને તેમની ભવિષ્યની જીંદગી સુધરે તેવી રીતે યોગ્ય શિક્ષણ આપવાની સાથે દુર્વ્યસનથી તદ્દન દૂર રહે તેની કાળજી રાખવી. ખાસ કરીને વિધવા સ્ત્રીઓએ સંતાનોને ઉછેરવામાં બહુ કાળજી રાખવાની જરૂર છે. ઘણી વાર વિધવાઓનાં સંતાનો નાનપણમાં પિતા અથવા અન્ય કોઇ વડીલ પુરૂષના અંકુશ વિના ઉચ્છૃંખલ અને દુર્ગુણી બની જાય છે. સંતાનો પ્રત્યે માતાનો સ્વભાવ અત્યંત માયાળુ હોય છે તેથી તે માયાળુતાનો ગેરલાભ લેઇને

સંતાનો "રાંડીપુત્તા શાહજાદા" બની જતા જોવામાં આવે છે, તેથી સંતાનોને ઉછેરવામાં વિધવાઓએ વિશેષ લક્ષ આપવાની જરૂર છે. જો કદાચ સંતતિ ન હોય તો પોતાના કુટુંબની સ્થિતિને અનુસાર ઘરમાં પોતાને કરવાનું ગૃહકાર્ય કાળજીપૂર્વક વિવેકથી પુરૂં કરી પરવાર્યા પછી એક ક્ષણ પણ આલસ્ય કે વિકથામાં ન ગુમાવતાં તે નિવૃત્તિના સમયમાં જો કોઇ શાળા, આશ્રમ કે તેવી કોઈ સંસ્થા હોય તો તેમાં, નહિ તો કોઈ ભણેલી સ્ત્રી પાસે નૈતિક અને ધાર્મિક શિક્ષણ મેળવવું; અગર વાંચતાં આવડતું હોય તો સારાં સારાં સતીઓનાં ચરિત્રો કે તેવાં જ ઉત્તમ પુસ્તકો વાંચવાં અને બીજી સ્ત્રીઓને સંભળાવવાં અથવા ધર્મશાસ્ત્ર સંભળાવનારનો યોગ હોય તો ધર્મસ્થાનકોમાં શાસ્ત્રશ્રવણ કરવું અથવા ધર્મચિંતન વગેરે સદનુષ્ટાન કરવું, પણ આડી અવળી નિરર્થક વાતોમાં વ્યર્થ સમય ગુમાવવો નહિ. કેટલીક એકલી–અટુલી વિધવાઓ કે જેમને કશી સંતતિ હોતી નથી તથા પતિસેવામાં સમય ગાળવાનો હોતો નથી તેઓને નિવૃત્તિનો સમય બહુ મળે છે અને એ સમયનો અજ્ઞતાને લીધે ઘણે ભાગે દુરૂપયોગ થાય છે. એવો દુરૂપયોગ ન કરવાનો બોધ આપવાને જ તેવી સ્ત્રીઓને માટે त्यक्त्वान्या विकथा निवृत्तिसमये એવા નિષેધસૂચક શબ્દો ગ્રંથકારને ઉચ્ચારવા પડયા છે. (૧૬૨)

प्रौढविधवायाः कर्त्तव्यम् । १६३ ॥

**सम्पन्ने निजशिक्षणे स्वचरिते लोकप्रतीतिं गते।**
**लब्ध्वाज्ञां कुल- ायकस्य विधवा कुर्यात्परार्थे मनः॥**
**स्त्रीवर्गस्य भवेद्यशो[illegible]थ भ्रान्त्यज्ञते नश्यतः।**
**स्वश्रेयोपि भवेत्तथाऽनवरतं यत्नं विदध्यात् पुनः॥**

### પ્રૌઢાવસ્થામાં વિધવાનું કર્તવ્ય.

**ભાવાર્થ**—પોતે યોગ્ય શિક્ષણ મેળવ્યા પછી તે શિક્ષણનો લાભ બીજી સ્ત્રીઓને આપવો અથવા સામાજિક અને ધાર્મિક સેવા બજાવવી એ શિક્ષણનું ઉત્તમ પ્રયોજન છે. આ સ્થિતિ પ્રાપ્ત થયે કુટુંબના અધિપતિની

સમતિ મેળવીને વિધવા સ્ત્રીએ સામાજિક કે ધાર્મિક સેવા તરફ પ્રયાણ કરવું જોઇએ, એટલે કે પોતાના શિક્ષણનો લાભ અન્ય અભણ સ્ત્રીઓને એવી રીતે આપવો જોઇએ કે જેથી તેમના વ્હેમો અને અજ્ઞાન નષ્ટ થાય અને પોતાનું પણ શ્રેય થાય. તેવો પ્રયત્ન તેઓએ હમેશને માટે કરવો જોઇએ. ( ૧૬૩ )

**વિવેચન**—પૂર્વે તૃતીય અવસ્થાના ધર્મનુ સંક્ષિપ્ત કથન કરવામાં આવ્યુ છે તે ઉપરથી જણાશે કે તૃતીય અવસ્થા એ પ્રૌઢ અવસ્થા કહેવાય અને એ અવસ્થાનું મુખ્ય કર્ત્તવ્ય પરાર્થસાધના કરવાનું છે, એટલે કે પોતાના જ્ઞાન તથા અનુભવનો બીજાઓને લાભ આપવો એ રીતે પરોપકાર કરવો એ જ તે અવસ્થાનો પ્રમુખ ધર્મ છે. પ્રૌઢાવસ્થાને પામેલી સ્ત્રીઓનો પણ તે જ ધર્મ છે, અને જો એ અવસ્થામાં વૈધવ્ય પ્રાપ્ત થાય તોપણ તે ધર્મ બજાવવામાં કશો અંતરાય આવતો નથી. પ્રૌઢાવસ્થા પ્રાપ્ત થતાં બહુધા એક વિધવાનાં સંતાનો મોટાં થઈ ગયાં હોય છે અને તેમના રક્ષણની બહુ ચિંતા રાખવાની તેને જરૂર પડતી નથી. એ અવસ્થામાં જે કાંઈ નિવૃત્તિ મળે તે સમય પોતાના જેવી જ દુઃખી વિધવાઓને અથવા સમસ્ત સ્ત્રીવર્ગને સન્માર્ગે ચડાવવા માટે યત્ન આદરવો એના જેવું પુણ્ય કાર્ય ભાગ્યે જ બીજું કાંઈ હશે. સ્ત્રીવર્ગમાં કેળવણીનો પ્રચાર ઓછો હોવાથી અજ્ઞાન અને વ્હેમોનો ત્રાસ ઘણો જોવામાં આવે છે અને તેથી તેમને સંસારમા વિશેષ દુઃખો ભોગવવાં પડે છે. આ દુઃખમાથી તેઓ બહાર નીકળે અને સંસારને સુખમય બનાવે તેવું ચૈતન્ય તેમનામાં ઉત્પન્ન કરવાથી તેમનું શ્રેયઃ થાય અને તે સાથે તેમના શ્રેયઃનો માર્ગ કરી આપનાર વિધવા પણ પુણ્યની વિભાગિની બને. પરોપકારનાં આવાં કાર્યો કરવાં એ એક વિધવા સ્ત્રીને પણ કાંઈ પણ રીતે બાધકર્ત્તા હોઇ શકે નહિ, છતાં ગ્રંથકારે આ શ્લોકમાં એક વાક્ય એવું કહ્યું છે કે જે ઉપરથી વિધવાઓનો એક વિશિષ્ટ ધર્મ સૂચિત થાય છે. આ વાક્ય लब्ध्वाज्ञां कुलनायकस्य એટલા શબ્દોનું બનેલું છે. પ્રૌઢ વયને પામ્યા છતાં અને પરોપકાર જેવું શુભ કાર્મ કરવાનું હોવા છતાં " કુળના વડીલની આજ્ઞા માંગવી " અને

પછી એ પુણ્ય કાર્યનો આરંભ કરવો એવા સૂચનપરથી બોધિત થાય છે કે પ્રત્યેક સ્ત્રીએ પ્રત્યેક અવસ્થામાં કેવળ સ્વતંત્ર રહેવાનો વિચાર પણ કરવો નહિ. મનુએ કહ્યું છે કે—

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
रक्षन्ति स्थविरे पुत्रा न स्त्री स्वातंत्र्यमर्हति ॥

અર્થાત્—સ્ત્રીનું બાળપણામાં પિતા, યુવાવસ્થામાં પતિ અને વૃદ્ધપણામાં પુત્રો રક્ષણ કરે છે, કેમકે તે સ્વતંત્રતાને યોગ્ય નથી. આજકાલ 'સેવાસદન,' 'વનિતા વિશ્રામ' ઇત્યાદિ સંસ્થાઓ નીકળી છે તે સંસ્થાઓ વિધવા તેમ જ સધવા સ્ત્રીઓના હાથથી ચાલે છે અને તેમાં જીંદગી અર્પણ કરનાર સ્ત્રીઓ પોતાની બ્હેનોનું હિત કેવી રીતે થાય તેવો માર્ગ બીજી સ્ત્રીઓને બતાવવા માટે આદર્શરૂપ છે. આવી સંસ્થાઓમાં કાર્યપદ્ધતિનું શિક્ષણ પામ્યા પછી એવી બીજી સંસ્થાઓ કાઢવી અથવા તો તેવી જ સંસ્થાઓમાં રહીને સ્ત્રીવર્ગને ઉપયોગી કાર્યોમાં જીવન ગાળવું તે આધુનિક પરોપકારમાં જોડાવા ઇચ્છતી વિધવાઓને માટે સલાહભરેલું છે.

પરોપકારમાં જ પોતાનું જીવન વ્યતીત કરવા માટે દેવી અઘોરકામિનીનું ચરિત્ર સુપ્રસિદ્ધ છે. આ સ્ત્રી કેવળ અભણ સ્થિતિમાં પરણીને પતિને ઘેર આવી હતી, પરંતુ પતિના આગ્રહથી અને પોતાની ખંતથી તે થોડા વખતમાં પતિ પાસે વાંચતાં લખતાં શીખી હતી. તેનો પતિ પ્રકાશચંદ્ર બાંકીપુરમાં એક મોટો સરકારી ઓદ્દેદાર હતો, છતાં પણ કામિની બહુ જ સાદી રહેતી. તેને પોતાના શરીરપર અલંકારો ધારણ કરવાનું બીલકુલ ગમતું નહિ. આથી સ્ત્રીઓની જાહેર સભાઓમાં તેને બિલકુલ આદર મળતો નહિ છતાં તે તદ્દન સફેદ સાદાં વસ્ત્રો જ પહેરતી. ગામમાં કોઇ પણ ગરીબ કુટુંબમાં કોઈ માંદું હોય અને તેની માવજત કરનાર કોઇ ન હોય તો પોતે જાતે તેની સેવા સુશ્રૂષા કરવા માટે અર્ધી રાત્રે પણ ઉઠીને જતી. પોતાને ઘેર તે ૨૦—૨૫ અનાથ બાળકોને હંમેશાં રાખતી અને તેમનું પોષણ કરીને તેમને ભણાવતી. ત્યારબાદ કન્યાઓને કેળવણી આપવાને તેણે એક શાળા કાઢી, પરંતુ પોતે બહુ સારો અભ્યાસ નહિ કર્યો હોવાથી લોકો

પોતાની પુત્રીઓને તેની નિશાળે મોકલતા નહિ. આથી કામિનીએ બીજે ગામ જઇને ત્યાંની ટ્રેનિંગ કૉલેજમાં પાંચ વર્ષ સુધી અભ્યાસ કર્યો અને ત્યારપછી પોતે કન્યાશાળા કાઢી. પ્રકાશચંદ્રનો લગભગ સઘળો પગાર કામિની ગરીબોને દાન આપવામાં, રોગીઓની સેવા સુશ્રૂષામાં અને બીજા પરોપકારમાં વાપરતી અને તેમાં પતિની પરવાનગી હોવાથી કામિનીને એ પરાર્થજીવન બહુ જ સુખદ અને આનંદ આપનારૂ થઇ પડતું. કામિનીની યુવાન પુત્રીનો તેના પતિએ ત્યાગ કરવાથી તે બિચારી પોતાની મા પાસે રહેતી હતી અને તેના તે દુઃખને માટે કામિનીને બહુ લાગી આવતું, તોપણુ તે ધીરજથી એ દુઃખ સહન કરતી અને પતિ જીવતો હોવા છતાં વિધવા જેવી અવસ્થામાં આવી પડેલી એ પુત્રીને કામિનીએ પોતાના જેવું પરાર્થજીવન ગાળવાનું જ શિક્ષણુ આપ્યું હતું. આજે દેવી અઘોર કામિનીના ગુણુ પટણા–બાંકીપુરમાં ઘેર ઘેર ગવાય છે ! ( ૧૬૩ )

[ વિધવાઓના અન્ય જનો પ્રતિના ધર્મો કહેવાયા પછી કુટુંબીઓના વિધવા પ્રતિના ધર્મોનું કથન કરવામાં આવે છે. ]

विधवाः प्रति कुटुम्बिनां वर्तनम् । १६४ ॥

**वर्षत्स्नेहसुधाभृता शुभदृशा कौटुम्बिकैः सज्जनैः ।**
**सम्प्रेक्ष्या विधवा विशुद्धचरिता मान्याश्च साध्वीसमाः ॥**
**आसां स्यात्कुपितं मनो न हि पुनर्विघ्नोपि विघ्नजने ।**
**सत्कार्यप्रतिबन्धनं च न भवेद्वर्त्यं तथा ताः प्रति ॥**

**કુટુંબીઓએ વિધવા પ્રત્યે કેવી રીતે વર્તવું?**

**ભાવાર્થ**—શ્વશુરપક્ષ અને પિયરના પક્ષના દરેક માણુસે વિધવા પ્રત્યે અતિકોમળ અને સદય હૃદયથી તેમ જ સ્નેહસુધા વરસાવનારી નજરથી જોવું જોઈએ. તેને અનાથ સમજી તેનું પુરતી રીતે પ્રતિપાલન કરવું જોઇએ. દરેકે પવિત્રાચરણુવાળી વિધવાને એક સાધ્વી સ્ત્રી સમાન માન આપવું જોઇએ. કોઈ પણુ વખતે તેનું મન કુપિત કે વ્યગ્ર ન થાય, તેના

અભ્યાસમાં ખલેલ ન પડે અને અભ્યાસ થઈ રહ્યા પછી સત્કાર્ય, સમાજ-સેવા અને ધર્મસેવા બજાવવાની તેની વૃત્તિ થાય તો તેમાં અંતરાય ન પડે તેવી રીતે તેની પ્રત્યે વર્તવું એ કુટુંબીઓની ખાસ ફરજ છે. (૧૬૪)

**વિવેચન**—વિધવા સ્ત્રીઓ પાસે તેના વિધવા તરીકેના ધર્મો પળાવવામાં બળાત્કાર કરવો ન જોઇએ એ વિષે પૂર્વે કહેવાઇ ગયું છે. અત્ર એ જ આશયનો ઉપદેશ ગ્રંથકારે વિધવા સ્ત્રીનાં આપ્તજનોને આપ્યો છે. વૈધવ્યનું મોટું દુઃખ પોતાને શિરે પડવાથી કેવળ લાચાર બની ગએલી વિધવા પ્રત્યે પ્રત્યેક કુટુંબી જને માયાળુતાથી વર્તવું જોઇએ. તેના વડીલોએ પોતાના પુત્રની વધૂને પુત્ર મરણ પામ્યા પછી પુત્રતુલ્ય ગણીને મૃત પુત્રના સ્મારકરૂપ સમજવી જોઇએ અને તે વિશુદ્ધ ચરિત્રવાળી સ્ત્રીને એક સાધ્વીરૂપ લેખી તેનો યોગ્ય સત્કાર કરવો જોઇએ. આ પ્રમાણે નહિ વર્તતાં જેઓ વિધવાઓને 'અભાગણી' 'પોતાના પતિનો જીવ લેનારી' અને એવાં જ બીજાં વિશેષણો લગાડે છે તેઓ મોટું પાતક કરે છે. નિરાધાર અને લાચાર થઈ પડેલાં પશુઓને અથવા તો માતાપિતા મરણ પામવાથી અનાથ થઇ પડેલાં બાળકોને જોઇ પ્રત્યેક મનુષ્યને દયા આવ્યા વિના રહેતી નથી, તેવી જ રીતે પતિ મરણ પામવાથી જેનું ઇહલોકનું સર્વસ્વ લુંટાઇ ગયું છે તેવી વિધવાની સ્થિતિ જોઇને દયા જેને ન આવે તેનામાં મનુષ્યત્વ નથી એમ જ કહી શકાય. વિધવાઓના ધર્મમાં પૂર્વે કહેવાઇ ગયું છે કે હરકોઈ સારૂં કાર્ય પણ વિધવા સ્ત્રીએ કુટુંબના વડીલ પુરૂષની સંમતિ મેળવીને કરવું અને અત્ર કુટુંબનાં સ્વજનોને એવો બોધ આપવામાં આવ્યો છે કે તેઓએ વિધવાઓને વિદ્યાભ્યાસ કરવામાં કે બીજાં સારાં કાર્યો કરવામાં અંતરાયભૂત થવું નહિ. વિધવા સ્ત્રીઓએ પોતાની લાચાર સ્થિતિ થઈ પડવાથી સૌનું દાસ્યકર્મ કરવું જોઇએ એવી માન્યતા ભૂલભરેલી છે. એટલું ખરૂં છે કે દુર્ભાગ્યે એ અવસ્થા પ્રાપ્ત થયા પછી સ્ત્રીએ વિશેષ નમ્ર બનવાની જરૂર છે, કારણકે એ વિશિષ્ટ ગુણ સિવાય તે બોજારૂપ ગણાતી વિધવા આપ્તજનોને વિશેષ અપ્રિય થઈ પડે છે; પરન્તુ તેને ધરનું દાસ્યકર્મ સોંપવું અને તેને પવિત્ર જીવન ગાળવામાં

સાહાય્યભૂત થઈ પડે તેવી કશી વિદ્યા મેળવવા ન દેવી કિંવા પરોપકારનાં કે એવાં બીજાં કાંઇ સત્કાર્યો કરતી અટકાવવી એ તો અનુચિત જ છે. તે કારણથી વિધવાને પોતાના વિધવા તરીકેના ધર્મો બજાવવામાં સાહાય્યભૂત થઇ પડે એવાં કાર્યો કરતાં અટકાવવી જોઇએ નહિ પરન્તુ કૌટુંબિક જનોએ તેમાં ઉત્તેજન આપવું જોઇએ. (૧૬૪)

---

## चतुर्थ परिच्छेद.

---

### પુરૂષોના ધર્મો: કૃતજ્ઞતા અને પ્રત્યુપકાર.

कृतज्ञताप्रत्युपकारौ । १६५ ॥

एते सन्त्युपकारिणो मम कदा कुर्याममीषां हितं ।
बोध्यो यं हि कृतज्ञताभिधगुणो येवंविधा भावना ॥
तेषां यद्बहुमानपूर्वकमलं साहाय्यदानं मुदा ।
ख्यातः प्रत्युपकारनामकगुणः सोयं सतां सम्मतः ॥

निरुक्तगुणद्वयस्य प्रत्येकमप्यावश्यकता । १६६ ॥

एतौ द्वौ च गुणौ मनुष्यनिवहेऽवश्यं सदाऽपेक्षितौ ।
दृश्येते शुनकादिके पशुगणेप्येतौ यतः स्पष्टतः ॥
न स्तो यत्र गुणाविमौ स मनुजाकारोपि नीचः पशो-
र्गार्हस्थ्यं गुणसंग्रहेण सफलीकर्त्तुं समर्थः कथम् ॥

કૃતજ્ઞતા અને પ્રત્યુપકાર.

ભાવાર્થ—'અમુક માણસોએ અમુક કાર્યમાં મને મદદ આપી મારા ઉપર ઉપકાર કરેલો છે, તો તે ઉપકારી પુરૂષોના ઉપકારનો બદલો હું ક્યારે

વાળી શકીશ ?' આવા પ્રકારની થતી ઇચ્છા યા હૃદયની ભાવનાને વિબુદ્ધ લોકો 'કૃતજ્ઞતા' કહે છે. તેમ જ તેવો પ્રસંગ પ્રાપ્ત થયે ઉપકારી પુરૂષોનો બહુ માનપૂર્વક આદરસત્કાર કરી કરેલા ઉપકારનો બદલો વાળવાને તેમના કાર્યમાં પોતાની શક્તિ મુજબ તનમનથી મદદ કરવી અને તેમ કરી આનન્દ માનવો એ ગુણ 'પ્રત્યુપકાર' ના નામથી સત્પુરૂષોના સમુદાયમાં પ્રસિદ્ધિ પામેલો છે. (૧૬૫)

## એ બે ગુણોની દરેકને આવશ્યકતા.

'કૃતજ્ઞતા' અને 'પ્રત્યુપકાર' એ બે ગુણો એટલા તો વ્યાપક છે કે તે દરેક પશુ, પક્ષીમાં પણ થોડે યા ઘણે અંશે જોવામાં આવે છે. કુતરાં જેવાં પશુઓ પણ જેનું નિમક ખાય છે, તેની પુરેપુરી ચાકરી બજાવી કૃતજ્ઞતા અને પ્રત્યુપકારના ગુણો સ્પષ્ટ રીતે બતાવી આપે છે. તો પછી મનુષ્યજાત કે-જે ઉત્તમમાં ઉત્તમ પ્રાણી ગણાય છે, તેને આ ગુણોની કેમ જરૂર ન હોય ? જે મનુષ્યમાં આ બે ગુણો બિલકુલ ન હોય તો સમજવું કે તે માત્ર દેખાવનો જ મનુષ્ય છે, વાસ્તવિક રીતે તો પશુ કરતાં પણ અધમ છે. નિરૂક્ત બે ગુણથી હીન કહેવાતો મનુષ્ય માનુષિક ગુણોનો સંગ્રહ કરી ગૃહસ્થપણાને સફળ બનાવી શકતો નથી. (૧૬૬)

**વિવેચન**—ઉપર્યુક્ત પ્રથમ શ્લોકમાં 'કૃતજ્ઞતા' અને 'પ્રત્યુપકાર' શબ્દોની વ્યાખ્યાઓ આપી છે. कृतज्ञता એટલે કોઇએ પોતા પ્રત્યે 'કરેલા' કાર્યને 'જાણવાપણું' તે, અર્થાત્ કોઇએ આપણા પ્રત્યે કરેલા ઉપકારની યોગ્ય પ્રમાણમાં કદર કરવી એ 'કૃતજ્ઞતા' કહેવાય છે અને કૃતજ્ઞતાના માનસિક ગુણમાંથી પરણમતું જે કાંઇ ઉપકારી પુરૂષ પ્રત્યેનું સત્કાર્ય તે (प्रति उपकार) 'પ્રત્યુપકાર' અર્થાત ઉપકારના બદલામાં સામે ઉપકાર કરવો તે ગુણ કહેવાય છે. 'કૃતજ્ઞતા' એ મનના તેમ જ વાણીના વ્યાપારવડે દર્શાવી શકાય છે અને 'પ્રત્યુપકાર' તો વાણી અથવા શરીરના કાર્યદ્વારા કરી શકાય છે. આ બે ગુણો જો સંસારી મનુષ્યોમાં ન હોય તો તેઓનો સંસાર સરળ રીતે ચાલી શકતો નથી. સંસારનાં કાર્યોમાં પ્રત્યેક મનુષ્યને બીજા મનુષ્યોની મદદની જરૂર પડે છે જ અને તેવી મદદ કરનાર

ઉપકારી જનને પ્રસંગ પડયે સામી મદદ કરવામાં ન આવે તો પરસ્પરનો વ્યવહાર નિભી શકતો નથી. એટલે કોઇએ પોતાપર કરેલા ઉપકારની કદર કરવી અને સમય આવ્યે પોતે તેને મદદ કરીને પ્રત્યુપકારદ્વારા મોટા નૈતિક ઋણમાંથી મુક્ત થવું એ પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે. આ ગુણો પશુ પક્ષીઓમાં પણ સ્વાભાવિક હોય તેમ જણાય છે. બીજા શ્લોકમાં શ્વાનના ઉદાહરણદ્વારા એ ગુણોની વ્યાપકતા દર્શાવી છે અને એ ગુણો વિનાના મનુષ્યોને શ્વાન કરતાં અધમ લેખ્યા છે. કૂતરો અતિઅધમ પ્રાણી લેખાય છે અને કેટલાકો તો તેને સ્પર્શવાથી પણ અપવિત્ર થવાય છે એવું માને છે; આમ હોવા છતાં તેનામાં પ્રત્યુપકારનો ગુણ છે કારણકે તે પોતાના માલિકનું અન્ન ખાઇને તેની સંપત્તિનું સંરક્ષણ કરવાની પોતાની ફરજ સમજે છે. જે ગુણ કૂતરામાં છે તે ગુણ જો મનુષ્યમાં ન હોય તો તે કૂતરા કરતાં અધમ ગણવાને પાત્ર જ લેખાય અને તે કારણથી ગ્રંથકારની પેઠે સુભાષિતકાર પણ 'કૃતઘ્ન' માણસને કૂતરા કરતાં અધમ કહે છેઃ—"

शोकं मा कुरु कुक्कुर सत्त्वेष्वहमधम इति मुधा साधो ॥
कष्टादपि कष्टतरं दृष्ट्वा श्वानं कृतघ्ननामानम् ॥

અર્થાત્—હે શ્વાન ! 'બધા પ્રાણીઓમાં હું અધમ છું' એવો તું વ્યર્થ શોક કરીશ નહિ, કારણકે તારાથી પણ અધિક કષ્ટકારી એવો કૃતઘ્ન નામનો એક શ્વાન છે તેને તું જોજે! (૧૬૫–૧૬૬)

[ પ્રત્યુપકાર કરવાયોગ્ય સૌથી પહેલાં સંબંધી જનો માતાપિતા છેઃ તેઓ પ્રત્યેની સુપુત્રની ફરજ વિષે ગ્રંથકાર વિવેચન કરે છે. ]

पुत्रं प्रति पित्रोरुपकारः । १६७ ॥

मान्या यद्यपि तेऽखिला गुरुजनाः प्रौढा विशिष्टाश्चये ।
नैकट्यात्पितरौ च तेष्वपि सदा पुत्रस्य पूज्यौ मतौ ॥
ताभ्यां योपकृतिः कृताऽस्ति महती तस्याः पुनर्निष्कृतिं
कर्तुं लक्षतमांशतोऽपि न सुतः शक्नोति सेवादिना ॥

किं किं करणेपि प्रत्युपकारोऽशक्यः । १६८ ॥

नाम्नां कापि भनक्ति यो जनकयोः सेवापटुः सर्वदा-
भीष्टं भोजयति स्वयं सुमनसा तौ स्तः प्रसन्नौ यथा ॥
स्कंधे वा .यते यथारुचि च तौ निःसीमभक्त्या मुदा।
कर्तुं निष्करणं तयोस्तदपि नो पुत्रः कथंचित् क्षमः ॥

## માબાપનો ઉપકાર.

**ભાવાર્થ**—જોકે એક તરૂણ ગૃહસ્થને પોતાના કરતાં મોટી ઉમરના પ્રૌઢ અને શિષ્ટ વડીલો જેટલા હોય તેટલા બધા માનનીય અને સત્કારણીય છે, તથાપિ પોતાને જન્મ આપનાર અને ઉછેરનાર માબાપ પુત્રને અતિ-નિકટ સંબંધથી ખાસ કરીને સર્વથા સત્કારણીય અને પૂજનીય છે, કેમકે તેઓએ પુત્રને ઉછેરવામાં અને તેનું હિત જાળવવામાં જે પ્રેમભાવથી પરિ-શ્રમ લઈ પુત્રનો ઉપકાર કર્યો છે, તેના બદલામાં યોગ્ય ઉમરે દીકરો માબા-પની ગમે તેટલી સેવા ચાકરી કરે તોપણ ઉપકારને લાખમે ભાગે પણ પ્રત્યુપકાર કરવાને પુત્ર શક્તિમાન્ થઈ શકે નહીં; એટલો બધો માબાપનો દીકરાના ઉપર ઉપકાર છે. ( ૧૬૭ )

## શું શું કરતાં પણ પ્રત્યુપકાર ન થઇ શકે ?

જે દીકરો હમેશાં માબાપની સેવામાં તત્પર રહી તેમની આજ્ઞા મસ્તકે ચડાવે, કદી પણ હુકમનું ઉલ્લંઘન ન કરે, માબાપને અભીષ્ટ ભોજન કરાવ્યા સિવાય પોતે જમે નહીં, જેમ માબાપનુ મન પ્રસન્ન–પ્રફુલ્લિત રહે તેવી અનુકૂળતાએ વર્તે, એટલું જ નહીં પણ કામ પડચે માબાપને ખાંધે બેસાડીને અત્યન્ત ભક્તિભાવથી માબાપની રૂચિ અનુસાર પૃથ્વી ઉપર પર્યં-ટન કરે, અને માબાપનું મન ખુશ કરવાને જીવનપર્યંત અતિપરિશ્રમ ઉઠાવે, તોપણ માબાપનો જે ઉપકાર છે તેનો પૂરેપૂરો બદલો દીકરો વાળી શકે નહીં. ( ૧૬૮ )

**વિવેચન**—પુત્ર પ્રત્યે માતાપિતાના અનહદ ઉપકારનું વિવેચન આ બે શ્લોકમાં કરવામાં આવ્યું છે. મનુષ્યનો અવતાર અતિદુર્લભ છે અને તેથી એ અવતારના નિમિત્તભૂત માતાપિતાનો સંતાન ઉપર અતિ મોટો ઉપકાર છે. સારી કરણીદ્વારા મોક્ષપદને પામવાના સાધનરૂપ મનુષ્યદેહને જન્મ આપનાર એ ઉપકારી માતાપિતાના ઉપકારનો બદલો જો કોઈ પણ રીતે વળી શકતો હોય તો તે કાર્ય પ્રત્યેક પુત્રે સૌથી પહેલાં કરવું જોઈએ. સંસારમાં કૃતજ્ઞતાનો સૌથી પહેલો અને ઉત્તમોત્તમ પાઠ શીખવવાનો પ્રસંગ એ જ છે. વિશેષમાં પુત્રાદિને ઉછેરવામાં માતાપિતા જે કષ્ટ સહન કરે છે એ વસ્તુતઃ પ્રીતિસેવાજ કરે છે; તેનો બદલો વાળવા માટે પુત્રોએ શું કરવું જોઈએ ? મનુ કહે છે કેઃ—

यं मातापितरौ क्लेशं सहेते संभवे नृणाम् ।
न तस्य निष्कृतिः शक्या कर्तुं वर्षशतैरपि ॥

અર્થાત્—છોકરાંઓને ઉછેરીને મોટાં કરવામાં માતાપિતા જે દુઃખને સહન કરે છે તેનો બદલો સો વર્ષપર્યંત સેવા કર્યેથી પણ વાળી શકાતો નથી. આમ હોવા છતાં માતાપિતાના નૈતિક ઋણમાંથી કિંચિદંશે મુક્ત થવાના માર્ગો કહેલા છેઃ આ માર્ગો એ છે કે માતાપિતાની સેવામાં હમેશાં તત્પર રહેવું, તેમની આજ્ઞાને નિશદિન વશવર્તી રહેવું, તેમને ભોજન કરાવ્યા પછી ભોજન કરવું, તેમનાં યોગ્ય માન–મર્યાદાનું પરિપાલન કરવું, તેમનું ચિત્ત સર્વદા પ્રસન્ન રહે તેમ કરવું ઇત્યાદિ. આ શ્લોકમાં ગ્રંથકારે માતાપિતાના ઉપકારની મહત્તાનું એક રૂપક 'ઠાણુંગ સૂત્ર'ને અનુસરીને આપ્યું છે કે જો કદિ પુત્ર માતાપિતાને પોતાની ખાંધે બેસાડીને પૃથ્વી ઉપર પર્યટન કરે તથાપિ માતાપિતાના ઉપકારનો બદલો તો સંપૂર્ણ રીતે નજ વળી શકે ! ઠાણુંગ સૂત્રના ત્રીજા ઠાણાનો ઉક્ત પાઠ નીચે પ્રમાણે છેઃ

तिण्हं दुप्पडियारं समणाउसो तंजहा अम्मापिउणो भट्टिस्स धम्मायरियस्स संपाउवियणं केइपुरिसे अम्मापियरं सयपाग सहस्सपागेहिं तिल्लेहिं अभिंगेत्ता सुरभिणा संवट्टएणं उवट्टित्ता तिहिं उदगेहिं मज्जावेत्ता सव्वालंकारविभूसियं करेत्ता मणुणं थालीपाग सुद्धं अट्ठारवंजणाउलं भोयणं भोआवेत्ता जावज्जीव पिट्ठिवडिंसिया

**ते परिवहेज्जा तेणावि तस्स [illegible] दुपडियारं भवइ अहेवणंसे तं अम्मापियरं केवलीपणत्ते धम्मे आघवइत्ता पणवइत्ता परूवइत्ता ठावित्ता भवइ तेणामेव तस्स अम्मापिउस्स सुपडियारं भवइ ॥**

અર્થાત્—હે આયુષ્યમન્ત શ્રમણો ! ત્રણ જણનો પ્રત્યુપકાર બહુ મુશ્કેલીએ થઇ શકે છે. તે ત્રણે જણ માબાપ, ભરણપોષણકર્તા અને ધર્માચાર્ય છે. ( તેમાં પ્રથમ માબાપના પ્રત્યુપકારની રીતિ દર્શાવે છે ). કોઇ એક માણસ પોતાનાં માબાપને શતપાક, સહસ્રપાક જાતિના તેલથી મર્દન કરી, સુગંધી લોટ વગેરેથી ચોળી શુદ્ધોદક, ગંધોદક અને ઉષ્ણોદક એ ત્રણ પ્રકારના જળથી સ્નાન કરાવી, સર્વ યોગ્ય આભૂષણો પહેરાવી, અઢાર પ્રકારના શાકયુક્ત મનોજ્ઞ ભોજન કરાવી જ્યાંસુધી જીવે ત્યાંસુધી માબાપને પોતાને સ્કંધે ચડાવી વહન કરે, તોપણ માબાપે દીકરા ઉપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો તે દીકરો વાળી શકે નહિ. પણ જો તે દીકરો માબાપને કેવળીનિરૂપિત ધર્મનો ઉપદેશ આપી અનુકૂળ સંયોગો પેદા કરી તેમને ધર્મમાં સ્થાપિત કરે તો જ તે પ્રત્યુપકાર કરી શકે.

પ્રત્યુપકારનો સંપૂર્ણ માર્ગ આ રીતે દર્શાવ્યો છે. માતૃપિતૃભક્તિનુ એક જ્વલંત ઉદાહરણ પિતૃભક્ત શ્રવણનું છે. જે 'રામાયણ'માં આપેલું છે. શ્રવણનાં માતાપિતા અંધ તથા વૃદ્ધ હોવાથી તેમની એક છેવટની ઇચ્છા તીર્થયાત્રા કરવાની હતી તે પૂરી કરવાને શ્રવણે માતાપિતાને એક કાવડમાં બેસાડી તે કાવડ સ્કંધે ઉપાડીને અનેક તીર્થસ્થળોની યાત્રા કરાવી હતી. પિતૃભક્તિનું એક બીજું ઉદાહરણ ડામા નામના પાલેસ્તાઇનના ઝવેરીનુ છે. જેરૂસાલેમના આચાર્યના હાર માટે થોડા ઉત્તમ હીરા જોઇતા હતા તે લેવા સારૂ ડામાને ઘેર માણસો ગયા. ડામાએ કેટલાક હીરા બતાવ્યા પણ તેમાંનો એકે ખરીદનારના ધ્યાનમાં બેઠો નહિ. ડામાએ કહ્યું: "તમે જરા બેસો, હું પાસેના ખંડમાંથી બીજો માલ લેઇ આવું." એમ કહીને એ એના પિતા સૂતા હતા એ ખંડમાં ગયો, પણ હીરા કાઢવા માટે કબાટ ઉઘાડતાં ખડખડાટ થવા લાગ્યો. તેથી જરા જાગીને બાપે પાસું મરડયું. આ જોઇને ડામાને થયું કે વધારે ઉઘાડીશ તો વિશેષ અવાજ થશે અને પિતાને

ઉંઘમાં ખલેલ થશે. તેથી ડામા હીરા કાઢ્યા વિના પાછો ફર્યો અને હીરા નહિ કાઢવાનું કારણ પિતાની ઉંઘમાં ખલેલ નહિ કરવાનું જણાવ્યું. ઘરાકોને એમ લાગ્યું કે તેની પાસે બીજો સારો માલ નહિ હોવાથી તે આ બ્હાનાં કાઢે છે! પિતાની ઉંઘ ન જાય માટે ડામાએ મોટો નફો જવા દીધે આજકાલ ક્યાં છે એવી પિતૃભક્તિ? (૧૬૭-૧૬૮).

कथं प्रत्युपकारः शक्यते कर्तुम् ? । १६९ ॥

**किं नास्त्येव तथाविधं किमपि यद्दत्वा चिरंकालिकं।**
**स्वर्गीयं [illegible]खमात्मिकश्च सहजं संसाधयेन्निष्कृ[illegible]।**
**अस्त्येतादृशमेकमेव विदितं वस्[illegible]त्र धर्मात्मकं।**
**तस्मान्निष्कृतये सुतः पि[illegible]मनः कुर्यात्सुधर्मे रतम् ॥**

**શું કરવાથી ઉપકારનો બદલો વળી શકે?**

**ભાવાર્થ**—શું આ દુનીઆમાં એવી કોઇ ચીજ નથી કે જે આ જન્મમાં શાન્તિ ઉપજાવે અને બીજા ભવમાં પણ સુખ કરનારી થાય? તે કોઇ ઉમદા ચીજની ભેટ આપવાનો પુત્રને પ્રસંગ પ્રાપ્ત થાય, અને તે પ્રસંગે ઉપર બતાવેલા સુખની સાથે નિરૂક્ત ચીજ માબાપને દીકરો આપે તો કેટલેક અંશે માબાપના ઉપકારનો બદલો વાળી શકે. સવાલ એ ઉઠે છે કે તેવી ચીજ કઇ? ઉત્તરમાં જણાવવું જોઇએ કે એવી ઉમદા ચીજ તે ધર્મ છે. ધર્મ આ ભવમા શાંતિ આપે છે, અને પરભવમાં પણ સદ્દગતિ આપે છે, બંને ભવમાં સુખકર્ત્તા થાય છે. માટે દીકરાએ આજ્ઞાપાલન વગેરેદ્વારા માબાપની સેવા કરવાની સાથે માબાપની ચિત્તવૃત્તિ ધર્મકાર્યમાં જોડાય તેવી અનુકૂળતા કરી આપવી જોઇએ કે જેથી ગુણજ્ઞતા અને પ્રત્યુપકારના ગુણોનું રક્ષણ થઇ શકે. (૧૬૯)

**વિવેચન**—પૂર્વ શ્લોકદ્વયના વિવચનમાં ઠાણાંગસૂત્રનો જે પાઠ આપવામાં આવ્યો છે તેમાં કહેવામાં આવ્યું છે કે 'જો દીકરો માબાપને કેવળીનિરૂપિત ધર્મનો ઉપદેશ આપી અનુકૂળ સંયોગો પેદા કરી તેમને ધર્મમાં

સ્થાપિત કરે તો જ તે પ્રત્યુપકાર કરી શકે.' આ જ કથન આ શ્લોકમાં કરવામાં આવ્યું છે. માતાપિતા પુત્રને જન્મ આપી, તેને ઉછેરી, તેને કેળવણી આપી, તેના આરોગ્યાદિને માટે ખર્ચ કરી તેને ગૃહસ્થાશ્રમમાં જોડે છે તે તેમના અનહદ ઉપકારનો બદલો આ શ્લોકમાં તથા ઠાણુંગસૂત્રમાં એવો નિયુક્ત કર્યો છે કે પુત્રે માતાપિતાને ધર્મમાં રતિ ઉપજાવવી. આ કથનમાં ઘટતો યુક્તિવાદ એ છે કે માતાપિતા પુત્રને જન્મ આપવામાં જો કે નિમિત્તભૂત છે—સાધનભૂત છે, વસ્તુતઃ તેના તે જન્મના કારણરૂપ તેના ગત ભવનાં સુકર્મો જ છે, તથાપિ એ જન્મવડે કરીને એ જીવના મનુષ્યદેહનાં નિમિત્તભૂત માતાપિતા હોઇને તેમની એ નિમિત્તભૂતતાએ કરીને તેમનો પુત્ર ઉપર અત્યંત ઉપકાર છે. એ જીવને મનુષ્યનો દેહ અપાવવામાં એ માતાપિતા નિમિત્તભૂત હોઇને જ સિદ્ધગતિ પામવાના—પામી શકવાના સંયોગોમાં એ જીવ મુકાયો અને તેથી જ માતાપિતાની એ નિમિત્તભૂતતા વિશિષ્ટત્વવાળી લેખાવી જોઇએ. જે જીવને માતાપિતાએ આવી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરાવી તે જીવે તેના બદલામાં માતાપિતાને તે જ પ્રકારની ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરાવવી એ જ ઉચિત છે. ઉપકારની મહત્તાના પ્રમાણમાં તેનો બદલો પણ હોવો જોઇએ. થોડા ઉપકારનો બદલો થોડો હોય અને મોટાનો મોટો હોય એ ન્યાયે પુત્રે માતાપિતાને પારલૌકિક સ્થિતિ પર્યાપ્ત કરાવવાને યત્ન કરવો જોઇએ—તે માટે તેણે નિમિત્તભૂત થવું જોઇએ. પિતાને ધર્મનો ઉપદેશ કરવો, વૃદ્ધાવસ્થામાં ઐહિક ચિંતાઓ દૂર મૂકીને એક કેવળીમાં તથા કેવળીપ્રરૂપિત ધર્મમાં ચિત્ત જોડવા સુચવવું, તેવી સગવડ તેમને કરી આપવી એથી જ તેમના મહદ્ ઉપકારનો યોગ્ય બદલો વળી શકે. માતાપિતાએ તો સિદ્ધ ગતિ પામવાને યોગ્ય મનુષ્યદેહ પુત્રને અપાવ્યો છતાં પુત્ર તે ગતિ પામવાને યોગ્ય સુકર્મો ન કરે તો તે માટે માતાપિતા જવાબદાર નથી, તેવી જ રીતે તેના બદલામાં પુત્ર માતાપિતાને સિદ્ધગતિ પામવાને યોગ્ય ધર્મમાં ચિત્ત જોડવારૂપ માનસિક તપશ્ચર્યા કરવાની સગવડ કરી આપે, ઉપદેશ આપે, યત્ન કરે, પરંતુ છતાં તેઓ એ સ્થિતિ ઉપાર્જન ન કરી શકે તો પુત્ર જવાબદાર નથી. આ પ્રમાણે કરવાથી પુત્ર માતાપિ-

તાના મહદ્ ઋણમાંથી મુક્ત થાય છે અને વિશેષમાં એટલો લાભ મેળવે છે કે તેની સારી અસર પુત્રની ભવિષ્યની સંતતિ ઉપર પણ થવાથી આખા કુળનો ઉદય થવાના સંયોગો આવી મળે છે. ( ૧૬૯ )

[ હવે માતાપિતાને ધર્મથી યુક્ત કરવાનો વિધિ દર્શાવે છે. ]

पित्रोर्नैश्चिन्त्यसंपादने प्रयत्नः । १७० ॥

**निश्चिन्तं निरुपाधिकं यदि भवेच्चित्तं प्रसन्नं सदा ।**
**धर्मे शान्तिसमन्विते दृढतरं स्थैर्यं तदा सम्भवेत् ॥**
**त[illegible]ात्स[illegible]व्यवहारवित्त[illegible]भुवा कार्यः प्रयत्नस्तथा ।**
**स्यात्पित्रोर्हृदयं यथा समुचितं धर्मे विधातुं क्षमम् ॥**

प्रत्युपकारप्रयत्ने कृते फलाभावेपि सुतस्य निर्दोषता । १७१ ॥

**पुत्रो धर्मपरायणो विनयवान् भक्त्या स्वधर्मेण वा ।**
**कर्तुं वाञ्छति सर्वथा जनकयोः सौख्यं द्विधा[illegible]त्तमम् ॥**
**तृष्णादोषवशीकृतौ तदपि तौ नो शक्नुतः सेवितुं ।**
**धर्मं शान्तिलवं च किञ्चिदपि चेद् दोषः सुतस्यात्र किम् ॥**

**માબાપની ચિન્તાઓ દૂર કરવી.**

**ભાવાર્થ**—જ્યારે પૈસા વગેરેની ઉપાધિ અને વ્યાપાર ગૃહ—વ્યવહારની ચિંતા ચિત્તમાંથી દૂર થાય અને આસપાસની વળગણા દૂર થવાથી ચિત્ત-વૃત્તિ સ્વસ્થ અને પ્રસન્ન રહે, ત્યારે જેનાથી શાંતિ અને પરમ આનંદ મળે એવા ધર્મમાં રૂચિ થવાની સાથે મન મજબૂતપણે ચોંટે છે, અને તેમાં રસ ઉત્પન્ન થતાં સ્થિરતા જામે છે એટલા માટે સુપુત્રે દરેક વ્યવહારકાર્યમાં કુશળતા મેળવ્યા પછી માબાપને ઉપાડવો પડતો ગૃહકાર્યનો બોજો પોતાના ઉપર લઇ માબાપને તે ઉપાધિમાંથી મુક્ત કરવા પ્રયત્ન કરવો; તેમ જ પછ-વાડે તેમને ચિંતા ન થાય અને મન અપ્રસન્ન ન રહે તેવી દક્ષતાથી તેમને

અનુકૂળ થઇ સુપુત્રે વર્તવું જોઇએ, કે જેથી તેઓ પ્રસન્નતાપૂર્વક ધર્માચરણ કરી પાછળથી જીંદગી સફળ કરી સદ્દગતિ મેળવે. (૧૭૦)

## પુત્રના પ્રયત્નથી પણ માબાપને ધર્મનો રંગ ન લાગે તો ?

જે દીકરો વિનીત, માબાપ પ્રત્યે ભક્તિવાળો અને ધર્મપરાયણ હોય, વળી માબાપને શાંતિ આપી સંતુષ્ટ રાખી ધર્મની અનુકૂળતા કરી આપવી એ પોતાનો ધર્મ–ફરજ છે એમ જાણતો હોવાથી ઐહિક અને પારલૌકિક સુખ આપવાને માબાપને સમજાવે છે, તેમની ચિંતા અને ઉપાધિ દૂર કરવાને ઘણી કોશીશ કરે છે, અને વિવિધ દાખલાઓ આપી તેમના મનને શાંત કરવા પોતાથી બનતો પ્રયત્ન કરે છે, તથાપિ માબાપનું મન તૃષ્ણામાં તરબોળ થયેલું હોવાથી ધર્મમાં બિલકુલ લાગતું નથી, અને દિનરાત ચિંતાની સળગતી હોળી જરા પણ હોલવાતી નથી, અને છેવટસુધી પણ એક લેશમાત્ર શાન્તિ તેમનાથી ભોગવી શકાતી નથી, ત્યાં કોનો દોષ સમજવો ? દોષ માત્ર તેમના કર્મનો જ છે ! એમાં પુત્રનો કંઈ દોષ નથી. (૧૭૧)

**વિવેચન**—પૂર્વ શ્લોકના અનુસંધાનરૂપે આ બેમાંના પ્રથમ શ્લોકમાં માતાપિતાને ધર્મ તરફ રૂચિ ઉપજાવવાનો વિધિ દર્શાવવામાં આવ્યો છે. સાધારણ રીતે કેટલાક પુત્રો વૃદ્ધ માતાપિતાને તેમનાથી કંટાળીને કહે છે કે "હવે એક બાજુએ બેસીને પરમેશ્વરનું નામ લીધા કરોને, નકામુ માથું શીદને પકાવો છો ?" આ કાંઇ માતાપિતાને ધર્મમા રૂચિ ઉપજાવવાનો ઉપદેશ નથી. એ તો એમની એક પ્રકારની અવગણના કરી જ લેખાય. લાંબા વખત સુધી સંસારમાં અને સાંસારિક વિડમ્બનાઓમાં રચીપચી રહેલો જીવ એવી રીતે એકદમ ધર્મમાં રતિ ધરાવતો નથી એવુ સુપુત્રે સમજવું જોઇએ અને તેમના મનનું વલણ જાણીને તેમને ધર્મ તરફ વાળવાનો યત્ન આદરવો જોઈએ. કહ્યું છે કે–श्रावयेन्मृदुलां वाणीं सर्वदा प्रियमाचरेत् ॥ એટલે કે તેમને કોમળ વાણી સંભળાવવી અને સર્વદા તેમનું પ્રિય કરવું. સૌથી પહેલાં તેમની ઐહિક ચિન્તાના વિષયોને જાણી લેવા જોઇએ, કારણ કે જ્યાંસુધી એ પ્રકારની ચિન્તાઓરૂપી મેલ ચિત્તરૂપી પટમાંથી દૂર

થતો નથી, ત્યાંસુધી ચિત્તપટ સ્વચ્છ થતું નથી અને ચિત્તપટ સ્વચ્છ થયા વિના તેને ધર્મનો મનમોહક રંગ ચડી શકતો નથી. તેટલા માટે તેમની ચિન્તાઓને પ્રથમ દૂર કરવી. તેમની ચિન્તાઓ એવી હોય કે પોતાનાં સૌથી નાનાં પુત્રપુત્રી વગેરેની પોતાના મરણ પછી શી અવસ્થા થશે? તો મોટા પુત્રે તેમની તે ચિંતા દૂર કરવાને કોમળ વાણીથી આશ્વાસન આપવું જોઈએ કે પોતે તેમને પોતાના પુત્રરૂપ લેખીને જરા પણ કષ્ટ પડવા દેશે નહિ. એ જ પ્રકારની તેમની બીજી જ કાંઇ ઐહિક ચિન્તાઓ હોય તેનું પણ એ જ રીતે નિવારણ કરવું. એ રીતે તેઓ નિશ્ચિંત થતાં તેમને શિરે ગૃહવ્યવહારનો જે કાંઇ બોજો હોય તે દૂર કરવો કે જેથી ચિત્તશાંતિ માટે તેમને પુષ્કળ અવકાશ મળી શકે. વળી વૃદ્ધ શરીરને અનુકૂળ પડે તેવાં બીજાં સુખસાધનો અથવા તો ધર્મચિંતનને માટે યોગ્ય એકાંત વગેરે ઉપકરણોની સગવડ પણ પુત્રે કરી આપવી જોઇએ અને પછી તેમને ધર્મમાં ચિત્ત જોડવાનો ઉપદેશ કરી તેમને તે માર્ગે વાળવાં જોઇએ. મનુએ કહ્યું છે કે तयोर्नित्यं प्रियं कुर्यात् એટલે કે માબાપનું હમેશાં પ્રિય કરવું. તેમનું મોટામાં મોટું ઐહિક તેમ જ પારલૌકિક પ્રિય એ જ કે તેમને ધર્મથી યુક્ત કરવા અને તેમ કરવાનો વિધિ પણ ઉપર દર્શાવ્યો છે. આટલું કરતાં છતાં પણ જો માતાપિતાના ચિત્તપટ ઉપર ધર્મનો રંગ ન ચડે, તો પછી તેમના કર્મને જ દોષ આપવો એ ઉચિત છે. यत्ने कृते यदि न सिध्यति कोत्र दोषः? યત્ન કરતાં છતાં પણ કોઇ કાર્ય સિદ્ધ ન થાય તો પછી તેમાં કોને દોષ દેવો? પુત્ર પોતાની શાસ્ત્રવિહિત ફરજ બજાવે છતાં તે ફરજનું યથેષ્ટ પરિણામ ન આવે અને માબાપ કોઈ અધમ પ્રકારની જીવયોનિમાંથી આવ્યાં હોવાને કારણે ધર્મ તરફ વળે નહિ તો તેમાં પુત્ર દોષને પાત્ર રહેતો નથી. આ પ્રમાણે માતાપિતાપ્રતિ પ્રત્યુપકાર કરવાનો એકનો એક માર્ગ દર્શાવી જવામાં આવ્યો છે અને સત્પુત્રે તદનુસાર વર્તવું જોઇએ. (૧૭૦-૧૭૧)

**[આ ફરજ નહિ બજાવનાર પુત્ર માતાપિતાના ઋણમાંથી મુક્ત થતો નથી, એટલું જ નહિ પણ તેમના ઉપકારને ભૂલી જવા માટે કૃતઘ્ન લેખાય છે, એ હવે પછીના શ્લોકમાં દર્શાવાય છે.]**

कृतघ्नता । १७२ ॥

**दुःशीलाऽन्यया यथाकथमपि व्युद्ग्राहितो यो गृही।**
**विस्मृत्यैव सुपूज्यतं जनकयोः दुःखायते तन्मनः॥**
**प्रागेव धर्मपराङ्मुखोयमधमो नूनं कृतघ्नो नरो।**
**न स्थातुं क्षणमप्यलं शुभतरे कर्त्तव्यमार्गे पुनः॥**

**કૃતઘ્નતા.**

**ભાવાર્થ તથા વિવેચન**—માતાપિતાના અપ્રતિમ ઉપકારોની મહત્તા પૂર્વે દર્શાવવામાં આવી છે તેમ જ તે ઉપકારના બદલામાં તેમના પ્રત્યે પ્રત્યુપકાર કરવાનો વિધિ પણ દર્શાવવામાં આવ્યો છે. આ ફરજો નહિ બજાવનાર પુત્ર કુપુત્ર જ લેખાવાને પાત્ર ગણાય. પારકા ઉપકારોને ભૂલી જનાર કૃતઘ્ન કહેવાય છે. कृत+घ्न અર્થાત્ કરેલા ઉપકારોનો નાશ કરનાર–ભૂલી જનાર તે કૃતઘ્ન. આજકાલ કેટલાક ઉદ્ધત, ઓછી સમજવાળા અને અભિમાની પુત્રો વૃદ્ધ માતાપિતાના ઉપકારોને ભૂલીને તેમને દુઃખ આપનારા નીવડે છે. તેમના આવા વર્તનમાં ઘણી વાર ઇર્ષ્યાળુ અને અભિમાનવતી તેમની યુવાન્ સ્ત્રીઓ પણ કારણરૂપ થઇ પડે છે. તેઓ પોતાના પતિને વૃદ્ધ માતાપિતાની વિરૂદ્ધમાં ઉશ્કેરે છે અને પોતાની ઇર્ષ્યાયુક્ત પ્રકૃતિની તૃપ્તિ કરે છે, પરંતુ જેઓ મૂર્ખ હોય છે તેઓ જ આવી ઉશ્કેરણીથી દોરાય છે અને માતાપિતા પ્રતિ કૃતઘ્ન નીવડે છે. જેઓ એ પ્રમાણે કૃતઘ્ન નીવડીને માતાપિતાનો તિરસ્કાર કરે છે, તેમનું મન દુઃખવે છે, તેઓ ગુણચોર કહેવાઈને અધમમાં અધમ લેખાય છે. अविनीतः सुतो जातः कथं न दहनात्मकः? અવિનીત–ઉદ્ધત પુત્ર માતાપિતાને દહન કરનાર અગ્નિનાજેવો કેમ ન લાગે? કારણકે એવા કુપુત્રો માતાપિતાનો તેમજ આખા કુળનો નાશ કરનારા નીવડે છે કે જેવી રીતે એક જ સૂકું ઝાડ અગ્નિથી બળવાથી તેની સાથેનાં બીજાં લીલાં ઝાડવાળું આખું વન અગ્નિથી ભસ્મીભૂત થઈ જાય છે. આવા કૃતઘ્ન અને નીચ પુત્રો કર્ત્તવ્યના ઉત્તમ માર્ગમાં એક ક્ષણ પણ પગભર થઇ શકતા નથી. (૧૭૨)

[ પિતાના જેટલો જ ઉપકાર કરનાર અન્નદાતા અથવા પાળક પ્રતિની ફરજનો ખ્યાલ નીચેના શ્લોકમાં આપવામાં આવ્યો છે. ]

सहायकानां प्रत्युपकारः । १७३ ॥

येषां स्नेहजुषा दृशा व्यवहृतौ प्राप्तः समृद्धिं परां
भिक्षेत्प्रत्युपकारमात्महृदयेऽभिज्ञः कृतज्ञो मुदा ॥
दुःसाधास्ति तदीयनिष्कृतिरपि प्रायस्तथाप्युत्तमं ।
दत्त्वा धर्मसदृक्षवस्तु समये तन्निष्कृतिः साध्यते ॥

**પાળક અને ઉદ્ધારકનો પ્રત્યુપકાર.**

**ભાવાર્થ**—જેઓની સ્નેહ અને દયાથી ભરેલી અમીદૃષ્ટિથી એક માણસ વ્યવહારમાં આગળ વધ્યો, દરિદ્ર હતો તે સમૃદ્ધિવાન થયો, અને સારી પ્રતિષ્ઠા મેળવી પ્રખ્યાત થયો, તે સુખી બનેલા ગૃહસ્થે પોતાને સહાય આપનાર ઉપકારી પુરૂષોનો ઉપકાર કદી પણ ભૂલી જવો ન જોઇએ. વખત આવ્યે ગુણજ્ઞ થઈ ઉપકારનો બદલો વાળવા ઉદ્યત બની પોતાની કુલીનતા બતાવી આપવી જોઇએ. એટલું યાદ રાખવું જોઇએ કે જેમ માબાપનો પત્યુપકાર ઘણા પરિશ્રમથી જ થઈ શકે છે તેવી જ રીતે પોતાના પ્રતિપાળક યા ઉદ્ધારક શેઠનો પ્રત્યુપકાર પણ સહેલાઇથી થઈ શકતો નથી, કિન્તુ શ્રેષ્ટમાં શ્રેષ્ઠ પદાર્થ જો કંઈ હોય અને તે પદાર્થ બક્ષીસ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો જ પ્રત્યુપકાર થઇ શકે છેઃ અર્થાત્ માબાપની પેઠે પ્રતિપાળક શેઠનો પણ અનહદ ઉપકાર છે. જે જે આપણા ઉપકારી હોય તેમનો પ્રત્યુપકાર કરવાથી જ કૃતજ્ઞ થઈ શકાય છે. (૧૭૩)

**વિવેચન**—'ચાણાક્યનીતિ' માં પણ પાંચ પિતા ગણાવ્યા છેઃ જન્મ આપનાર, રાજા, ગુરૂ, અન્નદાતા અને ભયથી રક્ષા કરનાર; તેમાં પણ અન્નદાતા અર્થાત્ પાળક અથવા શેઠની વર્ગણા કરવામાં આવી છે. તાત્પર્ય એ છે કે જેટલો ઉપકાર માતાપિતાનો છે તેટલો જ મહત્તાવાળો ઉપકાર રાજા, ગુરૂ, અન્નદાતા ઇત્યાદિનો છે અને તેથી તેમનો પ્રત્યુપકાર કરવો

પણ અતિક્લિષ્ટ છે. જે ધર્મો એક સુપુત્રે જન્મ આપનાર પિતાપ્રતિ બજાવવાના છે, તે જ ધર્મો અન્ય પિતાઓ પ્રતિ પણ બજાવવાના છે. પોતાના પાળકની આજ્ઞા ઉઠાવવી, તેમના પ્રત્યે સુવિનીત રહેવું, તેમનું યોગ્ય માન સાચવવું એ તો એક નોકરની સામાન્ય ફરજો જ છે; પરન્તુ કદાચિત્ દૈવયોગે શેઠની આર્થિક સ્થિતિ ખરાબ થાય કિંવા તે વૃદ્ધાવસ્થાને પામે તોપણ એક વિશ્વાસુ તથા વિનયી નોકરે શેઠ પ્રત્યેની ફરજો યથાર્થપણે બજાવવી જોઇએ. આમ કરતાં છતાં શેઠના અનહદ ઉપકારનો બદલો સંપૂર્ણતઃ વાળી શકાતો નથી. જે એક માર્ગે એ બદલો વાળી શકાય છે તે માર્ગ, જન્મ આપનાર પિતાના ઉપકારોનો બદલો વાળવાના માર્ગની પેઠે, ઠાણુંગસૂત્રના ત્રીજા ઠાણામાં આ પ્રમાણે દર્શાવ્યો છેઃ—

केइ महच्चे दरिद्दं समुक्कसेज्जा तएणं से दरिद्दं समुक्कसेज्जा तएणं से दरिद्दे समुक्किट्ठे समाणे पच्छापुरंचणं विउलं भोगसमिइ समणागएयावि विहरेज्जा तएणं से महच्चे अणया कयाइं दरिद्दी हूएसमाणे तस्स दरिद्दस्स अंतियं हव्वमागच्छेज्जा तएणं से दरिद्दे तस्स भट्टिस्स सव्वस्सवि दलयमाणे तेणावि तस्स दुप्पडियारं भवइ अहेणं से तं भट्टिं केवलीपणत्ते धम्मे आघवइत्ता पणव त्ता परूवइत्ता ठावइत्ता भवइ तेणामेव तस्स भट्टिस्स सुप्पडियारं भवई ॥ અર્થાત્–કોઇ શાહુકાર કોઇ દરિદ્ર માણસને માર્ગે ચડાવી આજીવિકામાં મદદ કરે અને તેનો ઉત્કર્ષ કરે; શાહુકારના આશ્રયથી પેલો દરિદ્ર માણસ વિપુલ વૈભવ તથા ધન પ્રાપ્ત કરે: કર્મની વિચિત્રતાથી શાહુકાર દરિદ્ર થઇ જાય અને આશ્રય લેવાના આશયથી પેલા ધનાઢ્ય બનેલા પોતાના નોકરની પાસે જાય; તે વખતે તે નોકર પોતાના શેઠને દરિદ્રાવસ્થામાં પોતાને ત્યાં આવતો જાણી, તેનો ઘણો સત્કાર અને પોતાની સઘળી મિલકત તેને અર્પણ કરે તોપણ શેઠે કરેલા ઉપકારનો બદલો વાળી શકે નહિ. બદલો વાળવાનો માત્ર એક ઉપાય એ છે કે સર્વ વસ્તુઓમાં શ્રેષ્ઠ ધર્મ જો કોઈ રીતે તે પોતાના શેઠને પમાડી શકે તો તેથી પ્રત્યુપકાર થઇ શકે. ( ૧૭૩ )

# पंचम परिच्छेद.

## પુરૂષોના ધર્મો : ઉદારતા અને સહિષ્ણુતા.

[ સંસારમાં ચિત્રવિચિત્ર પ્રકૃતિનાં સ્ત્રી પુરૂષો સાથે સમાગમમાં આવવું પડે છે તે સાથે સૌની સાથે સુલેહ પણ નિભાવી રાખવી પડે છે, તેટલા માટે ઉદારતા અને સહનશીલતારૂપી ગુણોની અનિવાર્ય જરૂર પડે છે જે વિષે આ પરિચ્છેદમાં વિવેચન કરવામાં આવ્યું છે. ]

औदार्यं सहिष्णुता च । १७४ ॥

**दातैकः कृपणः परश्च चपलो धीरो परो मन्दधी-**
**रेवं चैकगृहेऽपि भिन्नरुचयः कौटुम्बिकाः स्वजनाः ॥**
**तेन्योन्यस्य च न चेत्स्वभावजनितं भेदं सहन्ते मनाग्।**
**जगत्यंत्र गृहे तदा प्रतिदिनं क्लेशो विपत्त्यावहः ॥**

### ઔદાર્ય અને સહનશીલતા.

**ભાવાર્થ**—દરેક ગૃહસ્થને કુટુંબમાં રહી સુખી જીવન બનાવવા માટે ઉદારતા અને સહનશીલતા એ બે ગુણોની ખાસ જરૂર છે. એક ઘરની અંદર રહેનારા કુટુંબના બધા માણુસો કંઈ સરખી પ્રકૃતિના હોતા નથી. કોઇ ઉદાત્ત મનનો દાતાર હોય છે તો કોઇ કંજુસ પ્રકૃતિનો હોય છે, કોઈ ચપલ સ્વભાવનો હોય છે તો કોઈ ધીર ગંભીરતાવાળો હોય છે, કોઇ વધારે અક્કલવાળો વિદ્વાન્ હોય છે તો કોઇ મંદ બુદ્ધિવાળો મૂર્ખ હોય છે; આમ થોડે ઘણે અંશે પણ સ્વભાવભેદ હોય છે. આ વખતે જો એક માણુસ પોતાની સાથે રહેનાર પૈકી કોઇ માણુસનો નરમ કે ગરમ સ્વભાવ સહન કરી શકે તેટલી ઉદારતાવાળો કે સહનશીલતાવાળો ન હોય તો તે ઘરમાં દરરોજ પરસ્પર કલહ જાગે છે. જ્યાં ક્લેશ ત્યાં સાથે વિપત્તિ તો રહેલી જ છે, એટલે તેમનું જીવન દુઃખમય થઇ પડે છે. (૧૭૪)

વિવેચન—ગૃહવ્યવહારમાં ઔદાર્ય અને સહનશીલતાના ગુણો કુટુમ્બની પ્રત્યેક વ્યક્તિમાં હોવાની અગત્ય છે. સ્ત્રીધર્મના પ્રકરણમાં સ્ત્રીઓમાં પણ તે ગુણો હોવાની જરૂરીઆત દર્શાવેલી છે. કુટુંબના વડીલરૂપ પુરૂષો જો ઉમદા મનના, સમજુ અને ગરમ નરમ બનાવી પ્રાસંગિક ટેવવાળા હોય છે તો તેઓ ઘરના અનુદાર સ્ત્રીવર્ગને કાબુમાં રાખીને અથવા શિખામણ આપીને કલહ પેસતો અટકાવી શકે છે અને તેટલા માટે વિશેષે કરીને પુરૂષોના મનની ઉદારતા તથા સહિષ્ણુતાની વિશેષ આવશ્યકતા લેખવામાં આવી છે. એટલું ખરૂં છે કે કુટુંબમાંનાં સર્વ મનુષ્યોની પ્રકૃતિ એકસરખી હોતી નથી અને સર્વની યોગ્યતા એકસરખી હોતી નથી. જ્યારે બે વિરોધી ગુણો એક બીજાની સમક્ષ આવે છે, ત્યારે તેઓ એક બીજા ઉપર આઘાત પ્રત્યાઘાત કર્યા વિના રહેતા નથી; તેવી જ રીતે કુટુંબમાં એક જણ દાતા હોય અને બીજો કંજુસ હોય તો તેઓના વ્યક્તિગત ગુણો એક બીજાની સામે સંઘર્ષણ કરીને કલહરૂપી અગ્નિને જન્મ આપે છે. તે બેમાંથી જો એક જણ ઉદાર મનનો અને સહિષ્ણુ હોય તો સામાના સ્વભાવને સહન કરી લે છે જેથી કલહ થવા પામતો નથી, અથવાતો કુટુંબનો વડીલ ઉદાર અને સહનશીલ હોય છે તો તે બન્નેને સમજાવીને શાંત કરે છે અને તેથી પણ કૌટુંબિક કલહ થતો અટકે છે. કુટુંબના પુરૂષવર્ગ તથા સ્ત્રીવર્ગ ઉભયમાં આ બન્ને ગુણો હોય તો તે કુટુંબ સર્વદા સુખમાં જ સમય નિર્વહન કરે છે; પરન્તુ જો સ્ત્રીવર્ગમાં એ ગુણો ન હોય અને માત્ર પુરૂષોમાં અથવા પુરૂષના એક વડીલમાં પણ જો એ ગુણો હોય છે તો તે સર્વના ઉપર પોતાના ગુણોનો પ્રભાવ પાડીને કુટુંબની સુલેહને ટકાવી રાખી શકે છે. (૧૭૪)

[એ ગુણોને અભાવે શું પરિણામ આવે તે નીચેના શ્લોકમાં દર્શાવ્યું છે.]

असहिष्णुतापरिणामः । १७५ ॥

भ्रातणां कलहेन यत्र [illegible]खदं [illegible] यदा नश्यति।
नष्टं तस्य गृहस्य [illegible]रव विधि[illegible]तिप्रतिष्ठा-कम् ॥

तस्मादक्यबलोच्छ्र गृ णा सर्वप्रसङ्गे पुनः
सोढव्यं परमा रण सकलं कु ं हिताकाङ्क्षिणा ॥

**અસહનશીલતાનું પરિણામ.**

**ભાવાર્થ** તથા **વિવેચન**—એક બીજાની પ્રકૃતિનો ભેદ સહન ન થવાથી સામસામે અરૂચિ યા દ્વેષભાવ ઉત્પન્ન થાય છે, તેથી જે કાંઇ પરસ્પર ઐક્ય—સંપ હતો તે તૂટવા માંડે છે અને કજીઆ ચાલુ થાય છે. સંપ તૂટવાથી એકબીજાનાં મન જુદાં પડવાથી પરસ્પર એકબીજાની બદબોઈ કરવા લાગે છે એટલે લોકોમાં તે ઘરની એબ જાહેર થાય છે, તેથી તેમની ખ્યાતિ—પ્રતિષ્ઠા ઘટે છે, લાજ આબરૂ કમ થાય છે, ચારે તરફ હીણપત થાય છે, અને થોડા વખતમાં તે ઘરની પડતી દશા આવી જાય છે. એટલા માટે વિચારશીલ ગૃહસ્થે પોતાનું અને કુટુંબનું હિત સાચવવું હોય તો કુટુંબની અંદર ઐક્ય યા સંપનું રક્ષણ કરવું. સંપમાં જ વિજય છે. સંપ એ જ બળ તથા ગૌરવ છે. કૌટુંબિક કલહથી છિન્નભિન્ન થઇને વિનાશને પામેલાં ઘણાં આર્યગૃહો આજે સૂનાં ભાસે છે. પૂર્વે કહેવામાં આવ્યું તેવી રીતે માનસિક ઔદાર્ય અને સહિષ્ણુતાપુર્વક જો કૌટુંબિક કલહને સમાવવામાં ન આવે તો એ ગુણોની ગેરહાજરીમાં કુટુંબનો વિનાશ સહન કરી લેવાનો જ સમય આવી પહોંચે છે. સહનશીલતા રાખીને એકબીજાની પ્રકૃતિને સહન કરી લેવાનો ગુણ આપણામાં ન હોય, તો છેવટે કુદરત સંકષ્ટો સહન કરાવવાને બમણા જોરથી આપણા ઉપર મારો ચલાવે છે અને એ રીતે અસહનશીલતાનું પરિણામ સંકષ્ટ સહન કરવાના રૂપમાં જ આપણને મળે છે. (૧૭૫)

अनौदार्ये चेर्ष्यायाः सामर्थ्यम् । १७६ ॥

स्वस्माच्चेदधिकोभवे गुणगणो ज्येष्ठे लघौ भ्रातरि-
प्रख्यातं भुवि तद्यशो कतरं तस्मिन् सङ्गे यदि ॥
नौदार्यं भवति प्रमा जनकं बन्ध्वोस्त यो व-

स्तस्मा॒ ॒ानिपरम्पर स्ति गृहिणः पुण्याङ्कुरोन्मूलिनी ॥

## ઉદારતાની ગેરહાજરીમાં ઈર્ષ્યાનું બળ.

**ભાવાર્થ**—એક કુટુંબમાં નાના અથવા મોટા ભાઈમાં પોતાના કરતાં હોંશિયારી વધારે હોય, તેને લીધે તેને લોકોના તરફથી માનપાન વધારે મળે, ચારે તરફ તેની યશ-કીર્તિ ફેલાય અને લોકોમાં તેની પ્રશંસા અધિક થાય; આ વખતે જો બન્ને જણમાં ઉદારતાનો ગુણ ન હોય તો તેથી બે મહાન્ દોષો ઉત્પન્ન થાય છે. એકમાં ઈર્ષ્યારૂપ દુર્ગુણ પ્રકટ થાય છે, બીજામાં જો ઉદારતાનો ગુણ ન હોય તો મનમાં ગર્વ આવે છે, અને પોતા કરતાં ઓછી શક્તિવાળા પાસે પોતાની બડાઇ મારે છે, તથા તેમનો તિરસ્કાર કરે છે, તેથી પણ સામા માણસમાં ઇર્ષ્યા પ્રકટી નીકળે છે, અને ઇર્ષ્યાના બળથી ખટપટ, પરસ્પર નિન્દા, કલહ, પરસ્પર દોષારોપણ વગેરે પુણ્યરૂપ અંકુરનું ઉચ્છેદન કરનાર અનેક દુર્ગુણો ફૂટી નીકળે છે. તેવું કુટુંબ અનેક જાતની પાયમાલીની પરંપરામાં અસ્તવ્યસ્ત થઇ જાય છે. (૧૭૬)

**વિવેચન**—માનસિક ઔદાર્યના અભાવે કેવું અનિષ્ટ પરિણામ આવે છે તે દર્શાવવાને અત્ર ગ્રંથકારે બે સહોદર બંધુઓનું દૃષ્ટાંત લીધું છે. સુભાષિતકારે કહ્યું છે કે नास्ति बंधुसमो रिपुः અર્થાત્ ભાઇના જેવો કોઇ પણ શત્રુ આ જગતમાં નથી. આ કથન કદાચ કોઇને વિચિત્ર લાગશે કારણકે જગતમાં સગા ભાઇના જેવું બીજું એકે સગપણ નથી એવું કહેવાય છે, અને ઉક્ત કથનમાં તેથી ઉલટું શત્રુત્વ દર્શાવવામાં આવ્યું છે; પરંતુ ઔદાર્ય વિનાના સહોદર બંધુઓના સંબંધમાં તો સુભાષિતકારનું કથન જ સત્ય ઠરે છે. બે ભાઇઓમાંનો એક જો વિદ્યા, કળા, જ્ઞાન, સંપત્તિ ઇત્યાદિમાં બીજા કરતાં ચડે છે તો બીજાનું અનુદાર હૃદય ઇર્ષ્યાથી બળવા લાગે છે. બન્ને એક જ પિતાના પુત્રો હોવાના સરખાપણાને લીધે તે ઈર્ષ્યાળુ ભાઇ એવું માને છે કે તેઓ વિદ્યા, સંપત્તિ ઇત્યાદિમાં પણ સરખા જ રહેવા જોઇએ; પરન્તુ પોતા કરતાં પોતાના ભાઇની શક્તિની વિશેષતાને કારણે પોતાનો ભાઈ પોતાના કરતાં ચડતી સ્થિતિમાં મેલાય તો તેમાં

ઇર્ષ્યાનું કારણ રહેતું નથી એવું તે મૂર્ખ સમજતો નથી. હીન અવસ્થાવાળા ભાઇની પોતાના હૃદયની ઇર્ષ્યાથી તે ઉન્નત અવસ્થાવાળાને હેઠો પાડવાને મથન કર્યા સિવાય રહેતો નથી જેને પરિણામે ઉન્નત અવસ્થાવાળો તેને ખરાબ કરવાને મથે છે. જો તે ઉદાર હૃદયનો હોય તો પોતાના ઇર્ષ્યાળુ ભાઇને સમજાવીને શાંત કરવા ઉપરાંત તેને પણ પોતાના જેવો જ સંપત્તિમાન કરવાને યત્ન કરે છે, પરન્તુ તેવો ગુણ તેનામાં ન હોય તો બન્ને વચ્ચે ઇર્ષ્યાના અંકુરો એટલા મોટા પ્રમાણમાં ફૂટી નીકળે છે કે તેઓ એકબીજાનો વિનાશ કરવામાં જ પ્રવૃત્ત થાય છે. અરબ્બી ભાષામાં એક કહેવત છે જેનો અર્થ એવો છે કે "માઠી કૃતિને સારી કૃતિવડે દૂર હાંકવી, જેથી સારી કૃતિ માઠી કૃતિ ઉપર અસર કરીને તેને સારી બનાવશે, પણ જો માઠી કૃતિને તેવી જ માઠી કૃતિવડે હાંકી કાઢવામાં આવશે તો તે માઠી કૃતિ કરનાર ઉપર જ તે હુમલો કરશે." એ જ પ્રમાણે ઇર્ષ્યાનું શમન કરવાને જો એક જણમાં ઉદારતા હોય તો તેનું સારૂં પરિણામ આવે, પરંતુ જો બન્નેમાં ઇર્ષ્યાની જાગૃતિ થાય તો બન્ને વિનાશને પામે એમાં કશું આશ્ચર્ય નથી. આ દૃષ્ટાંત બે ભાઇઓના સંબંધમાં લેવામાં આવ્યું છે, પરન્તુ વસ્તુતઃ તે સર્વ કોઇને લાગુ પડે છે. (૧૭૬)

[ઉદારતા અને સહનશીલતા એ બે સદ્ગુણો છે, પરંતુ તેની મર્યાદામાં જ એ સદ્ગુણો છે અને જો મર્યાદાનું ઉલ્લંઘન કરવામાં આવે તો તે દુર્ગુણરૂપ થઇને દુષ્પરિણામ આપે છે તે વિષે હવે કહેવામાં આવે છે.]

औदार्यसहिष्णुतयोरवधिः । १७७ ॥

यद्य[illegible]स्य विल[illegible]णः [illegible]तिकरो दुष्टस्वभावः पर-
स्त[illegible] दुष्टत्वाविनाशनाय गृहिणा यत्नो विधेयो भृशम् ॥
यत्नेपि प्रकृतिर्न श[illegible]द्ध्यति मनाक् कौटुम्बिकस्यो[illegible]ता ।
तत्सम्बन्धावेष[illegible]नेपि गृहिणो नो [illegible]र्यहानिर्भवेत् ॥

## ઉદારતા અને સહનશીલતાની હદ.

**ભાવાર્થ**—જો કદાચ સંબંધીઓમાંના કોઇ પણ માણસનો સ્વભાવ અતિદુષ્ટ અને વિલક્ષણ હોય, તેનાથી બીજાને નુકસાની પહોંચવાનો સંભવ હોય તો બની શકે ત્યાંસુધી તેના સ્વભાવની દુષ્ટતાને નાશ કરવા કોશીશ કરવી. તેમ છતાં કોઇ પણ રીતે તેની પ્રકૃતિ કાબુમાં આવી શકે તેમ ન હોય, અને તે પ્રકૃતિની સાથે સંબંધ રાખનારાઓને આર્થિક, નૈતિક, આત્મિક હાનિ પહોંચવાની વકી જણાતી હોય તો તે પ્રસંગે સુજ્ઞ ગૃહસ્થે તેની સાથે સંબંધ રાખી દ્વેષ–કલેશ વગેરે કરવા પડતા હોય તો તેના કરતાં બહેતર એ છે કે તેનાથી સંબંધ તોડી તટસ્થ રહેવું અને સ્વાસ્થ્ય સાચવવું. આમ કરતાં સહનશીલતા કે ઉદારતાને સંકોચવી પડે તો પણ તેમાં કંઇ હાનિ નથી. ઉભયનું યા પોતાનું હિત સચવાય ત્યાંસુધી ઉદારતાની હદ છે. (૧૭૭)

**વિવેચન**—સર્વદા અને સર્વથા ઉદાર થવાથી ખલ પુરૂષોને તે ઉદારતાનો અનુચિત રીતે લાભ લેવાનું બહુ ફાવે છે, જેથી સજ્જનની ઉદારતા દુર્જનનું પોષણ કરનારી થઇ પડે છે. ઉદારતા અને સહનશીલતાના સદ્‌ગુણો સારાં કાર્યોનું પોષણ કરવા માટે છે, પરન્તુ દુર્જનોનાં દુષ્ટ કાર્યોને માટે નથી. જો એક પુરૂષ દુર્જનના પોષણને અર્થે પોતાની ઉદારતા દાખવતો હોય, તો તે પુરૂષ કાતો પેલા દુર્જનના જેવો જ દુર્જન હોવો જોઇએ અથવાતો દુર્જનની દુર્જનતાને નહિ સમજતાં નિરર્થક ઉદારતા દાખવનારો મૂર્ખ હોવો જોઇએ. તેટલા સારૂ વિદ્વાનોએ ઉદારતાની પણ હદ નિર્માણ કરી છે અને એ હદની બહાર ઉદારતા વાપરવાથી તે હાનિકારક થઇ પડે છે એમ દર્શાવ્યુ છે. આ હદ કેવા પ્રકારે સમજવી તે દર્શાવવાને ગ્રંથકારે દુષ્ટ સ્વભાવના એક કૌટુંબિક જનનું દૃષ્ટાંત આપ્યું છે. કુટુંબમાં એક દુષ્ટ જન હોય અને તેના દુષ્ટ આચાર વિચારથી કુટુંબનાં અન્ય જનોને હાનિ થવાનો સંભવ હોય તો પ્રથમ તો એની દુષ્ટતા દૂર થાય તે અર્થે તેનાં દુષ્ટ કાર્યોને માટે ક્ષમા આપવી કે જેથી તેને પોતાની ભૂલ સૂઝી આવે. કહ્યું છે કેઃ—

आजन्मसिद्धं कौटिल्यं खलस्य च हलस्य च ।
सोढुं तयोर्मुखाक्षेपमक्षमेकैव सा क्षमा ॥

અર્થાત્—દુષ્ટ જન અને હળનું કુટિલપણું જન્મથી જ સિદ્ધ થએલું છે માટે તેઓના મુખનો આક્ષેપ સહન કરવાને એક ક્ષમા જ યોગ્ય છે. (દુષ્ટ જનને માટે ક્ષમા—સહનશીલતા અને હળને માટે ક્ષમા—પૃથ્વી સમજવી). આવી ક્ષમા જો તેને સુધારવાને માટે નિષ્ફળ નીવડે તો તેને શિખામણ આપીને તેની દુષ્ટતા ભુલાવવા યત્ન કરવો. કદાચ दुर्जनः कृतशिक्षोपि सज्जनो नैव जायते એ પ્રકારનો તે ભયંકર દુર્જન હોય તો પછી તેની દુષ્કૃતિઓથી થતી હાનિમાંથી બચવા માટે કુટુંબમાંથી તેનો ત્યાગ કરવો એ જ ઉચિત છે. એટલું ખરૂં છે. આવી રીતે તેનો ત્યાગ કરવાથી સ્વભાવની ઉદારતામાં ક્ષતિ આવેલી દેખાય છે, પરન્તુ અત્ર ક્ષતિ દોષરૂપ નથી અને વાસ્તવિક રીતે ઉદારતાની હાનિ થયેલી દેખાતી નથી. ઉદારતાનો ઉપયોગ વિનયપુરઃસર કરવો જોઇએ તે દર્શાવવાને જ આ પ્રકારની હદ બાંધવાની આવશ્યકતા ગ્રંથકારે સૂચવી છે અને તે સર્વથા યોગ્ય છે. (૧૭૭)

[ઉદારતા તથા સહિષ્ણુતાના પ્રકાર નીચેના બે શ્લોકમાં કહેલા છે.]

औदार्यप्रकारः । १७८ ॥

दृ[illegible]त्मीयजनोन्नतिं भवति यच्चितं प्रफुल्लं भृश-
मौदार्यं किल मध्यमं मतमिदं प्राज्ञैर्गृहस्थाश्रमे ॥
साहाय्यं तदधोगतौ सुमनसा यद्दी[illegible] चार्थिकं ।
[illegible]त्किगुणोत्तरेण गृहिणौदार्यं प्रधानं हि तत् ॥

**ઉદારતાના પ્રકાર.**

**ભાવાર્થ** તથા **વિવેચન**—ઉદારતા બે પ્રકારની છે: એક મધ્યમ અને બીજી ઉત્તમ. ઉપર બતાવવામાં આવ્યું તેમ પોતાના ભાઇઓ, કુટુંબીઓ, સંબંધીઓ અને સ્વદેશબંધુઓની ચડતી કળા, પોતાના કરતાં અધિક શક્તિ અને અધિક માનપાન જોઇને ઇર્ષ્યા ન કરતાં અધિક પ્રમોદથી આનંદિત થવું, તેમની ઉન્નતિ જોઇ પ્રફુલ્લિત થવું, એ મધ્યમ—સામાન્ય ઉદારતા છે. આ સામાન્ય ઉદારતાનો પણ મોટા ભાગના જનસમાજમાં અભાવ

દેખાય છે, અને તેથી તેઓ ઇર્ષ્યાનો ભોગ થઇ પડી પોતાને જ ગેરલાભ કરે છે. બીજા પ્રકારની ઉત્તમ અને પ્રધાન ઉદારતા તો તે છે કે પોતાના ભાઈઓ, કુટુંબીઓ કે સંબંધીઓમાં કોઇ પણ માણસ નિરાધાર થઇ ગયો હોય, સાધન વગર સીદાતો હોય, કેળવણી લેવા કે આજીવિકા ચલાવવાનાં સાધનોની આકાંક્ષા રાખતો હોય, તેને તેવા વખતમાં પ્રેમ અને ઉલ્લાસપૂર્વક પોતાની શક્તિના પ્રમાણમાં તન મન અને ધનથી કંઇ ને કંઇ પણ મદદ કરવી તથા આશ્રય આપી તેની તંગીઓ દૂર કરવી, તેમ જ આશ્વાસન આપી તેનાં આંસુઓ લૂંછી ઘણી જ વત્સલતાથી પોતાના ભાઇ યા પુત્રની પેઠે માની દરેક રીતે આશ્રય આપવો. આ પ્રકારની ઉત્તમ ઉદારતા દર્શાવવાનુ સાધન ધનવાન્ જનો પાસે જ હોય છે, પરન્તુ તેવા પ્રકારની ઉદારતાવાળા જનો વિરલ જ નીવડે છે. જ્યાં પારકી સંપત્તિ જોઇને ઇર્ષ્યા સળગતી હોય ત્યાં પોતાની સંપત્તિ પારકાને આપવા જેવી ઉદારતાની તો આશા જ શી ? ખરૂ છે કે—

शतेषु जायते शूरः सहस्रेषु च पंडित. ।
वक्ता दशसहस्रेषु दाता भवति वा न वा ॥

અર્થાત્—સો પુરૂષોમાં એક શૂરવીર થાય છે, હજારમાં એક પંડિત થાય છે, દશ હજારમાં એક વક્તા થાય છે, પણ દાતાર તો થાય યા ન થાય ! ( ૧૭૮ )

सहिष्णुताप्रकार । १७९ ॥

**यद्येषास्ति सहिष्णुता सुगृहिणां सामर्थ्ययुक्ता वरा।**
**साप्यौदार्यगुणे सुपर्यवसिता प्राधान्यमापद्यते ॥**
**नो सामर्थ्ययुता तदा व्यवहृता सा नम्रताख्ये गुणे।**
**द्वावेतावरिवर्गतोपि विशदप्रीत्यर्जने शक्नुतः ॥**

**સહિષ્ણુતાના પ્રકાર.**

**ભાવાર્થ** તથા **વિવેચન**—ઉદારતાની પેઠે સહનશીલતાના પણ બે

પ્રકાર છે: એક ઉત્તમ અને બીજી મધ્યમ. અમુક માણસ તરફથી કોઇ સમર્થ પુરૂષની પણ અવજ્ઞા થઇ ગઇ હોય અને તે સમર્થ પુરૂષ અવજ્ઞા કરનારને સજા કરાવવા ધારે તો કરાવી શકે, પણ પહેલાની ઉપર રહેમ લાવી કંઇ પણ બદલો ન અપાવે, તો સમર્થ પુરૂષે બતાવેલી સહનશીલતા ઉત્તમ પ્રકારની ગણાય છે, અને તેનું પર્યવસાન ઉદારતામાં થાય છે. અસમર્થ માણસ સમર્થ માણસની સામે ખામોશી રાખી સહનશીલતા બતાવે છે તે બીજા પ્રકારની મધ્યમ સહનશીલતા છે, તેનું પર્યવસાન નમ્રતામાં થાય છે. પહેલા પ્રકારની સહિષ્ણુતા તો ઘણી જ શ્રેષ્ઠ છે, તેમ બીજા પ્રકારની પણ ગૃહસ્થોને કંઇ થોડી ફળદાયક નથી. તે સહનશીલતા કેટલીએક વખત દુશ્મનના હૃદયને પણ પીગળાવી નાંખી, દ્વેષભાવને દૂર કરાવી, દ્વેષની જગ્યાએ વત્સલતાને સ્થાપી, દુશ્મનના હૃદયમાં પણ પ્રેમ ભાવ ઉત્પન્ન કરવાને સમર્થ થાય છે. આ પ્રમાણે ઉદારતા અને નમ્રતારૂપી બે ગુણો સહિષ્ણુતાના આ બે પ્રકારોમાં સમાઇ જાય છે. અપકારના બદલામાં ઉપકાર કરવા જેવી અલૌકિક ઉદારતાનું એક દૃષ્ટાંત સર ફીલીપ સીડનીનું છે. એક મૂર્ખ જુવાને એક વાર સર ફીલીપ સીડનીની સાથે કજીયો કર્યો એટલુ જ નહિ પણ સર ફીલીપને લડવા માટે ઉશ્કેરવાને તેણે પ્રયત્ન કર્યો. એમ છતાં પણ સર ફીલીપ લડવા ઉશ્કેરાયો નહિ ત્યારે તે મૂર્ખ જુવાન સર ફીલીપના મ્હોં ઉપર થુંક્યો અને તેણે તેનું ભયંકર અપમાન કર્યું. સર ફીલીપે કહ્યું: "જુવાનિયા! જેવી સહેલાઇથી હું મારા મુખ ઉપરથી અપમાન ભુંસી નાંખું છું, તેવી જ સહેલાઇથી હું મારા હૃદયમાંથી મારૂં (મનુષ્યત્વનું) લોહી ભુંસી નાંખી શકું, તો હું આ જ ક્ષણે તારો પ્રાણ લઉં." સર ફીલીપે આ વખતે અનુપમ ઉદારતારૂપી સહિષ્ણુતા દાખવી હતી, કારણકે જો તેણે ધાર્યું હોત તો એ અપમાનનો બદલો સહેલાઇથી લઇ શકત. સમર્થ પુરૂષમાં સામર્થ્ય હોવા છતાં તે ઉદારતા બતાવે છે તેથી તે ઉત્તમ પંક્તિની લેખાય છે અને અસમર્થ પુરૂષને સામર્થ્ય નહિ હોવાથી કોઇનું અપમાન શાંતિપૂર્વક સહન કરી રહેવાની ફરજ પડે છે પણ તે સઘળું પોતાની ઉંડી સમજણથી સહન કરે છે અને નમ્રતા દર્શાવે છે,

તો તે ગુણ મધ્યમ પ્રકારનો લેખાય છે. (રાજા ચોરને શિક્ષા કરતો હોય અને ચોરને અસમર્થતાને લીધે તે શિક્ષા સહન કરવાની ફરજ પડતી હોય, પરંતુ અંતરમાં નમ્રતા ન હોય અને વિચારતો હોય કે જો લાગ પડે તો રાજા ઉપર પણ હાથ અજમાવી લઉં, તો અહીં એ ચોરનો સહિષ્ણુતારૂપી ગુણ લેખાતો નથી, કારણકે તેની સહિષ્ણુતા પોતાના અંતરની નમ્રતારૂપી ગુણથી યુક્ત નથી.) (૧૭૯)

[વ્યક્તિવિશેષે અને પ્રત્યેક વ્યક્તિના અધિકારવિશેષે એ ગુણોની જૂદાં જૂદાં કારણોને લીધે અગત્ય પડે છે. જો એ ગુણો ન હોય તો વ્યક્તિવિશેષે તેનાં પરિણામવિશેષો પણ જૂદાં જૂદાં આવે છે, જે વિષે નીચેનો શ્લોક રચાયો છે.]

औदार्याद्यभावस्य परिणामः १८० ॥

स्यादौदार्यगुणो न चेदधिपतौ गेहस्य वा संसदो ।
नो शक्नोति चिरं स नायकपदे स्थातुं व्यवस्था [illegible]तेः ॥
न स्याच्चेद्धि सहिष्णुताश्रितजने दक्षेपि भृत्ये पुनः ।
स प्राप्नोति न वत्सलत्वमुचितं भ्रश्येद्भृशं स्वार्थतः ॥

આ બે ગુણોની ગેરહાજરીનું પરિણામ.

ભાવાર્થ—જો કે ઉદારતાના ગુણની જરૂરીઆત દરેક માણસને છે તો-પણ જે માણસ કુટુંબનો અધિપતિ કે સભાનો અગ્રેસર-પ્રમુખ અથવા દેશનો રાજા હોય તેણે તો ઉદારતા રાખવાની ખાસ જરૂર છે. જો તેનામાં મનની ઉદારતા ન હોય તો, તેની નીચેના માણસોની પ્રિયતા તે મેળવી શકતો નથી અને બધા માણસો તેનાથી વિરૂદ્ધ પડી જાય છે, ઘણાની વિરૂદ્ધ લાગણીથી વ્યવસ્થા તૂટી જાય છે, અને તેની મહત્તા ચાલી જાય છે. તેમ જ સહનશીલતાનો ગુણ ખાસ કરીને આશ્રિત માણસને કે નોકર અથવા દુર્બળ માણસને અતિ ઉપયોગનો છે. જો ડાહ્યા નોકરમાં પણ તે ગુણ ન હોય તો તે પોતાને બજાવવાનું કાર્ય કદી પણ બજાવી શકતો નથી, તેમ જ ઉપરી અધિકારીની પ્રીતિ મેળવી શકતો નથી અને સ્વાર્થથી ભ્રષ્ટ થાય છે. (૧૮૦)

વિવેચન—અનુદારતા અને અસહિષ્ણુતાથી થતી અનેક હાનિઓનું પૂર્વે વિવેચન કરવામાં આવ્યું છે. જે જે વ્યક્તિઓમાં ઉદારતા અને સહિષ્ણુતાના ગુણોનું અસ્તિત્વ હોય છે તેઓ સુખને અનુભવે છે, અને તે વિનાના મનુષ્યો અનેકાનેક કલહ–કષ્ટાદિકનો ભોગ થઈ પડે છે; પરંતુ સૌથી વધારે સત્તાવાળા મનુષ્યોમાં અને સૌથી હલકી અવસ્થાવાળા મનુષ્યોમાં તો એ ગુણોનો અભાવ અત્યંત હાનિકારક નીવડે છે. કુટુંબનો વડીલ અથવા સભાનો પ્રમુખ અથવા દેશનો રાજા એવા અધિકારી જનોમાં જો ઉદારતા કે સહિષ્ણુતા ન હોય તો તેઓ માત્ર પોતાના એક શબ્દે કરીને અનેક મનુષ્યોના કષ્ટનું કારણ થઈ પડે છે. તેથી ઉલટું તેઓમાં જો એ ગુણો હોય છે તો અનેકનાં કષ્ટોનું નિવારણ તેઓને હાથે થવા પામે છે, એટલું જ નહિ પણ તેઓ કુટુંબમાં, સમાજમાં અથવા દેશમાં પ્રિય થઈ પડે છે. તદ્દન હલકી અવસ્થાનાં મનુષ્યો જેવા કે નોકર મજુર વગેરેમા પણ તે ગુણો હોવા જોઇએ અને જો તેનો તેઓમાં અભાવ હોય છે તો તેઓ પોતાના ઉપરી અધિકારીના હુકમો ઠપકા વગેરે સહન કરી શકતા નથી અને તેથી તેઓ અધિકારીની પ્રીતિ સંપાદન કરીને પોતાનું હિત સાધી શકતા નથી.

प्रत्येकं शुभकृत्येऽनयोरपेक्षा । १८१ ॥

**एतौ गेहगतैक्यरक्षणकृते नापेक्षितौ केवलं ।**
**किन्तूद्योगविवर्द्धने व्यवहृतौ स्वार्थे परार्थे तथा ॥**
**शिक्षाया ग्रहणे तथा वितरणे नेतृत्वनिर्वाहणे ।**
**देशज्ञातिसमाजकार्यकरणे कामं सदापेक्षितौ ॥**

**સારાં કામોમાં આ બે ગુણોની અગત્ય.**

**ભાવાર્થ**—ઉદારતા અને સહનશીલતા એ બે ગુણોની આવશ્યકતા કેવળ ઘરની અંદર કુટુંબમાં ઐક્ય સાચવવા માટે છે એટલું જ નહીં પણ ઉદ્યોગ વધારવો હોય, વ્યવહાર ઉચ્ચતર બનાવવો હોય, સ્વાર્થની સાથે પરમાર્થ કાર્ય સાધવું હોય, કોઇને કાંઇ શિખામણ આપવી હોય કે કોઇની

પાસેથી શિખામણ લેવી હોય, મહત્તા મેળવી નાયકનો અધિકાર ભોગવવો હોય, દેશ, જ્ઞાતિ અને સમાજનાં કાર્યો સાધવાનાં હોય, તે દરેકે દરેક સ્થળે આ બે ગુણોની ખાસ જરૂર રહે છે. આ બે ગુણો જો ન હોય તો ઉપર બતાવેલાં કાર્યો ધાર્યા પ્રમાણે સિદ્ધ થઇ શકતાં નથી. ( ૧૮૧ )

**વિવેચન**—આ પરિચ્છેદમાં ઉદારતા અને સહનશીલતા વિષે ગ્રંથકારે જે લંબાણુ વિવેચન કર્યું છે તે વિવેચનમાં ઉદાહરણ તરીકે બહુધા એક કુટુંબનેજ ગ્રહણ કરવામાં આવ્યું છે, જેથી વાચકો કદાચ એમ સમજે કે એ ગુણોની આવશ્યકતા કુટુંબનો વ્યવહાર ચલાવવામાં જ માનવામાં આવે છે, પરન્તુ વસ્તુતઃ તે ગુણો મનુષ્યજીવનની સર્વ શાખાઓમાં આવશ્યક થઈ પડે છે; ઉદ્યોગ કે વ્યાપારને વધારવો હોય તો ગ્રાહકોની પ્રીતિ મેળવવાને એ ગુણોની જરૂર પડે છે, વ્યવહારમાં લોકોનો ઉંચો અભિપ્રાય સંપાદન કરવા માટે પણ ઉદાર અને સહનશીલ થવું પડે છે, સ્વાર્થની સાથે પરોપકારરૂપી ઉચ્ચ કર્ત્તવ્ય બજાવવું હોય તોપણ મનથી અને ધનથી ઉદાર થયા સિવાય તે બજાવી શકાતું નથી, કોઇને શિખામણ આપતા કે કોઈની પાસેથી શિખામણ ગ્રહણ કરતાં સહિષ્ણુ થવું પડે છે, કારણકે શિખામણ આપવા જતાં સામો માણસ દુર્જન કિંવા મૂર્ખ હોય તો પોતાનું અપમાન થવાનો સંભવ હોય છે અને તે અપમાનને સહી લેવાનો ગુણ પોતામાં હોવાની જરૂર છે તથા શિખામણ ગ્રહણ કરતા કોઈ કડવા શબ્દોમાં કાંઈ કહે તો તે પણ તેની હિતબુદ્ધિની કદર કરીને તેના કડવા શબ્દોને ઉદારતાપૂર્વક સહન કરી લેવા પડે છે. તેવી જ રીતે ઉપરના શ્લોકમાં કહ્યું તેમ કુટુંબના વડીલ તરીકે, સમાજ કે જ્ઞાતિના અગ્રેસર તરીકે કિંવા દેશના રાજા તરીકે ઉંચો અધિકાર ભોગવવો હોય અને એ રીતે લોકોનું હિત સાધવું હોય તોપણ ઉદારતા તથા સહિષ્ણુતારૂપી ગુણો વિના ચાલી શકતું નથી. એ ઉપરાંત અનેક સ્થળે અને અનેક કાર્યોમાં એ ગુણોની અગત્ય દેખાઇ આવે છે. સહનશીલતાની પ્રશંસા કરતાં મી. સ્માઇલ્સ સત્ય જ કહે છે કે " સહનશીલતા એક એવો ગુણ છે કે જેને સઘળાં માણસો માન આપવામાં ખુશી માને છે. એ એવો ઉત્સાહ છે કે જે જીંદગીના સર્વ સંકટ સમયે ઉદ્ભવ પામે છે. એ કર્ત્તવ્ય બજાવવામાં જો જરૂર હોય તો પ્રાણત્યાગ કરવાને પણ મનુષ્યને શક્તિમાન્ કરે છે. " ( ૧૮૧ )

# षष्ठ परिच्छेद.

## પુરૂષોના ધર્મો : સન્મિત્રો.

मित्राणामावश्यकता । १८२ ॥

**प्रत्येकं सुखदुःखचक्रमनिशं नृणां परावर्तते ।**
**दुःखे सन्निहिते सुखे च विगते चित्तं भृशं क्लिश्यते ॥**
**न स्युश्चेत्सुहृदो विशालमनसस्तस्मिन्प्रसङ्गे तदा ।**
**दद्यादाश्वसनं सहायमथवा तस्मै निराशाय कः ॥**

### મિત્રોની જરૂર.

**ભાવાર્થ**—દરેક માણસનાઉપ ર સુખ દુઃખનું ચક્ર નિરંતર ફર્યા કરે છે, એટલે સુખની પાછળ દુઃખ અને દુઃખની પાછળ સુખ લાગેલું જ છે. જ્યારે પુણ્યનો યોગ પૂરો થઇ રહેતાં સુખ સંપત્તિ ચાલી જાય છે, અને દુઃખ યા વિપત્તિ સન્મુખ આવી ઉભાં રહે છે અને તેથી મનમા બહુ અકળામણ યા કલેશ થવા માંડે છે ત્યારે ઉદાર મનના, સાચી સલાહ આપનાર યા સહાય કરનાર મિત્રોની જરૂર પડે છે. જો તેવા દાના મિત્રો ન હોય તો દુઃખી થએલા નિરાશ માણસને મનનું આશ્વાસન યા આર્થિક મદદ બીજો કોણ આપે ? અને સંકટના સમયમાં સહાય કોણ કરે ? માટે દરેક ગૃહસ્થે સારા મિત્રોની સાથે મિત્રતા રાખવાની જરૂર છે. ( ૧૮૨ )

**વિવેચન**—સંસારમાં મિત્રોની આવશ્યકતા મન અને તનના આશ્વાસન અને હિતને અર્થે લેખવામાં આવી છે. માણુસ કોઈ વખતે એવી સારી અવસ્થામાં પણ હોય કે જે વખતે તેને મિત્રો તરફના આશ્વાસનની કે સહાયની કિંવા સલાહની જરૂર ન હોય. પરન્તુ એવી અવસ્થા હમેશાં ટકી રહેશે એવું ચોક્કસ હોતું નથી. કાળ બદલાય છે, મનનું દુઃખ પેદા થાય છે કિંવા આર્થિક હીન દશા આવી પડે છે ત્યારે મિત્રના આશ્વાસનની, સં-

લાહની તેમ જ ધન સંબંધી મદદની જરૂર પડે છે. આ વખતે નવા મિત્રો શોધવા જવાથી કશો લાભ થતો નથી, પરન્તુ જે વખતે મિત્રોની જરૂર નહોતી તે વખતે મિત્રો કરી રાખેલા હોય છે તે જ વખતના જૂના મિત્રો જ કામ લાગે છે. માઠી અવસ્થામા નવા મિત્રો થતા નથી, પરન્તુ જે જૂના અને ખરા મિત્રો હોય છે તેઓ જ તે વખતે–આપત્તિને વખતે કામ લાગે છે; અંગ્રેજીમાં એક કહેવત છે કે–Old times are sweetest, and old friends are surest. એટલે કે જૂના વખતની વાતો મધુર લાગે છે અને જૂના વખતના મિત્રો પૂરતી ખાત્રીવાળા હોય છે. આ કારણથી ખરેખરા અંતઃકરણના થોડા મિત્રો મનુષ્યે કરી રાખવા જોઇએ. " વનમાં એકલુ ઝાડ " પણ કોઇ ઇચ્છતું નથી તેવી રીતે મિત્ર વિનાનો એકલો મનુષ્ય સંસારમાં ઇચ્છવાલાયક નથી. પંચતત્રમાં એક સ્થળે કહ્યું છે કેઃ—

अपि संपूर्णतायुक्तैः कर्त्तव्याः सुहृदो बुधैः ।
नदीशः परिपूर्णोऽपि चंद्रोदयमपेक्षते ॥

અર્થાત્—બુદ્ધિમાનોએ પોતે સપૂર્ણ હોવા છતાં પણ મિત્રો કરવા, કેમકે સમુદ્ર પરિપૂર્ણ છે, તોપણ ચંદ્રના ઉદયને ઇચ્છે છે. અંગ્રેજ કવિઓએ તેમ જ સંસ્કૃત વિદ્વાનોએ મૈત્રીની આવશ્યકતાને માટે અનેક પ્રસંગોએ મનુષ્યોને બોધ આપ્યો છે. અશક્ય લાગતાં કાર્યો પણ મનુષ્ય મિત્રની સાહાય્યથી કરવાને શક્તિમાન્ બને છે. ઘણી વખતે સગાં જેટલાં સાહાય્યભૂત થઇ શકે છે તે કરતાં સુમિત્રોથી આપણું વિશેષ હિત થઇ શકે છે. એટલું ભૂલી જવું જોઇએ નહિ કે જે આવશ્યકતા છે તે ' સુમિત્રો ' ની છે અને તેટલા માટે ગ્રંથકારે सुहृद् શબ્દનો ઉપયોગ કર્યો છે. सु+हृद् અર્થાત્ જેનું આપણા પ્રત્યે સારા પ્રકારનું હૃદય હોય તે ' સુહૃદ્ '–મિત્ર કહેવાય. પોતાના કશા સ્વાર્થને લીધે કોઈ આપણી મિત્રતા કરવા આવે તેને ' સુહૃદ્ ' નામ ગોગ્ય જ નથી, કારણકે પૈસા હોય તો મિત્રો થવાને તો ઘણા આવે છે, પરન્તુ તેઓ પોતાના સ્વાર્થને ખાતર મૈત્રીને માટે ફાંફાં મારતા હોવાથી ' સુમિત્ર ' નહિ પણ ' કુમિત્ર ' જ લેખાય છે.

સુમિત્રો હોય તો વિપત્તિમાં પણ કેવું આશ્વાસન મળી શકે છે તેનું

એક દૃષ્ટાંત અત્ર પ્રાસંગિક થઈ પડશે. કોરીન્થ નગરના ચુડેમીદાસ નામના પુરૂષને કેરિકઝેનસ અને એરેથ્યુઝ નામના બે મિત્રો હતા. ચુડેમીદાસ તદ્દન ગરીબ હતો અને તેના બન્ને મિત્રો ધનવાન્ હતા. ચુડેમીદાસ જ્યારે મરવા પડ્યો ત્યારે તેણે એક વસીયતનામુ ( વીલ ) તૈયાર કર્યું. તેની પાસે કશી મીલકત તો હતી નહિ એટલે તેણે વસીયતનામામાં માત્ર એટલું લખ્યું કે " મારી માતાની વૃદ્ધાવસ્થામાં તેનુ ભરણપોષણ કરવાનું કામ હું એરેથ્યુઝને સોંપુ છું, અને મારી પુત્રીને પરણાવી દેવાનું તથા યથાશક્તિ તેને સારી કેળવણી આપવાનુ કામ મારા મિત્ર કેરિકઝેનસને સોંપું છું. કદાપિ તે બન્ને મિત્રોમાંથી કોઇ પણ મરી જાય તો પાછળ જે કોઇ હયાત રહે તેને તે બન્ને કામ સોંપુ છું." આવું વિચિત્ર અને પારકા માણસો ઉપર ઉલટો બોજો નાંખનારૂં વસીયતનામુ વાંચીને લોકો તો હસવા લાગ્યા, પરન્તુ ચુડેમીદાસને પોતાના સુમિત્રોમાં સંપૂર્ણ વિશ્વાસ હતો અને તેથી મરણ જેવો વિપત્તિનો સમય તેણે તો શાંતિથી પસાર કર્યો. તેના મરણ પછી જ્યારે તેના મિત્રોએ તેનું વસીયતનામુ વાચ્યુ ત્યારે તેઓએ તે ઘણા જ સંતોષપૂર્વક કબૂલ કરી લીધું. પછી તે બન્ને મિત્રોમાંથી કેરિકઝેનસ તુર્ત જ પાંચ દિવસમાં મરણ પામ્યો અને તેથી ચુડેમીદાસના આખા કુટુંબનું પોષણ કરવાનો બોજો એરેથ્યુઝના માથા ઉપર આવી પડ્યો. આ વખતે તેણે તે વૃદ્ધ સ્ત્રીનું ઘણી જ સંભાળથી તથા માયાપૂર્વક પોષણ કર્યું. એટલું જ નહિ પરન્તુ તેની પાસે જે કાંઇ જાગીર હતી તેના બે સરખા ભાગ કરીને તેમાંનો એક ભાગ પોતાની પુત્રીને તથા બીજો ભાગ ચુડેમીદાસની પુત્રીને કન્યાદાનમાં આપીને તેણે તે બન્નેનાં એક જ દિવસે લગ્ન કરી નાંખ્યાં. (૧૮૨)

[ હવે સુમિત્રો કેવા હોય અને કુમિત્રો કેવા હોય તેનાં લક્ષણો નીચેના બે શ્લોકમા આપવામાં આવે છે. ]

कीदृशं मित्रं ? । १८३ ॥

**यो मैत्रीं विषमे विपत्तिसमये प्रेम्णा सदा निर्वहे-**
**द्धर्तुं दुःखमपेक्ष्यते यदि शिरो दातुञ्च सज्जो भवेत् ॥**

नेतुं यः सुहृदं यतेत सुपथे रुद्ध्वा दुराचारतः ।
सन्मैत्रीपदमर्हति क्षितितले दक्षः स एवोत्तमम् ॥

कीदृशा जना मैत्र्यनर्हाः ? । १८४ ॥

ये क्रूरा व्यभिचारिणो व्यसनिनो विश्वासघाते रता ।
मिथ्याभाषणकारिणश्च मलिना मायाविनो मानिनः ॥
लुब्धाः स्वार्थपरायणाः परहितं निघ्नन्ति ये निर्दया ।
मैत्र्यान्ते मनुजाः परीक्ष्य गृहिणा वर्ज्याः सदा श्रेयसे ॥

### મિત્ર કેવો હોવો જોઈએ ?

**ભાવાર્થ**—જે માણુસ પોતાના મિત્ર ઉપર વિષમમાં વિષમ વિપત્તિનો સમય આવ્યો હોય તે વખતે પણ જરાએ મનને સંકોચ્યા વગર ખરા ઉલ્લાસથી મિત્રતાનો નાતો નિભાવવા તૈયાર રહે છે, એટલું જ નહીં પણ સુખની પેઠે જ દુઃખમાં પણ ભાગ લેવા હાજર રહે છે, મિત્રનું દુઃખ દૂર કરવા પોતાની શક્તિ ઉપરાંત પણ મદદ કરવા બહાર પડે છે, કિંબહુના કદાચ મિત્રને માટે પોતાનું મસ્તક અર્પણ કરવું પડતું હોય તોપણ એક વાર તે આપવા તૈયાર થાય છે, હર વખતે મિત્રને સાચી સલાહ આપતો રહે છે, મિત્ર કદાચ અવળે માર્ગે ચડી જતો હોય કે દુરાચારી થતો હોય તો તેને ગમે તેમ સમજાવી યુક્તિ પ્રયુક્તિથી તેને અવળે માર્ગે જતાં અટકાવી સન્માર્ગે લાવે છે; અને ઐહિક તથા પારલૌકિક સુખ મળે તેવાં સાધનો મેળવવામાં તેને સહાય કરે છે તે જ ડાહ્યો માણુસ આ પૃથ્વી ઉપર મિત્રતાના ઉત્તમ અધિકારને લાયક બને છે. (૧૮૩)

### કેવા માણુસો મિત્રતાને લાયક નથી !

જે માણુસો સ્વભાવે ક્રૂર હોય, વ્યભિચારી હોય, જુગાર, મદિરા, માંસ વગેરે વ્યસનોમાં લપટાએલા હોય, વિશ્વાસઘાતનાં કાર્યો કરવામાં મશહુર હોય, દિનરાત એક અક્ષર પણ સત્ય બોલવું તો હરામ કર્યું હોય,

કેવળ અસત્યથી જ વ્યવહાર ચલાવતા હોય, મનના મેલા, અભિમાની અને કપટથી ભરેલા હોય, સ્વાર્થ સાધવામાં પંકાતા હોય, લોભી અને પોતાના થોડા લાભની ખાતર બીજાને હજારોના ખાડામાં ઉતારી દે તેવા નીચ હોય, તેમની મૈત્રી કદાપિ કરવી નહિ. દરેક સદ્‌ગૃહસ્થે હમેશ પોતાના શ્રેયને માટે મિત્રતા બાંધતી વખતે સામા માણસની પુરતી કસોટી કરી મિત્રતા બાંધવી. જો ઉપર કહ્યા તેવા અવગુણવાળો માણસ હોય તો તેની સાથે દોસ્તીનો દાવો ન રાખવો. (૧૮૪)

**વિવેચન**—'મિત્ર' શબ્દની વ્યાખ્યા જ વિદ્વાનોએ 'આપત્તિના સમયમાં મદદ કરનાર' એ પ્રમાણે કરી છે. 'મિત્ર'ના પર્યાયવાચક શબ્દો જેવા કે સોબતી, સંગાથી, વયસ્ય, સુહૃદ્, અનુસંગી ઇત્યાદિના અર્થો કરતાં પણ એનો ભાવાર્થ એ પ્રકારનો નીકળે છે કે જે આપણી સાથે રહીને કોઇ દુઃખનો પ્રસંગ ઊભો થતાં મદદ કરે તે જ આપણો સંગાથી, સોબતી અથવા મિત્ર કહેવાય. વયમાં સરખો હોય તે મિત્ર 'વયસ્ય' કહેવાય અને મિત્ર પ્રતિ જેનું હૃદય સારૂં હોય તે ' સુહૃદ્ ' કહેવાય. ' અનુસંગી ' મા પણ સોબતી અથવા સંગાથીના જેવો જ અર્થ રહેલો છે. તાત્પર્ય એ છે કે મિત્રનો મુખ્ય ધર્મ સામાને દુઃખમાં મદદ કરવાનો છે. અંગ્રેજીમાં એક કહેવત છે કે A friend in need is a friend indeed અર્થાત્ મુસ્કેલીના વખતમાં જે મિત્ર મિત્રતાનો ખરો ધર્મ બજાવે છે તે જ ખરો મિત્ર છે. જેવી રીતે દુઃખના અનેક પ્રકારો છે તેવી રીતે મિત્રની મદદના પણ અનેક પ્રકારો હોઈ શકે. સંપત્તિમાં થએલો મિત્ર આપત્તિના વખતમાં પણ ટકી રહે એટલું જ નહિ પણ મિત્રના દુઃખમાં ભાગ લેવાને પોતાના સર્વસ્વનો ભોગ આપવાને તૈયાર થાય અને કદાચ મિત્રના સંરક્ષણને અર્થે પોતાનુ મસ્તક આપવાનો સમય આવે તોપણ તેમ કરવા પાછી પાની કરે નહિ તે જ ખરો મિત્ર કહેવાય. કોઇ વાર મિત્રને ધનની કે તનની મદદની જરૂર હોતી નથી, પરંતુ ખરેખરી સલાહની જરૂર હોય છે, મિત્ર ભૂલથી આડે માર્ગે જતો હોય તો તેને સારી શિખામણની જરૂર હોય છે, તે વખતે તે પ્રકારની મદદ પણ તેને આપવી અને તેને દુઃખમાં પડતો અટકાવવો એ ખરા મિત્રનો પ્રથમ

અને પરમ ધર્મ છે. સુમિત્રનાં લક્ષણો રાજર્ષિ ભર્તૃહરિએ પણ એ જ પ્રકારનાં કહ્યાં છેઃ—

पापान्निवारयति योजयते हिताय । गुह्यानि गूहति गुणान्प्रकटीकरोति ॥
आपद्गतं न च जहाति ददाति काले । सन्मित्रलक्षणमिदं प्रवदन्ति सन्तः ॥

અર્થાત્—પાપમાં પડતાં અટકાવે, હિતની યોજના કરે, ગુપ્ત વાતોને છાની રાખીને ગુણોને પ્રકટ કરે અને આપત્તિ આવી પડતાં છોડી દે નહિ પણ મદદ કરે તે જ ખરા મિત્રનાં લક્ષણો છે એવું સંત જનો કહે છે. પરન્તુ આવા સુમિત્રો મેળવવા જતા ઘણી વાર કુમિત્રોમા માણસ ફસી પડે છે અને તેટલા માટે કેવા મિત્રોથી દૂર રહેવું તે પણ ગ્રંથકારે દર્શાવ્યું છે. ક્રૂર, વ્યભિચારી, વ્યસની, જુગારી, વિશ્વાસઘાતી, અસત્યવાદી, અભિમાની, કપટી, સ્વાર્થી, લોભી વગેરે દુર્ગુણોથી ભરપૂર જનોની સંગત કદાપિ કરવી નહિ. એક માણસમાં એ સઘળા દુર્ગુણો એકી સાથે ન હોય પણ માત્ર તેમાંનો એક જ દુર્ગુણ હોય તોપણ તેવાને મિત્ર પદવી આપવી નહિ. આ શ્લોકમાં परीक्ष्य શબ્દ વાપર્યો છે તેનો હેતુ એવો છે કે મિત્રના ગુણાવગુણની પરીક્ષા કરવી અને પછી જ તેને મિત્ર તરીકે સ્થાપવાનું યોગ્ય લાગે તો તેમ કરવું. आपदि मित्रपरीक्षा અર્થાત્ મિત્રની પરિક્ષા આપત્તિના સમયમાં જ થાય છે. તેથી કોઈ નાની મોટી આપત્તિનો પ્રસંગ આવે ત્યાં-સુધી થોભવું અને તેમાં મિત્ર આપણને તનમનધનપૂર્વક મદદ કરનારો થઈ પડે તથા એ રીતે મિત્રના યથાર્થ ગુણોની પરીક્ષામાં તે ઉત્તીર્ણ નીવડે તો જ તેને 'મિત્ર' બનાવવો અને નહિતો તે માણસ પોતાનો સ્વાર્થ સાધવાને આપણો મિત્ર થતો આવે છે એમ સમજી તેનો ત્યાગ કરવો. ચાણક્યનીતિમાં કહ્યું છે કે—

यथा चतुर्भिः कनकं परीक्ष्यते निघर्षणच्छेदनतापताडनैः ।
तथा चतुर्भिः पुरुषः परीक्ष्यते त्यागेन शीलेन गुणेन कर्मणा ॥

અર્થાત્—જેવી રીતે સોનાની પરીક્ષા ચાર ક્રિયાઓ ઘર્ષણ, છેદન, તાપ અને તાડન (ટીપવું) થી થાય છે, તેવી રીતે ચારથી પુરૂષની પરીક્ષા થાય છેઃ ત્યાગ, શીલ, ગુણ અને કર્મ. પરીક્ષાનો આ પ્રકાર પણ લક્ષમાં રાખવો અને પછી મૈત્રી કરવી.

મસ્તક આપનાર એક સુમિત્રનું દૃષ્ટાંત અત્ર પ્રાસંગિક થઇ પડશે. સાઇરેક્યુસના ઘાતકી રાજા ડાયોનીસીઅસે ડેમન નામના એક તત્ત્વવેત્તાને ફાંસીની સજા કરી. ડેમને રાજા પાસે એવી માગણી કરી કે મને મારી નાંખવામાં આવે તે પહેલાં મારાં સ્ત્રીપુત્રાદિને મળવા જવા દેવાની રાજાએ કૃપા કરવી. રાજાએ તેમ કરવા દેવાની હા કહી પરન્તુ ડેમનને બદલે કોઈ બીજો માણસ કેદમાં પુરાવા તૈયાર થાય અને ડેમન વખતસર ન આવી પહોંચે તો તેને બદલે પેલો પુરાએલો માણસ પોતાનું માથું આપવા તૈયાર થાય એવી શરત કરી. આવો માથું આપનારો માણસ કોઇ પણ નીકળી આવે તેવો સંભવ ન હોવાથી ડેમને પોતાનાં સ્ત્રીપુત્રાદિને મળવાની આશા છોડી દીધી. એટલામાં ડેમનનો મિત્ર પાઇથીઅસ રાજાની શરત પ્રમાણે કબુલ થયો અને ડેમનને તેના કુટુંબને મળવા જવા દેવા માટે છૂટો કરાવીને પોતે કેદમાં પુરાયો. ડેમન ગયો ખરો, પણ કુટુંબને મળીને પાછા આવતાં માર્ગમાં તેને અનેક અડચણો આવી અને તેથી ઠરાવેલે દિવસે તે આવી પહોંચ્યો નહિ. પાઇથીઅસ હજી કેદમાં જ હતો અને પોતાનો જાન બચાવવાને તે નાસી છૂટયો નથી એમ જોઇને રાજાને ઘણું આશ્ચર્ય થયું. છેવટે પાઇથીઅસને ફાંસીને લાકડે લટકાવવાની તૈયારી થઇ. જ્યાં પાઇથીઅસના ગળામાં ફાંસો પડવાને એક ક્ષણની વાર હતી એટલામાં ડેમન મારતે ઘોડે આવી પહોંચ્યો અને પોતાના મિત્રના ગળામાં ફાંસો પડતો અટકાવ્યો. મિત્રને બદલે પોતાનું માથું ન લેવાયું અને હવે મિત્રનું મરણ થશે એમ જાણીને પાઇથીઅસ શોકાતુર થયો; પરન્તુ તુરત જ એ બન્ને મિત્રોની મિત્રતા જોઇને રાજાએ ઉદારતાપૂર્વક ફરમાવ્યું કે " આવા મિત્રોની જોડી હમેશાં કાયમ રહો, " અને ડેમન તથા પાઇથીઅસ બન્નેને જીવતા છોડી મેલવામાં આવ્યા.* ( ૧૮૩–૧૮૪ )

* આ બનાવને બરાબર મળતો જ હિંદમા બનેલો કહેવાતો બનાવ બુંદી-કોટાના રાજા અાંપરાજ અને તેના મિત્ર પહાડસિંગ વચ્ચેનો છે, પરન્તુ હાલમાં એ બનાવ ખરેખરો ઐતિહાસિક હોવા વિષે ઇતિહાસના સંશોધકોમાં શંકાશીલતા ઊભી થઈ છે.

[ સુમિત્રના યોગથી આપત્તિના સમયમાંથી બચી જવાય છે ત્યારે નાદાન મિત્રના યોગથી આપત્તિમાં ફસી પડાય છે, જે વિષે નીચેના શ્લોકમાં કહેવામાં આવ્યું છે. ]

दुष्टमैत्र्याः परिणाम । १८५ ॥

**प्रख्यातं हि कुलं विनश्यति यथा दुष्टैः सुतैरुद्धतै-**
**र्मात्राऽशिक्षितया सुतश्च वनिता वेश्यादिसंसर्गतः ॥**
**पाखण्डेन मतिर्वरोपि नृपतिः क्रूरैश्च मन्त्रीश्वरै-**
**र्दुर्मित्रैरधमैर्विनश्यति यथा हा मानुषं जीवनम् ॥**

**નાદાનોની મૈત્રીનું દુષ્ટ પરિણામ.**

**ભાવાર્થ**—જેમ જુગારી, વેશ્યાગામી અને ઉદ્ધત દીકરાઓથી ઉચામાં ઉંચું પ્રખ્યાત કુળ પણ નાશ પામે છે, અશિક્ષિત માતાથી તેની સારવાર નીચે ઉછરતું બાળક બાતલ થાય છે, વેશ્યા અથવા તેના જેવી ખરાબ સ્ત્રીઓની સોબતથી ખાનદાન કુટુંબની સ્ત્રી પણ ભ્રષ્ટ થઈ આચારથી ઉતરી જાય છે, પાખંડીઓના પાખંડથી સદ્બુદ્ધિ નષ્ટ થાય છે, ક્રૂર અને અન્યાયી મંત્રીઓથી સારો રાજા પણ બગડી જાય છે, તેવી રીતે દુષ્ટ અધમ અને નાદાન મિત્રોથી એક માણસનું આખું જીવન બરબાદ થઈ જાય છે. (૧૮૫)

**વિવેચન**—કુમિત્રના સંસર્ગથી કેટલી હાનિ થાય છે તે આ શ્લોકમાં અનેક ઉપમાનોવડે દર્શાવ્યું છે. કુપુત્રથી જેવી રીતે કુળનો નાશ થાય છે, અશિક્ષિત માતાથી પુત્રનું જીવન નિરર્થક બને છે, વેશ્યાની સંગતથી કુળવતી સ્ત્રીનો પણ વિનાશ થાય છે, પાખંડથી સદ્બુદ્ધિનો અને ક્રૂર તથા અન્યાયી મંત્રીઓથી રાજાનો નાશ થાય છે, તેવી જ રીતે કુમિત્રના સંસર્ગથી માણસનું આખું જીવન વ્યર્થ નીવડે છે. ઉપર કહેલાં ઉપમાનો કુમિત્રની મૈત્રીની સાથે યથાર્થ રીતે ઘટે છે. કુપુત્રોના જન્મથી ઉંચું કુળ હોય છે તેની ધન તથા પ્રતિષ્ઠાની હાનિ થાય છે તેવી રીતે કુમિત્રની મૈત્રીથી પૈસો તથા આબરૂ બન્ને જાય છે. અશિક્ષિત માતાથી પુત્ર મૂર્ખ અને

વ્હેમી બને છે, તેવી જ રીતે કુમિત્રની સોબતથી તેના જેવાં જ મૂર્ખતા-ભર્યાં કાર્યો કરવાનું મન થાય છે અને તેથી ગમે તેવા ડાહ્યા હોવા છતાં લોકોમાં તેની મૂર્ખ તરીકે જ ગણના થાય છે. વેશ્યાની સોબતથી કુળવતી સ્ત્રીમાં પણ અનીતિના અંકુરો ફુટે છે તેવી રીતે કુમિત્રથી પણ કુમાર્ગે જવાની વૃત્તિ જ માણસને થઈ આવે છે. પાખંડી જનોના પાખંડથી સદ્-બુદ્ધિનો લોપ થાય છે, તેવી રીતે કુમિત્રના પાખંડથી પણ બુદ્ધિનો લોપ થાય છે અને કુમંત્રીઓનાં કરતૂતોથી તથા ક્રૂરતાથી રાજાના રાજધર્મની હાનિ થાય છે તેવી રીતે કુમિત્રની મૈત્રીથી તેનાં દુષ્ટ કાર્યોને માટે પણ આપણે લોકોમાં હીણાઈએ છીએ. આ જૂદાં જૂદાં ઉપમાનોનો અત્ર એકી સાથે ઉપયોગ કરવામાં એક વિશિષ્ટ હેતુ સમાએલો છે. કુમિત્રની મૈત્રીથી પ્રતિષ્ઠા, ડહાપણ, નીતિ, બુદ્ધિ અને ધર્મ એ સર્વનો નાશ થાય છે એ દર્શાવવાને એ પ્રત્યેક વસ્તુની મુખ્યત્વે કરીને હાનિ જેવડે થાય છે તે પ્ર-ત્યેક વસ્તુને અત્ર ઉપમાન તરીકે ગ્રહણ કરવામાં આવેલી છે અને તે સર્વ ગુણોનો નાશ કુમિત્રના સંગથી થતો હોવાનું અધ્યાહારપૂર્વક દર્શાવીને मानुषं जीवनम् विनश्यति અર્થાત્ મનુષ્યજન્મ વૃથા જાય છે એવું સમુચ્ચયે કથન કરવામાં આવ્યું છે. કુમિત્રની સોબત ત્યજવા વિષે તો અનેક વિદ્વા-નોએ ઉપદેશ કર્યો છે. વિષ્ણુશર્માએ કહ્યું છે કે—

न स्थातव्यं न गंतव्यं क्षणमप्यधमैः सह ।
पयोऽपि शौंडिकीहस्ते मदिरां मन्यते जनः ॥

અર્થાત્—ક્ષણમાત્ર પણ નીચ સાથે ઉભા રહેવું કે જવું નહિ, કેમકે દારૂ વેચનારી સ્ત્રીના હાથમાં દૂધ હોય તોપણ તેને લોક મદિરા માને છે. (૧૮૫)

[ હવે મિત્રતા નિભાવવાના ઉપચારો દર્શાવવામાં આવે છે. ]

कथं मैत्रीनिर्वाहः । १८६ ॥

ये मित्रे इतरेतरं कथयतः स्वीयं रहस्यं स्फुटं ।
श्रुत्वा चित्तपटान्तरे च सुतरां गोपायतस्तत्‍नः ॥
ये योग्यामुपदां मिथो वितरतो गृह्णीत एवार्पितां ।

# प्रख्यातिं कुरुतश्च वास्तवगुणैस्तत्रैव मैत्री स्थिरा ॥

## કેવી રીતે મિત્રતા નિભે છે?

**ભાવાર્થ**—પોતાની છાનામાં છાની વાત હોય તે વાત મિત્રની આગળ જાહેર કરતાં જેઓ જરા પણ અચકાય નહીં તેમ જ પોતાના મિત્રની ગુપ્ત વાત અંતરના ઉંડા પડમાં એવી રીતે ગોપવી રાખે કે તે વાત જાહેરમાં ન લાવવી હોય તો મરતાંસુધી પણ જાહેરમાં ન આવવા દે, પોતાને ત્યાં પ્રસંગ આવ્યે મિત્રને યોગ્ય ભેટ આપે અને મિત્રને ત્યાં પ્રસંગ આવે તે જે ભેટ આપે તે ઉલ્લાસપૂર્વક સ્વીકારે, ઉચિત રીતે મિત્રની તારીફ કરી તેના ગુણોને વિસ્તારે, આવી રીતે પરસ્પર અંતરમાં ભેદ રાખ્યા વગર ગુણોની આપ લેની સાથે નિખાલસપણું રાખવામાં આવે ત્યાં મિત્રતા બંધાય છે, અને નિભે છે. ( ૧૮૬ )

**વિવેચન**—મૈત્રીનો નિભાવ કેવી રીતે થાય છે તેનો ઉપચાર અત્ર દર્શાવ્યો છે. ઘણી વાર એવું જોવામાં આવે છે કે કોઈ બે નવાસવા મિત્રો પોતાની મૈત્રીની શરૂઆતમાં એક બીજાના ખરેખરા અંતરના મિત્રો હોય તેવો દેખાવ કરે છે, પરન્તુ પાછળથી કાંઇક વિક્ષેપ પડવાને લીધે તેઓની મૈત્રી એકાએક તૂટી જાય છે અને ઘણી વાર તો તેવા તૂટેલી મૈત્રીવાળા મિત્રો એક બીજાના વૈરી બન્યા હોય તેવો દેખાવ નજરે પડે છે! એક બીજાની ગુપ્ત વાત અન્યની પાસે ઉઘાડી ન કરવી, તેમ જ હૃદયની ગુપ્ત વાત બે મિત્રોની અંદર પરસ્પર જણાવતાં ક્ષોભ ન પામવો, એક બીજાના ગુણોનો વિનિમય કરવો અને પ્રસંગોપાત ભેટો આપવી લેવી: એ સઘળો મૈત્રીનો ઔપચારિક પ્રકાર હોય તેમ લાગે છે. અંતરના ખરેખરા મિત્રોને તેમની વાતો પરસ્પર કહેવાની કે ગુપ્ત વાતો અન્યની પાસે ખુલ્લી નહિ કરવાની અથવા તો ભેટો આપવા લેવાની રીતિનો ઉપદેશ કરવાની અગત્ય જ રહેતી નથી. તેઓનાં અંતર એટલાં મળી ગયાં હોય છે અને એકરૂપ બની ગયાં હોય છે કે તેઓ પોતાના મિત્ર તરીકેના ધર્મો સ્વયમેવ સમજે છે અને પોતાનું તથા મિત્રનું હિત શું છે તે સમજીને હરકોઇ કાર્ય કરે છે. ભેટો

આપવા લેવાનો તો ઉપચાર માત્ર છે. ખરા અંતરના સ્નેહીઓની દૃષ્ટિ તે ઉપર હોતી નથી. કોઇ કવિએ ખરૂં કહ્યું છે કે—

અનાદર સ્નેહિને શાનો ?
નિમંત્રણ સ્નેહિને શાના ?

પરન્તુ કેટલાક પ્રકારના મિત્રો સાથેની મૈત્રી નિભાવવાને એ ઉપચારોની પણ અગત્ય છે ખરી. ઉપર કહ્યું તે પ્રમાણે જેઓની મૈત્રી પહેલાં અતિદૃઢ દેખાય છે પરન્તુ પાછળથી તૂટી જાય છે તે પ્રકારની મૈત્રી તૂટી જવામાં ઉપચારની ખામી જ ઘણે ભાગે કારણીભૂત હોય છે, અને તેથી તેવી મૈત્રી જો કોઇ પણ રીતે હિતકારક લાગતી હોય તો તેના નિભાવ માટે ઉપર કહ્યું તે પ્રકારનો ઉપચાર કરવાની અગત્ય છે ખરી. વિચાર પ્રમાણે વર્ત્તન થાય છે. સામા માણુસના અંતરના વિચાર અથવા અંતરનો ભાવ જાણવાનું કશું સ્થૂલ સાધન જગતમાં અસ્તિત્વ ધરાવતું હોય તો તે માત્ર વર્ત્તન છે. સામો માણુસ આપણુને ચાહે છે કે નહિ તેની પ્રતીતિને માટે આપણે તેના તરફના હિતકારક વર્ત્તનની અથવાતો ઉપર કહ્યું તેવા સ્નેહપ્રદર્શક ઉપચારની આશા રાખી શકીએ, અને તેટલા માટે કેટલેક અંશે તેની અગત્ય છે. એરિસ્ટોટલ કહે છે કે "મિત્રો થવા માટે તેઓ એક બીજાના શુભેચ્છક હોવા જોઇએ, એટલે કે તેમણે એક બીજાનું હિત ઇચ્છવું જોઇએ. તેમને એક બીજાની લાગણીની ખબર હોવી જોઇએ." હિત ઇચ્છવું અને લાગણી જાણવી એ બન્ને બાહ્યોપચારથી માલૂમ પડે છે, પરંતુ તે બાહ્યોપચાર નિષ્કપટ હોય તો જ સત્ય માલૂમ પડે છે, અને નહિતો ઘણીવાર બાહ્યોપચારથી ઠગાઇને માણુસો કુમિત્રોનાં કાવતરાંનો ભોગ પણ થઇ પડે છે. ( ૧૮૬ )

[ હવે ખરી મૈત્રીનો પ્રકાર સમજાવવાને કેટલાંક જડ–ચેતન ઉદાહરણો આપવામાં આવે છે. ]

उत्कटमैत्र्या उदाहरणम् । १८७ ॥

**मैत्रीलक्षण[illegible]त्तमं शुभतरं चे[illegible]ञ्छसि प्रेक्षितुं ।**
**पश्य प्रेम तदात्र दुग्धजलयोरैक्यं समापन्नयोः ॥**

दृष्टैकस्य विनाशनं किमपरं स्वास्थ्यं समालम्बते ।
यद्वा स्वल्पतरापि किं विषमता मध्येऽनयोर्विद्यते ॥

एकपाक्षिकी प्रीतिः । १८८ ॥

पद्मं सूर्यनिरीक्षणे विकसितं सूर्यो न पद्मेक्षणे ।
चन्द्रं वीक्ष्य चकोरकः प्रमुदितश्चन्द्रो न संप्रेक्ष्यतम् ॥
हृष्टो दीपनिरीक्षणेन शलभो दीपस्तु तद्दाहकः ।
किं वैषम्यमिदं महत्तरमहो नो प्रीतिविच्छेदकम् ॥

वैषम्येपि प्रीतिनिर्वाहः । १८९ ॥

कर्त्तव्या न पुरैव धर्मविषमैर्मैत्री विचारं विना ।
जाता चेत्सहसा कथञ्चिदपि वा प्राणान्तकष्टेपि सा ॥
निर्वाह्या निजमित्रनिष्ठुरहृदि स्नेहेप्यलब्धे मना-
गेतद्रीतिसमाश्रयेण कमलाद्येषु स्थिरा दृश्यते ॥

विषममैत्रीनिर्वाहकस्याश्वसनम् । १९० ॥

भ्रातश्चातक ! सार्थकं तव जनुर्यन्निष्ठुरेप्यम्बुदे ।
प्रीतिं निर्वहसे प्रसन्नमनसा नित्यं प्रवृद्धां पराम् ॥
मैत्रीलक्षणमेतदेव परमं शास्त्रे बुधैर्दर्शितं ।
धिक्तान्नैव च निर्वहन्ति सुहृदा मैत्रीं महान्तोपि ये ॥

ખરી મિત્રતાનો નમૂનો.

**ભાવાર્થ**—હે મહાભાગ ! સારામાં સારૂં અને ઉત્તમમાં ઉત્તમ મિત્ર-

તાનું લક્ષણુ જોવું હોય તો આ તરફ નજર કર. પ્યાલામાં દૂધ પડયું છે અને તેની અંદર પાણી નાંખવામાં આવ્યું ત્યારે બંને કેવાં એકમેક થઇ ગયાં છે? તે પ્યાલો અગ્નિ ઉપર મુકાય છે, તેમાંથી એક પાણીને અગ્નિના તાપની જફા લાગતાં જ્યારે તેનો વિનાશ થવા માંડે છે, ત્યારે તેનો મિત્ર દૂધ પોતાના મિત્રની પીડા જોઈને શું છાનો માનો બેસી રહે છે ? નહીં જ. તે પણ તેની સાથે જ અગ્નિમાં ઝપલાવવા તૈયાર થઈ જાય છે, પણ તેટલામાં તેનો માલીક ચેતી જાય છે અને અંજલિમાં પાણી લઇ દૂધની ઉપર છાંટી એમ સમજાવે છે કે તારો મિત્ર કાયમ છે, ત્યારે દૂધ શાંત થઇને બેસે છે ! બંને વચ્ચે બહાર પણ વિષમતા રહેવા પામી નથી અને અંદર પણ એક બીજા પ્રત્યે તેવી ચાહના રાખે છે. ( ૧૮૭ )

## એકતરફી પ્રેમમાં પણ ટકી રહેલી મિત્રતા.

કમળ સ્હવારના પહોરમાં સૂર્યનો ઉદય થતાં તેને જોઈ પ્રફુલ્લિત થઇ રહે છે. સૂર્યનાં દર્શનથી તે ખુશ થાય છે, પણ પદ્મને–પોતાના મિત્રને જોવાથી સૂર્યને કંઇ લેવા દેવા છે ? તેને મને તો પદ્મ જેવાં કંઇક હશે ! વળી ચકોર ચંદ્રના ઉદયથી આહ્લાદ પામે છે–તેનું અંતર્ હર્ષથી ઉભરાઇ જાય છે, તથાપિ ચંદ્રને તો ચકોરના ભેટવાથી અંશ માત્ર પણ હર્ષ કે ખુશાલી થઇ જણાતી નથી. તેમજ પતંગીઓ દીવાને જોઈ કેવો હર્ષઘેલો બની ગયો છે ? હર્ષમાં ને હર્ષમાં તેના ઉપર બેસવા જાય છે, પણ પેલો દીવો તો ભેટવા આવેલા તેના મિત્રને બેસતાંવેત જ બાળીને ભસ્મ કરી નાંખે છે. (૧૮૮)

## કાંતો પ્રીતિ કરવી નહીં, કરી તો મરતાંસુધી મૂકવી નહીં.

કમળ આદિ જે પ્રીતિ નિભાવી રાખે છે તે એવા આશયથી કે પ્રથમ તો વિચાર્યા વગર પ્રીતિ કરવી જ નહીં, તેમાં પણ જ્યાં એક નાનો બીજો મોટો, એક સમૃદ્ધિવાન્ બીજો ગરીબ, આવી વિષમતા હોય ત્યાં તો પ્રીતિ ન જ કરવી. કરવી તો સમાનતા હોય ત્યાં જ, તોપણ વગરવિચારે કદાચ વિષમતામાં પણ જાણ્યે અજાણ્યે પ્રીતિ થઈ ગઈ તો પછી ગમે તેવું કષ્ટ આવે, છેવટે પ્રાણુ જતા હોય તો તેને ભોગે પણ કરેલી મિત્રતા નિભાવી રાખવી. સામા માણસનું હૃદય ગમે તેવું નિષ્ઠુર થોડા પણ પ્રેમથી વિરહિત

હોય તોપણ કરેલી પ્રીતિ તોડવી નહિ. કમળ, ચકોર અને પતંગીયો આ સિદ્ધાંતને ચુસ્તપણે વળગેલાં હોવાથી સૂર્ય ચંદ્ર અને દીવાના પ્રેમની ગેરહાજરીમાં પણ મૈત્રી સ્થિર થયેલી દેખાય છે. ( ૧૮૯ )

## વિષમ મૈત્રી નિભાવનારને આશ્વાસન.

અરે, ચાતક ! ધન્ય છે તને, કે જેને તું રાત દિવસ ચાહે છે તે મેઘ તને પાણી પાવામાં નિષ્ઠુરતા બતાવે છે, તોપણ તું તો તેના પ્રત્યે તેવા ને તેવા મનથી દિન દિન પ્રત્યે અધિક અધિક પ્રીતિ રાખે છે, અને મિત્રતાનો ખરી રીતે નિર્વાહ કરે છે. એકતરફી પણ પ્રીતિ નિભાવીને તેં તો તારૂં જીવન સફળ કર્યું. વરસાદ ભલે નિષ્ઠુર બને, પણ તું તો તારી ફરજ બજાવી ચૂકયો. ખરેખર, વિદ્વાન્ પુરૂષો આને જ ઉત્તમ મૈત્રી કહે છે. જેઓ મોટા થઇને માત્ર પોતાની મોટાઇની મગરૂરીમાં મગ્ન રહી પોતાને ચાહનાર નાનાની સાથે પણ મિત્રતાનો નિર્વાહ કરતા નથી, તેઓને એક વાર નહીં પણ હજાર વાર ધિક્કાર હો ! પ્રીતિ નિભાવવાની બાબતમાં તું નાનો છતાં પણ મોટો જ છે; અને પેલા મોટા પણ નાના જ છે. ગૃહસ્થોમાં પણ તે જ ઉત્તમ છે, કે જેઓ વિચાર્યા વગર મૈત્રી કરતા નથી, અને કર્યા પછી ગમે તે ભોગે પણ મૂકતા નથી. ( ૧૯૦ )

**વિવેચન**—ઉપર્યુક્ત ચાર શ્લોકમાં જે ઉદાહરણો આપવામાં આવેલાં છે તે ઉદાહરણો બે પ્રકારની મૈત્રીનાં આપવામાં આવેલાં છે: ( ૧ ) સમ મૈત્રી અર્થાત્ પરસ્પર મિત્રભાવ, ( ૨ ) વિષમ મૈત્રી અર્થાત્ એકપક્ષી મિત્રભાવ. સમ મૈત્રીના ઉદાહરણ તરીકે દૂધ અને જળનો મિત્રભાવ અતિ ઉચ્ચ પંક્તિનો છે. પરસ્પર મિત્રભાવ રાખનારા મનુષ્ય મિત્રોએ પણ દૂધ અને જળની વચ્ચે રહેલી મિત્રતાનું અનુકરણ કરવું ઘટે છે. અન્ય વિદ્વાને દૂધ અને જળની મિત્રતાની કલ્પનાને જૂદા શબ્દોમાં પણ લગભગ સરખા જ ભાવાર્થ સાથે નીચે મુજબ ઘટાવી છે:

क्षीरेणात्मगतोदकाय हि गुणा दत्ताः पुरा तेऽखिलाः ।
क्षीरे तापमवेक्ष्य तेन पयसा ह्यात्मा कृशानौ हुतः ॥
गन्तुं पावकमुन्मनस्तदभवद्‌दृष्ट्वा तु मित्रापदं ।
युक्तं तेन जलेन शाम्यति सतां मैत्री पुनस्त्वीदृशी ॥

અર્થાત્—ચૂલા ઉપર દૂધ ઉકાળવાને મૂકયું તે વખતે દૂધે પોતાની અંદર રહેલા જળને અગાઉ પોતાના સર્વ ( દૂધપણાના ) ગુણ આપ્યા હતા. દૂધનો એ ઉપકાર મનમાં જાણી દૂધને તાપ થતો જોઇ તે જળે પોતાનો આત્મા અગ્નિમાં હોમ્યો ( અર્થાત્ જળ અગ્નિ સાથે પ્રથમ બળવા લાગ્યું ) એવી રીતે પોતાના મિત્ર જળને આપત્તિ થતી જોઇ દૂધ અગ્નિમાં પડવાને તૈયાર થયું ( અર્થાત્ દૂધનો ઉભરો આવ્યો ). પછી જળથી જ્યારે તેને છાંટીએ ત્યારે તે ઉભરો શમી ગયો, એવી સત્પુરૂષોની મૈત્રી સમજવી.

મિત્ર આપણને મદદ કરે તો મિત્રની આપત્તિમાં આપણે તેને મદદ કરવી એ સમમૈત્રી—પરસ્પર મિત્રભાવ સર્વદા પ્રશંસાને પાત્ર છે; પરન્તુ કેટ-લીક વાર મૈત્રીનો વિષમ પ્રકાર પણ અવિચળ રહેતો જોવામાં આવે છે. આ વિષમ મૈત્રી-કેવળ નિઃસ્વાર્થી મૈત્રી જરા પણ બદલાની આશા રાખ્યા વિ-નાની મૈત્રી હોય એવું જોવામા આવે છે અને તેથા એ મૈત્રી સૌથા વિશેષ પ્રશંસાને પાત્ર લેખાય તેમાં નવાઈ નથી. આવી મૈત્રીનાં એકંદર ચાર ઉદાહરણો ગ્રંથકારે આપ્યાં છે: પદ્મ અર્થાત્ કમળ પોતાના મિત્ર સૂર્યને જોઇને, ચકોર પોતાના મિત્ર ચંદ્રને જોઈને, પતંગ પોતાના મિત્ર દીવાને જોઇને અને ચાતક પોતાના મિત્ર મેઘને જોઇને આહ્લાદ પામે છે; તેના બદલામાં પદ્મ તરફ સૂર્ય; ચકોર તરફ ચંદ્ર, પતંગ તરક દીવો કે ચાતક તરફ મેઘ મિત્રભાવની પોતાની લાગણી તો જરા પણ દર્શાવતા નથી, બલકે પોતાના હલકા મિત્રની મૈત્રીની તેઓ દરકાર પણ કરતા નથી, છતાં પદ્મ, ચકોર, પતંગ અને ચાતક તો મિત્ર તરફની અવગણના છતાં પોતાની એક-પક્ષીય મિત્રતામાં અવિચળ રહે છે ! અહો, એ મૈત્રીને શું ધન્ય નથી ? ૧૮૯ મા શ્લોકમાં આ વિષમ મૈત્રી શા કારણથી પ્રશંસાને પાત્ર છે તેનું વિવેચન ગ્રંથકારે આપ્યું છે. કમળ, ચકોર, પતંગ અને ચાતક પોતપોતાના મિત્રો ઉપરના પ્રેમમાં એટલાં દૃઢ છે કે પોતાના પ્રાણની પણ દરકાર કરતાં નથી. મૈત્રી કરવાના બદલામાં સામા તરફની મૈત્રીનો લાભ ન મળે તેમ હોય તો તેવાની સાથે મૈત્રી કરવી જ ઉચિત નથી, પરન્તુ દૈવવશાત્ તેવી મૈત્રી થઇ ગઇ, તો પછી તે મૈત્રી મૂકવી નહિ એમાં જ ખરૂં ટેકીલાપણું રહેલું

છે. પતંગ દીવાને ચાહે છે પરન્તુ દીવો તો પોતાને ભેટવા આવનાર મિત્રને બાળીને ભસ્મ કરે છે, તથાપિ પતંગ તો પોતાની મિત્રભાવનાનો ત્યાગ કરતો જ નથી. એવી રીતે એકપક્ષીય મૈત્રીને નિભાવનારૂં પક્ષી ચાતક પણ છે કે જે પોતાના મિત્ર મેઘને જોઇને આહ્લાદ પામે છે. ગ્રંથકારે ચાતક પ્રતિ સંબોધીને આશ્વાસન આપ્યું છે અને તે ઉપરથી વાચક વૃંદને એવો બોધ આપ્યો છે કે જેઓ સામાના મિત્રભાવના બદલામાં પોતાનો મિત્રભાવ દર્શાવતા નથી તેવા મગરૂર માણસો તિરસ્કારને પાત્ર છે અને તેમ છતાં તેઓના બદલાની આશા વિના નિઃસ્વાર્થે પોતાની મિત્રભાવના અડગ રાખીને એકપક્ષીય મૈત્રી નિભાવનાર ચાતક જેવા મિત્રને હજારો ધન્યવાદ ઘટે છે. ઉત્તમ જનો એ જ છે કે મિત્ર તરફથી તિરસ્કાર પામ્યા છતાં પોતાની સ્નેહભાવનામા તો જરા પણ ન્યૂનતા આવવા દેતા નથી. (૧૮૭-૧૮૮-૧૮૯-૧૯૦)

---

## सप्तम परिच्छेद.

### પુરૂષોના ધર્મો : સાત્ત્વિક પ્રેમ.

विशुद्धप्रेम । १९१ ॥

**यत्तत्त्वेन निराश्रितं निजसुतं माता मुदा रक्षति ।**
**यत्तत्त्वेन भृशं पिता प्रयतते कर्तुं सुतस्योन्नतिम् ॥**
**यत्तत्त्वं पशुपक्षिकीटनिकरे व्याप्तं समालक्ष्यते ।**
**तत्प्रेमाभिधतत्त्वमस्ति गृहिणामावश्यकः सद्गुणः ।**

प्रेम्णः कथं निर्दुष्टता ? । १९२ ॥

**तत्तत्त्वं क्रियते विमिश्रितमलं स्वार्थाख्यतत्त्वेन चे-**
**द्यद्वा केवलमिन्द्रियार्थविषये तत्तत्त्वमा‌ऽज्यते ॥**

**नूनं तत्‌ःणिकं परार्थविकलं दोषैर्भृशं दूषितं ।**
**न स्यादुच्चपदार्पणेन सुखदं नातो बुधैः सेव्यते ॥**

### શુદ્ધ પ્રેમ.

**ભાવાર્થ**—નાનું બાળક કે જેનામાં પોતાની મેળે ઉઠવા બેસવા કે ખાવા પીવાની શક્તિ નથી, તેવા બાળકને તેની માતા જે તત્ત્વના બળથી ઉછેરે છે, રમાડે છે, અને અતિપ્રસન્નતાથી પોતાના સુખને ભોગે તેને સુખી કરે છે; તેમ જ જે તત્ત્વની હાજરીથી પિતા પરિશ્રમથી ભેગા કરેલા પૈસા પોતાના પુત્રને ભણાવવા, પરણાવવા અને તેની ઉન્નતિ કરવામાં ખરચી નાંખે છે, જે તત્ત્વ પશુ, પક્ષી, કીટ અને પ્રાણી માત્રમાં થોડે યા ઘણે અંશે વ્યાપ્ત થયેલ છે, તે નિર્દોષ યા કુદરતી 'પ્રેમ' નામનું તત્ત્વ દરેક ગૃહસ્થને અવશ્ય ધારવાયોગ્ય સદ્‌ગુણ ગણાય છે. પોતાના આશ્રિત કુટુંબને નિભાવવા તે તત્ત્વની ઘણી જરૂર રહે છે. (૧૯૧)

### પ્રેમને નિર્દુષ્ટ કેવી રીતે રાખવો ?

તે પ્રેમ નામનું તત્ત્વ જો દુષ્ટ સ્વાર્થવૃત્તિથી મિશ્રિત કરવામા ન આવે, અથવા કેવળ કામભોગ કે વિષયવિકારની આસક્તિમાં તેનો ઉપયોગ કરવામા ન આવે, તેમ જ ક્ષણમાં આવિર્ભાવ અને ક્ષણમાં તિરોભાવ પામી તે તત્ત્વ અવ્યવસ્થિત બનતું ન હોય, પરમાર્થ વૃત્તિથી વધારે વેગળુ ન હોય અને લોભ લાલચ વગેરે દોષથી મિશ્રિત ન હોય તો જ તે પ્રેમ તત્ત્વ પોતાને અને કુટુંબને સુખકર્ત્તા થઈ ગૃહસ્થને ઉચ્ચ અધિકારપર ચડાવે છે, નહીંતો સુખને બદલે ઉલટું દુઃખકર થઇ પડે છે. માટે દૂષિત પ્રેમનો સર્વથા ત્યાગ કરવો. (૧૯૨)

**વિવેચન**—જે પ્રેમ પતિવ્રતા સ્ત્રી પતિપર ધરાવે છે તે 'પ્રેમ' છે, જે એક વેશ્યાગામી પુરૂષ પોતાની પ્રિયતમા ઉપર ધરાવે છે તે પણ 'પ્રેમ' છે, જે એક માતા પોતાના પુત્ર ઉપર ધરાવે છે તે પણ 'પ્રેમ' છે, અને ભક્તજન પ્રભુ ઉપર ધરાવે છે તે પણ 'પ્રેમ' છે. એક જ પ્રેમ તત્ત્વ આ પ્રમાણે જૂદી જૂદી દિશાએ વ્યાપે છે અને તેથી જૂદાં જૂદાં નામ ધારણ કરે છે. સ્ત્રીના પતિપરના પ્રેમને 'પ્રેમ' અથવા 'પ્રીતિ' નામ ઉચિત છે,

વેશ્યાગામીના વેશ્યાપરના પ્રેમને 'મોહ' નામ ઉચિત છે, માતાના પુત્ર-પરના પ્રેમને 'વાત્સલ્ય' નામ ઉચિત છે અને ભક્તના પ્રભુપરના પ્રેમને 'ભક્તિ' નામ ઉચિત છે. તેવી જ રીતે જૂદા જૂદા પ્રકારના પ્રેમને જૂદાં જૂદાં નામ આપી શકાય; પરન્તુ તે સર્વમાં જે એક તત્ત્વ પ્રકાશી રહ્યું ને 'પ્રેમ' અથવા 'હૃદયલગ્ન' છે. આ પ્રેમ તેના વિશુદ્ધ સ્વરૂપમાં સંસારમાં અતિ ઉપયોગી છે. જેવી રીતે તદ્દન ચોખ્ખા સુવર્ણ ઉપર ગમે તેવી ક્રિયાઓ કર-વામાં આવે છતાં પણ તે સર્વદા વિશુદ્ધ જ—એક સ્વરૂપી જ રહે છે, તેવી રીતે વિશુદ્ધ પ્રેમ ઉપર ગમે તેવા આઘાત પ્રત્યાઘાત થયાં કરે છતાં તે એક સ્વરૂપી જ રહે છે અને તેથી તેવો વિશુદ્ધ પ્રેમ સ્થળે સ્થળે જોવામાં આવતો નથી. વિશુદ્ધ પ્રેમને કવિ દયારામે સિંહણના દૂધની ઉપમા આપતા કહ્યું છે કે—

> સિંહણ કેરૂં દૂધ હોય તે સિંહણ સુતને જરે,
> કનકપાત્રપાખે સૌ ધાતુ ફોડીને નીસરે;
> પ્રેમરસ તેના ઉરમાં ઠરે,
> જેહ કોઇ પ્રેમ અંશ અવતરે !

પ્રેમરૂપી સિંહણનું દૂધ સુવર્ણ પાત્ર રૂપી વિશુદ્ધ—દૈવી હૃદયોમાં જ ટકી શકે છે અને જો સુવર્ણ સિવાયની બીજી ધાતુના વાસણમાં તેને નાંખ-વામાં આવે, તો તેને ફોડીને તે દૂધ નીકળી જાય છે, તેવી રીતે અશુદ્ધ હૃદયો કે જેઓ ચળ—વિચળ હોય, કુમાર્ગગામી હોય, લાલચને વશ થનારાં હોય, તેમા એ પ્રેમરૂપી દૂધ ટકતું નથી પણ તેને ફોડીને બહાર ચાલ્યું જાય છે. આ પ્રકારનો પ્રેમ કુદરતે જ વધુ ઓછા પ્રમાણમાં પશુ, પક્ષી, મનુષ્યાદિ સર્વ પ્રાણીઓમાં મૂકયો છે, પરન્તુ તેના વધુ ઓછા વિકાસના પ્રમાણમાં તે પ્રેમ પ્રત્યેક પ્રાણીને વધુ ઓછા પ્રમાણમાં ઉપયોગી થાય છે. જેઓ તે પ્રેમને રહેવાના પાત્રરૂપ હૃદયને દૂષિત કરે છે અર્થાત્ હૃદયને દુષ્ટ માર્ગોમા જોડે છે, ત્યાં તે પ્રેમ પોતાના વિશુદ્ધ સ્વરૂપમા ટકતો નથી: તાત્પર્ય એ છે કે હૃદયની દૂષિતતાની સાથે પ્રેમ પણ દૂષિત થાય છે, અને હૃદયની વિશુદ્ધતા ટકે છે ત્યાંસુધી પ્રેમ પણ પોતાના વિશુદ્ધ સ્વરૂપમાં રહે છે. કાઉપર કહે છે કે—

> The noblest minds their virtue prove
> By pity, sympathy and love.

અર્થાત્—ઉચ્ચાશયયુક્ત હૃદયોમાં રહેલો સદ્ગુણ તેમાંની દયાળુતા, દિલસોજી અને પ્રેમવડે પ્રતીત થાય છે. સંસારમાં એ જ વિશુદ્ધ પ્રેમ મનુષ્યને ઉપયોગી થઈ પડે છે અને એ જ પ્રેમ તેને પોતાના એ અવસ્થાના કર્ત્તવ્યના માર્ગમાં દોરનારો થઇ પડે છે. માતાપિતા પ્રતિનો વિશુદ્ધ પ્રેમ તેમની પ્રત્યે બજાવવાની ફરજોનું એક સુપુત્રને ભાન કરાવે છે, સ્ત્રી પ્રતિનો વિશુદ્ધ પ્રેમ તેના હક તથા માગણીઓની પરિપૂર્ણતા કરી તેને સુખી કરવાની યાદ આપે છે, પુત્ર પ્રતિનો વિશુદ્ધ પ્રેમ તેનું હિત થાય એ રીતે ધનવ્યય કરવાની બુદ્ધિ સુઝાડે છે, પુત્રી પ્રતિનો વિશુદ્ધ પ્રેમ તેનામાં સ્ત્રીત્વના યોગ્ય ગુણો આવે તેવી કેળવણી આપવા અથવા વય તથા ગુણનું યોગ્ય જોડું મેળવવાને પરિશ્રમ કરવા તત્પર બનાવે છે, ભાઈ પ્રતિનો વિશુદ્ધ પ્રેમ તેને સુખદુઃખમાં સહાય તથા આશ્વાસન આપવાની ફરજનો ખ્યાલ કરાવે છે, અને કુટુંબનાં અન્ય વડીલોપરનો વિશુદ્ધ પ્રેમ તેમની આજ્ઞાને સવિનય શિરે ચડાવવાના સ્વધર્મનું સ્મરણ કરાવે છે. તેવી જ રીતે એક સ્ત્રીમાંનો તે વિશુદ્ધ પ્રેમ માતા, પિતા, ભાઈ, બ્હેન વગેરે પિતૃકુળનાં સંબંધીઓ ઉપરાંત પતિ, સાસુ, સસરો, દિયર, જેઠ, પુત્ર, નણંદ, જેઠાણી વગેરે સર્વ આપ્તજનો પ્રતિના પોતાના ધર્મો તે સ્ત્રીને સુઝાડે છે. જે સ્ત્રીમાં તેવો વિશુદ્ધ પ્રેમ હોય છે તે સ્ત્રીને પ્રત્યેક વ્યક્તિ પ્રતિના તેના ધર્મો સમજાવવાની પણ ભાગ્યે જ જરૂર રહે છે. વિધવાવસ્થામાં પણ પતિ પ્રતિનો વિશુદ્ધ પ્રેમ તેને દુરાચાર સેવતાં અટકાવે છેઃ એટલે સુધી એ વિશુદ્ધ પ્રેમની જ્યોતિ પ્રકાશ આપનારી થઇ પડે છે. આ પ્રમાણે એ વિશુદ્ધ પ્રેમનો આશ્રય, મનુષ્યને સંસારાટવીની ધગધગતી જવાળાઓમાં પણ શીતલ છાયા આપનારા કદંબ વૃક્ષરૂપ થઇ પડે છે. ( ૧૯૧–૧૯૨ )

[ પ્રેમના અધિકારીઓનો ક્રમ નીચેના શ્લોકમા દર્શાવવામા આવ્યો છે : ]

प्रेमाधिकारिणां क्रमः । १९३ ॥

ये स्वस्माद्गुरवो भवन्ति सुतरां पूज्या मतास्ते जना-
स्ते प्रेमाधिकृता भवन्ति लघवः स्वस्माच्च ये स्वाश्रिताः ।

**मुख्या ापि पतिव्रतैव गृ िणी पुत्रास्ततो बान्धवा ।**
**भृत्याश्च क्रमशोऽधिकारिण इमे प्रेम्णः फले निर्मले ॥**

### પ્રેમના ઉપયોગનો અનુક્રમ.

**ભાવાર્થ—**અધિકાર, ઉમર અને ગુણોને લઈ મનુષ્યોનું વર્ગીકરણ કરીએ તો મનુષ્યમાં ત્રણ વર્ગ પડે છે. એક પોતાથી મોટા, બીજા બરાબરીઆ અને ત્રીજા પોતાથી નાના. પહેલા વર્ગમાં વડીલોનો સમાવેશ થાય છે. તેઓ હમેશ પુજનીક અને માનનીય છે. જેઓ બરાબરીઆ છે તેઓ મિત્રતાને લાયક છે અને જેઓ પોતાથી નાના વર્ગના છે, તેઓ પ્રેમના પાત્ર છે. તેમાં પણ પ્રેમની પાત્રતામાં ગૃહસ્થને પોતાની પતિવ્રતા સ્ત્રી મુખ્ય છે. ત્યારપછી સતતિ, ત્યારપછી બન્ધુ વર્ગ, અને ત્યારપછી નોકર વર્ગ એમ ક્રમે કરી પ્રેમના નિર્મળ ફળના અધિકારી છે. (૧૯૩)

**વિવેચન—**પૂર્વના બે શ્લોકોમાં પ્રેમના બે વિભાગ પાડવામાં આવ્યા: (૧) વિશુદ્ધ પ્રેમ અને (૨) અશુદ્ધ પ્રેમ. આમાંનો વિશુદ્ધ પ્રેમ જ સેવ્ય છે અને આ ગૃહસ્થાવસ્થાના ધર્મોના સૂચનનુ પ્રકરણ હોવાથી ગ્રંથકારે એ અવસ્થામાં વિશુદ્ધ પ્રેમનો ઉપયોગ કેવી રીતે કરવો તે વિષે અત્ર વિવેચન કર્યું છે. 'પ્રેમ' નો એથી પણ વધારે મોટો વિસ્તાર છે, પરન્તુ અત્ર જેટલો વિસ્તાર પ્રસ્તુત પ્રકરણ સાથે સંબંધ ધરાવે છે તેટલો જ વિસ્તાર ગ્રહણ કરવામાં આવ્યો છે. પ્રેમ રાખવાની વસ્તુઓના ત્રણ વર્ગ પાડીને પોતાથી મોટા માતાપિતાદિ વડીલો પ્રતિ પૂજ્યભાવ, વિનય અને આજ્ઞાંકિતતા દર્શાવવી એવો બોધ કરવામાં આવ્યો છે અને એ વિષે પૂર્વે વિવેચન કરવામાં આવી ગયું છે. પોતાના બરાબરીઆના બીજા વર્ગમાં ભાઈ, બ્હેન, મિત્રો વગેરેનો સમાવેશ થાય છે તથા ત્રીજા વર્ગમાં પોતાથી નાનામાં લઘુ બન્ધુ, પુત્ર, સ્ત્રી, નોકર ચાકર વગેરેનો સમાવેશ થાય છે. આ વર્ગનાં આ-ત્મજનો પ્રતિનો 'પ્રેમ' જૂદા જૂદા પ્રમાણમાં અને જૂદા જૂદા સ્વરૂપમાં જ હોવો જોઇએ, અને તેમાં પુનઃ વિભેદ પડી શકે છે. સૌ કાંઇ એકસરખા પ્રમાણમાં પ્રેમના અધિકારીઓ નથી. સૌથી વિશેષ સ્ત્રી, પછી પુત્ર,

પછી બન્ધુવર્ગ એ પ્રમાણેનો એ ક્રમ હોવો ઘટિત છે. હાયરોકલીસ પણ તે જ આશયનું કથન કરે છે. તે કહે છે કે "આપણે પ્રત્યેક એક મધ્ય બિંદુરૂપ છીએ અને આપણી આસપાસ ઘણાં વર્તુળો છે. આપણામાંથી પ્રથમ વર્તુળ વિસ્તાર પામે છે અને તેમાં માબાપ, સ્ત્રી અને છોકરાંઓનો સમાવેશ થાય છે, બીજા વર્તુળમાં સંબંધીઓ, ત્રીજામાં સ્વદેશી બંધુઓ અને છેલ્લામાં આખું મનુષ્યમંડળ આવી જાય છે." કૌટુંબિક જનો પ્રતિના પ્રેમમાં પણ આવાં વર્તુળો કલ્પવાં એ સ્વાભાવિક જ છે. (૧૯૩)

प्रेमाधिकारिकृते किं कार्यम् । १९४ ॥

**न क्वाप्येतदनिष्टचिन्तनमलं यत्प्रेमपात्रं भवे-**
**त्तद्द्रोहोपि न चोचितः कथमपि स्वार्थस्य संसिद्धये ॥**
**तद्दोषापनये तदुन्नतिकृते यत्नो विधेयस्तथा ।**
**स्याद्येनैहिकपारलौकिकहितं प्रेम्णो ह्यदो लक्षणम् ॥**

પ્રેમના અધિકારીઓનું શું કરવું?

**ભાવાર્થ** તથા **વિવેચન**—ગૃહસ્થના પ્રેમના જે જે અધિકારીઓ છે તેમનું કદી પણ ગૃહસ્થે અનિષ્ટ ચિંતવવું નહીં, કોઇ પણ પ્રસંગે તેમનો દ્રોહ કરવો નહીં, પોતાનો સ્વાર્થ સાધવાને તેમને આડું અવળું સમજાવી નુકસાનીના ખાડામાં ઉતારવા નહીં, તેમની જે કાંઇ ખામીઓ હોય કે તેમનામાં અધોગતિએ પહોંચાડનારા કંઇ દોષો હોય તો તે ખામીઓ અને દોષો દૂર કરવા અને તેમને ઉન્નતિને માર્ગે ચડાવવા બનતી કોશીશ કરવી, આ લોક અને પરલોકમાં તેમનું શ્રેય થાય તેવાં સાધનો યોજવામા મદદ કરવી, એ શુભ પ્રેમનું લક્ષણ છે. શુભ પ્રેમનુ આ લક્ષણ બહુ જ થોડા શબ્દોમાં આપવામાં આવ્યું છે, પરન્તુ તેનો વિસ્તાર કરીએ તો એ લક્ષણ અતિવ્યાપક છે. પોતાના પ્રેમપાત્રનું ઇહલૌકિક તેમ જ પારલૌકિક હિત કરવું એ પણ મનુષ્યની ફરજ છે. પ્રેમપાત્રનું ઇહલૌકિક હિત કરવાની ફરજ જો બજાવવામાં ન આવે તો પ્રેમનો ટકાવ જ થતો નથી. તેથી ઇહલૌકિક

હિત તો કરવું જ પડે છે, પરન્તુ તે સાથે તેનું પારલૌકિક હિત કરવા માટે યત્ન કરવો તથા નીતિના માર્ગમાંથી દૂર જવાનો અથવા બીજો કોઇ દોષ પ્રેમપાત્રને હસ્તે થાય તો તેમાંથી તેનુ નિવારણ કરવાને પ્રયત્ન કરવો, એ સઘળો એક સત્પ્રેમી મનુષ્યનો ધર્મ છેઃ તે ધર્મ ન બજાવનાર પ્રેમી નથી અને જો તે પ્રેમનો દાવો કરતો હોય તો તે દંભી છે! (૧૯૪)

[ સ્ત્રી પ્રત્યેના પ્રેમનો નિભાવ કેવી રીતે કરવો જોઇએ અને પત્નીનો દ્રોહ કરનારી કેટલીક અધમ રીતિઓને શામાટે તિલાંજલિ આપવી જોઇએ તે વિષે ગ્રંથકાર નીચેના શ્લોકમાં બોધ આપે છે. ]

पत्नीद्रोहोथवा दूषितं प्रेम । १९५ ॥

**स्यादेवंविधभावना यदि तदैकस्यां च सत्यां स्त्रिया-**
**मन्यां किं परिणेतुमर्हति पतिः पुष्टं निमित्तं विना ॥**
**किं वा स्याद्व्यभिचारचिन्तनमपि स्वप्नेपि पापावहं ।**
**स्त्रीमृत्युञ्च विभावयेत् किमु पतिर्व्याध्युद्भवेप्युत्कटे ॥**

**પત્નીદ્રોહ અથવા દૂષિત પ્રેમ.**

**ભાવાર્થ**—જ્યારે પ્રેમીઓનુ હિત કરવામાં જ પ્રેમની શુભ ભાવના ફલિત થાય છે, ત્યારે એક ગૃહસ્થને શુભ લક્ષણયુક્ત એક સ્ત્રી હૈયાત હોય તેના ઉપર સબળ કારણ વિના બીજી સ્ત્રી પરણવાનો વિચાર કરવો એ શું ઉચિત છે? અને તેમ કરવામાં પ્રથમ પત્નીનો દ્રોહ શું થતો નથી? તેવી જ રીતે પોતાની સ્ત્રીને છોડી પરસ્ત્રીના પ્રેમમાં લપટાઇ જઇ સ્વપ્ને પણ વ્યભિચાર વૃત્તિનો દુષ્ટ સંકલ્પ કરવો શું લાજીમ છે? યા પોતાની સ્ત્રી બિમાર પડી હોય, પોતે પૈસાવાળો હોય એટલે તે મરી જાય તો બીજી સ્ત્રી મળવામાં કશો વિલંબ ન હોય તેવે પ્રસંગે કેટલાએક ગૃહસ્થ એવું ચિંતવે કે આ સ્ત્રી તરત મરી જાય તો છુટકો થાય, આ વિચારણા પણ કેટલી બધી ભયંકર પત્નીદ્રોહથી ભરેલી અને પ્રેમને દૂષિત બનાવનારી છે? એક સદ્ગૃહસ્થને આવા વિચારો કરવા બિલકુલ ઉચિત નથી કારણકે તેથી સ્વાર્થાન્ધતા પ્રાપ્ત થાય છે અને પ્રેમ કલંકિત બને છે. (૧૯૫)

**વિવેચન**—ગૃહસ્થધર્મમાં પુરૂષના નિર્મળ પ્રેમની અધિકારિણી તરીકે વિદ્વાનોએ પરણેલી સ્રીને લેખી છે અને તે જ અભિપ્રાય ગ્રંથકારે પૂર્વે વ્યક્ત પણ કર્યો છે. કેટલાંક નવપરિણીત યુગલોમાં જેવો પ્રેમ જોવામાં આવે છે તેવો પ્રેમ તેઓ વચ્ચે કેટલાંક વર્ષો પછી જોવામાં આવતો નથી. પૂર્વે કહેવાયું છે તેમ જે પ્રેમ આવિર્ભાવ અને તિરોભાવને નહિ પામતાં એકસરખો અને અચળ રહ્યાં કરે તે જ પ્રેમ ખરા પ્રેમના નામને લાયક છે, તેથી સ્રી સાથે અમુક વર્ષોસુધી રહ્યા પછી જે પતિનો પ્રેમ તિરોભાવને પામે તે પ્રેમ ખરો પ્રેમ નહિ પણ દૂષિત પ્રેમ જ લેખાય. જેઓ સ્રી ઉપરના પ્રેમને અમુક વખત પછી પાછો ખેંચી લે છે અથવા અન્ય સ્રીથી લગ્ન કરી તેના તરફ પ્રેમનું નિર્ઝર વહેવડાવે છે કિંવા પરસ્રીમાં આસક્ત રહી તેને પોતાનો પ્રેમ અર્પે છે તે લગ્ન કરેલી પત્નીનો ભયંકર દ્રોહ કરવા બરાબર જ છે. કેટલાકો નવી સ્રીના પ્રેમના કિંવા મોહના એટલા રાગી હોય છે કે તેઓ પોતાની સ્રી માંદી પડે છે કિંવા મરવાની અણીપર આવે છે એટલે આનંદ પામે છે અને હજી તેને મૃત્યુ શય્યામાંથી ઉપાડીને સ્મશાનમાં લઈ જવામાં આવે તે પહેલાં નવા વેવીશાળની વાતચીતમાં અને ખટપટમાં પડે છે! સ્રી તરફના પ્રેમનો આ કેટલો મોટો ભયંકર દ્રોહ લેખાય ' नास्ति भार्यासमो बन्धुर्नास्ति भार्यासमा गतिः ॥ એવી દેવીસ્વરૂપ સ્રીનો દ્રોહ શું એક ભયંકર પાપ નથી ? સ્રીનુ અનિષ્ટ ચિંતવવામાંથી પુરૂષે સર્વદા દૂર રહેવું જોઇએ અને ત્યારે તે એક ખરા પ્રેમી પતિના ગુણવાળો લેખાય.

મરવા પડેલી સ્રીનો જલ્દી છૂટકો ઇચ્છનારા પત્નીદ્રોહી પતિઓને આશ્ચર્ય પમાડનારાં એકાદ બે દૃષ્ટાંતો અહીં ઠીક થઇ પડશે ! સર સેમ્યુઅલ રોમિલીનો પ્રેમ પોતાની સ્રી ઉપર કેવળ અવિચળ રહ્યો હતો. જ્યારે તેની સ્રી મરણ પામી ત્યારે રોમિલીના હૃદયને દુઃખનો સખ્ત આઘાત થયો, તેની આંખમાંથી ઉંઘ ઉડી ગઇ, તેનું મન વ્યગ્ર થઇ ગયું અને એ બાઇના સ્વર્ગવાસ પછી ત્રણ દિવસમાં તેની જીંદગી પણ પૂરી થઇ ગઈ. સર ફ્રાન્સીસ બર્ડેટ રાજકીય બાબતોમાં રોમિલીનો સામાવાળીઓ હતો. તે પોતાની અર્ધાંગનાના મરણથી એવો તો મહાભારત શોકમાં ગિરફતાર થઇ ગયો હતો

કે તેણે સર્વ પ્રકારના ખાવાપીવાનો ત્યાગ કર્યો અને ઘરમાંથી તે બાઇના શબને લઇ જતાં પહેલાં જ ધણીનો દેહ પણ પડયો અને ધણીધણીઆણી એક જ કબરમાં સૂતાં ! बहुरत्ना वसुंधरा ! ( ૧૯૫. )

[ પ્રેમનો દુરૂપયોગ નહિ કરવા વિષે હવે સમજાવવામાં આવે છે. ]

प्रेम्णो दुरुपयोगः । १९६ ॥

**मा।ावेशवशी।ताः प्रति।िनं ये स्त्रीप्रसक्ता नरा।**
**मर्या।ामापि लङ्घयन्ति महतां रक्षन्ति नो स्वस्थताम् ॥**
**कार्याकार्यविचारमात्रमपि नो कुर्वन्ति धर्मेच्छया।**
**ते प्रेम्णः किल नोपयोगमुचितं कर्तुं विदन्ति स्फुटम् ॥**

## પ્રેમનો દુરૂપયોગ.

**ભાવાર્થ**—જે માણુસો પ્રેમની હદનું ઉલ્લંઘન કરી રાત દિવસ સંસારનાં વિષયસુખ અને મોજમજામા મશગુલ બની કાન્તા ક્રીડામાં તત્પર રહી કામાન્ધ બને છે, અને પ્રેમને સ્થાને મહામોહમાં મૂઢ બની છતી બુદ્ધિએ પણ બુદ્ધિશૂન્ય જેવા થઇ જીવનનો દુરૂપયોગ કરે છે, આ લોક અને પરલોકનું હિત સાધવાને ધર્મ, પુણ્ય કે સત્કૃત્યથી વિમુખ બની કર્ત્તવ્ય અકર્ત્તવ્યનો વિચાર સરખો પણ કરતા નથી અને અહર્નિશ પાશવવૃત્તિની ધુનમાં એક જ ખ્યાલમાં ભટકયાં કરે છે, તે ગૃહસ્થો પોતાનું અને પરનું અહિત કરી પ્રેમ તત્ત્વને તુચ્છમાં તુચ્છ બનાવી તેનો અતિ દુરૂપયોગ કરે છે. (૧૯૬)

**વિવેચન**—'પ્રેમ'નો ખરો અર્થ સમજીને જેઓ તેની સ્વાભાવિક મર્યાદામાં જ રહે છે તેઓ પ્રેમનો સદુપયોગ કરીને પોતે સુખી થવા ઉપરાંત બીજાને સુખી કરી શકે છે, પરંતુ જેઓ પ્રેમની મર્યાદાને સમજતા નથી તેઓ પોતાની વૃત્તિઓને પ્રેમની સરિતામાં તણાવા જ દે છે જે સરિતા તે વૃત્તિઓને છેવટે મોહના સાગરમાં ધસડી જાય છે. 'પ્રેમ' અને 'મોહ'ની વચ્ચે જે તફાવત રહેલો છે તે તફાવતને નહિ સમજી શકનારા ઘણા મૂર્ખ મનુષ્યો મોહમુગ્ધ બન્યા હોય છે છતાં પોતાને 'પ્રેમી' લેખી સંતોષ પામે

છે; પરંતુ વસ્તુતઃ તેઓ ભૂલ કરે છે. 'પ્રેમ' એક સદ્‌ગુણ છે અને તે આત્માને ઉચ્ચ પદે લઈ જાય છે, ત્યારે 'મોહ' એક મોટો દુર્ગુણ છે બલકે ષડ્‌રિપુમાંનો એક મહારિપુ છે કે જે આત્માને અધોગતિમાં હડસેલી મૂકે છે. આ મોહમાં વૃત્તિઓને સપડાવા દેવી એ જ 'પ્રેમનો દુરૂપયોગ' લેખાય છે. 'પ્રેમ' મનનો વિષય છે અને 'મોહ' ઇંદ્રિયોનો વિષય છે. આંખ, નાક અને કાન 'કામી' ઇંદ્રિયો છે અર્થાત્ મોહની વસ્તુ દૂર રહ્યા છતા કામી-યતાને લીધે તે ઇંદ્રિયો મોહમાં મુગ્ધ થાય છે, ત્યારે ત્વચા અને જીભ 'ભોગી' ઇંદ્રિયો છે કે જે મોહની વસ્તુના સમાગમને લીધે જ ઉત્તેજિત થઇ મોહમુગ્ધ બને છે. જેવી રીતે પ્રેમને જન્મવાનું સ્થળ મન સૂક્ષ્મ છે અને મોહને જન્મ આપનાર ઇંદ્રિયો સ્થૂલ છે તેવી રીતે પ્રેમની ઉત્પત્તિનુ કારણ બહુધા સૂક્ષ્મ હોય છે, એટલે કે કોઇના ગુણો, વિદ્યા, કળા ઇત્યાદિ જ પ્રેમનાં કારણો થઇ પડે છે, ત્યારે મોહ કોઇનું સ્વરૂપ, વસ્ત્રો, અભિનય, મધુર કંઠ, વગેરેના દર્શન કે અનુભોગથી ઉત્પન્ન થાય છે. વળી પ્રેમ ચિર-સ્થાયી હોય છે ત્યારે મોહ ક્ષણિક હોય છે. પ્રેમ અતિપરિચયથી વૃદ્ધિ ગત થતો જાય છે ત્યારે મોહ અતિપરિચયથી દૂર થઇ જાય છે. મોન્તેન કહે છે કે "વિવેક અને કાળના વધવાની સાથે દઢીભૂત થઇ રહે તેનું નામ જ પ્રેમ." આ પ્રમાણે પ્રેમની મર્યાદાને વિનયપૂર્વક સમજી રાખવી જોઇએ અને પ્રેમનો દુરૂપયોગ ન થાય તે ધ્યાનમાં રાખીને પ્રત્યેક ગૃહસ્થે સંસારમાં વિચરવું જોઇએ. (૧૯૬)

[હવે 'પ્રેમાંધતા'નું વિશેષ સ્પષ્ટીકરણ કરવામાં આવે છે.]

प्रेमान्धता । १९७ । १९८ ॥

**ये प्रेम्णा निजकामिनीश्च तनयान्वस्त्रैर्वरैर्भूषणैः ।**
**संभूषन्ति च रञ्जयन्त्यभिनवैः सम्मोहकैर्वस्तुभिः ॥**
**तेषां जीवनमान्तरैर्गुणगणैः संस्कुर्वते नो पुन-**
**स्तेप्यन्धा न विजानन्ति शोभनतरं प्रेमोपयोगं परम् ॥**

येनौद्धत्यग ोदयो हृदि भवेत् त्रस्य वाण्यं तथा ।
मिथ्याभाषणपद्धतेः परिसरः काये दुरा ारता ॥
यद्वा स्याद्व्यसनोदयो नरभवाऽनर्थक्यकारी भृशं ।
किं प्रेम्णा पुनरीदृशेन गृहिणः किं लालनेनापि वा

## અંધ પ્રેમ.

**ભાવાર્થ**—જે ગૃહસ્થો પ્રેમનો ઉપયોગ માત્ર પોતાની સ્ત્રી અને પુત્રોને સારાં સારાં વસ્ત્રો અને આભૂષણો પહેરાવી બહારની શોભા વધારવામા જ કરે છે, બહુ આગળ વધે છે તો મોહ પમાડનારી યા લલચાવનારી સુંદર સુંદર વસ્તુઓ પૂરી પાડી તેમને મોજશોખને માર્ગે ચડાવે છે પણ તેમની માનસિક વૃત્તિ કે બુદ્ધિને કેળવવા યા આંતરિક જીવનને સદ્દગુણોથી ઉદ્દીપ્ત કરવા બીલકુલ કાળજી રાખતા નથી, તે માણસો પણ મોહાન્ધ બની પ્રેમના તત્ત્વને ખરી રીતે પિછાણ્યા વગર ઉત્તમ પ્રેમનો દુરૂપયોગ કરે છે, અને તેવા આંધળા પ્રેમમા તેઓ સ્ત્રી યા પુત્રોનુ જીવન બરબાદ કરે છે. (૧૯૭) જે અંધ પ્રેમથી યા લાલનપાલનથી છોકરાન હૃદયમાં ઉચ્છૃંખલતા, ઉદ્ધતાઇ, કડક મિજાજ વગેરે રોગની ઉત્પત્તિ થાય વાણીવિલાસમાં કઠોરતા યા અસત્ય ભાષણ કરવાની પદ્ધતિનો પ્રવેશ થાય, શરીરમાં વ્યભિચાર, ચોરી, લફંગાઇ વગેરે દુરાચારનો ફેલાવો થાય, અને જે પ્રેમની છૂટના દુરૂપયોગમાં પુત્રના વર્તનમા મનુષ્યભવને રદ કરી નાંખે તેવ જુગાર, મદિરા, માસ વગેરે દુષ્ટ વ્યસનો પેસી જઇ તેના જીવનને બાતલ બનાવી દે, તે લાલનપાલન અને અંધ પ્રેમ શા કામનાં? તેવા અંધ પ્રેમન ઘણે ભાગે પરિણામ અનિષ્ટ જ આવે છે, તેથી અંધ પ્રેમ એ પણ પ્રેમને દુરૂપયોગ જ છે. દરેક ગૃહસ્થે પ્રેમમાંથી અંધતાને દૂર કરવી જોઇએ. (૧૯૮)

**વિવેચન**—'પ્રેમાંધતા' ને 'મોહાંધતા' ને નામે ઓળખવામાં આવે તે વાજબી જ છે, કારણકે જ્યારે પ્રેમમાં અંધતા આવે છે, ત્યાં વસ્તુતઃ પ્રેમની જગ્યા મોહે લીધેલી હોય છે અને તેથી વસ્તુતઃ તે મોહાં

ધતા જ છે. આ મોહાંધતા પૂર્વે કહેલા મોહ કરતાં એક પગથીઉં ઉપર ચડતો દુર્ગુણ છે. તે અંધતાને લીધે મોહની વસ્તુમાં રહેલી ખામીઓ પણ ખૂબીઓના રૂપમાં પ્રતીત થાય છે અને દુર્ગુણો ગુણોના રૂપમાં ભાસે છે! સ્ત્રી પુત્રાદિ પુરૂષના નિર્મળ પ્રેમનાં પ્રથમ અધિકારી છે, પરન્તુ એ પ્રેમ તેઓને વસ્ત્રાભૂષણથી શણગારવામાં સમાપ્ત થવો જોઇએ નહિ. તેમને ઉચ્ચ સંસ્કારવાળાં કરીને તેમના જીવનને સુધારવાને યત્ન કરવો તે જ તેમનું ખરૂ હિત છે અને તે પ્રકારનું હિત કરવામાં જ તેમના પ્રત્યેના ખરા પ્રેમની સાર્થકતા છે. એ ફરજ નહિ બજાવનાર પ્રેમી પતિ કે પિતા પોતાની સ્ત્રીને કે પુત્રાદિને વસ્ત્રાલંકારો તરફ પ્રિયતા ધારણ કરનારાં બનાવે અને એ રીતે પોતાના પ્રેમને સફળ કરે તો તેનું પરિણામ એ આવે કે તેઓ મોજશોખને માર્ગે ચડે અને જીવનનું ખરૂં હિત સમજે નહિ. સ્ત્રી-પુત્રાદિને વસ્ત્રાલંકારોમાં સુસજ્જિત થયેલાં જોવાની હોંશ ધરાવનાર પુરૂષ તેઓના બાહ્ય રંગરૂપમાં મોહમુગ્ધ થયો હોય છે અને તેમની ગમે તેવી મૂર્ખ અને બાલીશ હોંશને પૂરી કરીને પોતાને કૃતાર્થ માનનાર પુરૂષ તેમની ખામીઓને ખૂબી રૂપ સમજી મોહાંધ થયો હોય છે એમ કોણ નહિ કહે?

આંધળો પ્રેમ હોય છે તે ખરો પ્રેમ જ નથી પરન્તુ મોહ છે અને મોહના નિશ્શાને લીધે માણસોને પોતાની મૂર્ખાઇઓનું પણ ભાન રહેતું નથી. આવો મોહ ત્યજવાને જ યોગ્ય છે. પુત્રો ઉપરની મોહાન્ધતાથી તેઓ દુર્ગુણી થાય છે, કારણ કે તે પ્રકારની મોહાન્ધતાથી પિતાને પુત્રને લાડ લડાવવાની હદપાર હોંશ થાય છે અને તેથી તેનામાં ઉદ્ધતાઇ, આળસ, કઠોરવાદિત્વાદિ દુર્ગુણો પ્રવેશ કરે છે. ભર્તૃહરિએ ખરૂં જ કહ્યું છે કે—**दौर्मन्त्र्यान् नृपतिर्विनश्यति यतिः संगात् सुतो लालनात्॥** અર્થાત્—દુર્મન્ત્રીથી રાજાનો, દુષ્ટના સંગથી યતિનો અને લાડ લડાવવાથી પુત્રનો નાશ થાય છે. એવા લાડીલા પુત્રો નીતિ સંબંધી કાંઇ મોટો અપરાધ કરે છે તોપણ મોહાંધ પિતાથી તેને શિક્ષા કરી શકાતી નથી કે ઠપકો આપી શકાતો નથી જેનું પરિણામ એ આવે છે કે ધીમે ધીમે એ પુત્ર મનસ્વી, ઉદ્ધત અને દુર્ગુણી જ બનતો જાય છે. હૃદયનો પ્રેમ મોહ અથવા મોહાંધ-

તાના રૂપમાં બદલાતો જાય તે વખતે મનુષ્યોએ બહુ જ સાવધાનતા રાખ વાની જરૂર છે, કારણકે પ્રેમરૂપી તલવાર એવી છે કે જો તેનો સદુપયોગ થાય તો સેંકડોનું રક્ષણ કરે છે અને દુરૂપયોગ થાય તો આપણો પોતાને અને તે સાથે સેંકડો નિરપરાધીઓનો પણ નાશ કરે છે. (૧૯૭–૧૯૮)

[પ્રેમનો દુરૂપયોગ કેવી રીતે થઇ જાય છે તે દર્શાવીને ગૃહસ્થોને સાવ બનાવી હવે ગ્રંથકાર તેની સફળતાનો માર્ગ દર્શાવે છે.]

कथं प्रेम्णः साफल्यम् । १९९ ॥

स्यात्सम्बन्धिजनस्य शिक्षणरुचिः स्वास्थ्यं पुनः सर्वद
निर्दोषाचरणञ्च नीतिकलितं प्रीतिः परार्थे भवेत् ॥
धर्मे प्रेम [illegible] विपुलं सद्यो यथा स्यात्तरा-
मेवं यो यतते स एव कलते प्रेम्णो रहस्यं परम् ॥

## કયે રસ્તે પ્રેમની સફળતા છે?

**ભાવાર્થ**—જે ગૃહસ્થ અંદરખાને પૂરતો પ્રેમ રાખી ઉપરથી કર નજરે પુત્રોને એવી રીતે અંકુશમાં રાખે કે જેથી તેઓ ઉદ્ધત બની જાય, તેમના શરીરનું આરોગ્ય બરાબર જળવાઈ રહે તેવી રીતે ખાનપ નમાં નિયમિત રહે, અભ્યાસમાં પૂરતી રૂચિ રાખી આગળ વધે, આચ ણમા જુગાર, ચોરી, વ્યભિચાર વગેરે કોઈ પણ જાતનાં વ્યસનો પેસી જાય અને વર્તન કલંકિત ન બનતા નીતિમય બને, ધર્મમા જોઇએ તે લાગણી રહે, મનોબળ હમેશ ખીલતું રહે, સ્વાર્થની સાથે પરમાર્થ સાધ વામાં પણ પ્રીતિ રહ્યાં કરે, અને આખર બાહોશ નરરત્ન નીવડે. આ રીતે ઉત્તમ પ્રકારની દેખરેખમાં જો પ્રેમનો સદુપયોગ થાય તો તેમાં પ્રેમની સફળતા છે: દરેક ગૃહસ્થે પોતાની સંતતિને સુધારવા આવો ખતો પ્રેમ રાખવો જોઇએ પરન્તુ આંધળો પ્રેમ રાખવો ન જોઈએ. (૧૯૯

**વિવેચન**—પૂર્વે દર્શાવવામાં આવ્યું કે પ્રેમનાં અધિકારી પાત્રોનુ સર્વ

અને સર્વથા ઉત્તમ પ્રકારનું હિત કરવું. હવે આ હિત કેવી રીતે થાય તે સમજવામાં જ પ્રેમની સફળતા સમાએલી છે. જેઓ પુત્રોને સુંદર વસ્ત્રાલંકારો પહેરાવીને અથવા તેમના લાડકોડ પૂરા કરીને પોતાનો પ્રેમ સફળ કરવા માંગે છે, તેઓ કેવી ભૂલ કરે છે તે પણ દર્શાવવામાં આવ્યું છે, કારણકે એ કાંઈ પુત્રોનું ખરૂ હિત નથી, પણ બહુધા તે માર્ગે તેમનું અહિત કરનારો જ નીવડે છે: પરન્તુ જેઓ અંતરમાં પુત્ર ઉપર પૂરતો પ્રેમ રાખીને બહારથી તેમના ઉપર પૂરતો અંકુશ રાખવામાં જરા પણ ગફલત ન કરે તે જ પુત્રપ્રેમની સફળતા કરે છે એમ સમજવું. નાનાં બાળકો અજ્ઞ હોય છે. તેઓ પોતાનું વાસ્તવિક હિત–અહિત સમજતાં નથી, અને તેથી ગમે તેવી રીતે વર્તે છે, ગમે તે ખાય છે, ગમે તેવા સોબતીઓની સાથે ભટકે છે, અને હરકોઈ દુર્ગુણોનો ભોગ થઈ પડે છે. અણસમજણને લીધે આ રીતે બાળકો પોતાની નીતિ, આરોગ્ય, ગુણ, વિદ્યા વગેરેનો ધ્વંસ કરતાં હોય તેમાંથી એક પ્રેમી માતા અથવા પિતા બોધ કરીને અથવા ડર બતાવીને અટકાવે અને તેઓને સન્માર્ગે ચડાવે તે જ તે માતા અથવા પિતાના નિર્મળ પ્રેમનું ફળ સમજવું. વાસ્તવિક પ્રેમ માત્ર દેખાવમાં નહિ પણ અંતરમાં રહેલો હોય છે. પુત્ર પ્રત્યેના પ્રેમનું આ જ ખરૂં રહસ્ય છે. (૧૯૯)

[ પ્રેમના અધિકારી પાત્રોમાં પુત્ર અને પુત્રી એ બન્ને એકસરખે દરજ્જે રહેલાં છે, છતા અજ્ઞ જનો પુત્ર ઉપર અધિક પ્રેમ દર્શાવી પુત્રીનો તિરસ્કાર કરે છે · આવા કાર્યથી ' પ્રેમ ' કલંકિત દશામા જ આવી પડે છે. માટે પુત્રી તરફની ફરજ એકસરખી રીતે બજાવવાનો ઉપદેશ હવે કરવામા આવે છે. |

पुत्रयोः समानाधिकारः । २०० ॥

**भोक्तुं प्रेमफलं यथा जनकयोः पुत्रोधिकारी भवे-**
**देवं स्यादधिकारिणी नयदृशा कन्यापि पित्राश्रिता ॥**
**किं न्याय्योक्तिरियं भवेद्यदनयोः पुंसो द्वयोश्चक्षुषो ।**
**रेकं [illegible]नमथापरं तदधिकं रक्ष्यं त[illegible]न्यथ[illegible] वा ॥**

पुत्रीहितोपेक्षायां प्रेम्णो दुष्टता । २०१ ॥

यावत्प्रेमवशः पिता प्रयतते कर्त्तुं सुतस्योन्नतिं ।
कन्याया हितसाधने समुचितस्तावान्प्रयत्नः पितुः ॥
किन्त्वेकस्य हिताय पातयति योऽन्यां दुःखगर्तेऽनिशं ।
स स्वार्थी कुटिलो नरोऽधमतरः कर्त्तव्यहीनः खरः ॥

**માબાપના પ્રેમમાં પુત્ર જેટલો જ પુત્રીનો અધિકાર.**

**ભાવાર્થ**—માબાપના પ્રેમનું ફળ ભોગવવા જેટલે દરજ્જે પુત્ર અધિકારી છે તેટલે જ દરજ્જે જો ન્યાયથી સમતોલ દૃષ્ટિથી જોઇએ તો માબાપના ઉપર સર્વથા આધાર રાખનારી, અને તે જ ઉદરમાંથી જન્મેલી, પુત્રી પણ તેમના પ્રેમફળની અધિકારિણી છે. એક માણસની બે આંખો સાથે જન્મેલી, સાથે રહેનારી અને એક કાર્ય કરનારી છે, તેમાં એક ઓછી અને બીજી વધારે, એકનું રક્ષણ કરવું અને તેના રક્ષણમાં બીજીનો ભોગ આપવો, એમ કરવું કે એમ કહેવું શું વાજબી છે? નહીં જ. તેવી જ રીતે માબાપની સારવાર નીચે ઉછરવામાં અને તેમના હિતનો માર્ગ યોજવામાં પુત્ર અને પુત્રી બંનેના સમાન હક્ક છે. (૨૦૦)

**પુત્રીના હકનો નાશ કરવામાં પ્રેમની કલંકિતતા.**

એક પિતાએ જેટલા પ્રેમથી પોતાના પુત્રનું રક્ષણ કરવું કે તેના હિતના રસ્તાઓ યોજવા જોઇએ, તેટલા જ પ્રેમથી અને તેવીજ લાગણીથી પુત્રીનું પણ રક્ષણ કરવું, કેળવણી આપવી અને તેનું ભવિષ્યમાં પૂર્ણ હિત સધાય તેવા માર્ગો યોજવા બની શકે તેટલો પ્રયત્ન કરવો એ પિતાની ફરજ છે. જે પિતા સ્વાર્થવૃત્તિમાં અંધ બની પક્ષપાતી થઈ પુત્રનું હિત સાધવા અને તેને સુખી બનાવવા પ્રયત્ન કરે છે, પણ પુત્રીની તો દરકાર રાખતો નથી, એટલું જ નહિ પણ પુત્રના હિતને માટે પૈસા ભેગા કરવા પુત્રીના ભવિષ્યનો લેશ પણ વિચાર કર્યા વગર તે દુઃખના ખાડામાં પડે તેવો માર્ગ તેને માટે યોજે છે, તે સ્વાર્થલંપટ કુટિલ પિતા અધમમાં અધમ ગણાય છે.

તે માણુસ કર્તવ્યભ્રષ્ટ થઈ મનુષ્યની પંક્તિમાં બેસવાને લાયક નથી. દેખાવમાં નર પણ ખરેખરી રીતે તો તે ખર જ છે. (૨૦)

**વિવેચન**—પિતાના પ્રેમનું ફળ મેળવવાનો અધિકાર જેટલો એક પુત્રને છે તેટલો જ પુત્રીને પણ છે. જેઓ પુત્રને પોતાના કુળના ભૂષણરૂપ માની તેને કેળવણી આપે છે, તેના આરોગ્યની દરકાર કરે છે અને તેને માટે હરકોઈ પ્રકારનું ખર્ચ કરે છે પરન્તુ પુત્રીને પારકે ઘેર જનારી લેખી તેની કેળવણી, અરોગ્ય કે હાજતો પ્રત્યે લક્ષ આપતા નથી તેઓ મનુષ્ય પણ લેખાવાને યોગ્ય નથી. પુત્ર અને પુત્રી એક પિતાની બે આંખોરૂપ છે અને તેથી એ બન્નેનો પિતાના પ્રેમ ઉપર સરખો અધિકાર હોવા છતાં આ પ્રમાણે ન્યૂનાધિકતા દર્શાવવી તે કોઇ પણ રીતે ઉચિત નથી. "પુત્રી તો પારકા ઘરને શોભાવશે" એવી માન્યતાથી જેઓ પુત્રીને કેળવણી આપતા નથી તેઓ પોતાના પ્રેમને કલંકિત કરે છે એટલુ જ નહિ પણ એ એ રીતે ઘણી વાર તેઓ પોતાના કુળને પણ કલંકિત કરનારા નીવડે છે. કેળવણીના સંસ્કારવાળી પુત્રી પોતાને સાસરે ગયા પછી સુખમાં દિવસો ગાળે છે અને તે સસ્કારવિનાની દુઃખી બને છે. વળી કદાચ ભવિષ્યમાં તેવી નહિ કેળવાએલી પુત્રી દુરાચારિણી નીવડે છે તો તે ઉભયકુળકલંકિની એટલે પિતાના તેમ જ સસારાના એ પ્રમાણે બન્ને કુળને કલંકિત કરનારી નીવડે છે. પુત્રીને ધર્મ, નીતિ કે વિદ્યાની કેળવણી આપવામા ગફલત રાખનારો પિતા જ્યારે પોતાની ગફલતનુ આવું દુષ્ટ પરિણામ આવેલું જુએ છે ત્યારે શું તેને પસ્તાવો કરવો પડતો નથી ?

સ્વાર્થલપટ પિતા જ્યારે પુત્રીને માટે કેળવણી વગેરેમા ખર્ચ કરવામાં બેદરકાર રહે છે, ત્યારે કેટલાક પિતાઓ એમ માને છે કે પુત્રીનો અવતાર પુત્ર કરતાં હીણો છે—હલકો છે માટે પુત્રના જેટલી સંભાળને તે લાયક નથી ! પુત્રીનો અવતાર પુત્ર કરતાં હીણો માનવો એ જ મોટી ભૂલ છે. મોટા મોટા વિદ્વાનો અને તીર્થંકરોને જન્મ આપનારી તેમની માતાઓ શુ હીણા અવતારની લેખાશે ? માતા કેળવાએલી હોય છે તો પુત્ર પણ સારા સંસ્કારવાળો જન્મે છે અને તેથી પુત્રીની કેળવણીની કે તેની સંભાળની

પણ પુત્રના જેટલા જ પ્રમાણમા આવશ્યકતા છે. કેળવણી આપવાનો હેતુ કાંઇ કમાણી કરવાનો જ હોતો નથી. પુત્રોને કેળવણી આપવાનો હેતુ તેમને વિદ્વાન્, નીતિમાન્ અને ધનવાન્ કરવાનો હોય છે, તેવી રીતે પુત્રીને કેળવણી આપવાનો હેતુ તેને પોતાને નીતિમાન્ બનાવવા ઉપરાંત તે પોતાની સંતતિને વિદ્વાન્, નીતિમાન્ અને સુસંસ્કારી બનાવવામાં સહાયભૂત થઇ શકે તેવો હોય છે અને તેથી પુત્રની કેળવણીના જેટલી જ પુત્રીની કેળવણીની પણ અગત્ય છે. દલપતરામે કહ્યું છે કે—

ભલું ભણાવો પુત્રિને, તો શાણી થનાર;
સદૈવ સુખ પામી કરે, આશીર્વાદ ઉચાર.
ભણી તણી શોભા ઘણી, બણી ઠણી રહિ હોય;
નારી સારી નહિ દિસે, ભણી ગણી નહિ હોય. (૨૦૦–૨૦૧)

---

# अष्टम परिच्छद.

## પુરૂષોના ધર્મો: કન્યાવિક્રયનિષેધ.

[ પુરૂષોના ધર્મોને લગતા અન્ય વિષયોની સાથે સરખાવતાં 'કન્યાવિક્રયનિષેધ' નો વિષય કાંઇક ઓછી અગત્યવાળો દેખાય છે, પરન્તુ વસ્તુતઃ પુત્રી તરફ પિતાની ફરજોનો ખ્યાલ નહિ ધરાવતા જનવર્ગને બોધ આપવા માટે એ વિષય બહુ જ અગત્યનો છે. આધુનિક સમયમાં માત્ર પોતાની દ્રવ્ય-લાલસાની તૃપ્તિને માટે પુત્રીને વેચવા જેવી અધમતા કેટલાક પિતાઓ દર્શાવે છે અને પુત્રીના હિતનો વિચાર નહિ કરતા મનુષ્યહૃદયને છાજતા સ્વાભાવિક પ્રેમને પણ કલંકિત કરે છે. જે હૃદય પુત્રી જેવા પોતાના ગરીબ અને નિરાધાર સંતાન ઉપર પણ વાસ્તવિક પ્રેમ ધારણ કરી શકતું નથી તે હૃદય કેટલી ઉંડી અધમતાની ખાઇમાં પડયું હોવું જોઈએ તેની કલ્પના પણ દુ:ખજનક થઈ પડે છે. એવાં અધમ હૃદયોને માટે જ આ નિષેધસૂચક બોધકથન હોવા છતાં ગ્રંથકારને તેને 'પુરૂષના ધર્મ' માં દાખલ કરવાની અગત્ય જણાઇ છે. ]

कन्याविक्रयपरिहारः । २०२ ॥

विक्रीणाति च योऽधमो निजसुतां द्रव्येण रत्नोपमा।

# मेतस्या हितमा · रेच्च स कथं दुष्टाशयो निष्ठुरः ॥
# लभ्येत प्रचुरं धनं यदि जराजीर्णाच्च वृद्धात्त · ।
# · व्यार्थी किमु बालिकां हतविधिर्दद्यान्न तस्मा अपि ॥

## કન્યાવિક્રયનો પરિહાર.

**ભાવાર્થ**—જે નીચ માણુસ રત્ન સમાન પોતાની પુત્રીને પૈસાવડે વેચવા તૈયાર થાય છે, તે માણુસનું હૃદય નિષ્ઠુરતા ભરેલું અને દ્રવ્યલોભ તથા સ્વાર્થવૃત્તિથી દુષ્ટ થયેલું હોવાથી તે માણુસ શું સ્વપ્ને પણ પુત્રીના હિતનો માર્ગ યોજી શકે છે? નહીં જ. તેને તો માત્ર દ્રવ્યની જ લાલસા છે, પુત્રીના હિત કે અહિતની તેને બિલકુલ કાળજી નહીં રહે. જ્યાંથી વધારે પૈસા મળવાના તેને તે પોતાની પુત્રી વેચે છે પછી ભલેને તે વૃદ્ધ હોય, આંધળો, લુલો, પાંગળો, કે કોઢીયો હોય. તેવાની પાસેથી વધારે દ્રવ્ય મળતું હોય તો સ્વાર્થી-હતભાગ્ય પિતા પોતાની બાળા-કન્યાને તે લુલા, પાંગળા, આંધળા, કોઢી અથવા બુઢ્ઢા સાથે પરણાવવા-વેચવા જરા પણ આચકો ખાતો નથી. (૨૦૨)

**વિવેચન**—પુત્રીને માટે યોગ્ય વર શોધી કાઢવો અને તેને સાસરામાં સુખ મળે તેવી સર્વ પ્રકારની જોગવાઇઓ કરી આપવી એ એક પ્રેમી પિતાનો પુત્રી તરફનો ધર્મ છે: પરન્તુ કેટલાક નિષ્ઠુર હૃદયના પિતાઓ ધન મેળવવાને માટે પુત્રીને હરકોઈ પ્રકારના દુઃખમાં ઝીકી દેતાં પાછું વાળી જોતા નથી. તેવા પિતાની દૃષ્ટિ પુત્રીના સુખના વિચાર તરફ નહિ પરન્તુ માત્ર ધન તરફ જ લાગી રહેલી હોય છે, તેથી તેની સદસદ્‌વિવેકબુદ્ધિનો નાશ થાય છે અને તે કોઇ પણ બુઢ્ઢા, આંધળા, લુલા, પાંગળા, મુગા, કુળહીન કે દુષ્ટ જનને પણ પોતાની પુત્રી આપી દે છે. કન્યાવિક્રય કરનાર પિતા પુત્રીને આવા અયોગ્ય વર સાથે પરણાવે છે, તેટલા માટે જ તે દુષ્ટ કહેવાય છે, એટલુંજ નહિ, પરન્તુ કદાચિત્ તે પુત્રીને કોઇ જુવાન વર વેરે પરણાવે અને તેના બદલામાં ધન લે, તોપણ તે દુષ્ટ અને પાપી ઠરે છે, કારણકે પુત્રીને પરણાવવામાં ધન લેવાનો આશય જ દુષ્ટતાથી ભરેલો છે

અને તે આશયમાં પુત્રીના સુખનો સ્વલ્પ પણ ભોગ લેવાયા વિના રહેતો નથી. લગ્નમાં પુત્રીનું દાન જ અપાય છે—વેચાણ થતું નથી અને તેથી કન્યાના પિતાએ વરની પાસેથી ધન લેવુ એ 'કન્યાદાન' શબ્દનો ખોટો અર્થ કરવા બરાબર છે, તેમ જ वाचादत्ता मया कन्या पुत्रार्थे स्वीकृता त्वया, અર્થાત્— કન્યાનો પિતા વરના પિતાને કહે છે કે મે તમને વચનવડે કન્યા આપી છે અને તે તમે તમારા પુત્રને અર્થે સ્વીકારી છે, એ પ્રકારનું કથન જ એક અસત્યવાદ ઠરે છે કારણકે વસ્તુતઃ ત્યાં 'દાન' થએલું નથી, પરન્તુ 'વેચાણ' થએલું છે. એટલા માટે કોઈ સારા વરને કન્યા આપીને પણ ધન લેવું એ નિષિદ્ધ છે. બ્રાહ્મણ ધર્મમાં આઠ પ્રકારના વિવાહ કહેલા છે તેમાં પાંચમા પ્રકારનો 'આસુર વિવાહ' છે જેમાં ધન લેઈને પુત્રીને પરણાવવામાં આવે છે. આઠ પ્રકારના વિવાહોમાં એ 'આસુર વિવાહ' અને બીજો 'પૈશાચ વિવાહ' ( સુતેલી, કેફી વસ્તુના ઘેનમાં પડેલી અથવા બેભાન થઇ ગયેલી સ્ત્રી સાથે વ્યભિચાર કરવો એ પ્રકારનો વિવાહ ) એ બન્નેને તદ્દન અધમ વિવાહ કહ્યા છે અને તે ન કરવાનું ફરમાન કરતાં કહ્યું છે કે—पैशाचश्चासुरश्चैव न कर्त्तव्यौ कदाचन ॥ એ રીતે પુત્રીના હિતાર્થે પિતાએ આસુર વિવાહ ન કરવાનો પોતાનો ધર્મ યથાર્થ રીતે સમજી રાખવો ઘટે છે. ( ૨૦૨ )

[ કન્યાવિક્રય કરીને ધન લેનારનુ પાપ કેવું અધમ છે અને એ ધન કેટલું દુષ્ટ છે તે બતાવી આપવાને ગ્રંથકારે હવે પછીના થોડાએક શ્લોકોમા આલંકારિક રીતે વર્ણન કર્યું છે. ]

कन्याविक्रयधनस्य तुच्छता । २०३ ॥

**व्यापारानृतभाषणार्जितमिह द्रव्यं सुतुच्छं मतं ।**
**तस्मात्तुच्छतरं प्रभूतकलुषं विश्वासघातार्जितम् ॥**
**तस्मा-प्यधमं कलङ्कजनकं पुण्याङ्कुरोद्दाहकं ।**
**कन्याविक्रयसञ्चितं क्षतिकरं वित्तं सदा दूषितम् ॥**

## કન્યાવિક્રયના ધનની અધમતા.

**ભાવાર્થ**—વ્યાપારમાં જુઠું બોલી, ગ્રાહકોને છેતરી, અનીતિથી મેળવેલું ધન તુચ્છ અને નિંદ્ય ગણાય છે, પણ તેના કરતાંએ વધારે ખરાબ અને નિંદનીય તે છે કે જે ધન ધર્મનો કે ભક્તનો ડોળ બતાવી બગભક્ત બની લોકોને વિશ્વાસમાં આંજી વિશ્વાસઘાત જેવાં અધમાધમ નીચ કૃત્ય કરી મેળવવામાં આવે છે, યા તો ધર્મનિમિત્તે કાઢેલી રકમ પાછી હોઇઆ કરવામાં આવે છે; અને તેના કરતાં પણ વધારે ખરાબ કન્યાવિક્રયનો પૈસો છે, કે જે પૂર્વના પુણ્યરૂપ અંકુરને બાળી ભસ્મ કરી નાંખે છે, આગળ મેળવેલા નીતિના પૈસાને પણ કાટ લગાડી મલિન બનાવી કલંકિત કરે છે અને ખાનાર–ભોગવનારને અનેક પ્રકારે નુકસાની પહોચાડે છે. તેથી તેનો સ્પર્શ કરવો પણ સદ્‌ગૃહસ્થને ઉચિત નથી. ( ૨૦૩ )

**વિવેચન**—વ્યાપારમાં અસત્ય અને અનીતિપૂર્વક ધન મેળવાય છે, તેના કરતાં વધારે અધમ વિશ્વાસઘાતથી મેળવેલું ધન કહીને તે કરતાં પણ વિશેષ અધમ કન્યાવિક્રયનુ ધન અત્ર કહેવામાં આવ્યુ છે. કન્યાવિક્રયના ધનમાં એટલી બધી અધમતા આરોપવાનુ કારણ પણ ગ્રંથકારે દર્શાવ્યું છે. પૂર્વ ભવના કોઈ પુણ્યને યોગે મનુષ્યને સંતાનની પ્રાપ્તિ થાય છે. એ સંતાનને વેચી, દુઃખી કરી, તેના ધનથી સુખોપભોગ કરવો એ શું પૂર્વ ભવના પુણ્યનું નિકંદન કરી નાંખવા બરાબર નથી ? વળી કેટલાક દાખલાઓમાં તો કન્યાવિક્રય કરનાર પિતાઓ કસાઇ કરતાં પણ વધારે ક્રૂરતા દાખવતા નજરે પડે છે. કસાઇઓ ખોરાક નિમિત્તે પશુઓનો વધ કરે છે તેથી આગળ વધીને એવા પિતાઓ ખોરાક નિમિત્તે પુત્રીને વેચી તેને દુઃખમાં રીબાવી રીબાવીને મારે છે, તો શું કસાઇ કરતાં પણ વધારે વજ્રરૂપ કઠીન હૃદયનો તે પિતા જીવહિંસા કરનારો લેખાવો ન જોઇએ ? એ રીતે મેળવેલા ધનને વિશ્વાસઘાતથી મેળવેલા ધન કરતાં પણ વિશેષ અધમ કહેવામાં આવે તો તેમાં જરા પણ અતિશયોક્તિ થતી લેખાશે નહિ. કવિ દલપતરામ તે વિષે ખરૂં કહે છે કે—

કન્યાવિક્રય જે કરે ધન લઈ, ધિક્કાર તેને ઘરો,
કીર્તિના કદિ લોભથી કુળ જુએ, તે પાપિ પૂરો ખરો. ( ૨૦૩ )

कन्याधनभोक्तुर्हानिः । २०४ ॥

**कीर्तिस्तस्य कलङ्किता चिरतरं कृत्यैः शुभैः साधिता ।**
**धर्मो ध्वंसमुपागतः शुभमतिर्नष्टा सुकृत्यैः सह ॥**
**सौजन्यन्तु समाहितं मृतिमिता लोके महत्ता द्रुतं ।**
**वित्तं योऽर्जितुमिच्छति स्वतनयां विक्रीय दुष्टाशयः ॥**

**કન્યાવિક્રયનું ધન ભોગવનારની ખરાબી.**

**ભાવાર્થ**—જે માણસ પોતાની કન્યાને વેચી દ્રવ્ય મેળવવાની હૃદયમાં ચાહના રાખે છે, તેના કુળમા તેના વડવાઓએ સારાં સારા કામો કરી જે કંઇ કીર્તિ–પ્રતિષ્ઠા મેળવેલી હોય છે તેને કાટ ચડવા માંડે છે, યા તેની કીર્તિને કલંક લાગે છે. તે ધનની લાલસાથી તેની ધાર્મિક વૃત્તિ પણ બગડવા માંડે છે. ધર્માનુષ્ઠાન કરવાની સદ્‌બુદ્ધિ અને ધર્મશ્રદ્ધા નષ્ટ થવાની સાથે સત્કૃત્યો પણ નાશ પામે છે. સુજનતા તો સમાધિનિષ્ઠ થઈ જાય છે, યા દુર્જનતાના રૂપમાં બદલાય છે, અને તેની લોકોમાં જે કાંઇ મહત્તા મનાતી હોય તે પણ કન્યાધનની લાલસા માત્રથી વિલય પામી જાય છે. (૨૦૪)

**વિવેચન**—પૂર્વે જણાવ્યું તેવુ અધમમાં અધમ ધન ભોગવનારની મોટામાં મોટી દુર્દશા થાય તો તેમાં આશ્ચર્ય જેવું કશું નથી. જે કાંઈ અધમ છે તેનો પટ સારાને પણ લાગે છે, તેથી એ અધમ ધનના યોગે કરીને કન્યાવિક્રય કરનારનુ બીજું ધન હોય છે તેનો પણ નાશ થાય છે, સુકીર્તિનો પણ નાશ થાય છે અને અધમતાપૂર્વક ધન મળવાથી ન્યાયોપાર્જીત ધન મેળવવાની વૃત્તિ ન થવાને લીધે ધર્મવૃત્તિ તથા સુકૃત્યોનો પણ તેવા કુટુંબમાંથી લોપ થઇ જાય છે. સત્ય જ કહ્યું છે કે—

अन्यायोपार्जितं द्रव्यं दश वर्षाणि तिष्ठति ।
प्राप्तेचैकादशे वर्षे समूलं च विनश्यति ॥

**અર્થાત્**—અન્યાયથી મેળવેલું ધન દશ વર્ષ ચાલે છે અને અગીયારમે વર્ષે તે સમૂળું નષ્ટ થાય છે.

આ શ્લોકમાં દર્શાવ્યા પ્રમાણે જ યથાસ્થિત બનેલો બનાવ આ ગ્રંથના વિવેચકે નજરોનજર જોએલો છે. એક વણિક ગૃહસ્થને ચાર પુત્રીઓ હતી અને એક પુત્ર હતો. કન્યાવિક્રય કરીને જીવવાના જ લેખ જાણેકે તેણે પોતાને લલાટે લખાવ્યા હોય તેવી રીતે તેણે પોતાની પહેલી પુત્રીને મારવાડના એક વૃદ્ધ ગૃહસ્થ વેરે રૂ. ૧૦ હજાર લેઈને પરણાવવાનુ સાટું કર્યું જેમાંના રૂ. ૫ હજાર તેને અગાઉથી મળ્યા. કન્યાના સદ્‌ભાગ્યે સગપણ થયા પછી વર મરી ગયો એટલે રૂ. ૫ હજાર તો કન્યાના પિતાને પચી ગયા ! ફરી કુંવારી પડેલી પુત્રીને તેણે અન્ય સ્થળે પરણાવીને રૂ. ૫ હજાર લીધા. બીજી પુત્રીને એક વૃદ્ધ વર વેરે પરણાવી અને રૂ. ૧૦ હજાર, લીધા. સુભાગ્યે તે બિચારી કંકુને ચાંદલે જ શ્મશાનમાં ગઈ ! ત્રીજી પુત્રીને તે દુષ્ટ પિતાએ એક મુગા વેરે પરણાવી અને રૂા. ૧૨ હજાર લીધા. લગ્ન પછી એક વર્ષે મુગો પતિ મરી જવાથી બિચારી બાળા વિધવા થઈ અને પૂર્વ ભવના કોઇ સુકર્મયોગે તેણે દિક્ષા લીધી. ચોથી પુત્રીને તેણે રૂા. ૭ હજાર લઇને એક પ્રૌઢ વયના વર વેરે પરણાવી જે પરણેતર ૧૦ વર્ષ ચાલ્યું અને આજે એ બાળા વિધવા છે ! આ ગૃહસ્થે ચાર પુત્રીઓના ભવ બાળીને રૂા. ૪૦ હજારને આશરે લીધા, પણ અત્યારે તેની શી દશા છે? વયે વૃદ્ધ છે. સ્ત્રી મરણ પામી છે. પુત્ર પરદેશમાં નોકરી કરે છે ! ઘરમાં એક પાઈ પણ નથી, બલકે ધાતુનાં વાસણો પણ નથી અને તેથા માટીનાં વાસણમાં ખાવું પડે છે! શરીરે પૂરાં વસ્ત્ર નથી અને બે દિકરીઓ વિધવાવસ્થામાં જીવે છે તે પિતાનું મ્હોં જોવાને પિયેરમાં આવતી પણ નથી!! સવાલ એ થશે કે રૂ. ૪૦ હજાર ક્યાં ગયા ? શું આગ લાગી ? ચોરી થઇ ? અથવા પૈસાને પગ આવ્યા ? ના, તેમાંનું કાંઈ પણ થયું નથી. એને માથે કાંઈ કરજ પણ નહોતું. પરંતુ અધમ ધનની જે બૂરી દશા ઉક્ત શ્લોકમાં કહી છે તે બૂરી દશા એ ધનની થઈ. આખી જીંદગી કન્યાવિક્રયના ધનમાં જ ગાળી હોવાથી એ ગૃહસ્થે કશો ધંધો કર્યો નહિ, ધનની ફૂલમાં મોટાં મોટાં ખર્ચો કર્યા, દેખાવ કર્યા, લ્હેણા-દેણા માટે કોર્ટે ચડયા, હરામનું ધન હોવાથી કાંકરાની પેઠે પૈસા ઉરાડયા, સુકૃત્ય તો એક પણ કર્યું

નહિ અને ખરાબખસ્ત થઈ ગયા ! એ ધનથી દુર્બુદ્ધિનો યોગ પણ એટલો જામ્યો છે કે એ વૃદ્ધ નર આજે ખાવા મળતું નથી છતાં પણ નિંદા, કપટ અને કલહ–કંકાસમાં દિવસો કાઢે છે. (૨૦૪)

[ કન્યાવિક્રયથી મેળવેલા ધનની અધમતા દર્શાવવાને નીચેના શ્લોકમાં તે ધનથી મેળવેલી વસ્તુઓ અને અધમ વસ્તુઓનું સરખાપણું દર્શાવવામાં આવ્યું છે.]

कन्याधनक्रीतानि वस्तूनि । २०५ ॥

**किन्तैर्दूषणभूतभूषणभरैः कन्याधनेनार्जितैः ।**
**किं मांसोपममो-कैश्च विविधैर्वस्त्रैश्च शस्त्रोपमैः ॥**
**कन्यावित्तविनिर्मितैः किमु महाहर्म्यैः श्मशानोपमैः ।**
**किं पल्यङ्कसुखासनादिनिवहैः शूलोपमैर्निन्दितैः ॥**

**કન્યાધનથી ખરીદેલી વસ્તુઓ.**

**ભાવાર્થ** તથા **વિવેચન**—કન્યાનું વેચાણ કરી મેળવેલા પૈસાથી સોનું, રૂપું કે હીરા, માણેક, મોતીના આભૂષણો ખરીદવામાં આવે, અને તે હાથ, પગ, કાન, નાક કે કોટમા પહેરવામાં આવે તો તે ભૂષણો હાથ, પગ, કાન કે નાકના ભૂષણો નહીં પણ દૂષણો છે એમ સમજવું. તેમ જ તે પૈસાનાં ખરીદેલાં અને પહેરેલા વસ્ત્રો તે વસ્ત્રો નહીં પણ દેહની દીપ્તિ અને કુળની કીર્ત્તિને કાપનારાં શસ્ત્રો જ છે. નિર્દોષ અને સુકુમાર પુત્રીને દુઃખની હોળીમાં હોમીને તેમાંથા ઉભરાતી લોહીની છોળોમાંથી એ ધન મેળવેલું હોય છે. જેવી રીતે કરોડો પક્ષીઓનાં પીછાં ખેંચી કાઢીને તે પક્ષીઓને મૃતાવસ્થામાં ફેંકી દીધા પછી તે સુકોમળ પીછાંની સુંવાળી શય્યા બનાવી તે પર આરામ લેવો તે ઘાતકી આરામ વ્યર્થ છે, તેવી રીતે પુત્રીના રક્તમાંથી મેળવેલા ધનથી વૈભવ ભોગવવો તે પણ ઘાતકીપણાની અવધિ છે. તેવી જ રીતે તે પૈસાથી જ્ઞાતિભોજનને માટે બનાવેલાં પકવાન્નોના ભરાતા કોળીઆ તે ખરેખર માંસના કોળીઆ જેવા જ છે, તે પૈસાથી ચણાવેલી મોટી મોટી હવેલીઓનો નિવાસ શ્મશાનના નિવાસ બરાબર છે, અને તે

પૈસાથી ખરીદેલા પલંગો તથા ફૂલની શય્યાઓ તે ફૂલની નહીં પણ સૂળની જ શય્યાઓ છે, માટે તેવાં આભૂષણો, વસ્ત્રો, પક્વાન્નો, હવેલીઓ અને ફુલની શય્યાઓ શા કામની ? ( ૨૦૫ )

[ કન્યાવિક્રય કરનાર કુટુંબની તુલના એક રાક્ષસી કુટુંબની સાથે કરી કન્યાવિક્રયની અધમતાનું વિશેષ સૂચન નીચેના શ્લોકમાં કરવામાં આવ્યું છે. ]

कन्याविक्रयिणः कौटुंबिकाः । २०६ ॥

**सा माता न हि राक्षसी निजसुतामांसाभिलाषायुता।**
**तातोप्येष न किन्तु निष्ठुरमना दैत्योऽगजाघातकः ॥**
**नैते वास्तवबन्धवश्च भगिनीरक्तार्थिनो वायसाः ।**
**पुत्रीं वा भगिनीं धनार्जनकृते विक्रेतुमिच्छन्ति चेत् ॥**

### કન્યાવિક્રય કરનાર કુટુંબ.

**ભાવાર્થ** તથા **વિવેચન**—જે કુટુંબીઓ પોતાની બ્હેન અથવા પુત્રીને પૈસાની ખાતર વેચવા ઇચ્છે છે અને છેવટે વધારેમા વધારે પૈસા આપે તેને ત્યાં કન્યાનું વેચાણ કરી કન્યાના હિતને ભોગે પોતાના સુખનાં સાધનો ઉભાં કરી તે પૈસાથી વિવિધ વસ્તુઓ ખરીદી ભોજન નીપજાવે છે અને બધાં ભેગાં થઇ જમવા બેસે છે, એ વખતે તે જમનારાઓ માણુસ નહીં પણ ખરેખર રાક્ષસ જેવાં જ લાગે છે, કેમકે તે ભોજન અધમમાં અધમ પૈસાનું બનેલું છે. પુત્રીના શરીરના વેચાણનું તે ભોજન એટલે તે પુત્રીના માંસ બરાબર છે. તે ભોજન કન્યાની માતા જમે છે તો તેને પુત્રીના હૃદયના માંસનો ભાગ ખાવામાં આવે છે, એટલે પુત્રીના હૃદયનું માંસ ખાવામાં મશગુલ થએલી તે માતા નહીં પણ સાક્ષાત્ રાક્ષસી જ સમજવી. તેમજ પુત્રીના મસ્તકનું માંસ ખાનાર કન્યાનો બાપ–બાપ નહીં પણ કન્યાને શાપરૂપ એક મોટો દૈત્ય સમજવો. તેમ જ બ્હેનના લોહીની ઇચ્છા રાખનાર ભાઇઓ અને પીતરાઇઓ એક માણુસને ન છાજે તેવું કૃત્ય કરતા હોવાથી ભાઇઓ નહીં પણ કાગડા જ સમજવા જોઇએ. આ રીતે

ત્રણુ પ્રકારના આપ્તજનોને ત્રણુ જૂદી જૂદી રીતે કન્યાવિક્રયના પાપના ભાગીદાર લેખવામાં આવ્યા છે. શરીરનું ઉત્તમાંગ મસ્તક કહેવાય છે અને તે કાપીને તેનુ ભક્ષણુ કરનાર પિતા—પુત્રીનું ધન લેવાનું વિતરણુ કરનાર સૌથી પહેલો અને મોટો પાપનો ભાગીદાર છે. પુત્રી ઉપર માતાની વત્સલતા સૌથી વિશેષ હોવી જોઇએ, છતાં તે કન્યાવિક્રયમાં ઉદ્યુક્ત થાય છે તેથી તે પણુ પુત્રના હૃદયનું માંસ ખાવા માટે—પુત્રીનું કાળજું ખાઇ જવા માટે રાક્ષસીના નામને જ યોગ્ય છે. તેવી રીતે હાથપગના કકડા ખાનારા ભાઇઓ તે પાપના છેવટના હિસ્સાદાર કાગડા લેખાય : તે ઉક્તિ યથાર્થ ઘટે છે. (૨૦૬)

[ કન્યાવિક્રય કરનાર સબંધે આટલુ વિવેચન કરવામા આવ્યું, પરન્તુ જેને વિક્રય કરવામા આવનાર છે તે કન્યાના પોતાના હૃદયની તેવા વિક્રયથી કેવી સ્થિતિ થતી હશે, તે દર્શાવવાને વૃદ્ધ વરને પરણાવવામા આવનારી કન્યાની પિતા પ્રતિ વિજ્ઞપ્તિ રૂપે અત્ર ગ્રંથકારે તેના હૃદયનું ચિત્ર આપ્યું છે અને તે સાથે પુત્રી પ્રતિના પિતાના કર્ત્તવ્યનો બોધ કન્યાને મુખે ઉચ્ચરાવ્યો છે. ]

पितरं प्रति कन्याया विज्ञप्तिः । २०७ । २०८ । २०९ ॥

हे तातार्पय भक्षयामि गरलं यद्वा शिरश्छिन्धि मे ।
कूपे पातय मां सहे तदखिलं वृद्धाय नो देहि माम् ॥
सोढुं वृद्धविवाहदुःखकणिकां शक्ष्यामि नातः पित-
र्नास्ति प्रेम तदाल्पयापि [illegible]यया मां पश्य तेऽहं सुता ।
मां विक्रीय धनी भविष्यसि किमु त्वं तात यत्नं विना ।
जातः क्वापि विलोकितोऽत्र धनवान्कि कन्य[illegible]ाविक्रयी
अन्याय्यं भुवि मन्यते महदिदं तादृग्धनस्य स्थिति-
[illegible]ष्टा दशवार्षिकी निगदिता नीत्यर्थशास्त्रे बुधैः ॥
[illegible]त्तव्यं यदि वेत्सि किञ्चिदपि वा प्रेम्णः शुभं लक्षणं ।

मानुष्योचितसद्गुणं स्वहृदये धर्तुं निजश्रेयसे ॥
स्प्रष्टुं चेत्पितृधर्मलेशमपि वा यद्यास्ति वांच्छा तव ।
नो चिन्त्यः क्षणिकार्थसाधनकृते स्वप्नेपि मद्विक्रयः ॥

**વૃદ્ધ સાથે પરણાવનાર પિતાને કન્યાની વિનતિ.**

**ભાવાર્થ**—હે પિતા ! મેં સાંભળ્યું છે કે તમે મારા લગ્ન પૈસાની ખાતર એક વૃદ્ધ માણસની સાથે કરવાના છો. શું તે વાત ખરી છે ? જો ખરી હોય તો કંઈક હદ ઉલ્લંઘીને પણ મને બોલવાની ફરજ પડે છે કેમકે એક બાળાનુ વૃદ્ધની સાથે લગ્ન એ મોટામાં મોટું કજોડુ છે. તેના દુઃખોનું વર્ણન મેં કયાંક સાંભળ્યું છે, અને તે યાદ આવતાં મારૂં હૃદય થર થર કંપે છે. અરેરે ! મને પણ તેવાં દુઃખ શુ સહન કરવાં પડશે ? શુ દુઃખનો એક હજારમો ભાગ પણ મારાથી સહન થઇ શકશે ? હે પિતા ! એટલા માટે હાથ જોડીને આપને અરજ કરૂં છું કે મને એક ઝેરનો પ્યાલો ભરી આપો, તો તે ઘણી ખુશીની સાથે પી જઇશ. બેધારૂં ખડ્ગ લઇ તેનાથી મારૂ મસ્તક કાપી નાંખો તેમા હું જરા પણ આનાકાની નહીં કરૂં. તેમ નહીં તો ગળામા દોરડી બાંધી એક ઊંડા કુવામાં ઉતારી મારો અંત લાવો, તેમાં કંઈ પણ ખેદ નહીં કરૂં. પણ હે પિતા ! હજાર વાર પગે લાગીને કહું છુ કે તમે મારૂં લગ્ન વૃદ્ધ માણસની સાથે કરશો નહીં. મોતનુ દુઃખ હું સહન કરી લઈશ, પણ આ દુઃખ મારાથી નહીં ખમાય. અરે પિતા ! જેના મનમાં પોતાની નિરાધાર પુત્રી પ્રત્યે અંશ માત્ર પણ પ્રેમ હોય તો તે માણસ કદી પણ આવુ કામ ન કરે. તમારામાં કદાચ મારા પ્રત્યેનો પ્રેમ ન હોય તો પ્રેમની યાચના હું નથી કરતી, પણ હું એટલી જ યાચના કરૂં છું કે તમારા કોઠામાં દયા છે કે નથી ? જો દયાનો અંશ હોય તો હું તો તમારી પુત્રી છું : ભલા મારા તરફ દયાની દૃષ્ટિથી પણ નહીં જુઓ ? શું દયાથી જોવાનો અધિકાર પણ મેં ગુમાવી નાંખ્યો છે ? હે પિતા ! વડીલની આગળ મર્યાદા છોડી વધારે શું બોલું ? મારૂં હૃદય ચીરાઈ જાય છે

અને કાળજું કપાઇ જાય છે; કિંબહુના—( ૨૦૭ ) હે પિતા ! નીતિથી ઉદ્યોગ કર્યા વિના કેવળ મને વેચવાથી જ શું તમે પૈસાવાળા બની જશો ? અરે ! હું તમને એટલું પૂછીશ કે આ દેશમાં કન્યાને વેચનારા ઘણા માણસો વિદ્યમાન છે. કોઇએ બબે, ચાર ચાર, પાંચ પાંચ કન્યાઓને વેચી પૈસા લીધા છે, પણ તેમાંના કેટલા માણસો પાસે પૈસા રહેવા પામ્યા છે ? તેના બે ચાર દાખલાઓ પણ તમો મને બતાવી શકશો ? હુ ખાત્રીથી કહું છું કે હે પિતા ! એ પૈસો ઘણી જ અનીતિથી ભરેલો છે, અને નીતિશાસ્ત્રના જાણનારા વિદ્વાન્ પુરૂષો કહે છે કે અન્યાયના પૈસાની વધારેમાં વધારે સ્થિતિ દશ વરસની છે. અગીઆરમે વરસે તો અનીતિનો પૈસો આગળના નીતિના પૈસાને પણ ઘસડી જઇ રવાના થાય છે; એટલે કન્યાવિક્રયનો પૈસો જ્યાં ગયો હશે ત્યા ભૂખ, ભૂખ ને ભૂખ સિવાય બીજુ કંઈ જોવામાં નહીં આવે એમ ખાત્રીથી માનો. (૨૦૮) હે પિતા ! કર્તવ્યની કંઈ સમજ ધરાવતા હો કે પોતાની સંતતિ પ્રત્યે રાખવાના નિર્દોષ પ્રેમનું ઉત્તમ લક્ષણ લક્ષમાં રાખવા ચાહતા હો અથવા મનુષ્યના પદને છાજે તેવા સદ્‌ગુણો હૃદયમાં ધારવા ઇચ્છતા હો કે પુત્ર અને પુત્રી એ બંને પ્રત્યે સમાન ભાવ રાખવાની જે પિતાની ફરજ છે તે ફરજ વધારે નહીં તો એક લેશમાત્ર પણ બજાવવાને તમારૂ અંતઃકરણ ઉલ્લસિત થતું હોય તો હું મારા અને તમારા બંનેના હિતની ખાતર ખાસ ભાર દઇને કહું છુ કે મને વેચી મારા ઉપરથી પૈસા લેવાનો સંકલ્પ સ્વપ્ને પણ કરશો નહીં, કેમકે પૈસા તો એક ક્ષણભર રહેશે, થોડા વખતમાં તો તે ચાલ્યા જશે, પણ તેથી મારા ભાગ્યમાં લાગેલુ દુઃખ અને તમારે શીરે ચોંટતું કલંક ભવોભવ પણ દૂર નહીં થાય; માટે આવાં કલંકિત કૃત્યથી અલગ રહી કન્યાના હિતનો માર્ગ યોજવો, એ જ સદ્‌ગુણી પિતાની ફરજ છે. ( ૨૦૯ )

**સારાંશ**—કન્યાવિક્રય કરવો એ પાપ છે, કન્યાના હૃદયને ચીરી નાંખનારી છૂરી છે, તેનાથી મેળવેલું ધન અધમ છે, તેના પાશથી નીતિપૂર્વક મેળવેલું ધન પણ અધમ થાય છે અને તેથી તેનો સત્વર નાશ થઇ જાય

છે તેમજ વિક્રય કરનારને જગતમાં કલંકિત કરે છે: એવાં કારણો આગળ કરીને કન્યાએ પિતાને કરેલી આ કરૂણાજનક વિજ્ઞપ્તિ પણ જો તે ધંધો કરનારના ચિત્તમાં પુત્રી પ્રતિ પ્રેમ નહિ તો છેવટે દયા પણ ઉત્પન્ન કરશે, તો એ ગ્રંથકારનો પ્રયત્ન સફળ છે. મર્યાદાશીલ અને સમજુ કન્યાઓ વસ્તુતઃ આવી અરજીરૂપે પિતાને એ શબ્દો પણ કહી શકતી નથી, તથાપિ તેમનાં હૃદય તો ઋજુતાપૂર્ણ વદને પોતાનાં વડીલોને એવી જ વિનતિ કરી રહ્યાં હોય છે કે "હે વડીલો! અમને આ ખાડીમાં નાખી રીબાવી રીબાવીને મારવા કરતાં દરીઆમાં જ ફેંકી દો કે જેથી અમે તુરત પરલોકપ્રયાણ કરી એવી ભાવના ભાવીએ કે તમારે પેટે ફરી અવતાર મળે નહિ!" કન્યાવિક્રય કરનારાઓને તેમની ફરજ સમજાવવાને અનેકાનેક ઉપાયો લેવામાં આવ્યા છે. એ પાપ છે એમ કહેવાથી કે, એનું ધન અધમ છે એમ સમજાવવાથી કિંવા જ્ઞાતિના કાયદાઓથી જકડી લેવાથી પણ નહિ ઠેકાણે આવનારા કન્યાવિક્રયીઓને સમજાવવાનો એક માર્ગ હજી રહ્યો છે. તે માર્ગ એ છે કે મનુષ્યમાં માનુષીયતાના અંશરૂપ દયાનો જે કુદરતી ગુણ સ્વાભાવિકપણે રહેલો હોય છે તેને જાગૃત કરવો અને તે માટે કન્યાના મુખે આવા દયાજનક શબ્દોમાં અરજીઓ ઉચરાવવી તે ઉચિત છે; આ જ હેતુ સિદ્ધ કરવાને હાલમાં એવા કરૂણાજનક સંવાદોવાળાં નાટકો કરવાની તથા તેવા સંવાદોદ્વારા જનસમાજને ઉપદેશ કરવાની શરૂઆત પણ કોઈ તરફથી થઈ છે. (૨૦૭–૨૦૮–૨૦૯)

# नवम परिच्छेद.

## પુરૂષોના ધર્મો: સદુદ્યોગ.

उद्योगश्च द्रव्यावश्यकता । २१० ॥

**सन्तोषे परमं सुखं यदुदितं तत्त्यागे लक्ष्मीवता-**
**नों वृत्त्यर्थमितस्ततो विचरतं नृणां बुभुक्षावताम् ॥**

# निर्वाहाय कुटुम्बिनां सुगृहिणां द्रव्यं किलावश्यकं।
# याग्यं नोद्यममन्तरा सहजतस्तल्लभ्यते प्रायशः॥

## દ્રવ્યની જરૂરીઆત અને ઉદ્યોગ.

**ભાવાર્થ**—" संतोषः परमं सुखं " આ વાકયમાં અને સામાન્ય જનોક્તિમાં જે કહેવાય છે કે સંતોષમાં પરમ સુખ રહ્યું છે, તે વાત ત્યાગી પુરૂષો અને ધનાઢય લોકોની અપેક્ષાએ તો બરાબર છે, કેમકે એ બેને તો સંતોષમાં જ પરમ સુખ છે; પણ જે સામાન્ય માણસો આજીવિકાને માટે ચારે તરફ ફાંફાં મારે છે અને તેમ કરતાં પણ પૂરેપૂરી ઉદરપૂરણા થઈ શકતી નથી, યા કુટુંબનો નિર્વાહ કરી શકતા નથી, તેઓ જો પોતાની દુઃસ્થિતિમાં પણ સંતોષ રાખીને બેસી રહે તો વધારે ભૂખે મરતાં સુખને બદલે ઉલટું દુઃખ ભોગવવું પડે, એટલે કુટુંબનિર્વાહના બોજા નીચે દબાયલા સામાન્ય ગૃહસ્થોને તો પોતાનો અને કુટુબનો નિર્વાહ સુખે ચાલી શકે તેમ જ વૃદ્ધાવસ્થા સુખે પસાર થઇ શકે, તેટલા દ્રવ્યની જરૂરીઆત રહે છે. તે જરૂરીઆત કેવળ નસીબ ઉપર આધાર રાખીને બેસી રહેવાથી કે જડીબુટ્ટી અને મંત્રજંત્રના વ્હેમમાં જ્યાં ત્યાં ભટકવાથી પૂરી પડી શકતી નથી, કિન્તુ યોગ્ય ઉદ્યોગ કરવાથી જ પૂરી પડી શકે છે. (૨૧૦)

**વિવેચન**—આ શ્લોકમાં બે જૂદી જૂદી સ્થિતિના મનુષ્યોને બે જૂદી જૂદી જાતનો ઉપદેશ કરવામાં આવ્યો છે. એક વર્ગને એવું ઉપદેશવામાં આવ્યું છે કે 'સંતોષમાં સુખ માનવું' અને બીજાને એવુ કહેવામાં આવ્યું છે કે 'સંતોષ માનીને બેસી રહેવું.' આ પરસ્પર વિરૂદ્ધ ઉપદેશ પ્રથમ દૃષ્ટિએ તો મોટું આશ્ચર્ય ઉત્પન્ન કરનારો થઇ પડે છે. संतोषः परमं सुखम् એ જો એક નીતિવચન છે તો તે સર્વ મનુષ્યોને એકસરખી રીતે લાગુ પડવું જોઈએ, પરન્તુ તેને બદલે બે જૂદી જૂદી જાતનાં મનુષ્યોને બે જૂદા જૂદા પ્રકારનો પરસ્પર વિરૂદ્ધ ઉપદેશ કરવામાં આવે છે તેનું કારણ શું? કારણ પણ એ શ્લોકમાં જ સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવ્યું છે. સંતોષમાં સુખ માનીને કોઇ ત્યાગી કે ધનાઢય પુરૂષ બેસી રહે તો તેને માટે તે ઉચિત છે

કારણકે પ્રાપ્ત વસ્તુઓમાં સંતોષ માનીને વિશેષ વસ્તુઓને માટે ફાંફાં મારી લોભવડે આત્માને કલુષિત ન કરવો તે જ તેમને માટે શ્રેયસ્કર છે, પરંતુ જેઓ દરિદ્ર હોય છે તેઓ સંતોષ માનીને નિરૂદ્યમી બેસી રહે તો તેઓ વિશેષ દરિદ્ર બનતા જાય એ સ્વાભાવિક છે. અત્ર એટલું સમજવાનું છે કે જેઓ પોતાની દુઃખી સ્થિતિમાં પણ નિરૂદ્યમી બેસી રહે છે તેઓ વસ્તુતઃ સંતોષના ગુણને લીધે બેસી રહેતા હોતા નથી, પરન્તુ તેઓમાં આલસ્યની પ્રધાનતા હોવાથી જ દૈવને દોષ દેતા પડી રહે છે અને પછી લોકોમાં માન લેવાને ખાલી 'સંતોષ'ની વાતો કરે છે. એક ભાષણકર્તાએ એક સ્થળે કહ્યું છે કે Contentment does not mean a killing out of desires, but a training of desires towards their legitimate ends. અર્થાત્-ઇચ્છાઓને એકદમ મારી નાંખવી એ સંતોષ નથી, પરન્તુ ઇચ્છાઓને તેમનાં વાસ્તવિક પરિણામો તરફ કેળવીને વાળવી તે જ ખરો સંતોષ છે. એક દરિદ્રી માણસ રાતદિવસ સૂઇ રહેતો હોય અને પૂરૂ ખાવા ન મળતું હોય તેથી ભૂખ્યો રહેતો હોય ત્યારે સંતાપ કરતો હોય તો શું તેને 'સંતોષી' કહી શકાશે ? નહિ. તો આ ઉપરથી એટલું સમજવાનું છે કે સંતોષને તેના ખોટા અર્થમાં કદાપિ સમજવો નહિ. વળી અન્ય સ્થૂલ વસ્તુઓની પ્રાપ્તિના સંબંધમાં સંતોષ ઉચિત છે, પરન્તુ સદ્ગુણો અને વિદ્યા મેળવવામાં અસંતોષથી જ આગળ વધી શકાય છે. ત્યાગી મનુષ્ય માત્ર પોતાના શરીરપરનાં વસ્ત્રોથી જ સતોષ માનીને ભલે અન્ય સર્વ ઉપકરણોનો ત્યાગ કરે, અથવાતો કોઈ વાર સ્વલ્પ આહારની જ જોગવાઇ થઇ તો તેટલાથી જ સતોષ માનીને ચલાવી લે, પરન્તુ જ્ઞાનપ્રાપ્તિમા, યોગસાધનામાં, આત્માના ઉન્નતિક્રમમા અથવા લોકોને ઉપદેશ આપવાની પ્રવૃત્તિમાં તે સ્વલ્પથી જ સંતોષ માનીને બેસી રહે તો ત્યાં તે સંતોષ વાજબી નથી, પરન્તુ અસંતોષ જ વાજબી છે: તેટલા માટે શુભ સંતોષ અને અશુભ સંતોષને જૂદી જૂદી દૃષ્ટિથી જોવા જોઇએ. સંસારમાં વિચરતા દરેક ગૃહસ્થે સ્વલ્પ ધનથી સંતોષ માનવાનો સદ્ગુણ સેવવો ઉચિત છે, પરન્તુ એ સંતોષ એવો ન જોઇએ કે જેથી નિરૂદ્યમી બેસી રહે-

વાય અને પોતાને તથા કુટુંબને ભૂખે મરવાના દિવસો આવે. કહ્યું છે કે- न हि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगाः અર્થાત્ સિંહ અતિ બળવાન્ છે તો પણ જો તે ઉંઘમાં દિવસો ગાળે અને ઉદ્યમ ન કરે તો મૃગો તેના મુખમા પેસવા માટે કાંઇ આવતાં નથી' એ રીતે સંસાર ચલાવવાને માટે જેમ દ્રવ્યની જરીઆત છે તેમ દ્રવ્ય મેળવવાને ઉદ્યમની પણ જરૂરીઆત છે. (૨૧૦)

[ ઉદ્યમની આવશ્યકતા દર્શાવ્યા પછી હવે એ ઉદ્યમ કેવો હોવો જોઇએ તે દર્શાવવામાં આવે છે ]

कीदृश उद्योगः । २११ ॥

नावद्यं प्रचुरं न चापि भवति प्रायः परेषां क्षति-
र्यत्र स्वल्पपरिश्रमेपि बहुलो लाभः समासाद्यते ॥
उद्योगश्च तथाविधस्सुखकरो नैश्चिन्त्यसम्पादकः ।
संशोध्यो गृहिणा शुभाशयवता बुद्ध्या दृशा ·र्घया॥

## ઉદ્યોગ કેવો હોવો જોઇએ ?

**ભાવાર્થ**—જે ઉદ્યોગમાં નીતિ અને ધર્મને બાધ લાગે તેવા દોષો ઉત્પન્ન થવાનો સંભવ ન હોય, તેમજ પોતાના કુટુંબીઓ, સંબંધીઓ, દેશબંધુઓ કે અન્ય કોઇના હકને ધક્કો લાગે તેમ ન હોય, જેમાં થોડે પરિશ્રમે વધારે લાભ મળવાનો સંભવ હોય અને પોતાની શકિત ઉપરાંત નુકસાની પહોંચવાનો પણ સંભવ ન હોય, તેવા પ્રકારનો ઉદ્યોગ કે જે ભવિષ્યની ચિંતા દૂર કરનાર હોવાની સાથે વર્તમાનમાં પણ લાંબી ચિંતાઓમાં ઉતારનાર ન હોય અને શારીરિક અને માનસિક બંને પ્રકારના સુખને અર્પનાર હોય તેવો ઉદ્યોગ સારા આશયવાળા વિચક્ષણ ગૃહસ્થોએ દીર્ઘદષ્ટિ અને વિશાળ બુદ્ધિવડે શોધી કાઢવો જોઈએ, કે જેથી પોતાને અને કુટુંબને નિશ્ચિંતપણાની સાથે સ્વસ્થતા પ્રાપ્ત થાય. (૨૧૧)

**વિવેચન**—આ એક શ્લોકમાં ઉદ્યોગ સંબંધી ઘણી સૂચનાઓનો

સમાવેશ કરવામા આવ્યો છે. ઉદ્યોગ કેવા પ્રકારનો હોવો જોઈએ, કેવો લાભ આપનારો હોવો જોઇએ, કેવું સુખ આપનારો હોવો જોઇએ, અને કેવા દોષોવાળો ન હોવો જોઇએ, તથા ધર્મ, નીતિ, સ્વદેશ, સ્વકુટુંબ, સ્વશક્તિ, ઇત્યાદિ અનેકના દૃષ્ટિબિંદુઓથી જોતાં જે લાભકારક ઉદ્યોગ હોય તે જ કરવો જોઇએ તત્સંબંધી કથન આ શ્લોકમાં કરવામાં આવ્યું છે. અનીતિ અને પાપને ઉત્તેજન મળે તેવો વ્યાપાર, કિંવા પોતાના દેશને અને કુટુંબના હિતને હાનિ થાય એવો કોઇ ઉદ્યોગ, કિંવા પોતાના ગજા કરતાં વધારે નુકસાન અકસ્માત્ આવી પડે તેવો ધંધો, કિંવા આખો દિવસ અને રાત્રિ ચિંતા રાખવી પડે તેવો વ્યાપાર, કિંવા બહુ પરિશ્રમે થોડો લાભ મળે અને ભવિષ્યમાં નિરાશ થવું પડે તેવો હુનર ઇત્યાદિ દોષયુક્ત ઉદ્યોગનો ત્યાગ કરીને બીજા સારા ઉદ્યોગમાં ચિત્તને પરોવવું. બુદ્ધે 'ધમ્મપદ'માં કહ્યું છે કે "જે માણુસ સદ્‌ગુણુ તથા ચપળતા ધરાવે છે, જે ન્યાયી છે અને હમેશાં સત્ય બોલે છે તેમજ પોતાને યોગ્ય જ ધંધો કરે છે તેની જ જગત્ પ્રશંસા કરે છે." આજકાલ ઉદ્યોગની પસંદગીમાં કેટલાક માણુસો મોટી ભૂલ કરે છે. તેઓ બહુધા બીજાને કોઈ ધંધામાં ઉન્નત થએલો જોઇને પોતે પણુ તે જ ધંધો કરે છે અને વિશેષમાં પોતાના દેશબંધુની સાથે હરિફાઇમાં ઉતરી તેના લાભને હાનિ કરવા ઉપરાંત પોતાના લાભને પણુ ગુમાવે છે અથવા તો બહુ પરિશ્રમ કરતાં છતાં થોડો લાભ મેળવે છે. વાજબી હરિફાઈ દોષયુક્ત લેખાશે નહિ, પરન્તુ પોતાને તેમ જ બીજા ધંધાદારીને નુકસાન કરનારી ગેરવાજબી હરિફાઈપૂર્વક કોઇ પણુ ધંધો કરવો જોઇએ નહિ. ઉદ્યમની પસંદગી કરવામાં જે જે ગુણો તે ઉદ્યમમાં હોવાની આવશ્યકતા અત્ર બતાવવામાં આવી છે તથા તેમા જે જે દોષો ન હોવાની અગત્યતા દર્શાવવામાં આવી છે તે તરફ ગૃહસ્થોએ હમેશાં સાવધાન રહેવું જોઇએ છે.

કેવા કેવા ઉદ્યોગો દોષયુક્ત અથવા અનુચિત હોય છે તેનાં થોડાં નામો આ સ્થળે આપવાં ઉચિત થઇ પડશે. કુંભારનો ધંધો કે જેમાં ભઠ્ઠીવડે કરોડો જીવોની હિંસા થાય છે તે અથવા લાખ ગાળવાનો કિંવા વૃક્ષો કપાવીને વેચવાનો, એ ધંધાઓ ધર્મની દૃષ્ટિથી દોષયુક્ત છે. જે ધંધામાં

ફરજીઆત જૂઠું બોલવું પડે અને જૂઠું ન બોલીએ તો તે ધંધો ચાલી શકે જ નહિ તે ધંધો નીતિની દષ્ટિથી બાધક હોઇને કરવો નહિ. ઉપર કહ્યું તેમ કુટુંબીઓ અથવા દેશબંધુઓની સાથે હરિફાઇમાં ઉતરીને કોઈ પણ ધંધો કરવો નહિ કારણકે તે પરને ઉદ્વેગજનક થતો હોવાથી ત્યાજ્ય છે. સટ્ટાનો ધંધો કે જેમાં ધાર્યા કરતાં અકસ્માત્ મોટું નુકસાન થાય છે અને રાત દહાડો ચિંતામાં જ પસાર થવાથી જીવને જરા પણ શાન્તિ મળતી નથી, તેવો ધંધો પણ કરવો ન જોઈએ. આ થોડાં દષ્ટાંતો ઉપરથી બીજા પણ તે વર્ગણામાં આવતા ઉદ્યોગોને ત્યાગીને કોઈ સારો ઉદ્યમ શોધી કાઢી તેમાં પડવું એ પ્રત્યેક ગૃહસ્થનો ધર્મ છે. (૨૧૧)

[ કોઈ પણ ઉદ્યોગ કરવામાં આવે તેમાં નીતિનું આલમ્બન બહુ જ અગત્યનું થઈ પડે છે. ગૃહસ્થાશ્રમનો મુખ્ય હેતુ 'નીતિરક્ષણ'નો છે અને એ નીતિની વ્યાપ્તિ માત્ર વતનમાં જ નહિ પણ સંસારની પ્રત્યેક પ્રવૃત્તિમાં થવી જોઈએ 'સદુદ્યોગ' નામ સત્ય, પ્રામાણિકતા આદિ નીતિના ગુણોથી યુક્ત ઉદ્યોગને જ ઉચિત છે. હવે એ ગુણો વિષે વિસ્તારથી વિવેચન કરવામાં ગ્રંથકાર ઉદ્યુક્ત થાય છે. ]

नीतिः । २१२ ॥

**नीतिर्यत्र सुरक्षिता परमया संशुद्धया निष्ठया।**
**वृद्धिर्वा विजयः फलश्च विपुलं तत्रोद्यमे जायते ॥**
**नीतिर्नास्ति यदुद्यमे सफलता स्थायी च वित्तागमो।**
**न स्यात्तत्र जनप्रतीतिरमला रक्ष्या च नीतिस्ततः ॥**

**નીતિ.**

**ભાવાર્થ**—જ્યાં ઉદ્યોગી માણસોની નિષ્ઠા પરમ શુદ્ધ હોય છે, ધાનત ચોકખી હોય છે, અને અન્યાય તરફ તિરસ્કાર દષ્ટિ હોવાથી નીતિનું બરાબર રીતે રક્ષણ થાય છે, તેમના ઉદ્યોગની પ્રતિદિન વૃદ્ધિ થાય છે. બીજાઓની સાથે હરિફાઇમાં પણ તે ઉદ્યાગવાળા જ વિજય મેળવી શકે છે, અને આર્થિક લાભ પણ નીતિવાળા ઉદ્યોગમાં જ વધારે મળી શકે છે; તેથી

ઉલટું જ્યાં નીતિનું રક્ષણ થતું નથી, તે ઉદ્યોગમાં સફળતા મળી શકતી નથી. તત્કાળ કદાચ થોડો લાભ દેખાય પણ તે લાભ ચિરસ્થાયી રહેતો નથી, કેમકે ત્યાં લોકોનો વિશ્વાસ ઓછો થાય છે, ભરોસો તૂટી જાય છે, એટલે આખરે તે ઉદ્યોગ પડી ભાંગે છે. એટલા માટે સ્વહિતેચ્છુ ગૃહસ્થોએ ઉદ્યોગમાં નીતિનું બરાબર રીતે રક્ષણ કરવું જોઇએ. (૨૧૨)

**વિવેચન**—સઘળા વિદ્વાનોએ પ્રત્યેક ઉદ્યોગમાં નીતિને પ્રથમ પદ આપ્યું છે. ધંધા ઉદ્યોગમાં માણસની ઘાનત સાફ હોવાથી તેનો લાભ તે માણસને જ મળે છે, પરંતુ જો ઘાનત ખરાબ હોય છે તો તેનો ગેરલાભ બે માણસને થાય છે. એક તો તેને પોતાને ગેરલાભ થાય છે કારણકે તે પોતાની કોઈ વસ્તુમાં દગો કરીને બેવડો નફો ખાવા જાય છે, તો થોડો વખત તેને તેવો નફો મળે છે, પરંતુ પાછળથી તેનો દગો લોકોમાં ખુલ્લો થવાથી તેનો ધંધો બિલકુલ ભાંગી પડે છે. બીજું નુકસાન તે વસ્તુ ખરીદનારને થાય છે. જેઓ બીજાઓની હરીફાઇમાં ટકવાને ખાતર દગો કરે છે તેઓ પણ પોતાના ઉદ્યોગને લાંબો વખત ટકાવી શકતા નથી. વિશ્વાસ ઉપર જ પ્રત્યેક ધંધો ચાલે છે, અને જો તે ધંધામાં દગો ચલાવવામાં આવે છે તો એ વિશ્વાસ પડી ભાગતાં ધંધાને બંધ કરવાનો વખત આવે છે. એક અંગ્રેજ લેખકે કહ્યું છે કે Society is built upon trust and trust upon confidence of one another's integrity. અર્થાત્—જનસમાજનુ બંધારણ વિશ્વાસ ઉપર થએલું છે અને વિશ્વાસનું બંધારણ એકબીજાની પ્રમાણિકતાના ભરોસા ઉપર થએલું છે. આવા વિશ્વાસથી વ્યાપાર ઉદ્યોગને કેટલો લાભ થાય છે તે દર્શાવવાને એક તેલ વેચનાર વેપારીનું દૃષ્ટાંત અત્ર બંધ બેસતું થઇ પડશે. ધનપાળ નામે એક તેલ વેચનાર વણિક એટલો બધો દગાખોર હતો કે તેની દુકાને તેલ લેવા જનારને તે કોઇ દિવસ ચોકખું કે વજનમાં પૂરેપૂરૂં તેલ આપતો નહિ. કોઈ પણ યુક્તિથી તે ગ્રાહકને બરાબર અર્ધી કીંમતનો જ માલ આપતો. આથી ધનપાળ ઉપરથી લોકોનો વિશ્વાસ ઉઠી ગયો અને તેનો ધંધો પડી ભાગ્યો, જેને પરિણામે બીજા તેલ વેચનારાઓ કે જેઓ રૂપિયા પાછળ ચાર આના નફો લઇને વેપાર કરતા હતા તેમનો ધંધો ચાલુ રહ્યો. કોઇ એક

પ્રસંગે ધનપાળને ત્યાં એક મુનિરાજ આવી ચડયા અને તેમણે તેને ઉપદેશ આપ્યો જેને પરિણામે ધનપાળે રૂપિયા પાછળ એક આનો નફો લેઇને વેપાર કરવાની પ્રતિજ્ઞા કરી. ધનપાળે પોતાની પ્રતિજ્ઞા લોકોમાં જાહેર કરી અને તેલનો વેપાર ફરી શરૂ કર્યો, પરન્તુ કોઇ તેની દુકાને તેલ લેવા જાય જ નહિ, કારણકે લોકોનો તેનાપરનો વિશ્વાસ તદ્દન ઉઠી ગયો હતો. એક વાર એક સાત આઠ વર્ષની છોકરી ધનપાળને ત્યાં ચાર પૈસાનું તેલ લેવા આવી. ધનપાળેં તેને પોતાના નિયમ મુજબ રૂપિયા પાછળ એક આનો નફો ખાવાને હિસાબે તદ્દન ચોકખું તેલ આપ્યું, તે લઇને છોકરી ચાલી ગઈ. એ છોકરીની મા રોજ કરતાં આજે વધારે અને વળી ચોકખું તેલ મળેલુ જોઈને નવાઇ પામી અને છોકરીને તે તેલ તે ક્યાંથી લાવી હતી તે પૂછયું. છોકરીએ ધનપાળનું નામ આપ્યું. બીજે દિવસે એ છોકરીની મા પોતે તેલ લેવા ધનપાળને ત્યાં જ ગઇ તો તે દિવસે પણ તેણે તે જ પ્રમાણે આપ્યું. આથી ધનપાળની પ્રતિજ્ઞા ઉપર તે બાઇને વિશ્વાસ બેઠો અને તેણે પોતાનાં પાડોશીઓને એ વાત કરી. તેઓ પણ ધનપાળની દુકાનેથી તેલ લેવા લાગ્યાં. રૂપિયા પાછળ ચાર આના નફો ખાનારા વેપારીઓ કરતાં ધનપાળને ત્યાંથી તેલ લેવામાં લોકો લાભ જોવા લાગ્યા અને એ રીતે ધનપાળનો ધંધો વધી પડયો તથા લોકોનો વિશ્વાસ પણ તેના ઉપર ફરીથી બેઠો. એ જ તેલના નીતિપુરઃસર સદ્ઉદ્યોગમાં ધનપાળ કોટયાધિપતિ થયો. (૨૧૨)

[ ઉદ્યોગમાં નીતિને આવશ્યકતા અને તેનું પરિણામ બતાવ્યા પછી અન્ય સ્થળે નીતિ કેવાં સારાં પરિણામો લાવી આપે છે તે હવે દર્શાવવામાં આવે છે. ]

नीति परिणामः । २१३ ॥

नीतिर्यत्र कुलेस्ति तत्र कलहोऽशान्तिश्च नो विद्यते ।
यद्देशेऽस्ति नयः समृद्धिरतुला तत्र स्थिरं तिष्ठति ॥
यद्राज्यास्ति नयाधारो दृढतरं तस्योन्नतिर्जायते ।
नीतिर्यन्मनुजास्ति सुन्दरतरं तज्जीवनं राजते ॥

## નીતિનું સુપરિણામ.

**ભાવાર્થ**—જે કુળમાં નીતિનું રક્ષણ થાય છે, એટલે કુળનાં માણસો નીતિમાન્ હોય છે, તે કુળમાં–કુટુંબમાં હમેશાં શાંતિ પથરાઇ રહે છે; ક્લેશ કે કજીઆને તો ત્યાં બીલકુલ અવકાશ જ મળતો નથી. જે દેશમાં મોટે ભાગે નીતિ સચવાય છે તે દેશની આબાદી થાય છે. પરદેશની સંપત્તિ પણ ધસડાઈને ત્યાં ભેગી થાય છે, અને તે ત્યાં ટકે છે. જે રાજ્યમાં નીતિનો સત્કાર થાય છે, તે રાજ્યની આબાદી ટકી રહે છે, એટલું જ નહીં પણ પ્રતિદિન તે રાજ્યની ઉત્ક્રાંતિ થાય છે. જે માણસના વર્તનમાં, વ્યવહારમાં અને ઉદ્યોગમાં નીતિ પ્રતિષ્ઠિત રહે છે તે માણસનું જીવન વિજયી બનવાની સાથે અતિ ઉચ્ચ તથા રમણીય થાય છે. માટે હમેશાં દરેક સ્થળે નીતિનો સત્કાર કરવો. ( ૨૧૩ )

**વિવેચન**—એકલા ઉદ્યોગના સંબંધમાં જ નહિ પણ પ્રત્યેક કાર્યમાં, પ્રત્યેક સ્થળે અને પ્રત્યેક વ્યક્તિના સંબંધમાં નીતિ સારૂ પરિણામ લાવ્યા વિના રહેતી નથી. એક માણસ નીતિમાન્ હોય તો તેને, તેનુ કુટુંબ નીતિમાન્ હોય તો આખા કુટુંબને અને એક દેશ નીતિમાન્ હોય તો સમસ્ત દેશને તેની ઉત્તમ નીતિનો સારો બદલો મળ્યા વિના રહેતો નથી. જો એક માણસ નીતિમાન્ હોય છે તો તેની કીર્તિ ફેલાય છે, જો એક કુટુંબ નીતિમાન્ હોય છે તો તે શાંતિ અને આનંદમાં રહી સુખે સમય પસાર કરે છે અને જો એક દેશ અથવા રાજ્ય નીતિમાન્ હોય છે તો તે આર્થિક સંપત્તિથી આબાદ બની બીજા દેશોની અપેક્ષાએ પ્રગતિમાન્ થાય છે. નીતિના પરિણામો આટલાં બધાં વ્યાપક છે, અને તેથી જે મનુષ્ય પોતાના ધંધામાં, વર્તનમાં અને બીજી સર્વ રીતે નીતિનુ અવલંબન કરે છે તેને પરિણામે વિજય મળ્યા વિના રહેતો નથી. જમાનો હીણો આવ્યો છે એ ખરૂં છે:—

धर्मः प्रव्राजितस्तपः प्रचलितं सत्यं च दूरे गतं ।
पृथ्वी मन्दफला नरा कपटिनश्चित्तं च शाठ्योर्जितम् ॥
राजानोऽर्थपरा न रक्षणपराः पुत्राः पितुर्द्वेषिणः ।
साधुः सीदति दुर्जनः प्रभवति प्राप्ते कलौ दुर्युगे ॥

અર્થાત્—આ કલિયુગમાં ધર્મ નાશ પામ્યો, તપ ચલિત થયું, સત્ય દૂર ગયું, પૃથ્વી મંદ ફળવાળી થઇ ગઇ, પુરૂષો કપટી થઇ ગયા, ચિત્ત લુચ્ચાઇથી યુક્ત થયાં, રાજાઓ દ્રવ્ય સંપાદન કરવામાં તત્પર રહેતા લોક-રક્ષણ કરનાર નહિ રહ્યા, પુત્રો પોતાના પિતાની સાથે દ્વેષ કરનાર થયા, સાધુ પુરૂષો નાશ પામ્યા અને દુર્જનો સમર્થ થયા. જમાનો આટલો કુટિલ થયો છે, અને તેથી કેટલીક વાર વ્યવહારમાં નીતિમાન્ પુરૂષો દુઃખી થતા અને અનીતિમાન્ વિજયી થતા જોવામા આવે છે ખરા, પરન્તુ છેવટે તો सत्यमेवजयते नानृतम्—સત્યનો જ વિજય થાય છે, અસત્યનો નહિ, અને તેથી નીતિ છેવટે તરે છે. પિત્તળને બહુ ઓપ ચઢાવી એવુ સુંદર બનાવવામા આવે કે ક્ષણભર તે સોનાના દાગીના કરતાં વધારે મોહક લાગે, પરંતુ પરિણામે સોનુ તે સોનું અને પિત્તળ તે પિત્તળ જ! તેવી રીતે છેવટે નીતિ જ વિજય મેળવે છે અને તેથી બર્ન્સનના શબ્દોમા કહીએ તો "પ્રામાણિક માણસ ગમે તેવો ગરીબ હોય તોપણ તેની ગરીબાઇ છતાં મનુષ્યોમા તે રાજા જેવો છે." (૨૧૩)

[ ઉદ્યોગના સંબંધમાં નીતિ એક આભૂષણરૂપ છે તે આશય વ્યક્ત કરવાને નીચેનો શ્લોક રચવામા આવ્યો છે ].

नीतिरेवोद्योगभूषणम् । २१४ ॥

**राज्यं भूपतिमन्तरा क्षितिपतिः प्रीतां प्रजामन्तरा ।**
**गेहं वा गृहिणीं विना च गृहिणी कान्तं प्रसन्नं विना ॥**
**जीवो ज्ञानमृते विभाति न यथा देहो विना चेतना-**
**मेवं भाति विनोद्यमं न मनुजो नीतिं विना चोद्यमः ॥**

**નીતિ એ જ ઉદ્યોગનું ભૂષણ છે.**

**ભાવાર્થ** તથા **વિવેચન**—જેમ સારા રાજા વગર રાજ્ય શોભતું નથી અને રાજ્યભક્ત પ્રજા વગર રાજા શોભતો નથી; જેમ સુઘડ,

સુશીલ, ચાલાક ગૃહિણી—સ્ત્રી વગર ઘર શોભતું નથી, અને પ્રસન્ન રહેનાર સુશીલ પતિ વગર ગૃહિણી શોભતી નથી; જેમ જ્ઞાન અને બુદ્ધિ-શક્તિ વગર જીવ શોભતો નથી, અને ચૈતન્યશક્તિ વગર શરીર શોભતું નથી; તેવી જ રીતે સારા ઉદ્યોગ વિના નવરો એટલે આળસુ માણસ શો-ભતો નથી અને તે ઉદ્યોગ પણ નીતિ અને ન્યાયનિષ્ઠા વિના શોભતો નથી. એટલે માણસનું ભૂષણ ઉદ્યોગ અને ઉદ્યોગનું ભૂષણ નીતિ છે. પૂર્વે મનુષ્યને ઉદ્યોગી થવાની આવશ્યકતા દર્શાવવામા આવી છે તેમ જ ઉદ્યો-ગમાં નીતિને પ્રધાનપદ આપવાની અગત્ય પણ બતાવી છે: અત્ર એ બન્ને આશયનું એકત્ર કથન કરવામાં આવ્યું છે. જેવી રીતે સારો રાજા, રાજ્ય-ભક્ત પ્રજા અને રાજ્ય એ ત્રણેના યોગથી રાજ્ય શોભે છે, સ્ત્રી, પતિ અને ગૃહના યોગથી ઘર શોભે છે અને જ્ઞાન, જીવ તથા શરીરના યોગથી શરીર શોભે છે તેવી જ રીતે ઉદ્યોગ, નીતિ અને માણસના યોગ વિના માણસ શોભતો નથી. પ્રત્યેક દૃષ્ટાંતમાં જે જે ત્રિપુટીના યોગની આવશ્યકતા દર્શાવી છે તે તે ત્રિપુટીના પ્રત્યેક અંગભૂત ગુણની એક બીજાને પરસ્પર અગત્ય રહેલી છે અને તેથી એકાદ ગુણની પણ ન્યૂનતા થવાથી સમસ્ત ત્રિપુટીનો નાશ થાય છે: એ ત્રિપુટીયુક્ત દૃષ્ટાંતો આપવાનો હેતુ એટલો છે કે ઉદ્યોગ, નીતિ અને માણસ એ ત્રણેનો સર્વદા એકત્ર યોગ થાય અને તેમાંના એકનો પણ વિયોગ ન થાય તો જ માણસ સંસારમાં વિજયી નીવડે છે, અને જો તેમાંના એકનો પણ વિયોગ થાય તો મનુષ્યનું જીવન નાશ પા-મવા બરાબર જ છે. ( ૨૧૪ )

सत्यनीत्योर्व्याप्तिर्वर्त्तमानास्थितिश्च । २१५ ॥

**सत्यं यत्र विराजते समुचितं तत्रैव नीतिस्थिति-**
**र्नीतिर्यत्र समुन्नतिः समधिका तत्रैव सञ्जायते ॥**
**हा हा भारतमण्डले सपदि चेत्सूक्ष्मेक्षया वेक्ष्यते ।**
**प्रायोऽसत्य[illegible]लन [illegible]वीं नायाति सत्यं कचित् ॥**

## સત્ય-નીતિની વ્યાપ્તિ અને વર્તમાન સ્થિતિ.

**ભાવાર્થ**—બારીક નજરથી જોઇએ છીએ તો આ બે વ્યાપ્તિ અનુભવસિદ્ધ પ્રતીત થાય છે, કે જ્યાં જ્યાં સત્યની પ્રતિષ્ઠા છે ત્યાં ત્યાં નીતિનો સ્થાયી ભાવ છે, અને જ્યાં સત્ય નથી ત્યાં નીતિ નથી. એક વ્યાપ્તિ આ, અને બીજી વ્યાપ્તિ જ્યાં નીતિનુ સામ્રાજ્ય છે ત્યાં ઉન્નતિ અને આબાદી છે, અને જ્યાં નીતિ નથી ત્યા આબાદી નથી. વર્તમાન કાળે હિંદુસ્તાન તરફ નજર કરી બારીકાઇથી નિરીક્ષણ કરીએ છીએ તો આજે ઉન્નતિ અને નીતિનું મૂળ જે સત્ય તેનું દર્શન તો દુર્લભ થઈ પડયું છે. જ્યા જોઇએ ત્યાં અસત્ય સિવાય નજરે પડતું નથી. ખરૂ કહીએ તો વર્તમાનમાં અહીં અસત્યનો જ વિજય થઈ ગયો દેખાય છે. (૨૧૫)

**વિવેચન**—જોકે નીતિસંબંધી સદ્ગુણોમાં 'સત્ય' નો પણ સમાવેશ થાય છે તોપણ અત્ર સત્યને તે સર્વ સદ્ગુણોના પ્રમુખરૂપ જણાવીને એવુ દર્શાવવામાં આવ્યુ છે કે એ પ્રમુખ ગુણ જેનામાં હોય છે તેનામાં નીતિસંબંધી બીજા ગુણોનું પણ અસ્તિત્વ હોય છે. એરિસ્ટોટલનો અભિપ્રાય એવો છે કે "એક દક્ષતાના સદ્ગુણનું અસ્તિત્વ બધા નીતિસંબંધી સદ્ગુણોના અસ્તિત્વને ઉપલક્ષિત કરે છે." જેને વસ્તુતઃ ખરી 'દક્ષતા' કહેવામાં આવે છે, તેમાં જ સત્યરૂપી મહાન્ ગુણનુ અસ્તિત્વ રહેલું હોવાથી એરિસ્ટોટલનું એ નીતિસૂત્ર ઉચિત જ છે. 'સત્ય' એ નીતિસંબધી બીજા ગુણોની કસોટીરૂપ છે. જેવી રીતે જ્યાં ધુમાડો હોય છે ત્યાં અગ્નિ પણ હોય જ છે, તેવી રીતે જ્યાં સત્ય હોય છે ત્યાં નીતિસંબંધી બીજા ગુણો પણ હોય છે. આથી ગ્રંથકારે સત્યની વ્યાપ્તિમાં નીતિની વ્યાપ્તિ અને તેની અવ્યાપ્તિમાં નીતિની અવ્યાપ્તિ દર્શાવી છે તે સર્વથા ઉચિત છે. **ભાર**તવર્ષને અત્ર દૃષ્ટાંતરૂપ ગ્રહણ કરેલું છે. પૂર્વે **ભાર**તમાં સત્ય અને નીતિ ઉભય વ્યાપેલાં હતાં તેથી તેની આબાદી હતી અને અત્યારે સત્યનો લોપ થવાથી નીતિનો નાશ થયો છે જેને પરિણામે તેની દુરવસ્થા છે. **ભાર**તવર્ષની આધુનિક દુરવસ્થાનાં અનેક કારણો જૂદા જૂદા વિદ્વાનો તરફથી દર્શાવવામાં આવે છે અને જૂદી જૂદી સ્થિતિનાં જૂદાં જૂદાં દૃષ્ટિબિંદુએથી

જોતાં જૂદાં જૂદાં કારણો દષ્ટિગોચર થાય છે, તોપણ મુખ્ય કારણ એ છે કે સત્ય અને નીતિને વિસારી મેલવાથી જ આ દુર્દશા થઈ છે. ભારતમાં સૌથી પહેલાં મુસલમાનો અને પછી યુરોપવાસીઓ આવ્યા અને તેઓએ પોતાનો અધિકાર જમાવ્યો. હિંદની સાંપત્તિક દુરવસ્થા પરદેશીઓના આગમનથી અને તેઓ ધન ઘસડી ગયા એથી થઇ, પરંતુ તેનું ઉંડું ઐતિહાસિક કારણ એ છે કે ભારતના જૂદા જૂદા રાજાઓ નીતિને સમજી શકયા નહિ અને દેશના રક્ષણ માટે જે સંપ રાખવો જોઇએ તે રાખી શકયા નહિ. સાંસારિક દુરવસ્થાના કારણમાં બાળલગ્ન, કન્યાવિક્રય, કજોડાં, વૃદ્ધવિવાહ ઇત્યાદિ લેખીએ તોપણ તેનુ ઉંડું કારણ એ છે કે લોકો સત્ય અને નીતિને ભુલી જવાથી કુમાર્ગે ચાલ્યા અને પુત્ર પુત્રીનું હિત વિચાર્યા વિના પોતાની અભિલાષાઓને અનુરૂપ વર્ત્યા. ધાર્મિક દુર્દશાના કારણમાં પણ સત્ય અને નીતિનો અભાવ જ જોવામાં આવે છે, કારણકે ભારતવાસીઓમા એ ગુણો જો ટકી રહ્યા હોત તો જૈનો, બૌદ્ધો, વેદાન્તીઓ, શીખો, સમાજીઓ અને બીજાઓ માંહોમાંહે લડીને ખુહાર થયા ન હોત અને અત્યારે 'ધર્મ' શબ્દ ચાળણીએ ચળાયા જેવી દશા ભોગવે છે તે દશામાં ન હોત. આ રીતે ભારતની આર્થિક, સાંસારિક અને ધાર્મિક અવદશાનાં ઉડાં કારણો જોતાં અસત્ય અને અનીતિ જ નજરે ચડી આવે છે. (૨૧૫)

[ પ્રાચીન સમયમાં ભારતવર્ષમાં સત્ય અને નીતિનું દર્શન થતુ હતું તેને બદલે અત્યારે જ્યા ત્યાં અસત્ય અને અનીતિનુ જ દર્શન થાય છે અને તેથી ભારતવર્ષની અધોગતિ થઈ છે. અસત્ય અને અનીતિનો પ્રચાર કેવે કેવે સ્થળે થઇ ચૂકયો છે તે દર્શાવનારા થોડા દૃષ્ટાંતો હવે આપવામા આવે છે ]

न्यायालयेप्यसत्यम् । २१६ ॥

**सत्यासत्यविनिर्णयाय रचिते न्यायालये साम्प्रतं ।**
**किं सत्यस्य समादरो ? न हि न हि प्रायोस्ति तत्रानृतम् ॥**
**विक्रीणन्ति मतं स्वकीयमनघं न्यायञ्च सत्याङ्कितं ।**
**स्वार्थं साधयितुं प्रधानपुरुषा न्यायासने संस्थिताः ॥**

## ન્યાયની કચેરીઓ અને અસત્ય.

**ભાવાર્થ**—જે કચેરીઓ સત્ય અને અસત્યનું પૃથક્કરણ કરી ખરી સત્ય હકીકતનો નિર્ણય કરી તેને જાહેરમાં લાવવા અને માણસોને ઇન્સાફ આપવા નિર્માયેલી છે, તે કચેરીઓમાં પણ શું કેવળ સત્યનો જ સત્કાર થાય છે? નહિ, નહિ, ઘણે ભાગે ત્યાં પણ અસત્યનો પ્રવેશ થયો છે. ન્યાયના આસન ઉપર બેસનારા કહેવાતા પ્રધાન પુરૂષો પણ કદાચ પૈસાની લાલચમાં લપટાઈ જઈ સ્વાર્થ સાધવાને સત્યાસત્યનો ભેદ જાણવા છતાં પણ સત્યને છુપાવીને દઇ પોતાનો સત્ય અને ન્યાયાંકિત મત પૈસાને બદલે વેચી નાખે છે, અને અસત્ય તરફ ઢળી જાય છે; એટલે રૂશ્વતને નામે ઓળખાતી ચોરીનો આશ્રય લઇ ન્યાયની કચેરીઓમાં પણ કેટલેક સ્થળે અસત્ય પેસી ગયું છે, અને ત્યાં સત્યનો પરાજય થયો છે. (૨૧૬)

**વિવેચન**—જગતનો સર્વ વ્યવહાર સત્યને આધારે જ ચાલે છે. એ સત્યમાં જો જરા પણ ન્યૂનતા આવે છે તો મહાઅનર્થ પેદા થાય છે. કહ્યું છે કેઃ—

सत्येन धार्यते पृथ्वी सत्येन तपते रविः ।
सत्येन वाति वायुश्च सत्ये सर्वं प्रतिष्ठितम् ॥

અર્થાત—સત્યને લીધે જ પૃથ્વી ધારણ કરે છે, સૂર્ય તપે છે અને પવન વાય છે. એ પ્રમાણે સઘળું સત્યને આધારે રહેલું છે. પરન્તુ જગતમાં અસત્ય ઉદ્ભુત થાય છે, તેથી અનર્થો થતા હોવાથી લોકોને તે અનર્થમાંથી બચાવવાને દેશના રક્ષક ગણાતા રાજાઓ ન્યાયની કચેરીઓ સ્થાપિત કરે છે. એ ન્યાયની કચેરીઓની ફરજ નિર્બળનુ રક્ષણ કરવાની, હકદારને પોતાના હક ભોગવવા દેવાની, લોકોને ત્રાસમાથી બચાવવાની અને કોઈ પણ પ્રકારનો જુલ્મ થતો અટકાવવાની છે. સત્ય ડગવા લાગે ત્યારે તેને નહિ ડગવા દેતાં પુનઃ અવિચળ કરવું તે એ ન્યાયની કચેરીઓના અધિકારીઓની પવિત્ર ફરજ છે. પરન્તુ કેટલાક ન્યાયના અધિકારીઓ પોતાની એ ફરજને વિસરી જઇને પોતાના ક્ષણિક લાભને ખાતર અન્યાયના પોષક થઈ પડે છે એ શું થોડું દુઃખકારક છે? જેઓ ન્યાયાસને બિરાજેલા છે તેઓ પોતે જ પક્ષકારોની લાંચ લઇને પોતાના ન્યાયને દૂષિત કરે છે—બલકે

પોતાની ચિદ્દવૃત્તિના અવાજનો–કુદરતી અંતઃપ્રેરણાનો વિક્રય કરે છે એ શું નાનું સૂનું અસત્ય છે? ન્યાયની કચેરીઓમાં પણ અસત્ય અને અન્યાય ચાલતો હોય તો પછી સત્ય અને નીતિનો પ્રચાર કેવી રીતે થાય અને દેશનો ઉદય પણ ક્યાંથી સંભવે?

ન્યાયના અધિકારીઓ કેવા હોય તે વિષે લૉર્ડ લૉરેન્સનું ચરિત્ર આદર્શરૂપ છે. લૉર્ડ લૉરેન્સ જ્યારે હિંદનો ગવર્નર જનરલ હતો ત્યારે હિંદના રાજકુમારનો એક અગત્યનો મુકર્દમો ચાલતો હતો, તે દરમિંઆન રાજાએ તેના હાથમાં મેજની નીચેથી રૂપિયાની એક થેલી મૂકવા પ્રયત્ન કર્યો. લૉરેન્સે કહ્યું: "કુમાર! તમે એક અંગ્રેજ ગૃહસ્થનું ભારેમાં ભારે અપમાન કર્યું છે. આ વખત તો તમારી બાલ્યાવસ્થાનો વિચાર કરી તમને માફ કરૂં છું, પણ આ અનુભવ લઇને તમારે હમેશાં ચેતતા રહેવું કે અંગ્રેજ ગૃહસ્થને લાંચ આપીને તેની પાસેથી ન્યાય વેચાતો લેવો તે તેનું ભારે અપમાન કરવા બરાબર છે." (૨૧૬)

प्राड्विवाकादिपुरुषेष्वप्यसत्यम् । २१७ ॥

ये बेरिस्टर इत्युपाधिविदिताः ख्याता वकीलेति वा।
गण्यन्ते निपुणाः प्रधानपुरुषा राजप्रजासत्कृताः ॥
निघ्नन्ति प्रतिपक्षिसत्यमनृतं स्वीयञ्च रक्षन्ति ते ।
प्रायो वञ्चयितुं परं रचितया युक्त्या यतन्ते भृशम् ॥

### વકીલ–બારીસ્ટરો અને અસત્ય.

**ભાવાર્થ**—જેઓ વકીલ અને બારીસ્ટર એવા નામથી પ્રસિદ્ધ છે, લોકોમાં જેઓ પ્રધાન પુરૂષો યા અગ્રેસરો અને માનનીય ગણાય છે, અને રાજા તથા પ્રજા એ બંને તરફથી સત્કાર પામેલા હોય છે તેઓના ધંધામાં શું સત્યને અવકાશ મળે છે? નહીં! જે પક્ષના પોતે વકીલ હોય તે પક્ષની અસત્ય હકીકતને પણ જાણી જોઇને સત્ય ઠરાવવા અને સામા પક્ષની

સત્ય હકીકતને પણ અસત્ય ઠરાવવા શું તેઓ થોડી કરામતો કરે છે ? અને સામા પક્ષના માણસને ગમે તેવી કુયુક્તિની જાળમાં ફસાવી લઈ તેના ખરા સત્યને છુપાવી દેવા બનાવટી લેખ અને તેની સામે ખોટા સાક્ષીઓ તૈયાર કરી બનતી કોશીશે પોતાના પક્ષના અસત્યને પણ સત્ય બનાવવા અંતસુધી મથે છે એટલે ત્યાં પણ અસત્યનું જ સામ્રાજ્ય ચાલે છે. (૨૧૭)

**વિવેચન**—આજકાલ તો વકીલો અને બારીસ્ટરો પણ અસત્યના જ પોષકો થઈ પડયા છે. તેઓ પોતાની ફીને માટે ગમે તેવા ગુન્હેગારનો બચાવ કરવાનું અથવાતો નિર્દોષને ફસાવી મારવાનુ માથે લે છે અને પછી યુક્તિઓ તથા કરામતોની બાજીઓ ચલાવે છે ! સાચાને જૂઠું ઠરાવવુ એમાં જ તેઓ પોતાની હુશિયારી માને છે, અને લોકો પણ તેવા “ઉડતા પક્ષી પાડનારા” વકીલને હુશિયાર માને છે ! જે થોડા વકીલો સત્યને આશ્રયે જ રહીને ધંધો ચલાવે છે તેઓ બિચારા અંધકારમાં જ રહે છે અને તેઓ હુશિયાર નહિ મનાતા હોવાથી લોકો તેમની વકીલાતનો લાભ લેવા ભાગ્યશાળી થતા નથી. વકીલોનું પવિત્ર કર્ત્તવ્ય ન્યાયની દલાલી કરવાનું છે—લોકોને ન્યાય મળે તેટલા માટે તેઓને મદદ કરવાનું છે. ન્યાય જેવી પવિત્ર વસ્તુ મેળવી આપવામાં સહાય્યભૂત થવું એવું પુણ્યકાર્ય કુદરતે જેઓને સોંપ્યું છે તેઓ તો “ખુદાઈ ફીરીસ્તા” અથવા Angels of God એ નામને જ લાયક ગણાય; પરન્તુ દેશના દુર્ભાગ્યે તે જ ખુદાઈ ફીરીસ્તાઓ અસત્યના પ્રતિપાદક અને ન્યાયના વિઘાતક થઇ પડયા છે ! જેઓએ મોટી મોટી ઉપાધિઓ ધારણ કરીને પોતાની કીર્તિને ઉજ્જવલ કરી છે એટલું જ નહિ પણ પોતાની બુદ્ધિને દીપ્તિમાન કરી છે, તેઓ પોતે જ તે બુદ્ધિ અને કીર્તિને કલંકિત કરવા જેવાં દુષ્કૃત્યો કરે—માત્ર પૈસાને માટે કરે એ કાંઈ થોડા ખેદની વાર્તા લેખાય નહિ. આ પ્રમાણે ‘સત્ય’ ના નામ સાથે જોડાએલા પુરૂષોની બુદ્ધિમાં જ અસત્યનો નિવાસ થએલો જોવામાં આવે છે, ત્યાં દેશોદયની આશા કયાં રાખવી ? (૨૧૭)

[ વ્યાપારીઓમાં પણ અસત્ય કેટલા મોટા પ્રમાણમાં પેસી ગયું છે તેનું દિગ્દર્શન હવે કરવામાં આવે છે. ]

ये शाहेत्युपनामधारिवणिजः पश्याम तेषां कृतिं ।
भाषन्ते मधुरां गिरं स्वहृदये धृत्वापि हालाहलं ॥
दत्त्वा पूगफलादिकं रुचिकरं विश्वासयन्त्यग्रतो ।
हीनं दीनजनाय वस्तु ददते गृह्णन्ति युक्त्याधिकम् ॥
न्यूनान्न्यूनतरं वदन्ति दशधा शश्वापि मूल्यश्च य-
न्नूनं स्यान्न हि वास्तवं तदपि हा किञ्चिद्विशेषं भवेत् ॥
एकं वस्तु च दर्शयन्ति ददते चान्यत्ततो मिश्रितं ।
अन्ते सङ्कलनां लेखनविधौ विज्ञापयन्त्यन्यथा ॥
अस्त्येषां किल कापि हस्तलघुतापाय्ये तुलायां तथा ।
ऊनं विक्रयणे क्रयेऽधिकतरं प्रस्थं भवेत्पादतः ॥
अप्यालापनपद्धतिर्वशकरी सम्मोहनी रञ्जनी ।
पश्यन्तोपि यतः प्रतारितजना जानन्ति नो वञ्चनं ॥

વ્યાપારીઓની વૃત્તિ.

**ભાવાર્થ**—જેઓ પોતાના નામની આગળ શાહુકારની નિશાની તરીકે "શાહ" એવું ઉપનામ ધારણ કરે છે, અને મોટા વ્યાપાર કરે છે, તેમનું વર્તન આપણે તપાસીએ. તેઓ શું કરે છે ? જો કંઇ સામા માણુસની પાસેથી લાભ મળવાની આશા હોય તો તેની સાથે બહુ જ મીઠું મીઠું બોલે છે, હૃદયમાં ભલે હળાહળ ઝેર ભર્યું હોય, તથાપિ તેઓ વાણીમાં હૃદયના અંશમાત્રનો પણ આભાસ થવા ન દેતાં મધુર અને શીતળ બોલે છે. કેટ-

ણાએક તો આ વાણીની મિઠાશમાં જ રંજન થઇ જાય છે, અને વિશ્વાસથી બંધાઈ જાય છે. કદાચ તેટલેથી ન બંધાય તો રૂચિકર પદાર્થોથી તેનો સત્કાર કરી આડાં અવળાં સગપણ કાઢી ગમે તેમ વિશ્વાસમાં નાંખે છે. સામા માણસો વિશ્વાસ રાખે છે, એટલે તે ભલેને તદ્દન ગરીબ હોય તો પણ તેને ઓછી વસ્તુ આપવા અને તેની પાસેથી અધિક વસ્તુ લેવા પ્રવૃત્તિ ચાલુ થાય છે. આવી વંચક વૃત્તિમાં સત્ય કયે ઠેકાણે રહી શકે? (૨૧૮)

જ્યારે તે વ્યાપારીઓની પાસે ગ્રાહકો માલ લેવા આવે છે અને વસ્તુનો ભાવ પૂછે છે ત્યારે એક જ વસ્તુનો ઓછામાં ઓછા દશ–બાર વખત ભાવ કહેવામાં આવે છે. થોડે થોડે મૂલ્ય ઘટાડતાં ઘટાડતા વચ્ચે દીકરાના, બાપના, ધર્મના કે પરમેશ્વરના સોગંદ ખાઇને દશમી વારે જે ભાવ કહ્યો હોય, તે પણ સત્ય તો ન જ હોય. દશમી કે બારમી વારના ભાવમાં પણ થોડું ઘણું અધિક તો હોય જ. આટલા સોગંદ ખાઇને કહે છે માટે હવે ખરો ભાવ હશે એમ ધારીને ગ્રાહક જ્યારે માલ ખરીદવાનું કબૂલ કરે છે, ત્યારે પણ તેને નમૂનો બતાવ્યો હોય તે માલ તો ભાગ્યે જ મળે! કાંતો તદ્દન બીજુ જ આપવામાં આવે અથવા તો તેની અંદર ખરાબ વસ્તુનું મિશ્રણ કરી નજર ચુકાવી આપવામાં આવે છે, અને છેવટે હિસાબ કરવામાં પણ વધારે ગણાવે છે, તેમાંથી થોડીક છૂટ મૂકીને ગ્રાહકને રાજી કરી દે છે! આ કળામાં સત્ય ક્યાં રહી શકે? (૨૧૯)

અહો! આ વ્યાપારી લોકોની હાથચાલાકી તેમ જ તોલાં અને માપાં પણ કોઈ જૂદા જ પ્રકારનાં હોય છે. કોઈ પણ લોક કંઇ પણ ચીજ વેચવાને તેમની પાસે લાવે છે, તે ચીજ જો એક શેર હોય તો તેને તોળવાની આ લોકો એવી ખૂબી જાણે છે કે તોલ અને માપના ફેરફાર વિના કેવળ હાથચાલાકીથી જ શેરનુ પોણોશેર તો સહજ સહજમાં બનાવી દે છે. તેમ તે જ ચીજ જો પાછી ગ્રાહકને આપવાની હોય તો શેરની સવાશેર પણ તેવીજ ખુબીથી બનાવી દે છે. વળી તેમની આલાપ સંલાપની પદ્ધતિ પણ એવી મોહ ઉપજાવનારી અને માણસને વશ કરનારી છે કે તેથી જોતાં જોતાં છેતરાઈ ગયેલા બલકે લુંટાઈ ગયેલા લોકો એમ નથી જાણુતા કે અમે છેતરાઇ ગયા યા અમારો માલ વધારે લુંટાઇ ગયો, કિન્તુ

તેઓ મીઠી અને ઠંડી ઠંડી વાણીથી ખુશ થઇને વારંવાર વિશ્વાસ રાખીને અજ્ઞાનતામાં છેતરાય છે, અને વ્યાપારી લોકો તેમને છેતરીને પણ છેવટે ખુશ કરી દે છે. ( ૨૨૦ )

**વિવેચન**—હળાહળ અસત્યના સ્થાનરૂપ વ્યાપારીઓની દુકાનો તથા તે દુકાનોમાં કસાઇના કરતાં પણ વધારે કાતીલ છૂરી લેઇને બેઠેલા વ્યાપારીઓનું આ ત્રણ શ્લોકમાં યથાર્થ દિગ્દર્શન કરવામાં આવ્યું છે. બિચારા **શામળભટે** વણિક અથવા વ્યાપારીની વ્યાખ્યા આપતાં ગાયું છે કે—

વણિક તેહનું નામ, જેહ જૂઠું નવ બોલે,
વણિક તેહનું નામ, તોલ ઓછુ નવ તોલે.

* * * *

વચન પાળે તે રાય, બાકી તો રાંડીરાંડો,
વચન પાળે તે 'શાહ', બાકી ગુણહીણો ગાંડો.

પરન્તુ આજે તો " શાહ " નામધારી જ જૂઠું બોલે છે, ઓછું તોળે છે અને વચન તોડે છે ! વ્યાપારમાં થોડો નફો ખાવાની ખાતર વ્યાપારીઓ કેવી કેવી યુક્તિઓ લડાવે છે અને કેવું અધમમાં અધમ પાપ કરે છે તેનો ખ્યાલ તો અનુભવીઓને જ આવી શકે. મોંઢે મીઠું બોલવું પરંતુ હૃદયમાં તો છેતરવાની ઇચ્છા જ રમણ કરતી હોય, ગ્રાહકોનો સત્કાર કરવાને તેને પાનસોપારી આપવી પરન્તુ તે પાનસોપારીનો હેતુ પોતા પ્રત્યે ગ્રાહકનો વિશેષ આદર ઉત્પન્ન કરીને તેને વધારે ફસાવવાનો જ હોય, અને એ રીતે ગ્રાહકમાં વિશ્વાસ બેસાડયો એટલે પછી તેઓ પોતાની છૂરી ચલાવવામાં પ્રવૃત્ત થાય છે. કોઇ વસ્તુ ખરીદવા આવનાર ગ્રાહકને તે વસ્તુનું ખરૂં મૂલ્ય કહેવામાં તેઓ પાપ સમજતા હોય તેવી રીતે એક જ વસ્તુના વધુ ઓછા દસ વાર ભાવ કહે છે, અને તે દરેક ભાવ કહેતાં દીકરાના, બાપના, ધર્મના કે ઇશ્વરના સોગંદ ખાવા એ તો તેને મન રમત જેવું હોય છે ! આટલા અસત્યથી નહિ ધરાતાં જો ભાવ નક્કી થાય છે તો વસ્તુ આપવામાં કાંઇ ભેળસેળ કે દગાબાજીનો પ્રપંચ એ વ્યાપારી ખેલ્યા વિના રહેતો નથી ! વળી વસ્તુ તોળી આપવામાં કૂડ કરવું અને ગ્રાહકને ઓછું આપવું અથવા પોતે લેવું હોય તો વધારે તોળી લેવું એ તો એવા કપટી

વ્યાપારીઓનો ધર્મ લેખાય છે ! એવા વિશ્વાસઘાતપૂર્વક વસ્તુ આપ્યા પછી તેનું મૂલ્ય લેતાં પણ ખોટો હિસાબ ગણીને પૈસા વધુ લે છે ! પ્રત્યેક ગ્રાહકની સાથે આવી કરામતોની બાજી ખેલનાર વ્યાપારી એક દિવસમાં કેટલા અસત્યવાદનો, કેટલા જૂઠા સોગંદનો, કેટલા વિશ્વાસઘાતનો અને કેટલા દગાનો બોધ પોતા કર્મના ભંડારમાં ભરતો હશે ? આવા વ્યાપારીઓ કે જેઓ ધોળે દિવસે અને લોકોની આંખોમાં ધૂળ નાંખીને લૂંટ ચલાવે છે, તેમને ધોળા દિવસના ધાડપાડુઓ લેખવા એ શું ઉચિત નથી ? વ્યાપારમાં થતા આ પાપકર્મને કેટલાક વ્યાપારીઓ સાધારણ પ્રકારનું પાપ લેખે છે અને તેથી તેઓ જો જૂઠું નહિ બોલવાની પતિજ્ઞા લે છે તો તેમાં વ્યાપાર નિમિત્તે જૂઠું બોલવાનો આગાર–છૂટ રાખે છે ! આ કરતાં વધારે દુષ્ટતા બીજી કઇ હોઇ શકે ! શું વ્યાપારમાં જૂઠું બોલવાની ફરજ જ પડે છે ? વ્યાપારીઓમાં અસત્યનો અંબાર બહુ વધી ગયો છે તેથી એકાદ સાચાબોલો અને પ્રામાણિક વ્યાપારી કદાચ એકદમ ફાવી ન શકે અને ગ્રાહકો તેના તરફ ન લલચાય એ ખરૂ છે, પરન્તુ પૂર્વે કહેલા તેલ વેચનાર વણિકના દૃષ્ટાંત મુજબ જયારે લોકો જાણે છે કે અમુક વ્યાપારી મીઠી વાણીથી ગ્રાહકને લલચાવ્યા વિના કે ઇશ્વરના સોગંદ ખાધા વિના તથા ઘણી વાર ભાવમાં ન્યૂનાધિકતા કર્યા વિના એક જ ભાવે સૌ કોઇને એકસરખો માલ આપે છે, ત્યારે બીજા જૂઠાબોલા વ્યાપારીઓ કરતાં તે વ્યાપારીની કીર્તિ વધુ ફેલાય છે અને તેનો ધંધો ચાલે છે. જે ગ્રાહકો વ્યાપારીઓની મનોરંજક ભાષાને સત્ય માનતા હશે તેઓ કદાચ એવા વ્યાપારીને ત્યાં નહિ આવે, પણ તેથી શુ ? છેવટે પણ તેઓ પોતાના લાભ તરફ નજર કરે છે અને ત્યારે મનોરંજક ભાષાના તાત્પર્યને સમજે છે. આ ઉપરથી સમજવાનું એ છે કે વ્યાપાર નિમિત્તે અસત્ય બોલ્યા વિના ન ચાલે એવી મૂર્ખ માન્યતામાં કોઇએ ફસાઇ રહેવું જોઇએ નહિ અને તેવું અસત્ય બોલવાની છૂટ રાખવી તે પણ હૃદયની મોટામાં મોટી અધમતા લેખાય છે.

જૂઠાબોલો શાહુકાર અપકીર્તિ પામે છે ત્યારે સાચાબોલો ચોર કીર્તિ પામે છે. એક ચોરને તેના બાપે મરતાં મરતાં શીખામણ આપી કે " તારે

કોઇ દિવસ જૂઠું બોલવું નહિ." પિતાની છેવટની આજ્ઞા હોવાથી ચોરે તે કબુલ રાખી. બાપ મરી ગયો તેને બીજે દહાડે મધરાતે તે ચોરી કરવા નીકળ્યો. પહેરેગીરે તેને અટકાવીને પૂછ્યું કે "તું ક્યાં જાય છે?" ચોર સાચું બોલ્યો: "હું ચોરી કરવા જઉં છું.' પહેરેગીર હસ્યો અને ફરી પૂછ્યું: "ક્યાં જઇશ અને ચોરી કરીશ?" ચોરે જવાબ આપ્યો: "આજ તો રાજાનો મહેલ ફાડવાનો વિચાર છે!" પહેરેગીરે તેને ગાંડો માનીને જવા દીધો. તે જ રાત્રે રાજાનો મહેલ ફાડીને તે ચોરે ઘરેણાંની પેટી ઉપાડી અને ઘેર આવ્યો. બીજે દિવસે ચોરની વાત જાહેર થઇ એટલે પેલો પહેરેગીર ભાનમાં આવ્યો. તેણે રાજાને કહ્યું કે "કોઇ માણસ ગઇ રાત્રે મને કહેતો ગયો હતો કે હું રાજાનો મહેલ ફાડીને ચોરી કરવા જઉં છું, પણ મેં તેને ગાંડો માનીને કાઢી મેલ્યો હતો." રાજાએ આવા ચોરની બહાદુરીની પ્રશંસા કરી અને ઢંઢેરો પીટાવ્યો કે તે ચોરની બહાદુરીથી પ્રસન્ન થઇને રાજા તેને ઇનામ આપવા ઇચ્છે છે. ચોર બહાર પડ્યો અને રાજા પાસે આવી પોતાની ચોરીની વસ્તુઓ રજુ કરી. તેના સત્યવાદિત્વ ઉપર ખુશ થઇને રાજાએ તે જ ઘરેણું તેને બક્ષીસ આપ્યું. આ પરથી એમ સમજવાનું નથી કે આવી ચોરીનું કામ સર્વદા પ્રશંસાને પાત્ર હોય છે, પરંતુ તાત્પર્ય એ છે કે સાચાબોલો ચોર જૂઠાબોલા શાહુકાર કરતાં વધારે ડાહ્યો ગણાવાને યોગ્ય છે. (૨૧૮–૨૧૯–૨૨૦)

[ વ્યાપારીઓ ઉપરાંત કારીગરો પણ કેવી કપટપટુતા વાપરે છે અને તેનું કેવું અનિષ્ટ પરિણામ આવે છે તે હવે દર્શાવવામાં આવે છે. ]

शिल्पिनां कौटिल्यम् । २२१ । २२२ ॥

**अंतस्[illegible]च्छतरं बहिश्च रुचिरं शोभास्पदं सर्व[illegible] ।**
**[illegible]ल्यकं किल शिल्पवस्तु शिथिलं निर्मीयते शिल्पिभिः॥**
**ना तेस्थायि न चाल्प[illegible]ल्यमपि तद्भेदे समासाद्यते ।**
**[illegible]गरूण मापि साम्प्रतं क्रातिर[illegible]ऽसत्या[illegible]न्वता हर[illegible]त ॥**

शिल्पिश्रेणिषु यद्यसत्यचरणं तस्मान्न सञ्जायते ।
हानिः केवलमत्र धर्मनययोर्मायाविनां शिल्पिनाम् ॥
किन्तु स्यान्महती क्षतिर्भुवि नृणां नूनं परेषामपि ।
यस्माज्जीवनसाधनानि बहुशस्तत्कृत्यधीनानि वै ॥

કારીગરોની કુટિલતા.

**ભાવાર્થ**—હાલમાં કારીગર લોકો જે કાંઇ કારીગરીની ચીજો બનાવે છે તેમાં પણ કપટનો જ આશ્રય લે છે. દરેક ચીજને ઉપરથી તો રંગ લગાડી ટાપટીપ કરી, સારાં સારાં ચિત્રો કાઢી, ખૂબ સુંદર બનાવી, એવો તો ભભકો બતાવવામાં આવે છે, કે તેની સુંદરતામાં જ માણસ મોહિત થઈ જાય, પણ તે ચીજ અંદરખાને તદ્દન તુચ્છ હોય છે અને તેની બનાવટ પણ એવી હલકી હોય છે કે થોડા વખતમાં તો તેનો વિનાશ થઈ જાય છે અને પૈસા બરબાદ જાય છે. વસ્તુની કિમ્મત હોય તેના કરતાં વધારે કિમ્મત બતાવી લોકોને આકર્ષવા ઉપરનો ભભકો બતાવનારી હાલના કારીગરોની પ્રવૃત્તિ પણ ખરેખર અસત્ય અને કુટિલતાથી જ ભરેલી છે. (૨૨૧)

કારીગરોની કુટિલ પ્રવૃત્તિથી કેવળ કારીગરોની પ્રામાણિકતા, નીતિ અને ધર્માચરણને ધક્કો લાગે છે, એટલુ જ નહીં પણ તેથી બીજા માણસોને મોટી નુકસાની પહોંચે છે, કેમકે કેટલીક રીતે મનુષ્યોનાં જીવનનાં સાધનો કારીગરોની કૃતિને અધીન છે. કેટલીક વાર શિલ્પીઓની કુટિલતાના પરિણામે હજારો જનોની પાયમાલી થાય છે. આમ અનેક પ્રકારે ક્ષતિ પહોંચવાને સંભવ છે. (૨૨૨)

**વિવેચન**—બહારથી જે વસ્તુને જેવી દેખાડવામા આવી હોય તેવી જ તે અંદરથી ન હોય તોપણ તે વસ્તુ ઠગાઇપૂર્વક બનાવવામાં આવેલી લેખાય, અને તે બનાવનારે કપટ અથવા એક પ્રકારના અસત્યનો આશ્રય લીધો એમ લેખાય. **સ્માઇલ્સ** કહે છે કે " તમામ ખરાબ કામ જુઠાણા જેવું છે. એ તદ્દન અપ્રામાણિકતા દર્શાવે છે. તમે પૈસા આપો છો તે સારૂ

કામ કરવાના આપો છો; પણ તે ખરાબ રીતે અને અપ્રામાણિકપણાથી કરવામાં આવે છે. તેને ઉપર ઉપરથી પરિપૂર્ણતાનો દેખાવ આપી શોભાયમાન કીધું હોય, પણ આમ કરવામાં મહાપાપ છે એમ ઘણો જ કાળ વીત્યે સમજાય છે. જ્યાંસુધી આવી સ્થિતિ છે ત્યાંસુધી મજુરોના ઉદ્યોગના ગૌરવ વિષે અથવા તો 'કારીગરો' એવું ખોટું નામ ધારણ કરનારાઓની જનમંડળમાં યોગ્યતા વિષે બોલવું એ વ્યર્થ છે. જ્યાં ઉદ્યમમાં પ્રામાણિકપણું નથી ત્યાં ઉદ્યમમાં પ્રતિષ્ઠા આવે જ નહિ." કારીગરોની આવી કુટિલતાથી અનેકાનેક નુકસાન થાય છે. એવા કેટલાક કારીગરોથી જેઓ સારા કારીગરો હોય છે તેઓ પણ નિંદાય છે અને એ રીતે તેમનો ધંધો ભાગી પડવાથી તેમની આજીવિકાને હાનિ થાય છે. કેટલાક કામો એવાં હોય છે કે તેમાં જો કુટિલતા વાપરવામાં આવી હોય છે તો અનેક જીવોની હાનિ થાય છે. દાખલા તરીકે જો મકાન અથવા પૂલ તકલેદી બાંધ્યાં હોય અથવા ગાડી ગાડાં જેવાં વાહનો તકલેદી બનાવ્યાં હોય તો ઘણા માણસોની તેમ જ પશુઓની જીંદગી જોખમમાં આવી પડે છે. કારીગરોને પણ તેમની કુટિલતાનો બદલો ધનની, ધર્મની અને પ્રતિષ્ઠાની હાનિના રૂપમા મળે છે.

એક યુરોપીઅન મુસાફર જાપાનમાં પ્રવાસ કરતો હતો, તે વખતે તે એક બુઢ્ઢા જાપાનીઝ કારીગરની દુકાને જઈ પહોંચ્યો. તે કારીગર હાથીદાંતપર નમૂનેદાર ચિત્રો તથા કોતરણીનું કામ કરતો હતો. પેલા મુસાફરે એક હાથીદાંત રૂ. ૧૩૦ ની કીંમતે લેવાનો ઠરાવ્યો, પરન્તુ કારીગરે તે દાંત મુસાફરને સોંપતી વખતે તેને બરાબર ધ્યાનથી તપાસ્યો તો તેમાની કારીગરીમાં તેણે કેટલીક ખામીઓ જોઇ અને તે પેલા ગ્રાહકને જણાવી. ગ્રાહકે કહ્યું: "એ ખામીઓ નજીવી છે અને તમારા જેવા ચતુર કારીગરના કામમા તે ખામીઓ કોઈ જાણી શકે પણ નહિ." કારીગરે કહ્યું: "સાહેબ ! આ દુકાનેથી કદાપિ આવો ખામીવાળો માલ વેચવામાં આવતો નથી, માટે આ હાથીદાંત હું આપને કોઈ પણ કીંમતે વેચાતો આપી શકીશ નહિ." આવા સત્યવાદી અને પ્રામાણિક કારીગરો ભારતવર્ષમાં કેટલા હશે ? (૨૨૧–૨૨૨)

[ આવા સંસારી જનો ઉપરાંત ત્યાગી વર્ગમાં પણ અસત્યનો પ્રવેશ થઈ ચૂકયો છે તેના વિવિધ પ્રકારોનું દર્શન નિમ્ન શ્લોકમાં કરાવવામાં આવ્યું છે. ]

त्यागिवर्गेऽसत्यप्रवेशः । २२३ ॥

जातस्खलन पलापनपरासद्दोषसंभाषणा-
त्मीयोत्कर्षपरापकर्षकथनासूयास्वरूपण वा ॥
मिथ्यादम्भकदाग्रहादिविधया रेऽसत्य ! पापाग्रणि ।
सत्त्यागिगणेप्यनेकविधिना जातास्ति ते सत्क्रिया ॥

**ત્યાગી વર્ગમાં પણ અસત્યનો પ્રવેશ.**

**ભાવાર્થ**—પોતાની થયેલી ભૂલનો ઇનકાર કરવો, બીજાને હલકો પાડવા અછતા દોષોનું તેના ઉપર આરોપણ કરવું, કીર્ત્તિ અને મહત્તાના લોભથી સદ્દગુણોની ગેરહાજરીમાં પણ પોતાની શ્લાઘા કરી આત્મોત્કર્ષ અને બીજાનો અપકર્ષ-નિંદા કરવી, બીજાની પ્રશંસા અને ખ્યાતિ સાંભળી મનમાં બળી જવું અને ઈર્ષ્યા-અસૂયા કરવી, ખોટો આડંબર અને મિથ્યા દંભ સેવવો, કલેશનાં બીજરૂપ મતાગ્રહને અવલંબી કદાગ્રહ કરવો: આ બધાં સીધી યા આડકતરી રીતે અસત્યના જ પ્રકારો છે, અને ઉપર બતાવેલે રૂપે વર્ત્તમાન સમયે ત્યાગી વર્ગમાં પણ અસત્ય પૂરજોસથી પ્રકટી નીકળ્યું છે, અર્થાત્ ત્યાગી વર્ગે પણ તે તે રૂપે અસત્યનો સારી પેઠે સત્કાર કર્યો છે! (૨૨૩)

**વિવેચન**—જનસમાજને પાપમાં પડતાં અટકાવે તે 'ધર્મ' કહેવાય છે અને તે ધર્મના ઉપદેશથી લોકોનાં જ્ઞાનચક્ષુઓને ઉઘાડનાર ધર્મોપદેશક અથવા ધર્માચાર્ય હોય છે. ધર્મ વિષયના અગ્રણી એવા ધર્મોપદેશક અને ધર્માચાર્યો પોતે બીજાને પાપમાં પડતા અટકાવવા માટે ઉપદેશ આપે છે ખરા, પરન્તુ આજકાલ તેવા કેટલાક ધર્મોપદેશકો અથવા ધર્માચાર્યો પોતે જ પાપમાં અહર્નિશ રત રહેતા હોય છે એ કાંઈ થોડા ખેદની વાર્ત્તા નથી. પોતે અસત્યનો આશ્રય લે છે, છતાં લોકોનાં ચિત્તમાં પોતાનું સત્યવાદિત્વ ઠસાવવા માટે એવા ધર્મગુરૂઓ એવો મિથ્યા આડંબર કરે છે કે જેથી તેઓ અસત્યની સાથે ઠગાઈ ચલાવવાના વિશેષ પાપમાં પડતા હોય તેવું જોવામાં આવે છે. પોતાની મહત્તા ટકાવી રાખવાને એવા ધર્મગુરૂઓ પો-

તાની ભૂલો કે ખામીઓને પણ લોકોના ચિત્તમાં ખૂબીઓ તરીકે ઠસાવવાને યત્ન કરે છે, અને પોતાના સમોવડીયા બીજા ધર્મગુરૂઓ અથવા અન્ય ધર્મના અગ્રણીઓ ઉપર મિથ્યા દોષારોપણ કરી પોતાને મોટા કહેવડાવવાનો પ્રયત્ન કરે છે. પોતાની કીર્ત્તિની અભિલાષાથી તે આત્મશ્લાઘા કરે છે કિંવા કોઇને મ્હોંએ પોતાની પ્રશંસા થતી સાંભળીને પ્રસન્ન થાય છે એટલું જ નહિ પણ પારકી નિંદા—અસૂયા—ઇર્ષ્યારૂપી દહીંને વલોવીને તેમાંથી પોતાને માટે કીર્ત્તિરૂપી નવનીત કાઢવાની જાણેકે તેમની ઇચ્છા ન હોય તેવું કરીને સ્થળે સ્થળે કલહનાં બીજની રોપણી કરે છે ! અંતરમાં કાંઇ હોય અને બહાર તેથી કાંઇક જૂદું જ દર્શાવવું તે સ્પષ્ટતઃ અસત્યનો જ પ્રકાર છે અને તેથી ઉપર કહ્યું તેવું વર્ત્તન કોઇ પણ ત્યાગીનું હોય તો તે બાહ્યતઃ ત્યાગી હોવા છતાં અંતરથી અસત્યવાદી અને અધમ છે એમ માનવામાં કશો વાંધો નથી. એવા અસત્યવાદી ત્યાગીઓ કરતાં સત્યવાદી સંસારીઓ અનેક રીતે ઉત્તમ છે. ( ૨૨૩ )

[ જેઓમાં અસત્યનો પ્રવેશ થઈ ચૂકયો છે તેનાં આ પ્રમાણે થોડા ઉદાહરણો આપ્યા પછી સમુચ્ચયે જૂદા જૂદા વર્ગના લોકોમા અસત્યના પ્રવેશથી કેવા જૂદાં જૂદાં પરિણામો આવે છે તે હવે દર્શાવવામાં આવે છે ]

असत्यपरिणामः । २२४ ॥

**भूपे तत्पुरुषेषु वा स्थितमिदं कुर्यात्प्रजापीडनं ।**
**धर्मज्ञातिसमाजनायकगतं हन्याज्जनानां हितम् ॥**
**स्यादेतद्वणिगाश्रितं यदि तदाऽनीतेः प्रचारो भवेद् ।**
**वित्तप्राणहरं स्थितं भिषजि चेद् हा हा महानर्थकम् ॥**

**ભિન્ન ભિન્ન વ્યક્તિઓના અસત્યનું ભિન્ન ભિન્ન પરિણામ.**

**ભાવાર્થ તથા વિવેચન**—જૂદા જૂદા ધંધા અને અધિકારવાળા માણસોના અસત્યવાદિત્વના પ્રકાર જૂદા જૂદા હોય છે, જેનાં થોડાંક ઉદાહરણો પૂર્વે દર્શાવવામાં આવ્યા છે. જેવી રીતે તે પ્રકાર જૂદા જૂદા હોય

છે તેવી રીતે તેનાં પરિણામ પણ જૂદાં જૂદાં હોય છે. રાજા અથવા રાજકીય પુરૂષોમાં અસત્યનો પ્રવેશ થાય છે, ત્યારે તેમના ચારિત્ર્યનો એક ભાગ દૂષિત થવા ઉપરાંત તેમના અસત્યનું વધારે ભયંકર પરિણામ તો પ્રજાને ભોગવવું પડે છે. એટલે પ્રજાને અન્યાય મળે છે, ખર્ચના બોજામાં ઉતરવું પડે છે અને તેથી તેની પાયમાલી થાય છે. ધર્મ, જ્ઞાતિ કે સમાજના અગ્રેસરોમાં અસત્યનું પ્રવર્તન થાય છે ત્યારે ધર્મના અનુયાયીઓ, જ્ઞાતિનાં માણસો, કે સમાજના સભાસદોની દરેક વ્યવસ્થાને મોટો ધક્કો લાગે છે. તેમને હિત પહોંચાડનારી અને અભ્યુદયને માર્ગે લઇ જનારી સારી સારી સંસ્થાઓ તૂટી જાય છે, અને પરિણામે તે સઘળાઓની પાયમાલી થાય છે. વ્યાપારી વર્ગમાં જ્યારે અસત્યનો પ્રવેશ થાય છે, ત્યારે ધીમે ધીમે દરેક વર્ગમાં અનીતિ—અસત્યનો પ્રચાર થાય છે. ગરીબ લોકો ધોળે દિવસે લૂંટાય છે, અને તેમનામાં ગરીબાઇ વધે છે. જો આ અસત્ય વૈદ્ય લોકોમાં પ્રસરે છે તો તેથી રોગીઓના પ્રાણ અને ધન બંનેનો નાશ થાય છે. વૈદ્યનો ધંધો પવિત્ર છે અને તેથી સુવૈદ્યને—વિદ્વાનોએ पियुषपाणिः અર્થાત્ 'હાથમાં ઔષધરૂપી અમૃતને ધારણ કરનાર' એવું નામ આપ્યું છે, પરન્તુ જે કુવૈદ્યો છે અને અસત્યનો જ આશ્રય લેઇને ઉદરનિર્વાહ તરફ દૃષ્ટિ રાખી રહ્યા છે તેઓને તો यमराजसहोदरः એટલે કે 'યમરાજના સગા ભાઈ' કહેવામાં આવ્યા છે કારણકે 'યમ' તો જીવ જ લેઈ જાય છે પરન્તુ તેવો વૈદ્ય તો જીવ અને ધન બન્ને લેઈ જાય છે! આપ જૂદી જૂદી રીતે અસત્ય ભયંકર ત્રાસ ઉપજાવવાની સાથે લોકોને પાયમાલ કરી નાંખે છે. અરેરે! ભારતવર્ષ તો આ બધાં અસત્યનું પરિણામ હાલ ભોગવી રહેલો છે. (૨૨૪)

[અસત્યનાં આટલાં ભયંકર પરિણામો ભોગવવા પડતાં હોવા છતાં તેનો ટકાવ થઈ રહ્યો છે એટલું જ નહિ પણ તે દિનપ્રતિદિન પોતાની શાખાઓ ફેલાવતું જાય છે એ જોઇને ગ્રંથકાર તેમ થવાનું કારણ શોધવામાં ગુંચવાઈ જાય છે; અને તેથી તે કોઇ અદૃશ્ય આત્માને કલ્પીને તેને સંબોધી કેટલાક પ્રશ્નો કરે છે.]

किन्निमित्तमसत्यसेवनम् ? । २२५ ॥

नासत्यं व्यवसाय‌वृद्धिजनकं नो कीर्तिविस्तारकं ।

नो मा॰ात्म्यसमर्पकं न हि पुनः शान्तिप्रतिष्ठापकः ॥
ल्विवतल्लु॰ताकरं भयप॰ मान॰तिष्ठाहरं ।
नो जाने मनुजैस्तथापि सततं प्रीत्या कथं सेव्यते ॥

**શામાટે લોકો અસત્યને સેવતા હશે?**

**ભાવાર્થ**—શું અસત્ય વ્યાપારની વૃદ્ધિ કરે છે? શું ઉદ્યોગને વિસ્તારે છે? શું માણુસોનું માહાત્મ્ય વધારે છે? શું મોટાઈ અને ગૌરવનો સંચય કરે છે? શું શાન્તિ ઉત્પન્ન કરે છે? આ બધા સવાલોના જવાબમાં ચોખ્ખી રીતે નકાર જ કહેવો પડશે, એટલું જ નહિ પણ તેથી ઉલટું ગૌરવને બદલે અસત્ય વર્તન માણુસની લઘુતા જ કરાવે છે, મોટાઇને બદલે માન અને પ્રતિષ્ઠાનો ભંગ કરે છે, હૃદયમાં ભયની લાગણી ઉત્પન્ન કરે છે અને સંકલ્પબળ તેમ જ મનોબળનો વિનાશ કરે છે. અસત્ય આટલું ખરાબ હોવા છતાં માણુસો તેને રાજી થઈ શામાટે સેવે છે? તેની કાંઈ ખબર પડતી નથી. (૨૨૫)

**વિવેચન**—અસત્યના ગેરલાભો પૂર્વે કહેવામાં આવ્યા છે અને તેના જ ઉપસંહાર રૂપે અત્રે કહેવામાં આવ્યું છે કે અસત્યથી વ્યાપારની વૃદ્ધિ થતી નથી. ઉદ્યોગ વધતો નથી, માહાત્મ્ય વધતું નથી, કીર્તિ ફેલાતી નથી કે ચિત્તને શાન્તિનો લાભ થતો નથી કિન્તુ તેથી ગૌરવનો નાશ થાય છે, ભયજનક છે અને માનનો સંહાર કરનાર છે. આટલું હોવા છતાં મનુષ્યો અસત્યનો આશ્રય લે છે તેનું કારણુ શું હશે? આ પ્રશ્નનો વાસ્તવિક ઉત્તર એ છે કે માનવબુદ્ધિ ભ્રમમાં પડી છે. જે લાભ સાચું બોલવાથી ન થાય અથવા તો મોડો થાય એવું તે માને છે તે લાભ તુરતમાં મેળવવાની અધીરાઇથી તે અસત્યનો આશ્રય લે છે અને માને છે કે તેને પરિણામે પોતાને લાભ થશે. પરંતુ વસ્તુતઃ એ એક પ્રકારનો બુદ્ધિભ્રમ જ છે. અસત્યથી તાત્કાળિક લાભ કદાપિ થતો જ નથી, બલકે લાભનો સંભવ ઉલટો દૂર જઇને પડે છે અથવા વિનાશ પામે છે. લાભના વિનાશના કારણુને લાભની પ્રાપ્તિના સાધનરૂપ માનવો એ શું બુદ્ધિનો ભ્રમ નથી? ખરેખર, એવી બુદ્ધિવાળા

બાળજીવો દયાને પાત્ર છે. એવા બાળજીવો અસત્યનો આશ્રય લે છે, તેથી ઉલટું વિદ્વાનો તેનો ત્યાગ કરે છે. 'કલ્પતરૂ'માં કહ્યું છે કેઃ—

असत्यमप्रत्यय-लकारणं कुवासनासद्म समृद्धिवारणम् ।
विपन्निदानं परवंचनोर्जितं कृतापराधं कृतिभिर्विवर्जितम् ॥

અર્થાત્—જૂઠું બોલવું એ અવિશ્વાસનું મૂળ કારણ, ખરાબ વાસનાનું સ્થાન, સમૃદ્ધિને અટકાવનાર, વિપત્તિનું કારણ, પારકાને ઠગવામાં શક્તિમાન્ અને અપરાધ કરાવનાર છે, માટે વિદ્વાનોએ ત્યાગ કર્યું છે. (૨૨૫)

[બુદ્ધિભ્રમના પરિમાણમાં વધારે ઉંચા ચડે એવા કેટલાક વિશેષ બાળજીવો પોતાના અસત્યનો બચાવ કરવાનાં મિથ્યા ફાંફાં મારતાં એક એવી દલીલ કરે છે કે "ભાઇ ! શું કરીએ ? આ જમાનો જ અસત્યનો છે ! સત્યનો પરાજય અને અસત્યનો વિજય, એવો હળાહળ કળજુગ ચાલે છે, ત્યાં અસત્ય વિના તે કેમ એક ડગલું પણ ચાલે ?" આ ભયંકર બુદ્ધિવિભ્રમને વશ થએલાઓને ગ્રંથકાર હવે પછીના શ્લોકમાં ઉત્તર આપે છે.]

किमसत्यस्यैवायं समयः ? । २२६ ॥

**प्रायोयं समयोऽस्त्यसत्यसचिवो यस्माच्च सत्याश्रयी ।**
**वृत्तिं नो लभते कथंचिद-[illegible]ती प्राप्नोत्यनल्पं धनम् ॥**
**इत्थं केचन मन्वते भवतु चेदापाततस्तत्तथा ।**
**तथ्येस्त्येव च वस्तुतस्तु विजयो द्रव्यं चिरस्थायि वा ।**

### શું આ જમાનો અસત્યનો છે?

**ભાવાર્થ તથા વિવેચન**—કેટલાકો એમ કહે છે કે "આ જમાનો જ અસત્યનો છે, વર્તમાન સમયે સત્યનો જય નથી. સત્ય વૃત્તિએ ચાલનાર માણુસ કમાઈ શકતો નથી. કિન્તુ ભૂખે મરે છે, અને તેથી ઉલટું અસત્યવાદી માણુસોનો સારી પેઠે વ્યાપાર ચાલે છે, અને તેઓ સારી રીતે કમાઈ ખાય છે. જૂઠ અને અનીતિથી જ પૈસો ભેગો થાય છે. 'સતી સીદાય અને ભોંડી લાડ કરે' તેમ આ જમાનામાં "સાચો સીદાય અને જૂઠો મોજ

કરે." આ માન્યતા પણ ભૂલભરેલી છે, અને ખોટા સંસ્કારથી બંધાયેલ છે, એટલે વાસ્તવિક નથી. અસત્યનો અકસ્માત્ અને ક્ષણિક વિજય ભલે હો, પણ તે વિજય ચિરકાલીન નથી. ખરેખર! આખરનો વિજય તો સત્યનો જ છે. सत्यमेव जयते नानृतम् ॥ ખરો જય સત્યનો જ થાય છે-અસત્યનો થતો નથી. આ ભવ અને પરભવ ઉભય લોકનું હિત તો સત્યમાં જ સમાયેલું છે, અને ચિરસ્થાયી લક્ષ્મી પણ સત્યને જ વરેલી છે. અસત્ય અને અનીતિનો પૈસો વધારે વખત ટકતો નથી, પણ સત્યથી મેળવેલો પૈસો જ ટકે છે. માટે આ જમાનો તેમ જ પ્રત્યેક જમાનો પણ અસત્યનો નહીં કિન્તુ સત્યનો જ છે. છતાં માણસો અસત્યને ચાહે છે, એનું કારણ મને તો એવું જણાય છે કે અસત્યના સંસ્કારો વજ્રલેપ થઈ જવાથી તેઓની બુદ્ધિ ભ્રમિત થઈ ગઈ છે અને તેથી તેઓ સત્યની પિછાન અથવા કદર કરી શકતા નથી. અસત્યથી કદાપિ તાત્કાળિક લાભ થતો હોય તોપણ તે ક્ષણિક છે અને સત્યનો લાભ ચિરંજીવી છે. પહેલો લાભ અધ્રુવ છે અને બીજો લાભ ધ્રુવ છે. અધ્રુવને પકડવાથી ધ્રુવનો અનાદર થવાથી તે ચાલ્યું જાય છે અને અધ્રુવ તો નાશ થવાને જ સરજાએલું છે. એટલે અસત્યનો આશ્રય લેનાર અધ્રુવને વળગેલો જ ગણાય છે અને તેનો સર્વથા નાશ થાય છે. ધ્રુવ પ્રત્યેક જમાનામાં 'ધ્રુવ' જ રહે છે, તેમાં અલ્પ પણ વિકાર સંભવતો નથી. (૨૨૬)

[ અસત્યના દિગ્દર્શનનું પ્રકરણ પૂરું કરતાં પહેલાં ગ્રંથકાર તેના કેટલા ભેદોનું સ્પષ્ટીકરણ કહે છે. ]

असत्यप्रकाराः । २२७ ॥

[illegible]त्तन्यद्वचनेन्य[illegible]स्ति च तथा कार्ये ततो भिन्नता।
स्पष्टोयं कपटोप्यसत्यस[illegible]वस्तावज्जगद्दुःखदः॥
[illegible]क्तस्याननुपालनं प्रा[illegible] वाचः परावर्त्तनं।
सर्वंश्चत-सत्यकोटिघटितं व्यर्थं महानर्थक[illegible]॥

## અસત્યના પ્રકાર અને તેની પીછાન.

**ભાવાર્થ**—ખરી હકીકતને છુપાવી બીજી રીતે બોલવું એમાં જેમ સત્યનો ભંગ થાય છે, તેમ મ્હોંથી બોલવું તે પ્રમાણે વર્તવું નહીં, તેવા દંભમાં પણ સત્યનો ભંગ થાય છે. મનમાં એક હોય, વચનમાં બીજી રીતે બોલવું અને પ્રવૃત્તિ તેનાથી જૂદી જ રાખવી અથવા લોકોને છેતરવા, વસ્તુનું ખરાબ રૂપ છુપાવી સારૂં રૂપ બતાવી તે વસ્તુ આપતી વખતે તેનાથી જૂદી જ રીતે આપવામાં આવે એવા પ્રકારનો કપટ ભાવ પણ અસત્યનો જ ભાઈ છે. જેટલે દરજ્જે અસત્ય જગતને નુકસાનકર્ત્તા છે તેટલે જ દરજ્જે આ કપટ પણ નુકસાન પહોંચાડનારૂં છે. બોલીને બદલી જવું યા બોલેલું પાળવું નહીં, પ્રતિજ્ઞાનો ભંગ કરવો, એ પણ બધા અસત્યના જ પ્રકાર છે, સત્યનો ભંગ કરનારા છે, માટે સત્યાભિલાષીઓએ અસત્યના સર્વ પ્રકારથી દૂર રહેવું. ( ૨૨૭ )

**વિવેચન**—' અસત્ય ' રૂપી પાપ કાંઇ એકલું મ્હોએથી જ થઈ શકે છે એમ સમજવાનું નથી. કોઈ માણસ અંતર્માં જે કાંઇ હોય તેથી ભિન્ન પ્રકારનુ કહે અને તેમ કહેવામાં તેનો આશય પોતાનો સ્વાર્થ સાધવાનો અથવા બીજાને હાનિ જ કરવાનો હોય તો તે સ્પષ્ટ અસત્ય છે. પરન્તુ મ્હોંએથી બોલવા ઉપરાંત બીજી રીતે પણ અસત્યનું પાતક થાય છે. પોતે જે કાંઈ કહ્યું હોય તેથી વિપરીત કરવું અર્થાત્ કહ્યાથી કેવળ જૂદા જ પ્રકારનું આચરણ કરવું એ પણ અસત્ય છે અને કહ્યા પ્રમાણે આચરણ કરવાનું મૂકી દેવું એ પણ અસત્ય છે. વળી એકલી કાયાના યોગવડે કરીને પણ અસત્યવાદિત્વનું પાપ થઈ શકે છે. કાંઈ પણ બોલ્યા વિના એક વ્યાપારી પોતાના ગ્રાહકને ચોક્કસ વસ્તુ બતાવે, અને તેનું મૂલ્ય ઠરાવે, પછી તે વસ્તુ આપતી વખતે તેથી કેવળ જૂદી જ આપે તો, મ્હોંએથી નહિ બોલ્યા છતાં અસત્યનું પાપ તો તે વ્યાપારીને હાથે થઇ ચૂકેલું જ સમજવું. આવી ક્રિયામાં અસત્યનું બીજું નામ ' ઠગાઇ ' ' વિશ્વાસઘાત ' અથવા ' કપટ ' એવું વપરાય છે, અને વસ્તુતઃ તે અસત્યના જ પ્રકારો છે. જેઓ સત્યના અભિલાષીઓ હોય તેઓએ અસત્યના આ પ્રકારોને પણ પોતાના વ્રતનો

ભંગ કરનારા જાણીને તેથી દૂર રહેવા કાળજી રાખવી.

અત્ર એક દૃષ્ટાંતની જરૂર છે. બે ભાઇબંધો એક દુકાને દાડમ ખરીદ કરવાને ગયા. જ્યારે વેપારી દુકાનના ઓરડામાં મોટાં સારાં દાડમ શોધવા ગયો, ત્યારે પેલા ભાઇબંધોમાંના એકે એક મોટું દાડમ જે દુકાનના આગલા ભાગમાં પડયું હતુ તે ઉપાડી લીધું અને તે તેણે પોતાની સાથેના ભાઇબંધને આપ્યું એટલે તેણે તે પોતાના ડગલામાં છુપાવી દીધું. વેપારી ઓરડામાંથી બહાર આવ્યો અને પોતાનું એક દાડમ ખોવાતું હોવાનું તથા તે પેલા બે મિત્રોમાંના એકે જ લીધુ હોવાનું કહેવા લાગ્યો. આથી પેલા મિત્રોમાંનો એક ( કે જેણે દાડમ ઉપાડી લીધું હતું ) બોલ્યોઃ "અરે ભાઇ! જો તારૂં દાડમ મારી પાસે હોય તો મને ઇશ્વરના સોગંદ છે." બીજો બોલ્યોઃ "અને જો મેં તારૂં દાડમ લીધું હોય તો મને પણ ઇશ્વરના સોગંદ છે." જો માત્ર તે બન્ને બોલનારાઓના શબ્દો તરફ નજર કરીએ તો તેઓ જૂઠું બોલ્યા નથી. જેણે દાડમ લીધુ હતું તેણે સોગંદ ખાઇને કહ્યું કે "મારી પાસે દાડમ નથી" એ ખરૂં જ હતું કારણકે તેણે તો માત્ર તે લીધું હતુ અને પોતાના મિત્રને છુપાવવા આપ્યું હતું. બીજાએ કહ્યું કે "મેં તારૂં દાડમ લીધુ નથી" તે પણ ખરૂં હતું કારણકે તેણે તે લીધું નહોતું પણ પોતાના મિત્રે આપેલું છુપાવ્યું હતું. બન્નેના શબ્દો ખરા હોવા છતાં તેઓ અસત્યવાદના મોટા પાપી અને ચોર જ લેખાવા જોઇએ, કારણકે એવી રીતે ઠગાઈ કરીને સાચું બોલવું તે સત્ય નથી પણ અસત્ય જ છે. આ ઉપરથી સમજી શકાશે કે માત્ર મ્હોંએથી સાચું બોલનારાઓ પણ વાસ્તવિક સત્યને ગોપવવાનું પાપ અંતરથી અને ક્રિયાથી કરે છે અને તેઓ પણ અસત્યવાદી અને પાપી છે. (૨૨૭)

[ અસત્યના સ્વરૂપનું દર્શન સમાપ્ત કરીને હવે સત્યની આવશ્યકતા પ્રતિપાદન કરવામાં તથા તેના મહિમાનું ગાન કરવામાં ગ્રંથકાર પ્રવૃત્ત થાય છે. ]

सत्यस्यावश्यकता । २२८ ॥

**सत्यं ॰वलमत्र भूषणमलं नो सज्जनानां शुभं।**

किन्तूत्कृष्ट‍ ासये रतरं प्रत्येकमप्याङ्गिना ॥
नीतेर्मूलम ‌ त्तमं शुभतरं श्रेयोर्थिनां जीवनं ।
विश्वासायतनं विशिष्टसुखदं सौजन्यसम्पादकम् ॥

**સત્યની આવશ્યકતા.**

**ભાવાર્થ**—ગમે તેવા પ્રસંગે પણ જુઠું ન બોલતાં સત્ય જ બોલવું એ ઉત્તમમાં ઉત્તમ આભૂષણ છે. તે આભૂષણ કેવળ સત્પુરૂષો યા મહાપુરૂષોએ જ પહેરવાલાયક છે, એટલું જ નહીં પણ નાના મોટા દરેક માણસે પ્રામાણિકતાનું ઉત્તમ પદ પ્રાપ્ત કરવા યા મનુષ્યજીવનને ઉચ્ચ બનાવવા સત્યરૂપી આભૂષણ ધારણ કરવાલાયક છે. નીતિનું મજબૂત મૂળ પણ સત્ય જ છે. આત્માર્થી મનુષ્યોનું તો સત્ય એ જ શ્રેષ્ઠ જીવન છે. લોકોને વિશ્વાસનું સ્થાન પણ સત્ય જ છે. સુજનતાનું સંપાદન કરનાર પણ સત્ય વિના બીજું કોઇ નથી. ઐહિક જીવનને ઉન્નત બનાવી પરંપરાએ સ્વર્ગ અને મોક્ષનો આનંદ આપનાર પણ સત્ય જ છે. માટે પોતાનું હિત ઇચ્છનાર દરેક ગૃહસ્થે અહર્નિશ સત્યનુ જ સેવન કરવું. અસત્યને તો એક ક્ષણ પણ આશ્રય આપવો નહીં. ( ૨૨૮ )

**વિવેચન**—' સત્યવાદિત્વ ' પ્રત્યેક મનુષ્યને અગત્યનુ છે. મહાપુરૂષો જ સત્યવાદી હોય અને બીજાઓ ન હોય એમ સમજવાનું નથી. એ આભૂષણ પ્રત્યેકને શોભાવનારૂં છે. નીતિ પણ સત્યથી જ શોભે છે, લોકોમાં વિશ્વાસ પણ સત્યથી જ બેસે છે અને આત્માને દુષ્કર્મોના અંધકારમાંથી છૂટો કરવા માટે પણ સત્યના સદ્‌ગુણને જ સેવવાની અગત્ય છે. એક અંગ્રેજ કવિએ કહ્યું છે કે—

Truth is a star that ever shines
With dazzling purity so bright,
Ills may assail it–envy, hate
May seek to cloud or dim its light
But like a star mid darksome skies,
It shineth still with clear ray.

અર્થાત્—"સત્યરૂપી તારો હમેશાં તેજસ્વી પવિત્રતાવડે ચમકી રહે છે. દુર્ગુણો તે તારાની સામે હલ્લો કરશે અથવા ઈર્ષ્યા અને તિરસ્કાર તેના પ્રકાશને ઝાંખો કરવા અથવા તેને ઢાંકી દેવા પ્રયત્ન કરશે, પરન્તુ અંધકારમય આકાશની મધ્યમાંના એક તારાની પેઠે તે સત્યનો તારો પણ પોતાનાં નિર્મળ કિરણોને ચળકાવી જ રહેવાનો." સત્યમાં આટલું મોટું પ્રાબલ્ય રહેલું છે, તેથી જ તે પોતાના પ્રાબલ્યવડે મનુષ્યના ઐહિક જીવનને વિજયશાળી બનાવી શકે છે અને તે ઉપરાંત તેનું પારલૌકિક કલ્યાણ પણ કરી શકે છે. જે વસ્તુ ઉભય પ્રકારનું સુખ આપે તેવી શાશ્વત છે તેનું સેવન કરવું એ પ્રત્યેક વ્યક્તિની ફરજ છે. ( ૨૨૮ )

[ જૂઠું બોલનારાઓ પોતે પણ સત્ય તરફ કેટલી ચાહના ધરાવે છે તે હવે દર્શાવવામાં આવે છે ]

सर्वत्र सत्यस्यैवाकाङ्क्षा । २२९ ॥

**मिथ्यावा[illegible]जना अपीतरजने वांञ्छन्ति सत्यं सदा।**
**न्यक्कुर्वन्त्यनृतप्रियं मनसि ते नो विश्वसन्ति क्वचित्॥**
**स्वं प्रामाणिकवर्गनायकतया प्रख्यापयन्ति ध्रुवं।**
**तस्मा[illegible]त्र हि सत्यमेव सुतरां सर्वैश्च संस्तूयते॥**

**સર્વત્ર સત્યની જ ચાહના.**

**ભાવાર્થ** તથા **વિવેચન**—જે લોકો પોતે જૂઠું બોલે છે. તેઓ પણ શ્રેષ્ઠ તો સત્યને જ માને છે. તેમની સામે કદાચ બીજો કોઇ માણસ જૂઠું બોલે છે તો તે તેમને ગમતું નથી, પણ બીજાઓ પોતાની સામે સત્ય ભાષણ કરે, તે જ તેમને ગમે છે. જે જૂઠું બોલનાર હોય તેને તેઓ ધિક્કારે છે અને તેના પ્રત્યે વિશ્વાસ રાખતા નથી, એટલું જ નહીં પણ તેમને પણ "તમે જૂઠું બોલો છો" એમ કોઈ કહે તો તે ગમતું નથી. તેઓ જૂઠું બોલનારા હોવા છતાં પણ લોકોમાં પોતાને સત્યવાદી યા પ્રામાણિક કહેવડાવવાને પ્રયાસ કરે છે, એટલે અંતઃકરણથી તેઓ જૂઠ કરતાં

સત્યની કિમ્મત વધારે સમજે છે, અને એટલા માટે જ પોતાના જૂઠને સત્યમાં ખપાવવા યુક્તિઓ રચે છે. સત્યવાદિત્વ એક સદ્‌ગુણ છે અને જૂઠું બોલવું એ એક દુર્ગુણ છે એમ તેઓ સમજે છે અને તેથી જ પોતાને સદ્‌ગુણી ઠરાવવાને તેઓ જૂઠું બોલતાં છતાં સાચું બોલવાનો ડોળ કરે છે અને બીજા સાચાબોલાને જૂઠાબોલા–દુર્ગુણી ઠરાવવા મથન કરે છે. અંગ્રેજીમાં એક બોધવચન છે કે–A liar begins by making a falsehood appear like truth, and ends with making truth itself appear like falsehood. અર્થાત્–જૂઠાબોલો માણસ જૂઠાને સાચું દેખાડવામાંથી પોતાની વાતની શરૂઆત કરે છે અને છેવટમાં સાચાને જૂઠું સાબીત કરે છે. આ ઉપરથી સમજાય છે કે સત્યવાદી અને અસત્યવાદી ઉભય સત્યને ચાહે છે; અને તેથી સત્યનો જ સર્વદા જય થવો સંભવિત છે. ( ૨૨૯ )

[ સત્ય તરફ સર્વ લોકોની આટલી ચાહના છે તેનુ કારણ એ છે કે તેમાં નિર્ભયતા રહેલી છે જે વિષે હવે કહેવામા આવે છે ]

सत्ये निर्भयता । २३० ॥

**सत्य त्वं श्रयसे यदीयहृदयं कौटिल्यदम्भोज्झितं ।**
**तस्य क्वापि भयं न चास्ति नितरां राज्याधिकार्यन्तिके ॥**
**किं कुर्वन्ति च शासनानि नृपतेर्नैष्ठुर्यबद्धान्यपि ।**
**रे रे किं बहुना यमादपि मनाग् नो तन्मनः कम्पते ॥**

### સત્યમાં નિર્ભયતા.

**ભાવાર્થ**—હે સત્ય! કુટિલતા અને દંભ વગરના જે માણસના હૃદયનો તું આશ્રય કરે છે, તે માણસના હૃદયમાં ભયની લાગણી બિલકુલ રહેતી નથી. ભલેને તેને એક ગુન્હેગાર તરીકે પકડીને અમલદારની પાસે કે રાજાની પાસે ઊભો રાખવામાં આવે તોપણ તેનું હૃદય એક રંચ માત્ર પણ કંપતું નથી. રાજ્યના સખ્ત કાયદાઓ અસત્યવાદીને જ બંધનકર્ત્તા થાય

છે, પણ સત્યવાદી અને સત્યનિષ્ઠને કોઈ પણ રીતે હરકતકર્ત્તા થઈ શકતા નથી, બલકે ક્રૂરમાં ક્રૂર મોતનાથી પણ સત્યનિષ્ઠ માણસનું મન ભયભીત થઈ કંપાયમાન થતુ નથી. સત્યનિષ્ઠ માણસ સર્વત્ર નિર્ભય રહે છે અને શાંતિ ભોગવી શકે છે. માટે દરેક ગૃહસ્થે અસત્યને મન, વચન, કાયાથી દૂર કરી સર્વદા સર્વત્ર સત્યનું જ સેવન કરવું. ( ૨૩૦ )

**વિવેચન**—પૂર્વે જણાવવામાં આવ્યું છે તેમ સત્ય સર્વદા ધ્રુવ છે અને અસત્ય અધ્રુવ છે. સત્ય એકરૂપી છે કારણ કે તેમાં વિકાર ઉદ્દભવતો જ નથી અને જો વિકાર ઉદ્દભવે છે તો તે સત્ય નહિ પણ અસત્ય જ કહેવાય છે. અસત્ય અધ્રુવ અને બહુરૂપી છે. એક બનાવટી જૂઠી વાત જેટલી વાર કહેવામાં આવે છે તેટલી વાર તેમાં કાંઈ ને કાંઇ ફેરફાર-વિકાર હોય છે જ, કારણકે તે વાત કહેનારના હૃદયમાં ધ્રુવતા રહેલી હોતી નથી અને તેથી દરેક પ્રસંગે અધ્રુવ-જૂદા જૂદા પ્રકારની જૂઠી વાતો તેના મુખમાંથી નીકળે છે. અગ્રેજ કવિ પોપ કહે છે કે " જૂઠું બોલનારને જૂઠું બોલવાથી પોતે પોતાને માથે કેટલી જોખમદારી વ્હોરે છે તેનું ભાન હોતું નથી, કારણકે એક જૂઠી વાતને સાચી ઠરાવવાનો યત્ન કરતાં તેને વીસ વખત નવું નવું જૂઠું બોલવું પડે છે. " એક જૂઠને છુપાવવાને વીસ વખત જૂઠું બોલવું પડે છે તેનું કારણ શું ? હૃદયમાં પેઠેલો ભય. એ ભય એવો હોય છે કે " રખેને મારી જૂઠી વાત લોકોમાં જાણીતી થઈ જશે ? " આ ભયને લીધે જ તે નવા નવાં જૂઠા બોલીને મૂળ જૂઠી વાતને છુપાવવાને અથવા સાચી ઠરાવવાને ફાંફાં મારે છે. પરન્તુ સાચું બોલનારના હૃદયમાં તે ભય હોતો જ નથી અને તેથી તેને કાંઈ વાત છુપાવવાને કે અન્યથા સમજાવવાને ફાંફાં મારવા પડતાં નથી. રાજ્યના કાયદા કે મોતનું તેડુ અસત્યને કમ્પાવી મેલે છે કારણકે ભવિષ્યમાં પોતાને કેવાં દુઃખો વેઠવાં પડશે તેવી કલ્પના તે વખતે ખડી થાય છે, પરન્તુ સત્યને દુઃખની કલ્પના પણ હોતી નથી તેથી તે સર્વદા નિર્ભય જ રહે છે. सत्ये नास्ति भयं क्वचित् એ બોધવાક્ય સર્વદા મનન કરવાયોગ્ય છે.

સત્યમાં રહેલી નિર્ભયતાનું અત્ર એક દૃષ્ટાંત આપવામાં આવે છે.

લોંગ વીલેની ડચેસ પોતાના એક માણસને માટે રાજાની મહેરબાની મેળવવામાં નિષ્ફળ થઇ તેથી એક વાર ક્રોધાવશ થઇને તે રાજાને માટે તિરસ્કારના શબ્દો બોલી ગઈ. આ વાત રાજાને કાને ગઈ અને રાજાએ ડચેસના ભાઇને તે વાત જણાવી. ડચેસના ભાઇએ કહ્યું કે " મારી બ્હેન આપના સંબંધમાં એવું કદાપિ બોલે નહિ." છેવટે રાજાએ કહ્યું કે " જો ડચેસ પોતે આવીને એમ કહે કે હુ તેમ બોલી નથી તો હું તે ખરૂ માનું." ડચેસની પાસે તેનો ભાઇ ગયો અને ડચેસે તેને ખરી વાત કહી. ભાઇએ બ્હેનને સમજાવ્યું કે " તે ગમે તેમ થયુ, પણ હવે અત્યારે રાજા પાસે આવીને કહે કે હું તેમ બોલી નથી, તો તે માનશે અને તારા પર ક્રોધ કરશે નહિ." ડચેસે એવું જૂઠું બોલવાની સ્પષ્ટ ના કહી. તેના ભાઇએ તેને આખો દિવસ સમજાવી અને કહ્યું કે "જો તું ખરૂં બોલીશ તો રાજાની તારાપર અપ્રીતિ થશે અને તારૂં માન નાશ પામશે," છતાં ડચેસે ન માન્યું અને કહ્યું: " જે રાજાએ મારા શબ્દમાં એટલો બધો વિશ્વાસ મૂક્યો અને કહ્યું કે જો હું કહું તો તે ખરૂ માને, તે વિશ્વાસના બદલામાં શુ હું જૂઠું બોલું? અને તે પણ ઈશ્વરતુલ્ય રાજાની સમક્ષ ? ભલે મારૂં મરણ થાય પણ હું સાચુ જ બોલીશ." છેવટે નિર્ભયપણે ડચેસે રાજાની પાસે જઇને પોતાનો ગુન્હો કબુલ કર્યો અને રાજાએ તેને માફી આપી, એટલું જ નહિ પણ પહેલાં કરતા તેના તરફ ત્યારથી વધારે માયાળુતા દર્શાવવા માંડી. ( ૨૩૦ )

[ હવે સત્યનો મહિમા ગાતાં ગાતાં ગ્રંથકાર સત્ય વિષેનુ પ્રકરણ સમાપ્ત કરે છે ]

सत्यमाहात्म्यम् । २३१ ॥

रे सत्यास्ति तव प्रकाशपटलं प्रान्ते पृथिव्या गतं ।
योग्यायोग्यहिताहितादियुगलं व्यक्तं पृथग् दर्शयन् ॥
स्वर्गान्तं प्रसृतो दिगन्तविततस्ते गुप्तदिव्यध्वनि-
र्लोकान्प्रेरयति प्रकर्षपदवीं कुर्वन्व्यवस्थां शुभाम् ॥

## સત્યનો મહિમા.

**ભાવાર્થ**—હે સત્ય ! તારો પ્રકાશ અલૌકિક તથા વિશાળ છે, અને તે પૃથ્વીના એક છેડાથી બીજા છેડાસુધી પહોંચેલો છે. તે પ્રકાશ વસ્તુઓ અને કૃતિઓના યોગ્ય અને અયોગ્ય, હિત અને અહિતકારક અંશને જુદા પાડી લોકોને સ્પષ્ટ કરી દર્શાવે છે. હે સત્ય ! તારો દિવ્ય અને ગુપ્ત ધ્વનિ દિશાઓના અંત અને સ્વર્ગના છેડાસુધી પહોંચી કર્ત્તવ્યાકર્ત્તવ્યની વ્યવસ્થાનો ઘંટ બજાવતો લોકોને ઉત્કર્ષના માર્ગ તરફ પ્રેરે છે. મહાત્મા પુરૂષોનાં અંતઃકરણો તારા પ્રકાશ અને ધ્વનિના ખજાના છે, અને ત્યાંથી તે પ્રકાશ અને ધ્વનિ પ્રચાર પામી આગળ વધે છે. ( ૨૩૧ )

**વિવેચન**—સત્યનો મહિમા વિશ્વના દિગંતોસુધી વ્યાપી રહ્યો છે અને આ લોકથી માંડીને પરલોકના છેવટના કિનારાસુધી સત્યરૂપી તારાનો પ્રકાશ મનુષ્યના અંધકારમય પ્રદેશમાંના પ્રવાસમાં તેને મદદ કરે છે. તૈત્તિરીયારણ્યકમાં સત્યનો પ્રભાવ ગાતાં કહ્યું છે કે—सत्येन वायुरावाति । सत्येनादित्यो रोचते दिवि । અર્થાત્—વાયુ પણ સત્યથી જ વાય છે અને સૂર્ય પણ આકાશમાં સત્યથી જ પ્રકાશે છે. આ પ્રમાણે કુદરતમાં પણ સર્વત્ર સત્યની જ વ્યાપ્તિ જોવામાં આવે છે. આટલા વ્યાપક, આટલા તેજસ્વી, શાશ્વત અને ઉત્કર્ષપ્રેરક સત્યનો મહિમા સૌ કોઇએ એકસરખી રીતે ગાયો છે. આપણે પણ એ સત્ય તારકને સંબોધીને એક અંગ્રેજ કવિના શબ્દોમાં વિનતિ કરીશુ કે—

Shine on, O star! It is ordained
Vanquished thou shalt never be,
But to the end of time shalt stand,
And even through eternity!

અર્થાત્— **અનુષ્ટુપ્.**

સત્યના તારલા વ્હાલા, પ્રકાશી રૂહે ત્રિભુવને,
નહીં અદૃશ્ય તું થાતો, કદાપિ કૃષ્ણ વાદળે !
ધવલ મહિમા તારો, શાંતિ ને સૌખ્યદાયક,
અવિચલ સદા રહેજો, यावच्चंद्रदिवाकरौ. ( ૨૩૧ )

[દ્વિતીય ખંડમાં બોધેલા વિષયોના સારાંશ રૂપે નીચેના શ્લોકમાં ઉપસંહાર કરી ઉક્ત ખંડને સમાપ્ત કરવામાં આવે છે ]

उपसंहार । २३२ ॥

**औदार्यञ्च गुणज्ञतां सुजनतां सम्पाद्य मैत्रीगुणान् ।**
**वात्सल्यञ्च समानभावसहितं कर्तुं कुटुम्बोदयम् ॥**
**द्रव्यस्यालमपेक्षितस्य जनने नोल्लङ्घते यो नयं ।**
**निश्चिन्तः स परार्थधर्मपदवीं गन्तुं समर्थो भवेत् ॥**

### ઉપસંહાર.

**ભાવાર્થ**—જે ગૃહસ્થ ગુણજ્ઞતા, પ્રત્યુપકારવૃત્તિ, ઉદારતા, સુજનતા, પુત્ર પુત્રી ઉપર સમાન ભાવવાળી વત્સલતા અને મિત્રતાદિ યોગ્ય ગુણોને સદ્વર્તનના ઉચ્ચ અભ્યાસથી સારી રીતે કેળવી–ખીલવી કુટુંબમાં સંપ સુલેહ અને સ્વાસ્થ્ય જાળવી તેનો અભ્યુદય કરવા માટે જોઈતું "ધન" મેળવવાને કરવામાં આવતા ઉદ્યોગના માર્ગમાં ચુસ્તપણે નીતિને વળગી રહે છે, અર્થાત્–બિલકુલ નીતિનું ઉલ્લંઘન કરતો નથી, તે માણસ ઉદ્યોગમાં સફળતા મેળવી નિશ્ચિંત–ઉપાધિરહિત થવાથી કેવળ ધર્મ અને પરમાર્થના માર્ગમાં પ્રયાણ કરવાને શક્તિમાન્ થાય છે અને તેમાં વિજય મેળવવાને અધિકારી બને છે (૨૩૨)

**વિવેચન**—પૂર્વે વિવેચન કરીને જે ફરજોને મનુષ્યના ગૃહસ્થાશ્રમમાં કર્ત્તવ્યો તરીકે સમજાવવામાં આવી છે તે ફરજોને યોગ્ય રીતે બજાવવાથી જ 'નીતિ' રૂપી દ્વિતીય અવસ્થાનું કર્ત્તવ્ય સંપૂર્ણ રીતે બજાવાએલું લેખાય છે. ગૃહસ્થની પ્રત્યેક ક્રિયામાં નીતિની વ્યાપ્તિ થવાની આવશ્યકતા છે, તેટલા માટે કુટુંબના એક સ્વજન તરીકેનું નૈતિક કર્ત્તવ્ય, ગૃહિણીના પતિ તરીકેનું નૈતિક કર્ત્તવ્ય, ધનપ્રાપ્તિને અર્થે વ્યાપારી તરીકેનું નૈતિક કર્ત્તવ્ય વગેરે કર્ત્તવ્યો, પૃથક્ પૃથક્ રીતે સમજાવવામાં આવ્યાં છે. આ સર્વ

કર્ત્તવ્યો પરિપૂર્ણ રીતે બજાવીને યોગ્યતા મેળવ્યા પછી મનુષ્ય તૃતીય અવસ્થાનું 'પરાર્થ' રૂપી કર્ત્તવ્ય અને ચતુર્થ અવસ્થાનું 'ધર્મ' રૂપી કર્ત્તવ્ય બજાવવાને લાયક બને છે. તૃતીય અને ચતુર્થ અવસ્થામાં સફળતા મેળવવાને માટે દ્વિતીય અવસ્થામાંથી પસાર થવું જ જોઇએ એવું કશું નથી. પ્રથમાવસ્થા યથાર્થ રીતે પસાર કર્યા પછી તૃતીય અને ચતુર્થ અવસ્થામાં દાખલ થઈ શકાય છે અને તે વિષે પૂર્વે વિસ્તારથી વિવેચન કરવામાં આવ્યું છે. પરન્તુ એટલું ખરૂં છે કે દ્વિતીય અવસ્થા અર્થાત્ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યા પછી તેને સફળ રીતે પસાર કર્યો હોય તો જ તૃતીય અને ચતુર્થ અવસ્થામાં સફળતા સંભવે છે અને જો દ્વિતીય અવસ્થા નિષ્ફળ નીવડે તો તૃતીય અને ચતુર્થ અવસ્થા ઇષ્ટ ફળ આપનારી નીવડે તેવો સંભવ રહેતો જ નથી. 'નીતિ' રૂપી કર્ત્તવ્ય નહિ બજાવી શકનાર પાછલી બે અવસ્થાઓનાં કર્ત્તવ્યો કે જેમાં પણ આત્મારૂપ 'નીતિ' જ છે તેને કેવી રીતે સફળ કરી શકે? તેટલા માટે જો ગૃહસ્થાશ્રમમાં દાખલ થવું હોય તો પછી તેને સર્વ રીતે સફળ કરવો કે જેથી ત્યારપછીના આશ્રમોનાં પગથિયાં ચડવાને પાત્ર થવાય. (૨૩૨)

[ ગ્રંથની સમાપ્તિમા ગ્રંથકાર હવે ગ્રંથરચનાનુ સ્થળ તથા સમયનો ઉલ્લેખ કરે છે. ]

रचनासमयादिनिर्देशः । २३३ ॥

शुक्लश्रावणपञ्चमीगुरुदिने खाब्ध्यङ्कभूवत्सरे ।
श्रीमद्वीरगुलाबचन्द्रकृपया श्रीरत्नचन्द्रेण वै ॥
ख्याते निरमायिपालनपुराख्ये पत्तने प्रेमतः ।
कर्त्तव्याङ्गविकाशिनी कृतिरियं भद्राय भव्याङ्गिनाम् ॥

**ગ્રંથલેખનનો સમય તથા સ્થળ.**

**ભાવાર્થ તથા વિવેચન**—આષાઢી વિક્રમ સંવત્ ૧૯૭૦ ના શ્રા-

વણુ સુદ પાચમને ગુરૂવારના રોજ પ્રખ્યાતિ પામેલા શ્રી **પાલણપુર** નામે નગર મધ્યે ગુરૂ મહારાજ શ્રી ગુલાબચંદ્રજી સ્વામીની કૃપાદૃષ્ટિ પામી મુનિ શ્રી **રત્નચંદ્રજીએ** ભવ્ય જીવોના શ્રેયને માટે અતિ પ્રેમથી કર્ત્તવ્યનાં મુખ્ય અંગોને દર્શાવનારી कर्त्तव्य-कौमुदी નામની આ કૃતિ રચી. પૂર્વે કહ્યા પ્રમાણે જીવનની ચારે અવસ્થાઓમાંની બે અવસ્થાઓમાં મનુષ્યે બજાવવાના કર્ત્તવ્યસંબંધી બોધ આ ત્રણ ખંડમાં પૂરો થાય છે અને તેનો આ પ્રથમ ગ્રંથ બનેલો છે. તૃતીય તથા ચતુર્થ અવસ્થાઓનાં મહન કર્ત્તવ્યોનો ઉલ્લેખ ચતુર્થ તથા પંચમ ખંડમાં આવશે જે બે ખંડોનો द्वितीय ग्रंथ દ્રવ્ય, સ્થળ, કાળ અને ભાવના અનુકૂળ સંયોગો હશે તો શ્રી સદ્ગુરૂદેવની કૃપાવડે કરીને ભવ્ય જીવોના કલ્યાણાર્થે રચાશે. ( ૨૩૩ ) ૐ શાંતિઃ

इति तृतीय खंड समाप्त.

# શુદ્ધિપત્ર.

( માત્ર અગત્યની ભૂલો સુધારી છે. )

| પૃષ્ઠ. | લીંટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૧૬ | ૨૫ | ઈન્દ્રિયોના | ઈન્દ્રિયોની |
| ૫૮ | ૨૭ | પૃથ | પૃથક્ |
| ૨૫ | ૨૪ | मुख | मुखा |
| ૩૨ | ૨૬ | ज्येत | ज्यते |
| ૩૬ | ૭ | અત્મિક બળ | આત્મિક બળ |
| ૪૨ | ૨૩ | तत्पुरः | तत्पुरो |
| ૭૨ | ૨૭ | અનિયામતતા | અનિયમિતતા |
| ૭૪ | ૧૦ | संस्पन्दिनी | संस्यन्दिनी |
| ૭૯ | ૩ | કામધેન | કામધેનુ |
| ૮૧ | ૨૪ | માગ | માર્ગ |
| ૧૦૦ | ૨ | અન દિત | આનંદિત |
| ૧૦૧ | ૧૫ | आस्ता | आस्ता |
| ૧૦૩ | ૧૯ | નિર્માયેલી છે | નિર્માયેલી છું |
| ૧૦૮ | ૧૦ | અવકાર | આવકાર |
| ૧૧૦ | ૧૦ | ધમનાં | ધર્મનાં |
| ૧૨૨ | ૨ | બાહુબોલો | બહુબોલો |
| ૧૩૨ | ૮ | નિર્દેશ | નિર્દેશ |
| ૧૫૮ | ૬ | સાથી | સૌથી |
| ૧૮૩ | ૩ | વતે | વર્તે |
| ૨૦૫ | ૨૧ | हिताकडिणा | हिताकाङ्क्षिणा |
| ૨૧૭ | ૫ | कथ | कथं |
| ૨૧૮ | ૯ | द्यत | द्यूत |
| ૨૧૯ | ૧૧ | तान् | द्यृतान् |
| ૩૦૭ | ૨૨ | કત્તવ્ય | કર્તવ્ય |
| ૩૧૩ | ૨૧ | પરણમતું | પરિણમતું |
| ૩૧૬ | ૨૪ | અંકુલ | અંકુશ |
| ૩૨૫ | ૧૧ | तएणंसे दरिद्दं समुक्कसेज्जा | (કાઢી નાંખીને વાંચો) |
| ૩૨૭ | ૨૫ | भ्रातणां | भ्रातॄणां |

# આ પુસ્તકને અગાઉથી ઉત્તેજન આપનારાઓનાં નામ.

( આ પુસ્તકને સસ્તી કીંમતે વેચવા માટે અગાઉથી નીચે જણાવેલા ગૃહસ્થોએ તથા બાઇઓએ નીચે બતાવ્યા પ્રમાણે રોકડ રકમવડે ઉત્તેજન આપ્યું છે. )

- ૧૦૧ સ્વર્ગવાસી શેઠ ચત્રભુજ મોહનજી. હા. શેઠ છોટાલાલ ચત્રભુજ ( ચોરવાડ ).
- ૨૫ શેઠ ભીમજીભાઇ ફુલચંદ ( વેરાવળ ).
- ૧૦ પાર્વતીબાઇ પાટણવાળાં
- ૫ મણીબાઇ ભાવનગરવાળા
- ૫ કંકુબાઇ જામનગરવાળાં
- ૫ દીવાળીબાઇ પાટણવાળા
- ૫ સંતોકબાઇ મુદ્રાવાળાં ( કચ્છ )
- ૧૫ ફુલકુંવરબા ( ઔરંગાબાદ )
- ૫ કમરબાઇ હા. હરખચંદ વીરજી
- ૫ ઉજમબાઇ દેવળીયાવાળાં
- ૧૦ શેઠ શીવલાલ વીઠ્ઠલજી
- ૫ શેઠ ભગવાનદાસ હરીદાસ (દીવ)
- ૫ શેઠ ધારશી અમરચંદ (માંગરોળ)
- ૫ પાર્વતીબાઇ હા. શેઠ જમનાદાસ ખુશાલદાસ વોરા ( પોરબંદર )
- ૪૪ પરચુરણ બ્હેનો તથા ભાઇઓ તરફથી

# અગાઉથી ગ્રાહક થનારાઓનાં નામ.

## મુંબઈ.

- ૨૦ એક સ્વધર્મપરાયણ બ્હેન તરફથી
- ૧૨ શેઠ વીકરચંદજી રાયચંદજી નાશીકવાળા
- ૧૨ શેઠ પુનમચંદ ડાંગાજી ભોપાલવાળા
- ૫ શા. સવજી ગેલા કચ્છ ગુંદાલાવા ।
- ૫ ગાંધી નંદલાલ ગીરધર
- ૨ શા. તુલસીદાસ દામોદર રૂપાણી
- ૨ શા. પુંજા દેવશી
- ૨ શા. ખીમચંદ કાળીદાસ
- ૨ શા. હરીદાસ પ્રેમજી
- ૧ શા. પ્રાગજી દયાળ હરીયાણી
- ૧ શા. વખતચંદ વેલસી વખતપુરવાળા
- ૧ શા. રવજી પાસુ
- ૧ શા. ત્રીભોવનદાસ હરખચંદ
- ૧ કોઠારી પ્રેમચંદ રવજી
- ૧ શા. હીરાચંદ સુંદરજી
- ૧ શા. પ્રાણલાલ ચાંપશી
- ૧ શા. વંદ્રાવન દયાળ
- ૧ કોઠારી મગનલાલ કાળીદાસ—ડેરવાળા, મી. જીવરાજ ભાઇચંદ મારફત

૧ ટોલીયા રાયચંદ જીવણ
૧ શા. અભેચંદ ફકીરચંદ ઝવેરી
૧ શા. દયારામ આણંદરામ દેશાણી
૧ મી. છગનલાલ સુંદરજી દોશી
૧ શા. ભગવાનદાસ ત્રીભોવનદાસ
૧ શા. બેચરદાસ શીરાજ સઘાણી
૧ શા. રતનસી ત્રીકમજી
કોઠારી કાનજી દેવચંદભાઇ તથા બીમાણી કપુરચંદ રામજી મારફત
૧૫ શા. રવજી નેણસીની કું.
૧૨ શેઠ સાહેબરામજી સુરજમલજી
૧૦ શા. વરજીવનદાસ લીલાધર
૧૦ શા. જીવરાજ દેવચંદ જેતપુરવાળા
૧૦ શા. દેવકરણ જવેરચંદ હા. મોતીચંદ
૫ શા. દેવજી ખેતસીની કું.
૫ મારવાડી રૂગનાથદાસજી છગનમલજી
૫ શેઠ કેશવલાલ છગનલાલ
૫ શા. ચાંપશી જેતસી
૫ શા. વલભજી અમરચંદ હા. કેશરભાઇ માંગરોળવાળાં
૫ શા. કોરસી લખુ—કચ્છ રતાડીઆ
૫ શા. વચ્છરાજ ગુલાબચંદ
૫ શા. ભગવાનદાસ હરીદાસ
૫ મેતા નરસી વીરજી
૫ શા. કલ્યાણજી ગુલાબચંદ
૫ શા. છોટુભાઇ નગીનદાસ સુરતવાળા
૫ શા. લખમસી ગોવીંદજી—કચ્છ ભુવડવાળા
૫ શાહ ત્રીભોવન ધારસી મેંદરડાવાલા
૩ મેતા નગીનદાસ અને માણેકલાલ
૩ સંઘવી ગુલાબચંદ જેઠાભાઈ
૩ શા. દેવજી ગંગાજર
૩ શા. રણછોડદાસ જેચંદ
૨ શા. અમૃતલાલ મોતીચંદ દામનગરવાળા
૨ શા. ભગવાનજી વસનજી
૨ કોઠારી જીવરાજ બેચર
૨ શા. જીવણલાલ ત્રીભોવનદાસ કાનીઆડવાળા
૨ શા. ત્રીકમદાસ જુઠાભાઇ
૨ શા. ચીમનલાલ ભુદરદાસ
૨ મારવાડી નથમલજી ચોરડીઆ
૨ શા. ચુનીલાલ દેવચંદ
૨ શા. દેવસી રતનસીની કું૰ કચ્છ ભુજપર
૨ શા. દેવજી ડાયા કચ્છ કપાયાવાળા
૨ શા. હીરાચંદ સામજી જામનગરવાળા
૨ શા. પ્રેમચંદ નવલલાલ નગરીઆ
૨ શા. ત્રીભોવનદાસ મુળચંદ બોટાદવાળા
૨ શા. પુંજા ઠાકરસી
૨ શા. લાલજી મુળજી

૨ શા. સોજપાર આસારીઆ કચ્છ સમાગોધાવાળા
૨ શા. વેરસી રાઘવજી
૨ શા. વચ્છરાજ રણછોડ જેતપુર-વાળા
૨ શા. ઠાકરસી ખીમજી જામનગર-વાળા
૨ શા. કાનજી નાગસી
૨ શેઠ રતીલાલ વર્ધમાન
૨ શા. સુખલાલ મોનજી મોરબીવાળા
૨ શા. ભાણજી ધરમસી
૨ શેઠ લખમસી ખીઅસી
૨ શેઠ આસુ નથુ
૨ વૈદ્ય દેવસી જવેરચંદ
૨ શા. મકનજી મુળચંદ
૨ શા. છોટાલાલ પુંજાભાઇ
૨ શા. લખમસી લાધા
૨ શા. શાંતિલાલ વનેચંદ
૧ શેઠ દેવરાજ ધારસી
૧ શા. ત્રીભોવન ઓધવજી લાઠીવાળા
૧ શેઠ પ્રભુદાસ પાનાચંદ
૧ શેઠ ઘેલાભાઇ નેણસી
૧ શા. મોતીચંદ ચાંપસી જામનગર વાળા
૧ શા. ઠાકરશી આસુ
૧ શેઠ વેલા ઉગમ
૧ શેઠ શીવજી જીવરાજ
૧ શા. કાનજી ગણસી
૧ શા. વેલજી વૃજપાર
૧ શા. શીવજી આણંદ
૧ શેઠ ઘેલા વેણીદાસ
૧ શા. રવજી દેવરાજ
૧ શા. લધુ કરમસી
૧ શા શવચંદ તેજપાળ
૧ શા. શવજી પરબત
૧ શેઠ મોતીચંદ કરસન ઓળીઆ-વાળા
૧ શેઠ ખુશાલ ગોરધન ધારીવાળા
૧ શા. છગનલાલ નેમચંદ
૧ શેઠ નેમચંદ લાલચંદ જોડીઆ-વાળા
૧ શેઠ કાનજી લખમીચંદ બીલખા-વાળા
૧ શેઠ જગજીવન ઓધવજી કુંડ-લાવાળા
૧ શેઠ હીરાચંદ બેચર સમઢીઆવાળા
૧ શેઠ કપુરચંદ મોતીચંદ સમઢી-આવાળા
૧ કોઠારી દુલભજી કાળીદાસ ખી-જડીઆવાળા
૧ શા. વીરજી દેવરાજ કચ્છ નવા-વાસવાળા
૧ શેઠ નાગજી કેશવજી
૧ શેઠ નાનચંદ વલભજી
૧ શેઠ લુભા થાવર કુમરીવાળા
૧ શા. મુરગ રાજપાર

૧ શા. દેવજી લાધા
૧ શા. કુંવરજી દેવા
૧ શા. કરસનદાસ નાનજી
૧ શા. હીરજી જાદવજી કચ્છ કુંધ્રા-
ડીવાળા
૧ શા. દેવજી તેજસી
૧ શા. વનરાવનદાસ ટોકરસી
૧ મેતા વચ્છરાજ જેઠા
૧ શેઠ ભુપતરાય કેશવલાલ
૧ શેઠ ચીમનલાલ ભગવાનજી
૧ શેઠ શંભુ પરસોત્તમ
૧ શા. હીરાચંદ મલુકચંદ
૧ શા. પ્રાગજી વસનજી
૧ શા. ઉમેદચંદ ગુલાબચંદ
૧ શા. ફતેચંદ ડાયાભાઇ
૧ શા. ટોકરશી સુરા
૧ શેઠ ગગલદાસ તુળસીદાસ પાલ-
ણપુરવાળા
૧ શા. લીલાધર નેમચંદ માંગરોળ-
વાળા
૧ શા. લાલજી વીરજી વેરાવળવાળા
૧ શા. વેલજી નાગપાર
૧ મેતા હીરાલાલ રવચંદ પાલણપુર-
વાળા
૧ શા. વીરજી દના
૧ શા. મણસી હરગણુ
૧ શા. ગેલા કેશવ કચ્છ ચાડાઉવાળા
૧ મેતા ભવાન અમુલખ
૧ મેતા ગાંડાલાલ દેવકરણ અમ-
રેલીવાળા
૧ કસ્તુર કાનજી દેવચંદ કોઠારી
લાઠીવાળા
૧ શા. ભીમાણી રાયચંદ રામજી
દબખાણીઆવાળા
૧ શેઠ મકનજી કાળીદાસ
૧ શા. વસનજી માણેકચંદ
૧ શા. તેજસી નેણસી
શા. અમૃતલાલ મોતીચંદ દામનગર-
વાળા મારફત.
૧ દોસી છગનલાલ રૂગનાથ આબ-
રડીવાળા
૧ રાઠોડ ઓધવજી નારણદાસ
વળાવાળા
૧ ઝાટકીઆ મન્સુલાલ માણેકચંદ
ધારીવાળા
૧ શા. ફુલચંદ હીમચંદ લીંબડીવાળા
૧ શા. રેવાશંકર પોપટ જેતપુરવાળા
૧ કોઠારી મુળજી વનજી ઝોબાળાવાળા
૧ રા. વાસુદેવ વિનાયક દેવધર
૧ પંડયા જેઠાલાલ શીવરામ
ઇડરવાળા
માસ્તર જેચંદ નેણશી મારફત.
૨ માસ્તર માણેકચંદ નેણશી
૧ શા. કેશવજી રામજી
૧ દોશી રાઘવજી હંસરાજ
૧ રતનશી દામજી

૧ શા. તારાચંદ સાકરચંદ
૧ ગુલાબચંદ નાગરદાસ
૧ દોમડીઆ હેમચંદ વેલજી
૨ શા. નાનચંદ પાનાચંદ જગબારવાળા
૧ શા. વર્ધમાન રામજી બેનાણી કુંદણીવાળા
૧ કોઠારી પુરૂષોતમ ઓધાભાઈ સરધારવાળા
૧ રા. શીવલાલ વિઠ્ઠલજી
૧ રા. લખમશી ખીઅશી
૧ રા. રાયચંદ હંસરાજ ધાંટવડવાળા
૧ ગેલાભાઇ જેઠાલાલ ગાંધી
૧ શેઠ અભેચંદ જશરાજ
૧ શેઠ રામજી ગોવિંદજીભાઈ
શા. ભુલા નેણશી શ્રી કચ્છ દોણુવાળા મારફત.
૨ શા. ભુલા નેણુસી દોણુવાળા
૨ શા. કરમસી ઓબાયા
૨ શા. કાલીદાસ ભીમજી ભેસાણુવાળા
૧ શા. ઓબાયા ધરમસી
૧ શા. રતનશી દેવશી
૧ ઠા. રાજસી જીવરાજ
૧ શા. પાલણુ ધણુસી
૧ શા. ઘેલા દેવસી
૧ શા. દેરાજ પદમસી
૧ શા. વીરજી માણુ

૧ શા. નવલાજી શવાજી
૧ શા. કેશવજી ઓબાયા
૧ શા. વેરસી નરસી
૧ પા. રામજી ધનજી જસાણી
૧ શા. મોહનલાલ બાઇચંદ સંઘવી
૧ શા. મોના ખીઅરા
૧ શા. મુલજી મણુસી
૧ શા. ચાંપસી પબા
૧ શા. માલસી નરસી
૧ શા. નેણુશી વીરા
૧ શા. મુલજી નથુ
૫ શા. વેલજી ખીમજી
૧ શા. કારૂ રામજી
૧ શા. પ્રેમજી લાલજી
૧ શા. જેવત શવરાજ
૧ શા. કપુરચંદ ચમનાજી
૧ શા. હીરજી વીરપાર
૧ શા. વીરજી રણુસી
૧ શા. ઓબાયા દેરાજ
૧ શા. વીરજી બારમલ
૧ શા. ખેરાજ હરખા
૧ શા. લખમશી રતનસી
૧ શા. નેણુસી શવા
૧ શા. નથુ દેવરાજ
૧ શા. ચના હરપાલ
૧ શા. રવજી જેઠા
શા. દેવજી ધનજી
૧ શા. દાઉઆ આજુ

૧ શા. હંસરાજ હીરજી
૧ શા. અમરતલાલ ગીરધર
૧ શા. વશનજી ગોવર
૧ શા. વીરજી ધના
૧ શા. કુંવરજી દેવજી
૧ બાટવયા જગજીવન સીરાજ
૧ શા. મોહનલાલ કપુરચંદ
૧ શા. દેવસી લખમસી કચ્છ ગુંદાલાવાળા
૧ શા. રાયમલ નેણશી કચ્છ ગુંદાલાવાળા
૧ શા. અનુપચંદ ચત્રભુજ
૧ શા. પાનાચંદ સુંદરજી ઝવેરી
૧ શા. ધારસી ખીમજી કચ્છ કાંઠાકરાવાળા
૧ શા. ગણુપત પંચાણુ લુણીવાળા
૧ શા. લધુ ગેલા
૧ મેતા ભગવાનજી ભાણુજી મોરબીવાળા
૧ શા. જેઠાલાલ સંગજી
૧ શા. મુળજી કરમશી
૧ શા. રવજી મુળજી કચ્છ બોરારાવાળા
૧ શા. શવજી ગેલા
૧ શા. કેશવજી ગેલાભાઇ
૧ શા. નાનજી હીરજી કચ્છ બોરારાવાળા
૧ શા. રામજી મોણુસી કચ્છ તુંબડીવાળા

૧ શા. કાનજી શામજી જાલીલાવાળા
૧ શા. ભારમલ કાંઇઆ
૧ શા વીરજી ડાહ્યા કચ્છ નવીનારવાળા
૧ શા. પુનશી માલુ કચ્છ નવીનારવાળા
૧ શા. ચાપસી સોજપાર કચ્છ સાડાઉ
૧ શા. દેવજી નરસી—કચ્છ ભચાઉ
૧ શા. ખેતસી કેશવજી નવી ચાવંડવાળા
૧ શા. સારંગ વેરશી કચ્છ ભુજપરવાળા
૧ શેઠ વંદ્રાવન વસનજી વેરાવળવાળા
૧ શા. મુળજી માણેક
૧ શા. ચકુ ગુલાબચંદ
૧ શા. લાલચંદ નારણુ હા. મગનલાલ
૧ શા. ભાયચંદ દેવચંદ ડગલી બરવાળાવાળા
૧ શા. મોણુસી વેલજી કચ્છ બોરારાવાળા
૧ શા. વાગજી ભોજા કચ્છ રામવાવવાળા
૧ શા. મણુસી કાનડ કચ્છ મેરાવાવાળા
૧ શા. ગોવર હંસરાજની કું. કચ્છ નાગડકુવાળા.

૧ શા. રણુસી રાણુાની કું. કચ્છ કોડાયવાળા
૧ શા. વૃજપાર ઉભાઇઆ કચ્છ રતાડીઆવાળા
૧ શા. મેરગ નરભી
૧ શા. દેવરાજ ડાહ્યા
૧ શા. હીરજી માલસી
૧ શા. નાથા અધુ
૧ શા. ભાણુજી મોણુસી કચ્છ નવી તુંબડીવાળા
૧ શા. માણેક રાયસી કચ્છ શેરડીવાળા
૧ શા. પાસુ નાથા કચ્છ તુંબડીરાવાળા
૧ શા. હરસી રતુ કચ્છ મોટા આસંબીઆવાળા
૧ શા. લીલાધર જેઠા કચ્છ કાંદાકરાવાળા
૧ શા. લાલજી ઉકેડા કચ્છ સમાગોધાવાળા
૧ શા. ત્રીભોવન ધારશીની કું.
૧ શા. હરખચંદ છગનલાલ વેરાવળવાળા
૧ શા. હરખચંદ સુંદરજી વેરાવળવાળા
૧ શા. કપુરચંદ જાદવજી રાણુપુરવાળા
૧ શા. હીરાચંદ દેવકરણુ ચાપરડીવાળા
૧ શા. લખમીચંદ જુઠા ચુડાવાળા
૧ કમ્પાણી જેરામ લવચંદ
૧ શા. મગનલાલ અમરશી તલસાણીઆ
૧ દોશી ચમનલાલ પાનાચંદ મોરબીવાળા
૧ શા. ધારસી ઉભાઇઆ કચ્છ લાખાપુરવાળા.
૧ શ્રી મુંબાઇ કાપડ બજારના નોકરોની મંડળી હા. સાકરચંદ ભાઇચંદ
૧ શ્રી કુંભાજીની દેરડી જૈન ધર્મ સ્થાનક હા. સાકરચંદ ભાઇચંદ
૧ શા. ગેલા માંડણુ કચ્છ ઇદડાવાળા
૧ શા. ગેલા કાનજી
૧ શા. રવજી વીરજી
૧ શા. જેઠાલાલ મંગળજી
૧ માસ્તર જગજીવનદાસ કેવળદાસ સુરતવાળા
૧ ગાંધી દામોદરદાસ બકોર ભાવનગરવાળા
૧ શેઠ દેવરાજ જેઠા
૧ શા. પરબત હીરા
૧ શા. જખુ આણુંદ કચ્છ ભોરારાવાળા
૧ શા. ધારસી અમરચંદ માંગરોળવાળા

૧ શા. કાળીદાસ કેશવજી ધ્રાંગધ્રાવાળા
૧ મેતા. છોટાલાલ હંસરાજ મહુવાવાળા
૧ શા. નાનજી ભારા કચ્છ વાગડ ખારોઇવાળા
૧ શા. વાલજી બેચર ગેમાબાઇના પીપળીઆવાળા
૧ શા. સુંદરજી નારણજી માંગરોળવાળા
૧ શા. નરસી દેવજી
૧ ગાંધી. પાનાચંદ મોતીચંદ ઢસાવાળા
૧ શા. ખીયસી આશારીઆ—કચ્છપત્રી
૧ શા. પાસુ પુંજા—કચ્છ ગુંદાળા
૧ શા. રાયસી કરમસી
૧ શા. હરસી તેજા—કચ્છ બારોઇ
શા. નીમસી હરસી કચ્છ ભોરારાવાળા
૧ ઠા. વલભજી જીણા
૧ શા. ભીખમચંદ માનમલ
૧ શા. પ્રાણજીવન ગોરધન દીલીવાળા
૧ શા. વીરચંદ સુરજમલ
૧ શા. પાલણ તેજુ કચ્છ સમાઘોઘાવાળા
૧ શા. બાવલરામજી ટીકરવાળા
૧ શા. વેરસી ગોસર કચ્છ બેરાજાવાળા.
૧ શા. પ્રભુદાસ રણછોડ હા. સાંકળીબાઇ
૧ શા. તલકસી જેઠા કચ્છ અંજારવાળા
૧ શા. કપુરચંદ જેતસી કચ્છ મુંદરાવાળા
૧ મેતા. જેઠાલાલ રતનસી સાવરકુંડલાવાળા
૧ શા. ગોકળદાસ શીવલાલ ચુડાવાળા
૧ શા. સુંદરજી મુળજી
૧ શા. મોમાયા ખીરા કચ્છ વાગડ ખારોઇવાળા
૧ શા. અમૃતલાલ દેવચંદ
૧ શા. ડુંગરસી હીરજી
૧ શા. રાયસી ગોસર
૧ શા. મુળજી સવા
૧ શા. ધનજી ચાંપસી કચ્છ વાગડ ખારોઇવાળા
૧ કોઠારી સાંકલચંદ ન્યાલચંદ ગોંડલવાળા.
૧ શા. રતનસી તલકસી મસકાવાળા
૧ શા. ઉગા પુંજા કચ્છવાગડ ખારોઇવાળા
૧ શા. આશકરણ મેઘજી કચ્છ માંડવીવાળા

૧ શા. ભાયચંદ માણેકચંદ
૧ શા. વનમાળી વસનજી
૧ શા. વેલજી આશકરણ ભુવડવાળા
૧ શા ખેરાજ જસાની કું.
૧ મેતા લખમીચંદ જસરાજ લીં-બડીવાળા
૧ શેશી વ્રજલાલ ભુરાભાઈ ધોલે-રાવાળા
૧ કોઠારી રવજી દેવકરણ કચ્છ મુદ્રાવાળા
૧ શા. કાનજી નાગજી કચ્છ કકર-વાવાળા
૧ કાળીદાસ ભભુતચંદ
૧ શા. ભાગચંદ્ર ધર્મચંદ્ર
૧ શા. લખમસી દેવજી
૧ શા. મોનજી રવજી કચ્છ પત્રીવાળા
૧ શા. લાધા ધરમસી કચ્છ પત્રીવાળા
૧ ભણુશાલી જેસંગલાલ લહેરચંદ
૧ મેતા લાલભાઇ જેઠાલાલ
૧ દોસી. કરમચંદ શંભુભાઈ અં-જારવાળા
૧ મેતા ભાણજી દેવચંદ
૧ શા. મેગજી ગેલાની કું.
૧ શા. અમૃતલાલ તુલસી
૧ શા. દુલભદાસ લખમીચંદ વીં-છીઆવાળા
૧ શા. ગવસીં આશુ કચ્છ ભોરા-રાવાળા
૧ શા. રામજી લાલજી કચ્છ બા-રઇવાળા
૧ શા. ધારસી કેશવજી
૧ શા. નરસીદાસ બી. કામદાર
૧ શા. પુરસા લખમસી
૧ શા. કાનજી શામજી
૧ શા. હરખચંદ ખીમજી બદાણી
૧ શા. છગનલાલ જેચંદ
૧ શા. નરભેરામ પરસોત્તમ મોણ-પરીવાળા
૧ શા. તુલસીદાસ દામોદર
૧ શેઠ હરજીવન ઝવેરચંદ
૧ શા. વચ્છરાજ નથુ ધારીવાળા
૧ શા. પુનસી મોમાયા
૧ શા. રાજા તેજસી—કચ્છ લાકડીઆ
૧ શેઠ મગનલાલ પાનાચંદ
૧ શેઠ ગોરધનદાસ રણછોડ ભગત
૧ શેઠ સુંદરજી ભુરા
૧ શેઠ લાલજી ખીમજી
૧ શેઠ વચ્છરાજ નથુ ધારીવાળા
૧ શેઠ વચ્છરાજ મુળચંદ નડીઆદ-વાળા
૧ શા. હરીચંદ બેચર સમઢીઆવાળા
૧ શા. વશરામ ઠાકરસી
૧ શા. ખોડીદાસ પીતાંબર
૧ શા. સોભાગ્યચંદ મુળચંદ હડ-મતીઆવાળા
૧ શા. શામળજી લખમીચંદ ઢસા-વાળા

૧ શા. રામજી જાદવજી શ્રી કાથરોટવાળા
૧ શેઠ નથુભાઇ ભીમજી
૧ શેઠ મગનલાલ હરજીવન ગોંડળવાળા
૧ શેઠ પોપટલાલ માવજી સરતાનપુરવાળા
૧ શા. સોજપાર કાળા
૧ શેઠ કેશવલાલ પોપટલાલ
૧ શેઠ હરજીવનદાસ હરીદાસ
૧ શેઠ કેશવલાલ જેચંદ
૧ શા. નાગરદાસ ગુલાબચંદ
૧ શા. મગનલાલ માવજી જોડીઆવાળા
૧ શા. પોપટલાલ લખમીચંદ ચોટીલાવાળા
૧ શેઠ પરમાણંદદાસ બકોર ભાવનગરવાળા
૧ શા. જગજીવન ગીરધર
૧ શેઠ તારાચંદ પ્રાગજી
૧ શા. નેણસી હીરાચંદ
૧ શા. નાથાલાલ પરસોત્તમ પાનસડાવાળા
૧ શેઠ ખંધાર ખીમચંદ તલકસી
૧ શેઠ ગ્યાનમલજી સાહેબ
૧ શા. લધાભાઇ કાયા કચ્છ ભોરારાવાળા
૧ શા. હીરજી માણેક
૧ શા. મોનજી પ્રેમજી સાવરકુંડલાવાળા
૧ શા. નાગસી મોના
૧ શા. હંસરાજ મુળજી
૧ શા. વાગજી મુળજી ધારીવાળા
૧ શા. પોપટલાલ શીવલાલ દલાલ
૧ શા. પુનસી મુળજી
૧ શા. દેવશી ચના—કચ્છ બીરાજા
૧ શા. લધુ જીવરાજ
૧ શા. ગણપત ચાંપુ
૧ શા. ખેતસી જેઠા
૧ શા. ન્યાલચંદ હરખચંદ કાગાસુરવાળા
૧ શા. રાયસી લાધા કચ્છ સમાગોધાવાળા
૧ મારવાડી પુનમચંદ બખતાવરમલ
૧ શા. ખીમજી ભારમલ કચ્છ નવીનારવાળા
૧ શા મુરજી રતનસી કચ્છ બદડાવાળા
૧ સંઘવી ત્રીભોવન ભાઇચંદ મોરબીવાળા
૧ શા. રેવાશંકર અંબાવીદાસ
૧ શા. અમરતલાલ ગોબરદાસ
૧ સંઘવી મણીલાલ હરજીવન રાજકોટવાળા
૧ ભવાનજી જીવરાજ કચ્છભુજપરવાળા

૧ દોશી કાશીદાસ મલુકચંદ
૧ મેસર્સ કે. માણેકલાલની કંપની
૧ શા. નેમચંદ ગુલાબચંદ
૧ ઠાકરસી જસરાજ વોરા
૧ ભગવાનજી જગજીવન શાહ

**ખારોઇ ( દેવપર ) કચ્છ.**

૧ ખારોઇ (દેવપર)ના સ્થાનક ખાતે
૧ શા. જીવરાજ પેથાભાઈ
૧ સોની જગજીવન મોતીચંદ
૧ શા. જીવણ મણશી
૧ મનફરા સ્થાનક ખાતે

**પરચુરણ.**

૧૦ શેઠ વછરાજ રૂપચંદ (પાચોરા)
૧ શા. વીરજી દેવશી પદમશી (ગુંદાલા)
૪ મહેતા કપુરચંદ પાનાચંદ ( રાજકોટ )
૧ કામદાર ચત્રભુજ કરશનજી ( પીપળીયા )
૧ શ્રી લાકડીયા જૈન મંગળ પુસ્તકાલય ( લાકડીયા )
૧ શા. નરભેરામ દેવચંદ (બગસરા)
૨ કોઠારી ધારશી પુંજાભાઇ ( ધરમપુર )
૪ શા. ભારમલ મુળજી કચ્છ પત્રીવાળા ( ઉમરાવતી )
૨ શા. ડાહ્યાભાઈ ત્રીકમજી(ભાઇંદર)
૨ મેતા અમુલખ હરીભાઈ(વાસણા)
૧ શેઠ ખુશાજી ગોડીદાસ (પાલી)
૧ શા. શંભુ લવજી કકરવાળા ( ચાલીસગાંવ )
૧ શા. કસ્તુરભાઇ બાલાભાઈ ( અમદાવાદ )
૧ મોદી ત્રીકમજી બાવાભાઇ ( ધોરાજી )
૧ શા. દેવજી વેરશી (લીમડી)
૧ શ્રી જ્ઞાનવર્ધક ફંડની લાયબ્રેરી ( વઢવાણ કેમ્પ )
૧ શા. જગજીવન કુંવરજી ( સિદ્ધપુર )
૧ શેઠ રણશી ભારમલ (મલાર)
૧ બદાણી કલ્યાણજી રવજી ( મેંદરડા )
૧ રૂપાણી ત્રીભોવન લખમીચંદ ( કોટડા )
૧ શેઠ ગુલાબચંદ જુગલદાસ ( ચાંદોલી )
૧ શેઠ મોહનલાલ જાદવજી ( ચાદોલી )
૨ શા. વીઠ્ઠલજી હરખચંદ ( ઉપલેટા )
૧ શા. મોતીચંદ મકનજી (રંગુન)
૨ શા. નેણશી લખમશી ( ભુઆવાળ )
૧ શા. દામોદર ગોરધનદાસ સગવેયા ( ઉરણ )
૧ શા. માધવજી દેવચંદ (દિલ્હી)



कविताया मार्दवं माधुर्यं सारस्यं च सहृदयहृदया-
ह्लादकमनुभूयते सर्वत्र। सदुपदेशाश्च प्रतिपदं प्राणि-
नामैहिकमामुष्मिकश्रेयस्करा दृष्टिपथमवतरन्तः पर-
मानंदमहाब्धिमग्नं कुर्वन्ति मानसं मे ॥

श्रीयुत महामहोपाध्याय शास्त्री शंक लाल.

* * * * *

कर्त्तव्यकौमुद्यभिधं हि पुस्तक-
माद्यन्तमालोकितमादरान्मया।
विद्यार्थिनामुत्तमशिक्षणप्रदं
व्युत्पादकं धर्मसुनीतिमार्गयोः ॥

शास्त्री हाथीभाई शर्म्मा.

